# અર્પણ પત્રિકા.



અનેક સદ્‌ગુણાલંકૃત જનકુળ ભૂષણ

## શેઠ શ્રી નાગરદાસ પુરૂષોત્તમદાસ.

રાણપુર નિવાસી આ સદ્‌ગૃહસ્થ સ્વકમાઇના દ્રવ્યથી અનેક પ્રકારના શુભ કાર્યો કરનાર છે. ઉમ્મર વર્ષ ૬૪ ની છે. સીંગાપુર જેવા દૂર પ્રદેશમાં જઇને દ્રવ્ય મેળવી જિનભક્તિ, ગુરૂપૂજા, સ્વામિ વાત્સલ્ય, જીવદયા અને વિદ્યાવૃદ્ધિ વિગેરે સત્કાર્યોમાં તેનો પુષ્કળ વ્યય કર્યો છે. તીર્થયાત્રા, ઉદ્યાપનાદિ કાર્યોમાં સારો દ્રવ્ય વ્યય કરી સંઘપતિપદ મેળવવા ભાગ્યશાળી થયા છે.

આ સભા ઉપર તો તેમની બહુ વર્ષોથી મિષ્ટ દૃષ્ટિ છે. સભાના લાઈફ મેમ્બર બહુ વર્ષોથી થયા છે. સભાને મકાન બંધાવવા માટે ખાસ ઉદાર દિલથી રૂા. ૨૫૦૦૦) જેવી રકમની સખાવત કરી છે. સભા દ્વારા પુસ્તક પ્રચાર કરવામાં પણ તત્પર છે. આ



# પ્રસ્તાવના.

આ ધર્મકલ્પદ્રુમ ગ્રંથ ખરેખરો કલ્પવૃક્ષ સમાન છે. જે બંધુ તે મૂળ ગ્રંથ અથવા તેનું ભાષાંતર લક્ષપૂર્વક વાંચે, તેની અંદર વારંવાર આવતી કેવળી ભગવંતની અથવા આચાર્ય મહારાજની દેશનાઓ હૃદયમાં ઉતારે તે અવશ્ય મનવાંછિત મેળવી શકે તેમ છે.

જૈન શાસ્રો ચાર અનુયોગમાં વહેંચાયેલા છે. તે પૈકી ધર્મ-કથાનુયોગમાં આ ગ્રંથનું સ્થાન છે, પરંતુ મારી માન્યતા પ્રમાણે તેમાં આ ગ્રંથ ઉચ્ચ કોટીમાં આવી શકે તેવો છે. સંસ્કૃતના અભ્યાસી માટે તો ખાસ કરીને સંસ્કૃતજ વાંચવા લાયક છે, કારણકે તેમાં પ્રાસંગિક-પ્રસ્તાવિક શ્લોકો અને માગધી ગાથાઓ ઘણી અસરકારક મૂકેલ છે. આ ગ્રંથ સંસ્કૃત પ્રથમ ઝવેરી દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી છપાયેલ પણ તેમાં અશુદ્ધિની સ્ખળના વિશેષ હોવાથી અને લભ્ય પણ ન થતો હોવાથી પંન્યાસજી ભક્તિવિજયજીની પ્રેરણાથી તેમણે મેળવેલી આર્થિક સહાયને લઈને શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ કે તેઓ જૈનશાસ્ત્રના સારા અનુભવી થઈ ગયેલા છે તેમની પાસે શુદ્ધ કરાવીને અમે છપાવી પ્રસિદ્ધ કરેલ છે. કિંમત રૂા. ૧-૮-૦ રાખી છે. અમારી સભામાંથી તે મળી શકે છે.

આ તે ગ્રંથનું ભાષાંતર છે. પણ અક્ષરશઃ ભાષાંતર ન કરતાં કાંઈક ગુજરાતી ભાષામાં વાકયરચના ઠીક લાગે-વાંચનારને રસ પડે એમ ધારી કેટલોક ફેરફાર કર્યો છે, પરંતુ તેમાં કર્ત્તાના આશયને બદલાવા દીધો નથી. મારૂં સંસ્કૃત ભાષાનું જ્ઞાન સ્વલ્પ હોવાથી આ ભાષાંતરમાં કાંઈ સ્ખલના જણાય તો તેને માટે હું પ્રારંભમાંજ ક્ષમાયાચના કરી લઉં છું.

આ ભાષાંતર કરવાનો મને સ્વતઃ ઉત્સાહ જાગૃત થવાથી મેં કરેલું છે અને તે પ્રગટ કરવા માટે શ્રી રાણપુરનિવાસી ઉદારદિલના ગૃહસ્થ શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસને જણાવતાં તેમણે તે વિચારને પુષ્ટિ આપવાથી આ ભાષાંતર વાંચકોના હાથમાં મૂકવાને અમારી સભા ભાગ્યશાળી થયેલ છે. આ સંબંધમાં સહાયક નાગરદાસભાઇને ધન્યવાદ ઘટે છે.

આ ગ્રંથમાં દાન, શીળ, તપ ને ભાવ-એ ચાર પ્રકારના ધર્મનું ધર્મરૂપ કલ્પવૃક્ષની ચાર શાખા તરીકે વર્ણન કરેલું છે તે ધર્મના ઉપદેશદાતા શ્રી મહાવીર પરમાત્મા છે. તેમણે ક્ષત્રિયકુંડ ગ્રામે (પોતાની જન્મભૂમિએ) પધારી બાર પર્ષદા સમક્ષ એનો ઉપદેશ આપેલો છે. ચારે શાખામાં ચારે પ્રકારના ધર્મનું સ્વરૂપ કહેલ છે. તે ધર્મનું આરાધન કરનાર ચાર મહાપુરૂષના દૃષ્ટાંતનો નિર્દેશ કરતાં તે દૃષ્ટાંત કહેવાની પ્રાર્થના કરનાર દાનધર્મ માટે હસ્તિપાળ રાજા, શીળધર્મ માટે નંદીવર્ધન રાજા, તપધર્મ માટે ગૌતમ સ્વામી અને ભાવધર્મ માટે સુધર્મા ગણધર છે. તેમની પ્રાર્થનાથી આસન્ન ઉપકારી પરમાત્માએ તે ચારે ધર્મ ઉપર ચાર કથા સવિસ્તર પ્રરૂપેલી છે.

આ ચાર કથાની અંતર્ગત બીજી અનેક કથાઓ ઘણી અસરકારક આપવામાં આવી છે. તે અનુક્રમણિકામાં બતાવેલ હોવાથી અહીં ફરીને ઉલ્લેખ કરવામાં આવતો નથી, પરંતુ તે સર્વે કથાઓ જુદી જુદી પણ ખાસ વાંચવા લાયક છે. દરેક કથામાં મુનિરાજનો ઉપદેશ તો આવેજ છે અને તેમાં જુદા જુદા વિષયપર ઉપદેશ આપેલો છે. તે દરેક દેશનાઓ પણ ખાસ વાંચવા લાયક છે.

પ્રારંભમાં મંગળ કર્યા બાદ કર્ત્તાએ ધર્મનું સામાન્ય સ્વરૂપ કહીને મહાવીર પરમાત્મા ક્ષત્રિયકુંડ ગ્રામે પધારતાં ત્યાં હસ્તિપાળ રાજા, શ્રેણિક રાજા અને નંદીવર્ધન ( બંધુ ) રાજા વંદન કરવા આવે છે. તેમની સમક્ષ વિશેષ પ્રકારે ધર્મનું સ્વરૂપ વીર પરમાત્માએ કહ્યું છે. આ પ્રમાણેના પીઠબંધ ઉપર આ ધર્મકલ્પદ્રુમની રચના અથવા ધર્મરૂપ પ્રાસાદની ઘટના કરવામાં આવી છે.

આ ગ્રંથમાં પ્રસંગે પ્રસંગે તપોવિધાન, સ્વપ્ન સ્વરૂપ, ચક્રવર્તીની ઋદ્ધિનું વર્ણન, ભાવનાઓનુ સ્વરૂપ વિગેરે વધારે વિસ્તારથી આપેલ છે. બુક વાંચવી શરૂ કર્યા પછી મૂકવી ગમે તેમ નથી.

આ ભાષાંતરમાં પેલી શાખાએ પૃષ્ટ ૧૫૪ ને પલ્લવ ૩ રોકેલા છે, બીજી શાખાએ પૃષ્ટ ૧૨૯ ને પલ્લવ બે રોકેલા છે, ત્રીજી શાખાએ પૃષ્ટ ૬૭ ને પલ્લવ એક રોકેલો છે ને ચોથી શાખાએ પૃષ્ટ ૭૮ ને પલ્લવ બે રોકેલા છે. એમ એકંદર પૃષ્ટ ૪૨૮ ને પલ્લવ ૮ છે.

આ ચાર પ્રકારનો ધર્મ એવો છે કે તેમાંથી એક પ્રકારનો ધર્મ પણ આરાધ્યો છતો આ સંસારમાંથી પાર ઉતરવાને સમર્થ છે. તો પણ તે ચારમાં ભાવધર્મનું પ્રધાનપણું છે, કારણકે દાન, શીળ ને તપ-એ ત્રણે પ્રકારનો ધર્મ ભાવસહિત હોય તોજ ફળદાયક થાય છે.

આ મૂળ ગ્રંથના કર્ત્તા આગમિક ગચ્છવાળા શ્રી ઉદયધર્મગણિ છે. તેઓ ક્યારે થયા ? આ ગ્રંથ ક્યારે રચ્યો ? ક્યાં રહીને રચ્યો ? વિગેરે હકીકત લભ્ય થઇ શકી નથી. માત્ર આ ગ્રંથના પ્રાંત ભાગે તેમણે આપેલી પ્રશસ્તિમાં જેટલું જણાવ્યું છે તેટલુંજ લભ્ય છે.

આ સંબંધમાં અમે વિશેષ પ્રયાસ પણ કરી શક્યા નથી. ઐતિહાસિક વિષયના વેત્તાઓ આ સંબંધમાં વિશેષ પ્રકાશ પાડશે તો અમે માસિકદ્વારા પ્રગટ કરશું.

પ્રાંતે આ ભાષાંતરમાં મતિદોષાદિ કારણથી કાંઈ પણ સ્ખળના થઇ હોય તો તેને માટે ક્ષમા ઇચ્છી આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે અને આ ભાષાંતરનો લાભ જેમ બને તેમ વધારે જૈન બંધુઓ લેય અને તેને હૃદયમાં ઉતારી આત્મહિત કરે એમ ઇચ્છી તેને માટે પરમાત્મા પાસે પ્રાર્થના કરવામાં આવે છે. તથાસ્તુ.

સં. ૧૯૮૪. }
દિ. શ્રાવણ શુદિ ૯. } કુંવરજી આણંદજી.
શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના પ્રમુખ.


अनुक्रमणिका.





## અવાંતર કથાઓ. (પ્રથમ પલ્લવ.)



### ( દ્વિતીય પલ્લવ ) પૃષ્ટ ૩૭



### ( તૃતીય પલ્લવ ) પૃષ્ટ ૯૧

( सप्तम पल्लव ) पृष्ठ ३५१



( अष्टम पल्लव ) ३८९









॥ श्री परमात्मने नमः ॥

श्री ઉદયધર્મગણિ વિરચિત.

# श्री धर्मकल्पद्रुम महाकाव्यनुं

## ભાષાંતર.



### પ્રથમ પલ્લવ.



યુગની આદિમા એટલે આ ચતુર્વિશતિકાના પ્રારભમા આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે શાશ્વતસુખને આપનારા ધર્મને જેમણે પ્રગટ કર્યો-ઉપદિશ્યો તે શ્રી નાભેય-ઋષભ દેવ (નાભિરાજાના પુત્ર) જિનેશ્વર હે ભવ્ય જીવો ! તમને નિરંતર શ્રી-મોક્ષલક્ષ્મી તેને આપો ૧ ભવથી પાર ઉતારનારા શાતિનાથ પ્રભુ તમને શાતિને માટે થાઓ કે જેમની કાતિથી જીતાયેલો મેરૂ પર્વત અદ્યાપિ નિશ્ચળજ રહેલો છે ૨. વિસ્તીર્ણ એવુ રાજ્ય પણ તજીને અને કામદેવરૂપી મહાસુભટને જીતીને જેઓએ ચારિત્ર સામ્રાજ્યને અંગીકાર કર્યું એવા શ્રી નેમિન

પરમાત્માને હર્ષથી નમસ્કાર કરૂં છું. ૩. લોકને વિષે જીવોના અનેક પ્રકારના વિઘ્નોને હરનાર અને મનવાંચ્છિતને આપનાર જીરાપલ્લિવિભૂષણ શ્રી પાર્શ્વનાથ તમને નિરંતર પવિત્ર કરો. ૪. સિંહ પણ પોતાથી અધિક પરાક્રમ જેમનું જોઇને લંછનને મિષે જેમની સેવા કરી રહ્યો છે એવા વીર પરમાત્મા તમને વાચ્છિત વરદાનના આપનારા થાઓ. ૫. શ્રી અજિતનાથ વિગેરે બીજા પણ કામદેવને જીતનારા પરમાત્માઓ ( તીર્થંકરો ) મોક્ષલક્ષ્મીના આપનારા એવા, ભવ્ય જીવોને હર્ષને માટે થાઓ. ૬. કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ સમાન જે નિરંતર ચિંતિત અર્થને આપનાર છે એવા શ્રી ગૌતમ ગણધર ધ્યાન કરવા યોગ્ય છે. અર્થાત્ હે ભવ્યજીવો ! તમે તેનું ધ્યાન કરો. ૭. જેના પ્રસાદથી કવીશ્વરો ગ્રંથોને રચી શકે છે એવી શાસ્ત્રોરૂપી સમુદ્રનો પાર પમાડનારી શારદા (સરસ્વતી) તમને વર આપનારી થાઓ. ૮. ધર્મ આ લોકમાં અનેક પ્રકારના સુખને આપનાર છે, ધર્મ દુષ્કર્મનો ઘાત કરનાર છે, ધર્મ માતા પિતા ને સ્વામી તુલ્ય છે અને ધર્મ સર્વદા જયવંત વર્તે છે. ૯. ત્રણ લોકરૂપ જેની ભૂમિ છે, જૈનશાસનરૂપ નગર છે, જે નગરમા વિનયવાન્, ક્ષમાવાન્ અને સદાચારી પવિત્ર મનુષ્યો વસે છે, જેનું દ૯ એવું જ્ઞાનપીઠ છે, જેની વ્યાખ્યારૂપ શ્રેષ્ઠ વેદિકા છે અને વિચારરૂપ સિંહાસન છે, સમ્યક્ત્વરૂપ જેમની ઉપર ઉત્તમ છત્ર છે, મનઃશુદ્ધિરૂપ પટરાણી છે, સુકૃતોદયરૂપ કુમાર (પુત્ર) છે, વિવેકથી નામનો મહામાત્ય (મોટો પ્રધાન) છે, સિદ્ધાંતરૂપ સંધિકારક છે અને ચતુર્વિધ સંઘરૂપ જેમનું સૈન્ય છે, એવો શ્રીધર્મભૂપતિ પ્રતિદિન સેવા કરવા યોગ્ય છે, કે જે રત્નત્રયી ( જ્ઞાન દર્શન ચારિત્ર ) ને આપનાર છે. ૧૦. થી ૧૩. આ ધર્મભૂપતિની આજ્ઞાનું જેઓ

ઉલ્લંઘન કરતા નથી અર્થાત્ આજ્ઞા પ્રમાણે ચાલે છે, તેઓ આ વિષમ એવા કલિયુગમાં પણ શ્રેષ્ટ સુખને પામે છે. ૧૪. કહ્યું છે કે:—

" જે ( કળિયુગ ) માં પૃથ્વી નિર્બીજ અને ઔષધિઓ સત્વ વિનાની થયેલી છે, બ્રાહ્મણો અયોગ્ય કર્મમાં સ્થિત થયેલા છે, રાજાઓ અર્થ ( દ્રવ્ય ) મેળવવામાં તત્પર અને કુધર્મમાં ( અનીતિમાં ) રક્ત થયેલા છે, નીચ મનુષ્યો મહત્ત્વને પામેલા છે, સ્ત્રીઓ પતિને છેતરવાના વિચારવાળી છે, પુત્રો પિતાનો દ્વેષ કરનારા છે, એવો કળિયુગ પ્રાપ્ત થયે સતે તેમને ધન્ય છે કે જેઓએ પોતાની સ્થિતિરૂપ સદાચાર તજેલો નથી. ૧૫."
આવા વિષમ કાળમાં જેઓ ધર્મને તજતા નથી, તેઓ સંસાર-સમુદ્રનો પાર પામવાને સમર્થ થાય છે. ૧૬. કહ્યું છે કે:—

" ધર્મથી કલંક રહિત એવા કુળમાં જન્મ થાય છે, ધર્મથી શ્રેષ્ટ એવી જાતિ પ્રાપ્ત થાય છે, ધર્મથી અખંડ ( દીર્ઘ ) આયુ અને દીર્ઘ બળ પ્રાપ્ત થાય છે, ધર્મથી નિરોગીપણું મળે છે, ધર્મથી અનિંદ્ય એવું દ્રવ્ય, નિરૂપમ એવા ભોગ, સારી કીર્ત્તિ અને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને ધર્મથીજ પ્રાણીઓને સ્વર્ગ અને અપવર્ગ જે મોક્ષ તે મળી શકે છે. ૧૭." વળી " ધર્મ ઉત્તમ મંગળરૂપ છે, મનુષ્યની અને દેવપણાની લક્ષ્મીની પ્રાપ્તિ કરાવનાર છે તેમજ મુક્તિને આપનાર છે, ધર્મ બંધુની જેમ પ્રતિદિવસ સ્નેહ કરે છે, કલ્પવૃક્ષની જેમ વાંચ્છિત પૂરે છે. સદ્ગુણના સંક્રમમાં ( પ્રાપ્તિમાં ) ધર્મ ગુરૂ જેવો છે, સ્વામીની જેમ રાજ્ય આપનાર છે, ધર્મ પિતાની જેમ પવિત્ર કરે છે અને વત્સલપણાથી માતાની જેમ પુષ્ટિ આપે છે."

"આ પ્રાણીને પુણ્ય વિપર્યય ભાવને પામ્યે સતે અર્થાત્ પાપનો ઉદય થયે અતે બંધું સ્વજનો અને મિત્રો વૈરીપણાનું આચરણ કરે છે, ગુણવતી સ્ત્રી પણ સર્પ જેવી થાય છે, મિત્ર તે ખળ (દુર્જન) પણું ધારણ કરે છે, ગુણવાન એવો પુત્ર પણ શત્રુરૂપ થાય છે, શ્રીખંડ (સુખડ) નું વિલેપન ઉલટો દાહ કરે છે, સારાં વાકયો (સૂક્તો) શ્રવણમાં શળ જેવા લાગે છે અને અર્થ પણ અનર્થરૂપ થાય છે." આ પ્રમાણે લોકને વિષે પુણ્ય પાપનું ફળ પ્રત્યક્ષ દેખાય છે. તેનો વિચાર કરીને બુદ્ધિમાન મનુષ્ય જેમ લાભ દેખે છે તેમ આચરણ કરે છે. ૧૯. "જેઓ પોતે જ કૃત્યાકૃત્યના જાણનાર હોય છે તેઓ ઉત્તમ કહેવાય છે, બીજાના કહેવાથી સમજે તે મધ્યમ કહેવાય છે અને કોઇપણ રીતે ન સમજે તે અધમ કહેવાય છે. ૨૦.

"જેમ સિંહમાં ને શ્વાનમાં, અશ્વમાં ને ખરમાં, સુવર્ણમાં ને પીત્તળમાં, હાથીમાં ને પાડામાં, ઇંદ્રનીલ મણિમાં ને કાચમાં, હંસમાં ને બગલામાં, કલ્પવૃક્ષમાં ને કેરડામાં, તેજમાં ને અંધકારમાં, અને દુધમાં ને છાશમાં મોટું અંતર છે તેમજ જૈન ધર્મમાં અને મિથ્યા ધર્મમાં પણ મહાન્ અંતર છે." ૨૧-૨૩ "કયાં અમૃત ને કયાં કાંજીનું જળ, કયાં મેરૂ ને કયાં સરસવ, કયાં ઐરાવત ને કયાં ઘેટો, કયાં સમુદ્ર ને કયાં ખાબોચીયું, કયાં ગરૂડ ને કયાં મચ્છર, કયાં શેષનાગ અને કયાં અળશીયું, એ બધામાં જેમ મહદંતર છે તેમ જિનેશ્વરકથિત ધર્મમાં ને હિંસાયુક્ત અન્ય ધર્મોમાં મહદંતર છે." ૨૪-૨૫. શ્રી જિનેશ્વરે કહેલા પૃથ્વીકાય, અપ્‌કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, અને ત્રણ ભુવનમાં વિદિત એવા બેઇંદ્રિય વિગેરે

ત્રસકાયના જીવોનું, જે ધર્મમાં પોતાની સદૃશ માનીને બંધુબુદ્ધિથી રક્ષણ કરવામાં આવે છે તે સર્વ ધર્મોમાં ચૂડામણિ તુલ્ય જૈન ધર્મ જગતમાં જયવંતો વર્તે છે. ૨૬. ધર્મ લક્ષ્મીને આકર્ષણ કરવાની વિદ્યા તુલ્ય છે, દારિદ્રરૂપી પર્વતને તોડી પાડવાને (નાશ કરવાને) વજ્ર તુલ્ય છે, સુખોને મેળવવાના કામણ તુલ્ય છે અને સ્વર્ગ તેમજ અપવર્ગ (મોક્ષ) ને આપનાર છે. ૨૭. ધર્મનું મહાત્મ્ય મેં તો મારી બુદ્ધિના પ્રમાણમાં લેશમાત્રજ કહ્યું છે. કારણ કે પગનું પસારવું સય્યાના પ્રમાણમાંજ થઈ શકે છે. પૂર્વે મોટા કવિવરો થઈ ગયા છે કે જેઓ ભારતીનો ખાસ પ્રસાદ મેળવનારા હતા, તેઓ ક્ષીરસમુદ્ર જેવા પુષ્કળ ગ્રંથો ધર્મનું મહાત્મ્ય બતાવનારા રચી ગયા છે, તેમની સ્પર્ધા કરીને જો હું ગ્રંથ રચવા જાઉં તો જેમ વામન મનુષ્ય ઉંચા વૃક્ષના ઉપરનો ભાગમાં રહેલા સત્ ફળને લેવાની ઈચ્છા કરે તેની જેમ હાસ્યને પાત્ર થાઉં. જેમ કોઈ મનુષ્ય પ્રવહણવિના માત્ર પાટીઆને આધારે સમુદ્ર તરવાની ઈચ્છા કરે તેમ સ્વલ્પ બુદ્ધિવાળો હું કાંઇક ધર્મની વ્યાખ્યા કરવાની ઇચ્છાથી પ્રવૃત્તિ કરૂં છું. જેમ પવને ઉડાડેલાં પાણીના કણોને ગ્રહણ કરવાની તેમજ પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબને ગ્રહણ કરવાની કોઇ ઇચ્છા કરે તેમ હું મૂર્ખ અને સ્વલ્પ જ્ઞાનાભ્યાસી છતાં વાચાળ થઇને ગતલજ્જ એવો નવીન ગ્રંથ કરવાની વાંચ્છા કરૂં છું. ગુરૂના સાનિધ્યથી અને શ્રી સંઘના અનુમતથી મુગ્ધજનોને બોધ થવાને માટે સુગમ એવું આ કથાનક રચવા પ્રયત્ન કરૂં છું. ૨૯ થી ૩૪.

હું મૂર્ખપણાથી જે કાંઇ રચના કરૂં તેને માટે પંડિત પુરૂષોએ મારી ઉપર ક્ષમા કરવી અને મુજ દીન ઉપર દયા કરીને

તેમણે મારો દોષ પ્રગટ કરવો નહી. જો કે સંત પુરૂષો તો સ્વભાવે જ પરના દોષનું આચ્છાદન કરવામાંજ તત્પર હોય છે. જગતકર્તાએ તેમને આ પૃથ્વીને શોભાવનારા મૌક્તિકરૂપજ બનાવેલા છે. ૩૫-૩૬. પૂર્વ શાસ્ત્રોના અનુમાનને આધારે હું આ ધર્મકલ્પદ્રુમ નામનો ગ્રંથ રચું છું-તે નવપલ્લવ યુકત ધર્મરૂપ કલ્પવૃક્ષનું અર્થાત્ ધર્મનું હું આરંભમાં વ્યાખ્યાન કરૂં છું:—

"જીવદયા જેનું મૂળ છે, સદાચરણરૂપ કન્દ છે, લજ્જારૂપી દૃઢ સ્તંભ છે, સદ્બુદ્ધિરૂપી ત્વચા છે, દાન શીળ તપ ને ભાવરૂપ ચાર મુખ્ય શાખાઓ છે, વિચાર આચાર ને વિનયરૂપ સેંકડો પ્રતિશાખાઓ છે, જીવાજીવાદિક નવ તત્ત્વો, જિનપૂજાદિ સત્ક્રિયાઓ અને બાર ભાવનાઓ રૂપી વિવિધ પત્રો છે, વિવેકાદિ ગુણના સમૂહરૂપ નવીન કીસલયોનો સમૂહ છે, સત્કુળમાં જન્મ અને સ્વર્ગના સુખરૂપ જેના પુષ્પો છે, અને એ પુણ્યરૂપ વૃક્ષનું ફળ મનુષ્યો મોક્ષનું અક્ષય સુખ પામે છે તે આગમમાં કહેલું છે. મિત્ર, પુત્ર, કળત્ર (સ્ત્રી), બાંધવો, સ્વજનો, ધન અને ધાન્ય-તદ્રૂપ ગૃહસ્થોને પ્રાપ્ત થતી તે વૃક્ષની શીતળ છાયા છે, મનશુદ્ધિરૂપ જળના પૂરથી જ તે વૃક્ષ સદા વૃદ્ધિ પામે છે, જે વૃક્ષ સર્વદા દીન અને અનાથ પ્રાણીઓરૂપ વિહંગમો (પક્ષીઓ) નું આશ્રયસ્થાન છે, જેના સ્વાદુ ફળોનું આસ્વાદન જીવો અનેક પ્રકારે કરે છે અને જે વૃક્ષની સાત ક્ષેત્રરૂપી દોષરહિત એવી શુદ્ધ ભૂમિ છે, હો ભવ્યજીવો ! સાંભળો ! એ ધર્મરૂપ કલ્પવૃક્ષ દંભવર્જિત એવા મનને વિષે નિરંતર આદરપૂર્વક સેવવા યોગ્ય-ધારણ કરવા યોગ્ય છે. ૩૮-૪૬.

"શ્રેયકારી અને શ્રેષ્ઠ એવું સૌભાગ્ય, સુંદર યુવતિઓ,

વિચિત્ર વસ્ત્રો, સુંદર હારો, માથે છત્ર, ચંચળ એવા તુરંગમો, મદઝરતા હસ્તિઓ, કંચનમય શુદ્ધ ગૃહ, સુખ, લક્ષ્મી, પ્રભુતા, પ્રવર સુવર્ણ જેવી શરીરની કાંતિ, લોકોમાં ઉજ્વળ એવી કીર્ત્તિ, શ્રદ્ધા, અને સદ્ધર્મના માર્ગની પ્રાપ્તિ–એ સર્વ નિશ્ચે ધર્મરૂપી કલ્પવૃક્ષના ફળો છે. ૪૭.

સત્તાવીશ નક્ષત્ર યુક્ત ચંદ્રની જેમ સત્તાવીશ ભવ પર્યંત સંસારમાં ભમીને જેઓ શાશ્વતપદને પામ્યા છે તે શ્રી વીર-પરમાત્મા તમને લક્ષ્મીની પ્રાપ્તિ માટે થાઓ. એકદા શ્રી મહાવીર પરમાત્મા પૃથિવીતળને પાવન કરતા, દેવતાઓએ રચીને સંચારિત કરેલા સ્વર્ણ–કમળપર પાદને સ્થાપન કરતા, વસુધાપીઠ ઉપર વિચરતા અને ભવ્યજનોને પ્રતિબોધ કરતા સ્વજન્મ-સ્થાનરૂપ ક્ષત્રિયકુંડ ગામે પધાર્યા. ૪૯–૫૦. અનેક સુર અસુર તથા મનુષ્યોએ યુક્ત અને ગૌતમાદિ ગણધરોએ સેવિત એવા પ્રભુ ત્યાં સિધાર્થવનની ભૂમિમાં સમવસર્યા. ૫૧. ચાર નીકાયના દેવોએ મળીને ત્યાં વિધિપૂર્વક સમવસરણ રચ્યું. પ્રભુ સહસ્રાંશુ (સૂર્ય) ની જેમ તેમાં પૂર્વ તરફના સિંહાસન ઉપર બીરાજ્યા. ચોસઠ ઇંદ્રો તરતજ ત્યાં એકઠા મળ્યા અને દેવદુંદુભિ વિગેરે વાજીંત્રો વાગવા લાગ્યા. પ્રભુનું આગમન જાણીને વનપાળ તરતજ નંદિવર્ધન રાજા પાસે વધામણી આપતા ગયો. તેણે ઉતાવળે જઇને વિનયપૂર્વક તેમને નિવેદન કર્યું કે–"હે સ્વામિન્! હું આપને અત્યંત આનંદ સાથે વધાવું છું. તમારૂં કલ્યાણ થાઓ. હે પ્રભુ! તમારા બંધુ વીર પરમાત્મા આપણા ઉદ્યાનમાં સમવસર્યા છે." આ પ્રમાણેની વધામણી સાંભળીને જેના રોમરાય વિકસ્વર થયા છે એવા નંદિવર્ધન રાજાએ વનપાળને વધામણી

આપનાર તરીકે ૧૨।। લાખ સોનૈયા આપ્યા, પંચાંગ પ્રસાદ કર્યો અને સોનાની જીવ્હા આપી. પછી સૈન્ય સહિત ઉત્સવ સાથે નંદિવર્ધન રાજા વંદન કરવા નીકળ્યા. તેજ વખતે ત્યાં અકસ્માત પાવાપુરીનો રાજા હસ્તિપાળ આવ્યો. તેમજ વીરપરમાત્માનું આગમન સાંભળીને હર્ષથી વ્યાપ્ત થયેલ મગધેશ્વર શ્રેણિક રાજા પણ આવ્યા. પછી ત્રણે રાજાઓ એકત્ર મળીને વીરપ્રભુને વંદન કરવા ચાલ્યા. એનું ને સુગંધ મળવાથી નંદિવર્ધન રાજા વિશેષ હર્ષિત થયા. ૫૨ થી ૬૦

"મધુર નાદ તત્કાળ પ્રીતિ ઉત્પન્ન કરે છે, સ્ત્રી પણ તત્કાળ પ્રેમ ઉત્પન્ન કરે છે, અગ્નિ તત્કાળ ટાઢને હરે છે અને જિનેશ્વર તત્કાળ સર્વ પાપોને હરે છે." ૬૧

ત્રણે રાજાઓએ પાચ અભિગમન સાચવીને, ત્રણ પ્રદક્ષિણાપૂર્વક પ્રભુને વંદન કર્યું. પછી દેવાધિદેવના દર્શનથી હર્ષિત થયેલા મનવાળા તે ત્રણે રાજાઓ ભક્તિપૂર્વક હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. "હે વીતરાગ ! ત્રૈલોક્યદિવાકર એવા આપને જોવાથી આજે અમારે સુપ્રભાત થયું છે, સુદિવસ થયો છે અને મહા કલ્યાણ તેમજ મહા મંગળિક થયું છે. આજે અમારા મોહપાસ છેદાણા છે, રાગાદિ શત્રુઓ જીતાણા છે, આજે અમને મોક્ષસુખ પ્રાપ્ત થયુ છે અને આજે અમે ભવસમુદ્રને તરી ગયા છીએ. અમારૂં મન પ્રસન્ન થયુ છે, નેત્ર અમૃતથી પૂર્ણ થયા છે અને હે જિનેંદ્ર ! તમારૂં દર્શન થવાથી આજે અમે અમૃત કુંડમા સ્નાન કર્યું છે." આ પ્રમાણે જગન્નાથની સ્તુતિ કરીને પોતાના ભવને સફળ કરતા એવા તેઓ યોગ્ય સ્થાને અનુક્રમ

પ્રમાણે બેઠા. તે વખતે સુર અસુર મનુષ્ય અને સાધુ સાધ્વીની બાર પર્ષદાઓ મળી. તે આ પ્રમાણે પોતપોતાને સ્થાને બેઠી. ૬૮.

"અગ્નિકૂણમાં ગણધરો, વૈમાનિકની દેવીઓ અને સાધ્વીઓ બેઠી, નૈરૂતકૂણમાં જ્યોતિષી, વ્યંતર ને ભુવનપતિની દેવીઓ બેઠી, તેમના સ્વામી ત્રણે પ્રકારના દેવો વાયવ્યકૂણમાં બેઠા અને ઇશાનકૂણમાં વિમાનવાસી દેવો, મનુષ્યો અને તેની સ્ત્રીઓ બેઠી. આવું બાર પર્ષદાયુક્ત સમવસરણ તમને પવિત્ર કરો." ૬૯

પછી વીર પરમાત્માએ ચાર મુખવડે દેશના આપવાનો પ્રારંભ કર્યો. "હે ભવ્ય જીવો ! સ્થિર મન કરીને સમ્યક્ પ્રકારે સાંભળોઃ— દશ દષ્ટાંતવડે દુર્લભ એવો મનુષ્ય ભવ તથા ઉત્તમ કુળ પામીને કાંઈ પણ ઉત્તમ કાર્યવડે એવું કરો કે જેથી તેનું એક મુહૂર્ત્ત પણ વૃથા ન જાય. દિવસના ચાર પહોરમાં મનુષ્યોએ એવું કાર્ય કરવું જોઈએ કે જેથી રાત્રીએ નિશ્ચિંત હૃદયથી સુઇ શકાય. સર્વ પ્રકારના અર્થની સિદ્ધિ કરનાર યૌવન પામીને બુદ્ધિમાનોએ એવું કાર્ય કરવું જોઇએ કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખે રહી શકાય. ડાહ્યાવાનોએ આ જન્મવડે એવું કાંઇક સત્કાર્ય કરવું જોઇએ કે જેથી આગામી જન્મ અવશ્ય શુદ્ધ-શ્રેષ્ટ પામી શકાય. બુધ્ધિમાનોએ પ્રતિવર્ષ આખા વર્ષમાં લાગેલા દોષોનું પ્રાયશ્ચિત્ત ગુરૂ પાસેથી અવશ્ય લેવું અને તેનો અમલ કરવો કે જેથી શુદ્ધ થયેલો આત્મા આદર્શ(કાચ)ની જેવો ઉજ્વળ થાય. દરવર્ષ હર્ષપૂર્વક પોતાના દ્રવ્યને અનુસારે સાધર્મિક ભાઇઓની તથા ધર્માચાર્યની પૂજાભક્તિ બુદ્ધિમાનોએ કરવી. કહ્યું છે કેઃ—

"સમકિતને ભજ (અંગીકાર કર), કુત્સિત મતોને છોડી

દે, જિનેશ્વરને દેવ તરીકે માન, સુસાધુને ગુરૂ તરીકે સ્વીકાર, મદને તજી દે, પ્રાણીની નિંદા તજી દે, ઉત્તમ ગુણોવડે પરને શાંતિ આપ, સુશીલ મનુષ્યોની સંગાતે મિત્રાઇ કર, આત્મારામપણે રહે કે જેથી મોક્ષ તારાથી દૂર ન રહે–નજીક આવે. ૭૮. ” જેના મન વચન કાયા નિર્મળ વર્તે છે તે સંસારનો પારગામી થવાને સમર્થ થાય છે, કેમકે–પ્રાણીને મનજ બંધ ને મોક્ષનું કારણ છે. વિષયાસકત મન બંધનું કારણ છે અને નિર્વિષયી મન મોક્ષનું કારણ છે. દાન, પૂજા, તપ, તીર્થસેવા અને શ્રુત જેનું મન શુદ્ધ નથી તેના વૃથા છે. સ્નેહસંબંધવાળા સ્વજનમા અને અપકાર કરનારા શત્રુમા જ્યારે તારૂં મન તુલ્ય ભાવને ભજશે ત્યારેજ તને પરમસુખ પ્રાપ્ત થશે. સુંદર અથવા અસુંદર શબ્દાદિ વિષયના સાધનોમાં તારૂં ચિત્ત જ્યારે એકાકાર થશે, એકરૂપે વર્તશે ત્યારે તને પરમ સુખ પ્રાપ્ત થશે, ગોશિર્ષચંદનના વિલેપનમાં અને વાંસલાવડે થતા છેદનમા જ્યારે તારૂં મન અભિન્ન ચિત્તવૃત્તિને ધારણ કરશે ત્યારે તને પરમસુખ પ્રાપ્ત થશે, સજ્જન પુરૂષોની વાણીનો વિસ્તાર અમૃતની જેવો સુસ્વાદુ, સૂર્યની જેવો બોધકારક અને જ્ઞાનની જેમ તત્ત્વમાં નિષ્ણાત કરે એવો હોય છે. સજ્જનો સત્ય, કરૂણાવડે આર્દ્ર, અવિરૂદ્ધ, અનાકુળ, અગ્રાહ્ય, ગૌરવવાળું વચન બોલે છે. હિત, મિત, પ્રિય, સ્નિગ્ધ, મધુર અને પરિણામી એવું ભોજન અને વચન ખાવું અને બોલવું યોગ્ય છે. સર્વ અશુચિતા સ્થાનરૂપ, વિનાશી અને કૃતઘ્ન એવા આ દેહના ગુણનો વિસ્તાર મૂર્ખજનોજ કરે છે. શરીર એક જાતનું વ્રણ છે, તેની ઉપર ભોજન તેને પિંડ આપવા તુલ્ય છે, સ્નાન તે વ્રણને ધોવા તુલ્ય છે અને વસ્ત્ર તેના પર પાટો બાંધવા તુલ્ય છે, કર્પૂર (બરાસ), કુંકુમ (કેસર), અગુરૂ, મૃગમદ (કસ્તુરી) અને હરિ–

ચંદનાદિ વસ્તુઓ સુંદર છતાં પણ મનુષ્યના કલેવરના (શરીરના) સંસર્ગથી અસુંદર થાય છે (મલિન થાય છે). સુસ્વાદુ અને સુગંધી એવા મોદક, દધિ, દુધ, ઈક્ષુરસ, શાલ્યાદિ ઉત્તમ ધાન્ય, દ્રાક્ષ, પાપડ, અમૃતા, ઘેબર, સ્વર્ગમાંથી આવ્યા હોય તેવા સ્વાદુ આમ્રાદિ—એ સર્વ ખાધા પછી તરતમાંજ જે શરીરના સંગથી મળરૂપ થઇ જાય છે, તેવા શરીરને શુચિ શુચિ (પવિત્ર પવિત્ર) એમ તો મોહાંધ જનોજ માને છે. ૯૧. એવા શરીરનો સાર પુન્ય-કાર્યનું સેવન કરવું, પરોપકાર કરવો અને વ્રત અભિગ્રહાદિ ધારણ કરવા તે છે. પુરૂષોને વિશુદ્ધ એવું મન, વાણીનો સંયમ અને ઇંદ્રિયોનો નિગ્રહ એ ત્રણ મહાતીર્થરૂપ છે, તે સેવ્યા છતાં સ્વર્ગ તેમજ મોક્ષને આપે છે. જીતમત્સર (અભિમાન વિનાના), પરહિતાર્થમાં ઉદ્યમવાળા, પરના અભ્યુદયમાં સ્થિત થયેલા, પરની વિપત્તિ જોઈને ખેદથી વ્યાકુળ બનેલા, મહાપુરૂષોની કથા સાંભળવાથી જેને રોમોદ્‌ગમ થયેલો છે એવા, સમસ્ત દુરિતરૂપ અર્ણવનો પાર પામવાને સેતુ જેવા—એવા સત્પુરૂષો જયવંતા વર્તે છે. સર્વજનોના સમિહિત (વાંચ્છિત)ને કરનાર, ઉપકાર કરવામાં તત્પર, સ્વાર્થમાં પ્રમાદી અને પરમાર્થમાં પ્રેમી—એવા પુરૂષ કોને વલ્લભ થતા નથી ? સદ્વાક્ય જેવું બીજું વશીકરણ નથી, ઉત્તમ કળા જેવું બીજું ઉત્કૃષ્ટ ધન નથી, અહિંસા જેવો બીજો ધર્મ નથી અને સંતોષ સમાન બીજું કોઈ સુખ નથી. ધર્મનું મૂળ વિનય છે, વિનયથી ધન ઉપાર્જન થઇ શકે છે અને વિનયવાળાને વિનીત (અનુકુળ) સ્ત્રી, અનુકૂળ પુત્રો અને ત્રણ વર્ગની સહજ સાધના પ્રાપ્ત થાય છે. અલ્પ પુણ્યવાળા જીવોના ચિત્તમાં વિવેક ચીરકાળ ટકી શકતો નથી, કેમકે દરિદ્રીનાં ઘરમાં દીપક અલ્પ સમયજ હોય છે. દાન શીલ તપ ને ભાવરૂપી

ચાર શાખાઓ યુક્ત ધર્મરૂપી કલ્પવૃક્ષ પ્રાણીને કલ્યાણ અને દ્રવ્યાદિક સુખસંપત્તિ આપે છે. તે ચાર પ્રકારમાંથી પ્રથમ દાનરૂપ શાખાનું કાંઈક વર્ણન કરીએ- કારણકે દાનવડેજ ઉત્તમ ભોગ પ્રાપ્ત થાય છે અને દાનવડેજ ઉજ્વળ કીર્તિ થાય છે. રાજ્યાદિક સુખને તજીને સુપાત્રદાનથી પ્રાણી ચંદ્રયશા રાજા અને ધર્મદત્ત વણિકની જેમ શિવસંપત્તિને પ્રાપ્ત કરે છે. " ૧૦૧.

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળીને હસ્તિપાળ રાજાએ કહ્યું કે-" હે પ્રભુ ! એ ચંદ્રયશા રાજા ને ધર્મદત્ત વણિક કોણ થઈ ગયા છે તેનું ચરિત્ર સાંભળવાનું મને કૌતુક છે. તેથી તે સંભળાવવા કૃપા કરો." ભગવતે કહ્યું કે-" હે રાજન્! જો તમને ઇચ્છા છે તો તેનું ચરિત્ર સાંભળો કે જે સાંભળવાથી તમારા ચિત્તમાં વિસ્મય ઉત્પન્ન થશે.

## ચંદ્રયશા રાજા ને ધર્મદત્તની કથા.

સર્વ દ્વીપોના મધ્યમાં જંબૂ નામનો દ્વીપ છે-તે દ્વીપમાં દક્ષિણ બાજુએ પ્રથમ ભરત નામે ક્ષેત્ર છે. તે ભરત ક્ષેત્રમાં સરસ્વતિના સ્થાનભૂત, અનેક કૌતુકોવાળો, જ્યાં પાપકર્મ ઓછાં થાય છે એવો **કાશ્મીર** નામનો ઉત્તમ દેશ છે. તે દેશમાં ચંદ્રજેવુ ઉજવળ **ચંદ્રપુર** નામનુ નગર છે. ત્યાં ધર્મવાન અને પવિત્ર એવો **યશોધવળ** નામનો રાજા રાજ્ય કરે છે. તેને દેવાંગના તુલ્ય **યશોમતી** નામે રાણી છે.-તે રૂપ, સૌભાગ્ય અને શીલાદિ ગુણોરૂપ માણિક્યથી ભૂષિત છે. તેની કુક્ષિરૂપ તળાવડીમાં હંસ સમાન, નિર્મળ અને મહા બુદ્ધિમાન તેમજ શુદ્ધ પક્ષવાળો **ચંદ્રયશા** નામે તે રાજાને પુત્ર થયો છે. પાંચ ધાવ્યોથી પળાતો

અને એક હાથમાંથી બીજા હાથમાં સંચરતો તે પુત્ર અનુક્રમે સાત વર્ષનો થયો. રાજાએ તેને ભણાવવા માટે આચાર્યને સોંપ્યો. પ્રાજ્ઞ એવો તે રાજપુત્ર જાણે ભણેલ હોય તેમ અલ્પ-કાળમાં ઘણું શ્રુત ભણ્યો. વ્યાકરણ, સાહિત્ય, છંદ અને અલંકાર વિગેરે શાસ્ત્રોનો તેણે અતિ શિક્ષિત હોય તેમ (અલ્પકાળમાં) અભ્યાસ કર્યો. શકુન શાસ્ત્રમાં તે દઢ પરિચયવાળો થયો અને પશુ પક્ષી સંબંધી શબ્દોને જાણવાના શાસ્ત્રમાં પણ તે નિપુણ થયો. લિખિત, પઠિત, ગીત, નૃત્ય, વાજિંત્ર, સંસ્કૃત ભાષા વિગેરે પુરૂષોની બોંતેર કળાનો તેણે અભ્યાસ કર્યો. ૧ સિંહનો, ૧ બકનો, ૪ કુર્કુટના, ૫ કાકના, ૬ શ્વાનના અને ૩ ખરના-એમ જુદા જુદા વીશ ગુણોએ તે રાજપુત્રના શરીરમાં નિવાસ કર્યો. તે વીશ ગુણો આ પ્રમાણેઃ-

ઘણું કાર્ય હોય કે થોડું હોય પણ જે મનુષ્ય તે કરવાને ઈચ્છે તેણે સિંહની જેમ સર્વ બળવડે કરીને તે કાર્ય સિદ્ધ કરવું ( આ ગુણ સિંહનો લેવો). પંડિત પુરૂષ બગલાની જેમ ઇંદ્રિયોનો સંવર કરીને દેશકાળાનુસાર પ્રાપ્ત થયેલા સર્વ કાર્યો કરે. (આ ગુણ બગનો લેવો.) ૧ વહેલું ઉઠવું, ૨ યુદ્ધ કરવું, ૩ પોતાની જાતિનો ભાગ પાડીને ભાગે પડતું ખાવું અને ૪ સ્ત્રીજાતિને વશ ન થવું. આ ચાર ગુણો કુર્કુટ પાસેથી ગ્રહણ કરવા. ગૂઢ મૈથુન, ધૃષ્ટતા, યથાકાળે ઘર બાંધવું, અપ્રમાદી રહેવું ને કોઇનો વિશ્વાસ ન કરવો-આ પાંચ ગુણ કાગ પાસેથી ગ્રહણ કરવા. ઘણું ખાનારો છતાં અલ્પથી પણ સંતુષ્ટ, સારી નિદ્રા, લઘુચેતના (તરત જાગી જનારો), સ્વામીભક્ત ને શૂરવીર-આ છ ગુણ શ્વાન પાસેથી લેવા. જેટલો ભાર ભરો તેટલો વહન

કરવો, ટાઢ તડકાને પણ ન ગણવા, અને નિત્ય સંતુષ્ટપણે રહેવું. આ ત્રણ ગુણો ખર પાસેથી લેવા. જેનામા આ ૨૦ ગુણો હોય છે તે ખરો ગુણવાન કહેવાય છે.

વળી બીજા ૩૨ લક્ષણ ઉત્તમ મનુષ્યના કહેવાય છે તે આ પ્રમાણે—૧ કુલિન, ૨ પંડિત, ૩ વાચાળ, ૪ ગુણગ્રાહી, ૫ સદા ઉદ્યમી, ૬ સત્પાત્રનો સંગ્રહ કરનાર, ૭ ત્યાગી(દાની), ૮ ગંભીર, ૯ વિનયી, ૧૦ નયી (ન્યાયવાન), ૧૧ શૃંગારી, ૧૨ શ્લાઘા (પ્રશંશા) કરવા યોગ્ય, ૧૩ સત્ય બોલનારો, ૧૪ શુદ્ધ મનવાળો, ૧૫ ગીતજ્ઞ, ૧૬ રસિક, ૧૭ વાદી(વાદ કરી જાણનાર), ૧૮ ગુપ્તાર્થ (દ્રવ્યને ગોપવનાર), ૧૯ દાનપ્રિય, ૨૦ મંત્રવાદી, ૨૧ કળાવાન, ૨૨ સદ્ધની ( સન્માર્ગે ધન મેળવનાર ), ૨૩ વિચક્ષણ, ૨૪ ધૂર્ત્ત (બીજાને ધૂતી જાણનાર), ૨૫ મિષ્ટાન્નભોજી, ૨૬ તેજસ્વી, ૨૭ ધાર્મિક, ૨૮ કપટી (કપટને સમજનાર), ૨૯ લેખક, ૩૦ ક્ષમાવાન, ૩૧ પરચિત્તોને ઓળખનાર ) અને ૩૨ સર્વ ગ્રંથોના અર્થને જાણનાર. ઉત્તમ પુરૂષમાં આ ૩૨ લક્ષણો હોય છે.

આ બાહ્ય લક્ષણો છે. તેમજ બીજા અભ્યંતર લક્ષણો પણ હોય છે, તે સામુદ્રિક શાસ્ત્રમાં હાથપગની રેખા ઉપરથી જાણવાના કહ્યા છે. તે રેખાઓ આવા પ્રકારની હોય છેઃ—૧ પ્રાસાદ, ૨ પર્વત, ૩ શુક, ૪ અંકુશ, ૫ સુપ્રતિષ્ઠ, ૬ પદ્મ, ૭ અભિષેક, ૮ યવ, ૯ દર્પણ, ૧૦ ચામર, ૧૧ કુંભ, ૧૨ અક્ષ, ૧૩ મત્સ્ય, ૧૪ મકર, ૧૫ દ્વિપ, ૧૬ સત્પતાકા, ૧૭ સત્પુષ્પમાળા, ૧૮ વસુમતી (પૃથ્વી), ૧૯ રથ, ૨૦ તોરણ, ૨૧ છત્ર, ૨૨ ધ્વજ, ૨૩ સ્વસ્તિક, ૨૪ યૂપ (યજ્ઞસ્તંભ), ૨૫ વાપી, ૨૬ કમંડળ,

૨૭ સ્તૂપ, ૨૮ મયુર, ૨૯ કૂર્મ, ૩૦ અષ્ટાપદ, ૩૧ સ્થાળ અને ૩૨ સમુદ્ર—આવા પ્રકારની જુદી જુદી રેખાઓ ઉત્તમ પુરૂષના હસ્ત તથા પાદાદિકમાં હોય છે.

આવા લક્ષણો (ચિન્હો) જેના શરીરપર સ્ફુટપણે જણાય તે પુરૂષ ભોગી, સત્તાવાન્, દાતા અને ભૂપતિ થાય છે.

ચંદ્રયશા બાલ્યાવસ્થાથીજ આવા દેહલક્ષણોથી લક્ષિત હતો, તેથી તે વિજ્ઞાન, વેશ અને ભાષા વિગેરેમાં ચતુર થયો હતો. વળી તે મહામતિ અષ્ટાદશ લિપિ, ધૂર્ત્તવાદ, ઇંદ્રજાળ અને સર્વ પ્રકારની પારસી તેનો પણ જ્ઞાતા થયો હતો. અનુક્રમે તે યુવતિજનને મોહ પમાડે તેવા યૌવનને પામ્યો. તેના ગુણથી રંજિત થયેલા ભૂપતિએ તેને યુવરાજપદે સ્થાપન કર્યો. રાજકુમારે વિચાર, આચાર, સંતોષ, જ્ઞાન, ધર્મ, તપ, ક્ષમા, સૌજન્ય અને ઉદારતા વિગેરે ઘણા ગુણો ઉપાર્જન કર્યા. આ પ્રમાણે તેને ગુણી જાણીને તેમજ પ્રજાનો તેની ઉપર અત્યંત રાગ થયેલો છે એમ જાણીને રાજા તેને રાજ્ય આપવાને ઉત્સુક થયા. પિતાના તેવા વિચાર જાણીને નેત્રમાં અશ્રુ લાવી ચંદ્રયશા પોતાના પિતાપ્રત્યે કહેવા લાગ્યો કે—" હે પિતા ! તમારા ચરણકમળની સેવા કરવાથી હું નિશ્ચિંત છું. હે સ્વામી ! કયાં ચદ્રમા ને કયાં તારા, કયા સ્વયંભૂરમણ સમુદ્ર ને કયા ગોષ્પદ ( ખાબોચીયું, ) કયાં ઉત્તમ મણિ ને કયાં કર્કર ( કાંકરો, ) તેમ કયાં આપની સેવાનું સુખ ને કયાં રાજ્ય ? હું એ બેમાં અત્યંત અંતર જાણું છું અને તેથી આપની સેવાથી પ્રાપ્ત થતા સુખનેજ ઇચ્છું છું." તે સાભળીને તેના પિતા કાંઇક હસીને બોલ્યા કે—" હે વત્સ !

હે આત્વિક ! સાંભળ. પૂર્વે પણ એવું સાંભળ્યું છે કે-સેવામાં સુખજ નથી. કહ્યું છે કે-'પારકી સેવા-પરતંત્રપણું તે શ્વાસોશ્વાસ લેતા છતાં મરણ, અગ્નિવિનાનું દહન, શૃંખલા (સાંકળ) વિનાનું બંધન, પંકવિનાની મલિનતા અને નરકવિનાની મહા તીવ્ર વેદના છે. એમ બુદ્ધિમાનો કહે છે. વળી એ પાંચે કરતાં પરતંત્રના વધારે દુઃખદાયક છે અને મહાપાતક રૂપ છે.' ભારતમાં કહેલું સાંભળીએ છીએ કે-' દરિદ્રી, વ્યાધિગ્રસ્ત, મૂર્ખ, પ્રવાસી અને નિત્ય સેવક એ પાંચ જીવતાં છતાં પણ મૃત તુલ્ય છે.' વૃદ્ધ એવા માતા પિતા, સુશીલા સ્ત્રી અને બાલ્યાવસ્થાવાળા પુત્ર-તેમનુ અનેક અકાર્યો કરવા પડે તો કરીને પણ પોષણ કરવું. એમ મનુએ કહેલું છે. માતાપિતાનું પોષણ નહિં કરનાર, કોઈ ક્રિયાને ઉદ્દેશીને યાચના કરનાર અને મરણ પામેલાના અંશનુ (દ્રવ્યનું) દાન લેનાર-એ ફરીને મનુષ્ય થતા નથી."

આ પ્રમાણેના પિતાના વચનો સાંભળીને અંજળી જોડી પુત્ર બોલ્યો કે-" પિતાજી ! એમ ન કહો. જે પુત્રનો ઉગ્ર ભાગ્ય હોય તેનેજ માતાપિતાની સેવા પ્રાપ્ત થાય છે." રાજ્ય સેવાના સંબંધમાં પુત્રનો આવો નિશ્ચય જાણીને પિતાએ હર્ષથી પૂરિત થઇ તે સુલક્ષણી પુત્રને પોતાનો રાજભંડાર તમામ સોંપી દીધો-તેનો અધિકારી તેને બનાવ્યો. પોતાના અંગની રક્ષા કરવા રાજાએ તેની ઉપર આવી મહાકૃપા કરી. રાજદ્રવ્યના સંબંધમાં તમામ સત્તા તેને સોંપી દીધી.

આ પ્રમાણે પિતાપુત્રનો સુખમાં અને આનંદમાં પ્રીતિ પૂર્વક ઘણો કાળ વ્યતિક્રમ્યો. દિવસો અનુક્રમે સર્વ વસ્તુ પ્રાપ્ત

કરી આપે છે, પુણ્યને શું દુષ્કર છે? ધર્મના પ્રભાવથી જુઓ! આખું વિશ્વ અથવા સર્વ જનો વશ થાય છે, વિપત્તિઓ નાશ પામે છે અને સંપદાઓ સિદ્ધ થાય છે–પ્રાપ્ત થાય છે.

અન્યદા ચંદ્રયશા રાજપુત્ર સાતમાળના રાજમહેલના ઉપરના ભાગમાં રત્નોએ જ્યાં અંધકારને દૂર કરેલ છે તેવા વિભાગમાં રાત્રિએ પુષ્પના સમૂહથી સંકીર્ણ અને કોમળ એવા પલંગમાં સુતો છે, તેવામાં તેણે એક શીયાળણીનો શબ્દ સાંભળ્યો. તે કાંઈક અલ્પ નિદ્રામાં હતો તેથી તે શબ્દ સાંભળતાં જાગૃત થયો અને પછી તે શબ્દને આધારે વિચારવા લાગ્યો કે–"આ શિયાળણીનો શબ્દ મને લાભ થવાનું સૂચવે છે. 'શિય ળણી ડાબી બાજુ બોલે તે શ્રેષ્ટ, પિંગળા દક્ષિણ બાજુ બોલે તે શ્રેષ્ટ, અને કોકિલા પ્રદક્ષિણા દેતી બોલે અથવા ડાબી બાજુએ બોલે તો તે શ્રેષ્ટ છે–સિદ્ધિને આપનાર છે.' જેમ હું આ શબ્દથી મને થવાના લાભને સમજ્યું છું તેમ જો કોઈ બીજો તેને સમજનાર હોય અને તે આ લાભને ગ્રહણ કરે તો મને આનંદ છે, કારણકે મારી પાસે તો ઘણું દ્રવ્ય છે." આમ વિચારે છે તેવામાં ફરીને પણ તેનો શબ્દ સાંભળીને તે સત્પુરૂષાગ્રણીએ નિર્ણય કર્યો કે–"આ શબ્દને બીજું કોઈ સમજતું હોય એમ જણાતું નથી તો હવે હુંજ ત્યાં જઇને તે લાભ ગ્રહણ કરૂં." આમ વિચારી પલંગમાંથી ઉઠી, વીરકચ્છ મારી, ખડ્ગને ધારણ કરી, મનમાં ધૈર્યનું અવલંબન કરી તે શિયાળણીના શબ્દને અનુસારે ચાલ્યો. રાજમાર્ગનું ઉલ્લંઘન કરી, કોટને વેગથી ટપી જઈ એક ક્ષણમાત્રમાં શહેર બહારના મહોદ્યાનમાં આવ્યો અને નજીકમાં સર્વ પ્રકારના ભયથી ભરેલી, ઘોર અંધકારવડે રૌરવ જેવી લાગતી, અંદર ને

બહારથી મહા બીભત્સ એવી સ્મશાનભૂમિ દીઠી. તેનાં કોઈક જગ્યાએ વીકરાળ ને કંકાળ એવા વેતાળો ભમતા હતા, કોઈ જગ્યાએ અત્યંત રૌદ્ર એવા વરાહ ને વ્યાઘ્રના ભયંકર શબ્દો થતા હતા, ઘુવડના ઘુત્કાર શબ્દથી તે ભૂમિ વ્યાપ્ત હતી અને સિંહને શંબરોથી સંકીર્ણ હતી, તેવી સ્મશાનભૂમિમાં રાજકુમાર નિર્ભયપણે આગળ આગળ ચાલ્યો. આગળ ચાલતાં અગ્નિવડે જાજ્વલ્યમાન એવો એક અગ્નિકુંડ ચારે બાજુ ઉદ્યોત કરતો તેણે જોયો. અને તેમા અત્યંત કાંતિવાળો એક સ્વર્ણપુરૂષ તેણે જોયો. અત્યંત દેદિપ્યમાન એવા તે સ્વર્ણપુરૂષને જોઇને તેણે અગ્નિકુંડમાંથી તેને બહાર કાઢી શીતળ પાણીવડે સીંચીને શાંત કર્યો. પછી નજીકની ભૂમિમાં ખાડો ખોદીને તે પુરૂષને તેમાં વિધિપૂર્વક ક્ષેપન કરી પાછો ખાડો પૂરી દઇ નીશાની રાખીને તે પાછો વળ્યો. અને પોતાને સ્થાને આવી બાકીની રાત્રી વ્યતિક્રમાવવા માટે તે પોતાની શય્યામાં સુઇ ગયો.

પ્રાતઃકાળે નિદ્રા ત્યજી દઇને તેણે પ્રાતઃકૃત્યો કર્યાં. દેવધ્યાન, ગુરૂધ્યાન, નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીને પછી માંગળિકના વાજીંત્રો વાગતે તે બુદ્ધિમાન્ રાજસભામા આવ્યો. ત્યા પિતાના ચરણમાં નમસ્કાર કરીને તે પોતાને યોગ્ય આસનપર બેઠો.

પિતાએ તેને પૂછ્યું કે–'હે પુત્ર! સુખી છો?' કુમારે કહ્યું કે–'આપની કૃપાથી સુખી છું.' "તેજ પુત્રો કે જે પિતાના ભક્ત છે, તેજ પિતા કે જે સૌનો પોષક છે, તેજ મિત્ર કે જેનો વિશ્વાસ કરી શકાય છે અને તેજ સ્ત્રી કે જેની પાસે જવાથી નિવૃત્તિ પ્રાપ્ત થાય છે."

રાજા વિશિષ્ટ સેવકોથી પરવરેલો સભા ભરીને ઉંચા સિંહાસન ઉપર જેમ પૂર્વાચળ ઉપર રવિ ઉદય પામે તેમ બેઠા છે, વારાંગનાઓ બંને બાજુ ચામર વીંઝી રહી છે, મસ્તક ઉપર પવિત્ર અને શ્વેત છત્ર ધારણ કરેલ છે, ગંધર્વો મધુર સ્વરવડે અભિરામ એવા ગુણગ્રામ કરી રહ્યા છે, બંદીજનો જયજય, નંદનંદ, એવા શબ્દો ઉચ્ચારણ કરી રહ્યા છે, પાત્રો આગળ નૃત્ય કરી રહેલ છે અને રાજા પૂર્વ પુણ્યથી મંત્રી સામંત વિગેરેની મધ્યમાં રહ્યો સતો સુરેંદ્રની જેવો શોભી રહ્યો છે. કહ્યું છે કે–" પ્રાજ્ય (વિસ્તિર્ણ) એવું રાજ્ય, મદજળને ઝરનારા હાથીઓ, તુંગ આભોગવાળા અને પવન સરખા વેગવાળા અશ્વો અને રથો (વાહનો), અભિમાની એવા સુભટો, અને દ્રવ્યથી સંપૂર્ણ ભંડાર–આ સર્વ વસ્તુઓ નિશ્ચે પ્રાણીઓને ધર્મના યોગથીજ પ્રાપ્ત થાય છે."

હવે એવા અવસરે પ્રતિહારીએ (દ્વારપાળે) આવીને નિવેદન કર્યું કે–"કોઈ પુરૂષ રાજદ્વાર પાસે આવીને ઘણો પોકાર કરે છે. જેના મસ્તક ઉપર ધૂળનો સમૂહ રહેલો છે એવો, દરવાજાના સ્તંભનો આશ્રો લઇને ઉભેલો, દીન મુખવાળો, હીન વસ્ત્ર અને તેજવાળો તેમજ ભાગ્ય વિનાનો એવો તે વારંવાર કહે છે કે–'હું લુંટાણો છું, હું લુંટાણો છું.' હે મહારાજ ! તેને હું શું ઉત્તર આપું ?" આવા પ્રતિહારીના વચન સાંભળીને સ્થિર મન કરી રાજાએ સ્મૃતિનું આ વચન યાદ કર્યું કે–' દુર્બળોનો, અનાથોનો, બાળનો, વૃદ્ધનો, તપસ્વીનો અને અન્યાયથી પરાભવ પામેલાનો રાજાજ આશ્રયભૂત છે. તેની પાસે જવાથીજ તેના દુઃખો દૂર થાય છે.' આ પ્રમાણે વિચારીને રાજાએ પ્રતિહારીને

કહ્યું કે-' તેને અંદર પ્રવેશ કરાવ.' રાજાનો આવો આદેશ થવાથી પ્રતિહારીએ તેને અંદર દાખલ કર્યો. તે પોકાર કરતો કરતો રાજસભામાં દાખલ થયો. પછી શુભ વાક્યોવડે તેને શાંત-સ્વસ્થ કરીને એક આસન ઉપર બેસાડ્યો. પછી રાજાએ પૂછ્યું કે-' હે ભદ્ર ! કહે. તારા દુઃખનું કારણ શું છે ? તને કોણે લુંટ્યો છે ? કોણે પરાભવ પમાડ્યો છે ? તારૂં શું ગયું છે ? અને કોણે લીધું છે ? તે નિઃશંકપણે કહે." પેલો પુરૂષ બોલ્યો કે-" હે રાજન્ ! મારો સુવર્ણપુરૂષ ગયો છે. હું શું કરૂં ? ક્યાં જઉં ? કોની પાસે પોકાર કરૂં ? હે રાજન્ ! તું પાંચમો લોકપાળ છે, કૃપાળુ છે, પૃથિવીપતિ છે, હું દૈવથી પરાભવ પામેલો હોવાથી તમારે શરણે આવ્યો છું." રાજાએ તેને કુવસ્ત્રવાળો, મલિન, દુર્બળ અને દીન જોઇને કહ્યું કે-"હે ભદ્ર ! તું આવું અયુક્ત શું બોલે છે ? તારૂં દરિદ્ર જેવું રૂપ છે, તારી આવી દુરવસ્થા છે, તેથી હે ભદ્ર ! તું વિચાર કરીને બોલ, કારણકે તારી જેવાની પાસે સોનાનો પુરૂષ ક્યાંથી હોય ? કહ્યું છે કે-' માઠા વસ્ત્રવાળાને, દાંતમાં મેલવાળાને અર્થાત્ દંતધાવન સારી રીતે નહીં કરનારાને, બહુ ખાનારાને, નિષ્ઠુર વાક્ય બોલનારાને અને સૂર્યોદય વખતે કે સૂર્યાસ્ત સમયે સુનારાને જો ચક્રપાણી હોય તો પણ લક્ષ્મી તજી દેય છે. સારી રીતે પચેલું અન્ન, વિચક્ષણ પુત્ર, સારી રીતે આરાધેલી લક્ષ્મી, સારી રીતે સેવેલો રાજા, વિચારીને બોલેલી વાણી અને વિચારીને કરેલું કાર્ય-દીર્ઘકાળે પણ વિક્રિયાને પામતું નથી-લાભ આપે છે. હે ભદ્ર ! તારી જેવાની પાસે સુવર્ણપુરૂષ હોય તો પછી તેના કરતાં બીજું વધારે આશ્ચર્ય-કારી શું છે ? એજ મોટું આશ્ચર્ય છે. "

આ પ્રમાણે સાંભળીને તે પુરૂષ બોલ્યો કે-" હે રાજન્ ! હે સ્વામી ! મારૂં કહેવું સાંભળો. જેઓ લક્ષ્મીવડે અલંકૃત હોય છે તે સર્વદા શોભે છે. જેઓ લક્ષ્મી વિનાના, દરિદ્રાવસ્થાથી અલંકૃત અને દુર્બળ દેહવાળા હોય છે તેની આવી દુર્વાચ્ય સ્થિતિ હોય છે. કહ્યું કે-" હે જીવ ! દારિદ્ર આવે છે ત્યારે આ શરીરમાથી શ્રી, હ્રી (લજ્જા), ધી (બુદ્ધિ), કાંતિ અને કીર્ત્તિ-એ પાંચે દેવતા પલાયન કરી જાય છે. ક્ષીણ ધનવાળા પુરૂષનું શીળ નાશ પામે છે, શ્રુત શમી જાય છે, બુદ્ધિ હણાઈ જાય છે, દીનતા દીપી નીકળે છે, ક્ષમા ખપી જાય છે, લજ્જા નાશ પામે છે, તેજ જર્જરિત થઈ જાય છે, ધીરજ નાશ પામે છે, અર્થીપણું વિસ્તાર પામે છે અને ઘરના કુટુંબીઓ પણ વૈરી થઇ જાય છે. અર્થાત્ શું શું નથી થતું ? ઘણું થાય છે." જેની પાસે લક્ષ્મી હોય છે તેજ મનુષ્ય કુલીન કહેવાય છે, તેજ પંડિત કહેવાય છે, તેજ શ્રુતવાન કહેવાય છે, તેજ ગુણજ્ઞ કહેવાય છે, તેજ વક્તા અને તેજ દર્શનીય કહેવાય છે. અર્થાત્ સર્વે ગુણો કંચનને આશ્રયીનેજ રહેલા છે.

હે સ્વામી ! મારૂં ધન હરાઇ ગયું છે, તેથી ધનવર્જિત થયેલા એવા મારી આવી દુર્દશા પૂર્વભવમાં કરેલા દુષ્કૃતના કારણથી થયેલી છે સત્વ, તપ, ત્રણ જગત વ્યાપી યશ, રૂપ અને ગુણ એ સર્વે અકારણ છે અર્થાત્ તેનું બીજુ કોઇ કારણ નથી, માત્ર તેના પૂર્વકૃત કર્મજ તે સર્વના કારણભૂત છે. માટે પ્રભુ ! જો તમે કૃપા કરીને-મારી ઉપર પ્રસન્ન થઇને મારૂં દ્રવ્ય વાળી આપશો તોજ મારૂં દારિદ્ર નાશ પામશે "

આ પ્રમાણેની તેની અરજ સાંભળીને ફરીને રાજાએ કહ્યું

કે-" કહે ત્યારે સાચે સાચું તારૂં શું ગયું છે ? હું તો તારૂં બીજું કાંઇ ગયું હશે એમ માનું છું. કારણકે તારી પાસે સોનાનો પુરૂષો કયાંથી હોય ? " તે વખતે સભ્યો બોલ્યા કે-" હે દેવ ! આ એવું બોલે છે કે જે માની શકાય નહીં. કારણકે ઉંટને તો કાંટાજ ભક્ષ્ય હોય, દ્રાક્ષ ન હોય. " કૃપાળુ એવા રાજાએ તે પુરૂષને કહ્યું કે-"તેં સ્વર્ણપુરૂષ કયાંથી મેળવ્યો હતો ? તે કહે." તે પુરૂષ બોલ્યો કે-હે રાજેંદ્ર ! તે સ્વર્ણપુરૂષની ઉત્પત્તિ મારી કથા કહેવા પૂર્વક યથાર્થ કહું છું તે સાંભળોઃ—

હે સ્વામીન્ ! આજ નગરમાં **શ્રીપતિ** નામે શ્રેષ્ટિ વસતો હતો કે જેની પાસે ૯૯ ક્રોડ દ્રવ્ય હતુ. તેને શીળસૌભાગ્યથી શોભતી, સર્વ કાર્યમાં દક્ષ અને ગુણશાળી **શ્રીમતી** નામે સ્ત્રી હતી. કહ્યું છે કે " કામ કરવામાં દાસી જેવી, હાસ્ય ઉપજાવવામાં પ્રિય સખી જેવી, વિચાર આપવામાં મંત્રી જેવી, શૃંગારરસરૂપ અમૃતની કૂપિકા જેવી, મધુર વચન બોલનારી, સુખ દુઃખમાં પતિ સાથે તન્મય થનારી, લજ્જાળુ, કુળવૃદ્ધિમાં કલ્પલતા જેવી, સર્વના વિશ્વાસની ભૂમિ અને પ્રેમથી પવિત્રિત એવી સ્ત્રી પૂરા પુન્ય હોય તોજ પામી શકાય છે." તેની સાથે અનેક પ્રકારના સુખવિલાસને ભોગવતો તેમજ ધર્મકાર્ય કરતો શ્રેષ્ટી ગયા કાળને જાણતો નહોતો. અન્યદા શ્રીમતી આનંદગોષ્ઠી કરવા પોતાની સખીને ત્યાં ગઈ હતી. ત્યાં તેણે પોતાની સખીને તેના બાળકોને રમાડતી દીઠી. એક સ્કંધ ઉપર, બીજું કેડ ઉપર અને એક બે ઘરના આંગણામાં રમતા એવા તેના બાળકોને જોઈને શ્રીમતી પોતાના હૃદયમાં વિચારવા લાગી કે-" આ પુત્રવતીને ધન્ય છે, મારા જીવિતને ધિક્કાર છે. મેં વંધ્યાદોષથી

મારા પિતાના કુળને પણ કલંકિત કર્યું છે." ગંધવિનાનું પુષ્પ, જળવિનાનું સરોવર અને જીવવિનાનું કલેવર-તેની જેવા પુત્રવિનાના નારીના જીવનને ધિક્કાર છે! સ્ફુરાયમાન આભૂષણોથી અલંકૃત છતાં સ્ત્રી પુત્ર વિના શોભતી નથી. જેમ ઉદાર તારાઓ છતાં પણ ચંદ્રમા વિના રાત્રિ શોભતી નથી, તેમ પુત્ર વિનાની સ્ત્રી પતિના વંશપ્રવાહને છેદનારી થાય છે. હવે આવી દુઃખી જે હું તે શું કરૂં ? કયાં જાઉં ? અને આ મુખ બીજાને શી રીતે બતાવું ?"

આ પ્રમાણે તે બહુ દુઃખાતુર થઇ સતી પોતાને ઘરે પાછી આવી અને પુત્ર સંબંધી પીડાથી અત્યંત પીડાયેલી તે ઘરના એક ખુણામાં જઇને સુતી. હવે ભોજનાવસરે શ્રીપતિ શેઠ ઘરે આવ્યા ત્યારે ઘરમાં પોતાની પત્નીને ન જોવાથી તે વિચારવા લાગ્યા કે-" મારી સ્ત્રી ઘરમાં કેમ દેખાતી નથી ? કે જે મારા આવવાના અવસરે મારી સેવા કરવા માટે તત્પર થઇને ઉભેલી હોય છે. તે અત્યારે કયાં ગઈ હશે ? " પછી અંદર જઇને તપાસ કરતાં ઘરના ખુણામાં તેને સુતેલી જોઇને તેને શ્રેષ્ઠીએ પુછયું કે-" તારી આવી અવસ્થા કેમ છે ? શું તને કોઇએ દુઃખ ઉપજાવ્યું છે ? તું આવી રીતે શોકસ્થાનમાં કેમ સુતી છે ? તારૂં જે દુઃખ હોય તે કહે. "

પતિના આવા વચનો સાંભળીને તે દુઃખાશ્રુથી વ્યાપ્ત લોચનવાળી, મહાશોકથી મ્લાન મુખવાળી, હીમથી દગ્ધ થયેલી કમલિની જેવી સાધ્વી સ્ત્રી સય્યામાંથી ઉઠી. તેની એવી અવસ્થા જોઇને શ્રેષ્ઠિએ ફરીને પૂછયું કે-" હે કમળાનને ! તું અત્યારે શા કારણથી ઉદ્વેગમાં ડુબી ગઈ છે ? " પછી તે શેઠાણીએ

ગદ્ગદાક્ષરે પતિ પ્રત્યે કહ્યું કે-"હે વલ્લભ ! હે નાથ ! તમારા પ્રસાદથી મને કોઇ દુઃખ તેમ નથી. મને દુઃખ ઉત્પન્ન કરનાર મારૂં પૂર્વકર્મ છે કે જે કોઇનાથી લોપી શકાતું નથી. હમણા તો આપ જમી લ્યો, મોડું ન કરો, પછી હું મારા દુઃખની વાત કરીશ. ડાહ્યા માણસોએ કહેલું છે કે-હજાર કામ મૂકીને પ્રથમ જમી લેવું." આ પ્રમાણે હેતુયુક્ત સદ્વાણીવડે શ્રેષ્ઠિને સંતોષ પમાડીને તેણીએ સ્નાન અને ભોજનાદિ ક્રિયાઓ કરાવી. ભોજન કર્યા પછી ક્ષણમાત્ર સુઇને પછી શ્રેષ્ઠિએ પત્નીને તેના દુઃખનું કારણ પોતાની મેળેજ પૂછયું. ત્યારે પ્રિયાએ પોતાના ચિત્તમા ઉત્પન્ન થયેલો સંકલ્પ શ્રેષ્ઠિને કહ્યો કે-"સ્વામી! મારૂં અનપત્યપણું મારા ચિત્તને દુઃખ આપે છે. વંધ્યા સ્ત્રીની અહીં કદર્થના થાય છે અને પરભવમાં સદ્ગતિ થતી નથી. તે સંબંધમાં ભારતમાં એક શ્લોક કહ્યો છે તેનો ભાવાર્થ આપ વિચારી લેજો. ભારતમા કહ્યું છે કે-"અપુત્રની ગતિ નથી અને સ્વર્ગ તો નથીજ નથી, માટે પ્રથમ પુત્રનું સુખ જોઇને પછી બીજા બધા ધર્મો આચરવા." હું આજે મારી સખીને ત્યાં ગઇ હતી ત્યાં તેના અપત્યોને જોઇને મને પુત્ર સંબંધી ચિંતા ઉદ્ભવી છે."

આ પ્રમાણે સાંભળીને પુત્રની ચિંતામાં પડેલા શ્રેષ્ઠિ વિચારવા લાગ્યા કે-"ગંધ વિના પુષ્પો અને વિવેક વિના ગુણો શોભતા નથી તેમજ મનુષ્યની વિભૂતિ પુત્ર વિના શોભતી નથી સુધારસની જેમ અંગમાં શીતળતાને ઉત્પન્ન કરનાર પુત્ર ધન્ય એવી સ્ત્રીના ખોળામાંજ રમે છે. પડતો, આખડતો, ઉભો થતો, રીંખતો, હુંમનો અને લાળને કાઢતો બાળક કોઇક ધન્ય એવી સ્ત્રીના ખોળામાંજ રમતો હોય છે. સ્નેહ વિનાનું જેવું

ઘર, આત્મવિનાનો દેહ; અને મૂળ વિનાનું જેવું વૃક્ષ તેવું પુત્ર વિનાનું કુળ સમજવું. હું કયાં જાઉં? શું કરૂં? સર્વ મનુષ્યોમાં હું નિર્ભાગી છું કે જેના ઘરમાં સર્વ પ્રકારના સુખના સાધનભૂત એક પણ પુત્ર નથી. બાંધવો ને ઐશ્વર્ય શું કામનું? તેને હું શું કરૂં? ઘણા હાટ તથા ઘરો છે તેને પણ હું શું કરૂં? સર્વ પ્રકારનો પરિગ્રહ એક પુત્ર વિના બધો વૃથા છે. પ્રિય એવી મહિલાનું મુખકમળ, ધૂળિથી ધૂસર થયેલા બાળકનું મુખકમળ અને પ્રસન્ન એવા સ્વામીનું મુખકમળ—આ ત્રણ વાના પૂરા પુન્યથીજ પ્રાપ્ત થાય છે, " આ પ્રમાણે વિચારીને શેઠે પોતાની પ્રિયાને શાંત કરવા કહ્યું કે—" હે પ્રિયે! તું પુત્ર માટે ખેદ કરીશ નહીં, હું તેની પ્રાપ્તિનો ઉપાય કરીશ."

આ પ્રમાણે કહીને પોતાની પત્નીને શાંત કર્યા પછી શેઠ પુત્રપ્રાપ્તિને માટે મંત્રયંત્રાદિપૂર્વક દેવદેવીઓનું આરાધન, પૂજન અને હોમાદિકવડે શાંતિકર્મ વિગેરે કરવા લાગ્યો. તેનું મન મિથ્યાત્વવાસિત થઈ ગયું. તેણે પાંખડીઓના બતાવેલા વ્રતો કરવા માંડ્યાં. જૈનધર્મની વિરોધી એવી ક્રિયાઓથી સમ્યક્ત્વને મલિન કર્યું.

તે નગરમાં **ધર્મધન** નામનો બુદ્ધિમાન તે શેઠનો મિત્ર રહેતો હતો. તે અન્યદા શ્રેષ્ઠિ પ્રત્યે કહેવા લાગ્યો કે—" હે મિત્ર! હે શ્રીપતિ શેઠ! તમે મૂઢ થઇને મિથ્યાત્વની કરણી ન કરો. જો મિથ્યાત્વથી કાર્યસિદ્ધિ થતી હોત તો આ દુનિયામાં કોઈ દુઃખીજ ન હોત. હે મિત્ર! મિથ્યાત્વ શબ્દનો અર્થ તો હૃદયમાં વિચારો કે જે મિથ્યા—ફોગટ—નિષ્ફળ કરવામાં

આવે તે મિથ્યાત્વ કહેવાય. 'વિષ, સર્પ, વ્યાધિ, અગ્નિ, શત્રુ વિગેરે કરતાં મિથ્યાત્વ અનંતગુણા દુરંત દોષવાળું છે.' વિષાદિક તો એક જન્મમાં અહિત કરી શકે છે પરંતુ મિથ્યાત્વ તો પ્રાણીને અનંત ભવોમાં અહિત કરનાર થાય છે."

મિથ્યાત્વ પરમ વૈરી છે, મિથ્યાત્વ પરમ અંધકાર છે અને મિથ્યાત્વ પ્રાણીને વારંવાર ભવકૂપમાં ક્ષેપન કરનાર છે. શીળ, દાન, તપ, પૂજા, સુતીર્થની યાત્રા, પ્રવર એવી દયા, સુશ્રાવકપણું અને વ્રતનું પરિપાલન એ સર્વ સમકિતપૂર્વક હોય તોજ મહાફળને આપનારા થાય છે. અનંત ભવોમાં દુરંત એવા પાપો ઉપાર્જન કર્યા હોય તે સર્વનો સમ્યકત્વ એક સાથે અલ્પ સમયમાં નાશ કરી શકે છે. શું પ્રબળ એવો અગ્નિનો રાશી કે જે જ્વલનના નામથી પ્રસિદ્ધ છે તે તૃણ ને કાષ્ટના મોટા રાશીને ક્ષણવારમાં ભસ્મિભૂત કરી નાખતો નથી? કરી નાખે છે, તેથી સુદેવ, સુગુરૂ ને સદ્ધર્મને માનવારૂપ પરમ સમ્યકત્વ હે શ્રેષ્ઠિ! તમે ધારણ કરો–પાળો કે જેથી સંપ્રતિ રાજા, શ્રેણિક, વજ્રકર્ણ, રામચંદ્ર અને કૃષ્ણાદિકની જેમ સુખના ભાજન થાઓ. જેણે સમકિતનો ઉચ્છેદ કરીને પોતાના કુળમાં મિથ્યાત્વનું આરોપણ કર્યું તેણે પોતાના સમગ્ર વંશને દુર્ગતિની સન્મુખ કર્યો એમ સમજવું. "દર્શન જે સમકિત તેથી ભ્રષ્ટ તેજ ખરેખરો ભ્રષ્ટ છે, સમકિતથી ભ્રષ્ટ થયેલાને નિર્વાણની પ્રાપ્તિ થતી નથી. (દ્રવ્ય) ચારિત્ર રહિત સિદ્ધપદને પામે છે પણ સમકિત વિનાના જીવ સિદ્ધિને પામતા નથી. દર્શનથી ભ્રષ્ટ થયેલા તેજ ખરા ભ્રષ્ટ છે; ચારિત્રથી ભ્રષ્ટ થયેલા નહીં. કેમકે દર્શનને પામેલા જીવો સંસારમાં વિશેષ પરિભ્રમણ કરતા નથી. જેણે

મિથ્યાત્વનો ઉચ્છેદ કરીને પોતાના કુળમાં સમકિતનું સ્થાપન કર્યું તેણે પોતાના આખા કુળને સિદ્ધિની સન્મુખ કર્યું એમ સમજવું. તેથી હે મિત્ર ! કદી મિથ્યાત્વના સેવનથી પુત્ર પ્રાપ્તિ થઈ જાય તો પણ તે શ્રેષ્ટ-ઇચ્છવા યોગ્ય નથી. તેની ઉપર બ્રાહ્મણના પુત્રનું દૃષ્ટાંત છે તે સાંભળઃ—

પૂર્વે કોઈક **દેવશર્મા** નામનો બ્રાહ્મણ પુત્રને માટે પાદરદેવી પાસે જઇને ભક્તિથી આ પ્રમાણે બોલ્યો કે—"હે દેવી ! જો તમારા પ્રસાદથી મને પુત્રની પ્રાપ્તિ થશે તો હું તમારૂં દેવકુળ નવું કરાવીશ. અને દરવર્ષ તમારી પાસે એક બોકડો ચડાવીશ. માટે હે દેવી ! મારી વાંચ્છા પૂરી કરજો." કર્મયોગે તેને પુત્ર થયો. તેનું તેણે **દેવદત્ત** નામ પાડયું. પાદરદેવીનું મંદિર તેણે નવું બંધાવ્યું. તેની ફરતી વાડી બનાવી અને એક સરોવર ખોદાવ્યું. એક બોકડાનો મહોત્સવપુરઃસર તેની પાસે વધ કર્યો. પછી દરવર્ષ એ પ્રમાણે તે એક એક છાગનો દેવી પાસે ભોગ આપવા લાગ્યો. તેનો પુત્ર દેવદત્ત અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો. તેને પરણાવ્યો અને ત્યારપછી દેવશર્મા આર્ત્તધ્યાનથી મૃત્યુ પામ્યો—"રાજ્ય, ઉપભોગ, શયન, આસન, વાહન, સ્ત્રી, ગંધ, માલ્ય, વસ્ત્ર અને મણિરત્નાદિકના આભૂષણો ઇત્યાદિકની જે વાંચ્છા, અભિલાષા અને ચાહનાવાળી મતિ તે મોહરૂજ થાય છે અને તેવી મતિને-તેવા વિચારને શાસ્ત્રકાર આર્ત્તધ્યાન કહે છે." આર્ત્તધ્યાનથી મરણ પામેલો પેલો વિપ્ર સ્થૂળ રોમવાળો, ક્રોધી, પુષ્ટ દેહવાળો બળિષ્ટ, વીકરાળ અને કપિલ કાંતિવાળો બોકડો થયો. વર્ષને અંતે દેવદત્તે પાદરદેવીને ભોગ આપવા માટે તે બોકડાનેજ ખરીદ્યો. બોકડાને પોતાનું ઘર

જોતાં પૂર્વભવ સ્મરણમાં આવ્યો. પોતાને શા કામ માટે ખરીદ કરવામાં આવ્યો છે તેનું સ્વરૂપ જાણીને તે બોકડો ભયભીત થયો સતો વિચારવા લાગ્યો કે-"મેં શરૂ કરેલા કાર્ય માટે-દેવી પાસે ચડાવવા માટેજ મને ખરીદ કરવામાં આવ્યો છે." પછી તેને ચડાવવાને દિવસે અનેક પ્રકારના મહોત્સવ સાથે તેને દેવી પાસે લઈ જવાનો પ્રયત્ન કરવા માંડ્યો, પણ તે કોઈ રીતે એક ડગલું પણ ચાલ્યો નહીં, એટલે તેને સ્વજનોએ તેમજ બીજા લોકોએ મારવા માંડ્યો, તેણે પોકાર કરવા માંડ્યો. જોરાવરીથી લઇ જવાને ઇચ્છતા છતાં તે ચાલતો નહોતો. તેવામાં ત્યાંથી એક જ્ઞાની મુનિ નીકળ્યા, તેણે તેનું યથાર્થ સ્વરૂપ જાણીને છાગપ્રત્યે કહ્યું કે-"તું તારૂં પૂર્વભવમાં કરેલું કાર્ય સંભાર. પોતેજ વિષવૃક્ષ વાવીને, તેમજ તેનું સીંચન કરીને પછી તેની ફળપ્રાપ્તિને અવસરે વિષાદ કરવો તે શા કામનો? માટે હે છાગ! હવે તું શેનો ખેદ કરે છે?" આ પ્રમાણેના મુનિના વચનો સાંભળીને તે છાગ તરતજ ચાલવા માંડ્યો. આ હકીકત તેના સ્વજનોએ તેમજ બીજા લોકોએ જોઈ એટલે તેઓ આશ્ચર્ય પામ્યા સતા પોતાના મનમાં વિચારવા લાગ્યા કે-"આપણે મારતા હતા તો પણ આ બોકડો ચાલતો નહોતો, તે આ મુનિના વચનમાત્રથી એકદમ ચાલવા માંડ્યો તેનું કારણ શું?" પછી દેવદત્તે તે મુનિને પ્રાર્થના કરી કે-"હે સાધો! મારા ઉપર કૃપા કરીને છાગને ચલાવવાનો ઉત્તમ મંત્ર આપની પાસે છે તે મને આપો." એટલે મુનિ બોલ્યા કે-"હે મૂર્ખ! આ છાગ તારો પિતા છે, શું તું જાણતો નથી? તારો પિતા આર્ત્તધ્યાનવડે મૃત્યુ પામીને આ છાગ થયો છે. "આર્ત્તધ્યાનથી જીવ તિર્યંચ થાય છે, રૌદ્રધ્યાનથી નારકી થાય છે; ધર્મધ્યાનથી દેવલોકે જાય છે

અને શુક્લધ્યાનથી મોક્ષસુખ પામે છે." મારી કહેલી હકીકતમાં હે દેવદત્ત! તને સંદેહ રહેલો હોય તો આ છાગને છુટો મૂકી દે અને તેને પગે પડીને કહે કે-"હે પિતા! તમને મરણ વખતે ઘણી પીડા થતી હતી તેથી તેવી પીડામાં હું તમને કાંઈ પૂછી શકયો નથી, તેથી આપણા ઘરમાં જે કાંઈ દ્રવ્ય દાટેલું હોય તો તે સ્થાન બતાવવાની કૃપા કરો." મુનિના આ પ્રમાણે કહેવાથી દેવદત્તે તે પ્રમાણે છાગને પગે પડીને કહ્યું. એટલે તે છાગ પોતાના ઘરમાં પેઠો અને પોતાના પગવડે તેણે દાટેલાં દ્રવ્યનું સ્થાન બતાવ્યું. ત્યાં ખોદતાં દેવદત્તને ધન પ્રાપ્ત થયું. પછી મુનિરાજના વચનથી તે દેવદત્તે મિથ્યાત્વ તજી દીધું અને સુશ્રાવકપણું અંગીકાર કર્યું.

એટલા માટે હે શ્રીપતિ! તું મિથ્યાત્વ કે જે મહાદુર્ગતિનું કારણ છે તેને તજી દે. હું તારો મિત્ર હોવાથી તારા હિતની વાત કહું છું. "પાપથી નિવારણ કરે, હિતમાં જોડી દેય, છુપાવવા જેવી વાત છુપાવે, ગુણને પ્રગટ કરે અને આપત્તિમાં પણ તજે નહીં–એવા સન્મિત્રના લક્ષણો સંતપુરૂષોએ કહેલા છે." મનુષ્યને માતામાં, પુત્રમાં, સ્ત્રીમાં અને બંધુવર્ગમાં એવો વિશ્વાસ હોતો નથી કે જેવો મિત્રમાં હોય છે. વળી ધર્મધને શ્રીપતિ શેઠને કહ્યું કે-"હે મિત્ર! દેવ પણ આપણી ભાવીરેખાને દૂર કરી શકતું નથી તો આ મિથ્યાત્વના સેવનથી શું થવાનું હતું? આ વાત ખરેખરી સમજજે. ભાવી જેમ બનવાનું હોય છે તેમજ બને છે. જુઓ! નાળીયેરીના ફળમાં પાણી દાખલ થાય છે અને હાથીએ ખાધેલા કોઠામાંથી રસમાત્ર નષ્ટ થઇ જાય છે. મનુષ્યોને કર્માધીન ફળ પ્રાપ્ત થાય છે, બુદ્ધિ

પણ કર્મને અનુસરતીજ થાય છે. તેથી બુદ્ધિમાન મનુષ્યો જે કાર્ય કરે છે તે બહુ વિચારીનેજ કરે છે. વિધિએ નિર્ણીત કરેલા માર્ગમાં તેણે નિર્માણ કર્યા પ્રમાણે જે થાય છે તેને અન્યથા કરવાને દેવો કે ઇંદ્રો પણ સમર્થ થતા નથી. હે શ્રીપતિ ! હું તમને ભવિતવ્યતા ઉપર કથાચૂડની કથા કહું છું તે ધ્યાન દઈને સાંભળો.—

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મિથિલાપુરી નામની નગરી છે. ત્યાં રણસાર નામનો ઇંદ્ર જેવો રાજા હતો. તેને **શીળવતી** નામે રાણી હતી. તે પ્રેમગુણવાળી, નિરંતર પતિને અનુસરનારી, રૂપવતી અને સર્વદા આનંદ આપનારી હતી. કહ્યું છે કે-"પતિમાં રક્ત, સુશીળવાન્, સર્વકાર્યમાં વિચક્ષણ, પ્રિય બોલનારી અને અતિ રૂપવંતી પ્રિયા પૂર્વના પુણ્યથીજ પ્રાપ્ત થાય છે." તે દંપતીને પ્રીતિવડે દિવસો વ્યતિક્રમાવતાં અન્યદા શુભ યોગે એક મહા કાંતિવાન્ પુત્ર થયો. પિતાએ તેનું **કથાચૂડ** નામ રાખ્યું. અનુક્રમે તેણે અનેક કળાઓ સહિત અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. અનુક્રમે યુવતિ જનના મનને મોહ ઉત્પન્ન કરે તેવું યૌવન પામ્યો અને સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો.

હવે મગધ દેશમાં કુશાગ્રપુર પત્તનમાં શત્રુઓરૂપી કુંજરમા સિંહ સમાન **સમકેશરી** નામે રાજા રાજ્ય કરે છે. તેને **સુનંદા** નામે પુત્રી છે. તે ભરયૌવનને પામી એટલે રૂપવડે સ્રીરત્નથી પણ વિશેષ થઈ અને વિદ્યાવિજ્ઞાનવડે ભારતિ જેવી થઇ. સમકેશરી રાજાએ તેનો વિવાહ કથાચૂડ સાથે કરવા સારૂ પોતાના પુરોહિતને મિથિલાપુરી મોકલ્યો. તેણે પણ ત્યાં

જઇને રણસાર રાજા પાસે વિજ્ઞપ્તિ કરી કે-'હે સ્વામિન્! મગધ દેશના રાજાને સુનંદા નામે પુત્રી છે. તે ઘણી સુંદર છે. તેનો તમારા પુત્ર કથાચૂડ સાથે વિવાહ કરવા માટે તેમણે મને અહીં મોકલ્યો છે. તેનો સ્વીકાર કરો અને કથાચૂડને પાણીગ્રહણ કરવા માટે મારી સાથે મોકલો.' આ વિનંતિનો સ્વીકાર કરીને રણસાર રાજાએ કથાચૂડને કેટલાક સૈન્ય સહિત તેની સાથે મોકલ્યો.

માર્ગમાં લક્ષ્મીપુર નગર પાસે નગર બહાર તંબુ નાખીને રહ્યા. તે નગરમાં સુરકેતુ નામે રાજા રાજ્ય કરે છે. તેને પ્રતિહારે જઇને આ હકીકત નિવેદન કરી. તે રાજાની પાસે એક મોટો નિમિત્તીઓ છે. તેને રાજાએ કૌતુકથી પૂછયું કે-'આ વિવાહ થશે કે નહીં?' તેણે કહ્યું કે—'આ વિવાહ જરૂર તેને માટે મુકરર કરેલા દિવસેજ થશે. કેવો કદી તેમાં ફેરફાર કરવા ધારશે તોપણ થઈ શકશે નહીં.' ત્યારે રાજાએ કહ્યું કે-'હે નૈમિત્તિક! કદી હું આ વિવાહ ન થવા દઉં તો તમે શું કરો? તે પ્રગટ પણે કહો.' નૈમિત્તિક બોલ્યો કે-'હે રાજન્! હું વધારે શું કહું પણ જો કોઈ આ વિવાહને અટાવી-ફેરવી શકે તો મારી જીવ્હાનો છેદ કરવો.' રાજાએ નિમિત્તીઆની આવી પ્રતિજ્ઞા સાંભળીને વિચાર્યું કે-'આના નિમિત્તને કોઈપણ પ્રકારના કપટપ્રપંચથી નિષ્ફળ કરૂં.' પછી પૂર્વે સાધેલા એક દેવને તેણે સંભાર્યો. એટલે તે તરતજ પ્રગટ થયો અને બોલ્યો કે-"મને જે કામ હોય તે બતાવો.' રાજાએ કહ્યું કે-'હે દેવ! તું સર્પ થઇને આ કથાચૂડ કુમારને ડંશ દે કે જેથી તેનો વિવાહ અટકે. એટલે નિમિત્તીઆનું કહેલું વૃથા થાય અને હું સાચો થાઉં.' રાજાની આવી આજ્ઞા થવાથી તે દેવ કાળ-

રાત્રિ, સમાન ભયંકર કૃષ્ણસર્પનું રૂપ ધારણ કરીને તે કુમાર પાસે ગયો અને તેને પગે ડંશ કર્યો. તેનુ વિષ તત્કાળ ચડયું એટલે તેથી ઘેરાયેલો કુમાર બેશુદ્ધ થઇ ગયો તે વખતે તેના પરિવારમા સર્વત્ર મહા હાહાકાર થઈ ગયો. સર્વે એકદમ ભયભ્રાંત થઇ ગયા અને તેના સર્વ સૈનિકો આકુળવ્યાકુળ થયા સતા ભ્રાંતચિત્તવાળા ને ભયભિત થઈને ચારે દિશામા ગારૂડિકને માટે દોડાદોડ કરવા લાગ્યા ઘણા ગારૂડિઓ ભેગા થયા, તેમણે, અનેક પ્રકારના મંત્રાદિ ઉપચાર કર્યા પણ મણિ મંત્ર ઔષધિ વિગેરેથી કાંઈપણ ગુણ કરી શકયા નહીં. પછી પેલો દેવ સુરકેતુ રાજાની આજ્ઞાથી મનુષ્યનુ રૂપ ધારણ કરી ખભે સારી સારી ઔષધિઓનો કોથળો રાખી 'હું એક ગારૂડિક છું. અનેક મંત્રાદિક જાણું છું.' એમ બોલતો તે રસ્તે નીકળ્યો એટલે કથાચૂડના સેવકો તેને પોતાના કુમાર પાસે લઇ ગયા. તેણે કુમારની ચેષ્ટા જોઇને ફણીંદ્રના વિષને દૂર કરે તેવી અનેક પ્રકારની પ્રતિક્રિયાઓ કરી, પણ તેને કાંઇ ગુણ થયો નહીં, એ પ્રમાણે તેણે દંભથી નિર્વિષ કરવાના અનેક ઉપાયો કર્યા પણ તેણે કાંઈ લાભ કર્યો નહીં, ત્યારપછી તે બોલ્યો કે—' અહો! આને તો કાળે ગ્રહણ કરી લીધો છે, અર્થાત્ આ મૃત્યુ પામ્યો છે, તો હવે એને લીંબડાના પલ્લવવડે વીંટીને સમુદ્રમા વહેતો કરી દેવો જોઈએ, કેમકે મૃતકને રાખી મૂકવાથી શું ફળ છે?' તેના આવા વચનો સાંભળીને સર્વ સૈનિકોએ હાહાકાર કર્યો અને શોકયુક્ત ચિત્તે તેના કહ્યા પ્રમાણે કરી તેને સમુદ્રમા વહેતો મૂકી દીધો તેઓ બધા શોકાતુર થઈને ત્યાંજ રહ્યા. કુશાગ્રપુરથી આવેલો પુરોહિત પણ દીનમુખવાળો થઇને મહાદુઃખવડે ચિંતવવા લાગ્યો કે—

'અહો! અન્યથા ચિંતવેલું કાર્ય દૈવના વિપરીતપણાથી અન્યથા થયું.'

હવે અહીં લગ્નનો દિવસ વ્યતીત થઈ ગયા પછી સુરકેતુ રાજાએ પ્રસન્ન ચિત્તે નિમિત્તિઆને બોલાવ્યો અને કહ્યુ કે-'કહો, તમારો કહેલો વિવાહ થયો કે નહીં ? અર્થાત્ મે તમારૂં કહેલું કેવું વ્યર્થ કરી નાખ્યું છે.' નિમિત્તિક બોલ્યો કે-"હે રાજન્! તે વિવાહ તે બે જણનોજ મારા કહેવા પ્રમાણે તેજ વખતે થયો છે. તેની પ્રતીતિ આવતી ન હોય તો તમારા સેવકદેવને પૂછો." એટલે રાજાએ પોતાના ચેટક (દેવ)ને સભાર્યો. તે તરતજ પ્રગટ થયો. તેને રાજાએ કહ્યુ કે-'તે શું કર્યું ?' દેવ બોલ્યો કે-'તમારા કહેવા પ્રમાણે હું સર્પ થઈને તે કુમારને ડસ્યો અને તેને સમુદ્રમાં વહેતો પણ કરી દીધો.' એટલે રાજાએ નિમિત્તીઆ સામે જોઈને કહ્યું કે-'સાભળો! આ શું કહે છે ? તમે ખોટાબોલા ન થાઓ 'અથવા શુ તમે કાયમ અસત્યવાદીજ છો. તમે આ લોકોક્તિ સાચી કરી લાગે છે કે 'પ્રત્યક્ષ કુવામા પડેલી છતાં કહે છે કે વહુ તો પીયર છે.' નૈમિત્તિકે કહ્યું કે-'હે રાજન્! સત્યવાતને અસત્ય કરનાર કોણ છે ? વળી હાથમાં રહેલા કંકણને જોવાને આદર્શની શી જરૂર છે ? પરંતુ એ દંપતિ દૂર છે તેથી જો તમારી ત્યા સુધી જવાની શક્તિ હોય તો ત્યાં જઈને અથવા તેને અહીં લાવીને તેનું સ્વરૂપ જુએ.' એટલે રાજાએ પેલા દેવને આજ્ઞા કરી કે-'તે કુમારના મૃતકને એકદમ જ્યાં હોય ત્યાથી અહીં લઈ આવ.' રાજાની આવી આજ્ઞા થવાથી તે દેવ એકદમ ચાલ્યો. અને તે કુમાર જ્યાં હતો ત્યાથી તેને તત્કાળ વધુયુક્ત ઉપાડીને રાજા પાસે લઈ આવ્યો. રાજાએ

તેને વધુસહિત જોયો એટલે તે બહુજ આશ્ચર્ય પામ્યો, તેથી તેણે તે કુમારને પૂછયું કે–'તમારાં લગ્ન શી રીતે થયા ?' એટલે કુમારે કહ્યું કે–'હે રાજન ! તમે અમારી કથા સાંભળો.

જે વખતે અહીંથી મને સમુદ્રમાં વહેતો મૂકી દેવામાં આવ્યો તેજ વખતે આ કન્યાને પણ તેના ગોખમાં બેઠેલી ત્યાંથી કોઈ પાપીએ અપહરી અને સમુદ્રમાં રહેલા કોઇ દ્વીપમાં મૂકી દીધી. હું લીંબડાના પત્રોમાં વીંટાયેલો જીવતો સતો સમુદ્રના કલ્લોલથી અથડાતો કુટાતો સત્કર્મના યોગથી જ્યાં તે કન્યા હતી તે દ્વીપ પાસે કીનારાપર નીકળ્યો. તે કન્યાએ મને સમુદ્રમાંથી બહાર કાઢયો અને પછી કેટલાક ઉપચારોવડે સ્વસ્થ કર્યો. ત્યાં કોઇ વિદ્યાધરે આવીને અમારો વિવાહ કર્યો અને પછી ત્યાંથી ઉપાડીને કોઇક અહીં તમારી પાસે લાવ્યું.'

આ બધી હકીકત સાંભળીને આશ્ચર્ય પામી રાજા વિચારવા લાગ્યો કે–'વિધિવિલસિત જે હોય તેને દૈવ ગમે ત્યાંથી તત્ક્ષણ મેળવી આપે છે.' કહ્યું છે કે–'વિધિએ નિર્માણ કરેલું હોય તે દળથી, બળથી, મંત્રથી, ધનથી, સ્વજનથી, બંધુઓથી, દેવોથી કે મનુષ્યોથી અટકાવી શકાતું નથી.' તેથી વિધિજ એક સર્વથી બળવાન્ છે એમ હું ધારૂં છું. વિદ્વાન, મૂર્ખ, સુભટ, ભીરૂ, ચંડાળ, ઇંદ્ર, રાજા કે રંક–વિધિની આજ્ઞામાં કોણ નથી ? દુર્વિધિ તે સર્વને પોતાને તાબે કરે છે.'

ત્યારપછી સુરકેતુ રાજાએ નિમિત્તજ્ઞને પુષ્કળ દાન આપવાવડે સંતુષ્ટ કરીને કુમારપ્રત્યે અતિ હર્ષિત ચિત્તે પોતાના

અપરાધો ખમાવ્યા. અને, પોતાની પુત્રી **સૌભાગ્યમંજરીને** તેની સાથે પરણાવી. પછી પોતાના સૈન્ય સાથે તેને મિથિલાપુરી રવાને કર્યો. કથાચૂડ મિથિલાપુરી પહોંચ્યો એટલે રણસાર રાજાએ તેનો પ્રવેશ મહોત્સવ બહુ વિસ્તારથી કર્યો અને કુશાગ્રપત્તનથી આવેલ વિપ્રને કુશળ સમાચાર આપવા માટે ત્યાં મોકલ્યો. ત્યાંના રાજાએ પુરોહિતને પાછો મિથિલાપુરી જમાઇ સાથે પુત્રીને આમંત્રણ કરવા માટે મોકલ્યો. કથાચૂડ સૈન્ય અને પ્રિયા સહિત ત્યાં ગયો. રામકેશરી રાજાએ તેનો વિવાહ-મહોત્સવ ઘણા વિસ્તારથી કર્યો અને કરમોચનવેળાએ જમાઇને ઘણા હાથી, ઘોડા, હેમ, રત્ન વિગેરે આપીને પ્રસન્ન કર્યો ને બહુમાન આપ્યું. પછી સર્વ લોકોને સત્કારપૂર્વક જણાવી ને તેમજ રાજાની આજ્ઞા મેળવીને કથાચૂડ સત્વર પ્રિયા સાથે પોતાના નગરભણી ચાલ્યો. નીકળતી વખત રાજાએ પોતાની પુત્રીને શિખામણ આપી કે-"હે વત્સે ! તું સુખમાં કે દુઃખમાં બરાબર પતિની અનુગામી થજે. નિત્ય હર્ષિત મુખવાળી રહેજે. સ્થાન અને માન આપવામાં વિચક્ષણ થજે અને ભર્તારને પ્રીતિ ઉત્પન્ન કરનારી થજે. આવી ભાર્યા હોય તેજ ખરી ભાર્યા છે, બાકી તેવી ન હોય તે તો બીજી જરા (વૃદ્ધાવસ્થા) તુલ્યજ સમજવા યોગ્ય છે. "

આ પ્રમાણેની શિક્ષા આપીને રાજા પાછો વળ્યો અને દંપતિ સુખશાંતિપૂર્વક મિથિલાપૂરી પહોંચ્યા. ત્યારપછી તે દેવતાઓની જેમ આનંદથી સુખભોગ ભોગવવા લાગ્યા. આ કથાચૂડના વિવાહની જેમ જે ભાવી બનવાનું હોય છે તે તો ગમે તેટલા વિઘ્નો આવે તો પણ બનેજ છે એમ સમજવું.

પછી કથાચૂડે ગુરૂની પાસેથી ધર્મ સાંભળીને શ્રાવકના વ્રતો અંગીકાર કર્યાં અને તે દંભરહિત શુદ્ધ ચિત્તે કરીને પાળ્યાં તેમજ અતિ દુષ્કર એવો બાર પ્રકારનો તપ તેણે કર્યો અને પાપને નાશ કરનાર સમકિત નિરતિચારપણે પાળ્યું આ પ્રમાણે શુભભાવે ઉગ્ર ક્રિયા કરતાં ગૃહસ્થપણામાંજ તેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા માટે શક્રઇંદ્ર ત્યાં આવ્યા તે વખતે શાસનદેવીએ મુનિનો વેષ આપ્યો અને દેવોએ સુવર્ણનું સહસ્રપત્ર કમળ રચ્યું કથાચૂડ કેવળીએ સભાસમક્ષ અમૃત જેવી દેશના આપી અને ઘણા વર્ષો સુધી કેવળી અવસ્થા પાળીને પ્રાંતે તેઓ મોક્ષે ગયા

ઇતિ કથાચૂડ કથા.

ઇતિ શ્રી વીરપરમાત્માની દેશનામાં ધર્મકલ્પદ્રુમની
મુખ્ય ચાર શાખાઓ પૈકી પ્રથમ દાનશાખામાં
ધર્મદત્ત તથા ચંદ્રયશાના આખ્યાનમાં
પ્રથમ પલ્લવ સંપૂર્ણ.





# અથ દ્વિતીય: પલ્લવ:

(ચંદ્રયશા ને ધર્મદત્તની કથા ચાલુ.)



મનુષ્યોમાં ચક્રી, દેવતાઓમાં વજ્રી (ઇંદ્ર), મૃગોમાં સિંહ, વ્રતોમાં ક્ષમા (દયા), પર્વતોમાં સુવર્ણશૈલ (મેરૂ) એ જેમ શ્રેષ્ઠ છે તેમ સર્વ જન્મમાં મનુષ્ય જન્મ શ્રેષ્ઠ છે. એવો શ્રેષ્ઠ મનુષ્ય જન્મ પામ્યા છતાં અને ઉત્તમ કુળમાં જન્મ્યા છતાં જે પ્રાણી ધર્મોપાર્જન કરતો નથી તો તે ભવાંતરમાં પારકા ઉચ્છિષ્ટ ભોજનનો ખાનારો અર્થાત્ ભિક્ષા માગીને ઉદરપૂર્ત્તિ કરનારો થાય છે. તેટલા માટે ધર્મધન કહે છે કે-' હે શ્રીપતિ શેઠ ! તું મિથ્યાત્વને તજી દે અને સમકિતને અંગીકાર કર કે જેથી તને ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થશે, કુવો ખોદનારો જેમ નીચે નીચે ઉતરતો જાય છે, તેમ પાપી જીવો અધોગતિગામી થાય છે અને પ્રસાદ બાંધનારો જેમ ઉપર ઉપર જાય છે, તેમ પુણ્યવાન જીવો ઉચ્ચગતિમાં જાય છે. મિથ્યાત્વથી જરૂર ભવભ્રમણ પ્રાપ્ત થાય છે. તેથી તમે દુષ્કર્મ ઉપાર્જન કરીને અવશ્ય અધોગતિમાં જશો. શું ઘણું, તો એ માટે કહું છું કે આપણી સંગતિ સત્સંગતિ

હોવાથી તે ધર્મપ્રાપ્તિનું કારણ થવી જોઈએ. કારણકે પ્રાણી કુસંગથકીજ પાપ કરે છે અને દુર્ગતિમાં જાય છે. કહ્યું છે કે—

"સંગના વશે કરીનેજ સત્કાર્ય કે અકાર્ય અથવા પાપ કે પુણ્ય થાય છે એમાં સદેહ નથી. જુઓ દુર્યોધનના સ્નેહ-વડે બંધાવાથીજ ગાંગેયે ગોહરણ કર્યું હતું. " સંતજનોના પ્રભાવના અતિશાયીપણાથી મંચક પણ તારનારો થાય છે. જુઓ. જળમાં નાખેલા પર્વતોએ પણ રામના સૈન્યને તાર્યું હતું. મહાત્માના આશ્રયથી અવસ્તુ પણ વસ્તુ થાય છે. જુઓ ! સિદ્ધરસના સંવેધથી લોહ પણ સુવર્ણપણાને પામે છે. 'ગુણ-જ્ઞપણું, કૃતજ્ઞપણું, અમત્સરીપણું, અદીનપણું, દયા, સત્ય અને ગુરૂભક્તિ—એ સર્વ સત્પુરૂષોના ઉત્તમ વ્રતો છે.'

આ પ્રમાણે ધર્મધન મિત્રના વચનોનો ક્રમ સાંભળીને શ્રીપતિ શેઠ અત્યંત હર્ષિત થયો સતો બોલ્યો કે-'હે ધર્મ-મિત્ર ! તારાં તમામ વચનો બરાબર છે અને લક્ષમાં લેવા યોગ્ય છે, તો હવે કહો કે હું શું કરૂં ? અને શું તજી દઉં ?' ધર્મધને કહ્યું કે-' મિથ્યાત્વને તજી દે, સમકિતને અંગીકાર કર. શુદ્ધ દેવમાં જે દેવપણાની બુદ્ધિ, સદ્ગુરૂમાં જે ગુરૂપણાની બુદ્ધિ અને શુદ્ધ ધર્મમાં જે ધર્મ બુદ્ધિ તેને સમ્યક્ત્વ કહેલું છે. અદેવમાં દેવબુદ્ધિ, અગુરૂમાં ગુરૂબુદ્ધિ અને અધર્મમાં ધર્મબુદ્ધિ તેને મિથ્યાત્વ કહેલું છે. સર્વજ્ઞ, રાગદ્વેષાદિ દોષમાત્રને જીતનારા, ત્રૈલોક્યપૂજિત અને યથાસ્થિત ધર્મના કહેનારા એવા અરિહંત પરમેશ્વર તે સુદેવ છે. મહાવ્રતોને ધારણ કરનારા, ધૈર્યવાન, ભિક્ષામાત્રથી આજીવિકાના કરનારા, સામાયિકમાં-સમભાવમાં

નિરંતર રહેનારા અને ધર્મના ઉપદેશક તે સુગુરૂ છે. દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારી રાખે-પડવા ન દે તે ધર્મ કહેવાય છે. તે ધર્મ સર્વજ્ઞનો કહેલો અને સંયમાદિ દશ પ્રકારનો છે. તે ધર્મના ઇંદ્રિયદમન, ક્ષમા, અહિંસક્તા, તપ, દાન, શીળ, યોગ અને વૈરાગ્ય એ ચિન્હો છે. જે દેવો સ્ત્રી શસ્ત્ર અને અક્ષસૂત્ર ( માળા ) વિગેરે રાગ દ્વેષ ને અજ્ઞાનના ચિન્હોથી અંકિત છે, તે દોષોવડે કલંકિત થયેલા છે, નિગ્રહ અનુગ્રહ કરવામાં તત્પર છે એવા દેવો મુક્તિમાટે થતા નથી. (એઓ કુદેવ કહેવાય છે.) સર્વ વસ્તુના અભિલાષી, સર્વભોજી (ભક્ષ્યાભક્ષ્યના વિવેક વિનાના), સપરિગ્રહી ( દ્રવ્ય રાખનારા ), અબ્રહ્મચારી અને મિથ્યા ઉપદેશ કરનારા એઓ ગુરૂપણાને યોગ્ય નથી. ( કુગુરૂ છે.) મિથ્યાદ્રષ્ટિઓએ માનેલો, હિંસાદિકની મલિનતાવાળો, જે ધર્મ તે ધર્મ નથી. એ તો ભવભ્રમણના કારણભૂત અધર્મ છે. ગોમેધ, નરમેધ, અશ્વમેધ વિગેરે યજ્ઞોમાં પ્રાણીઓનો ઘાત કરનારા એવા યાજ્ઞિકોમાં ધર્મ ક્યાંથી હોય ? કહ્યું છે કે-ઘોડા, હાથી, લોહ, કઇ, પાષાણ, વસ્ત્ર, સ્ત્રી, પુરૂષ અને પાણી, તેમજ ધર્મ-એમાં અંદર અંદર અત્યંત અંતર હોય છે. ( એક તદ્દન મૂલ્ય વિનાનું હોય છે ને એક અમૂલ્ય હોય છે. ) જેમ સુકૃતથી સામ્રાજ્ય, ચંદ્રથી જ્યોત્સ્ના, સૂર્યથી દિવસ, મેઘથી સુકાળ, સુગુરૂથી ધર્મ, ન્યાયથી લક્ષ્મી, વિનયથી સુવિદ્યા, ધર્મથી મંગળની શ્રેણિ, સમભાવથી સુખ અને અમૃતથી નિરોગીપણું અવશ્ય પ્રાપ્ત થાય છે; તેમજ ભવિક જીવોને-ભવ્યોને ભગવંતથી-તેમના કહેલ ધર્મના આરાધનથી અવશ્ય મુક્તિ પ્રાપ્ત થાય છે. અત્યંત સુખનું નિધાન, સર્વ પ્રકારના કલ્યાણનું બીજ, સંસારરૂપી

જળધિમાં પ્રવહણ, ભવ્ય પ્રાણીનું એક સુચિન્હ, પાપરૂપી વૃક્ષ-માટે કુઠાર, પવિત્ર તીર્થોમાં પ્રધાન એવું અને જેણે વિપક્ષમાત્રને જીતી લીધા છે એવું દર્શન ( સમકિત ) નામનું સુધારસ-અમૃત જળ પીઓ."

આ પ્રમાણેના મિત્રના વચનોથી શ્રીપતિ શ્રેષ્ઠિ મિથ્યાત્વના કારણમાત્રને તજી દઇને દયામય એવા જિનધર્મનું આરાધન કરવા લાગ્યા. તે નમસ્કાર મહામંત્રનો જાપ કરે છે, ત્રણે કાળ જિનપૂજન કરે છે અને બને સંધ્યાએ ભાવપુર્વક પ્રતિક્રમણ કરે છે. નિત્ય ગુરૂમહારાજને વંદન કરે છે, સાધુ મુનિરાજને દાન આપે છે, પર્વોનું આરાધન કરે છે અને વિવિધ પ્રકારના, તપ તપે છે. તેમજ અમારી, તીર્થયાત્રા અને દીનોદ્ધાર કરે છે. વળી એ મહા બુદ્ધિમાન સાત ક્ષેત્રમાં યોગ્ય રીતે દ્રવ્ય વાપરે છે-વાવે છે.

આ પ્રમાણે તે શેઠે પ્રિયા સાથે અખંડપણે ધર્મકાર્યો કર્યાં. એમ કરતા કરતાં છ માસ વ્યતિક્રમ્યા. ત્યારપછી એક દિવસ પાછલી રાત્રે શેઠ જાગ્યા એટલે વિચારવા લાગ્યા કે-' ધર્મનું આચરણ કરતાં મારા છ માસ વ્યતિક્રમ્યા, તો હવે મને તેનું ફળ શું મળશે ? આ પ્રમાણે જૈન ધર્મનુ આરાધન કર્યા છતાં પણ ફળસિદ્ધિ દેખાતી નથી તો શું આ ધર્મ નિષ્ફળ છે ? ' આમ વિચારે છે તેવામાં શાસનદેવતાએ તેની પાસે પ્રગટ થઇને કહ્યુ કે-" હે શ્રેષ્ઠિ ! હે મુઢ ! જીતેલી બાજી કયાં હારી જાય છે ? સમુદ્રમાં રહ્યાસતા હાથમાં આવેલું પાટીયું કયાં છોડી દે છે.? જેમ પ્રવહણ ભગ્ન થવાથી સમુદ્રમાં પડેલો માણસ પાટીયું

અળવાથી કીનારા પાસે જાય, તેવામાં વળી પવન લાગવાથી તે બીજી બાજુ ચાલ્યો જાય તેમ તું પણ અંતરાય કર્મરૂપી સમુદ્રનો પાર પામવા આવ્યો, તેવામાં શંકારૂપી અવળા પવનથી પાછો સમુદ્રમાં ચાલ્યો જાય છે. શંકા રહિત કરેલો ધર્મ જ મહા ફળને આપનાર થાય છે અને સંશય સહિત કરેલો ધર્મ જળની રેખા જેવો નિષ્ફળ થાય છે. સ્થળમાં જળ, જળમાં રેખા, ભુભુક્ષિતના મોઢામાં ફળ અને શંકાસહિત પુણ્ય સ્થિરપણાને પામતાં નથી. આરંભથી દયા નાશ પામે છે, સ્ત્રીના સંગથી બ્રહ્મચર્ય નાશ પામે છે, શંકાથી સમ્યકત્વ નાશ પામે છે અને પરિગ્રહ રાખવાથી સંયમ નાશ પામે છે. મોક્ષદાયક એવુ સમ્યકત્વ પણ મષીનો લેપ કરવાથી જેમ ચિત્ર નાશ પામે છે અને સ્વૈરિણી સ્ત્રીથી જેમ ઉત્તમ કુળ નાશ પામે છે તેમ શંકાવડે દૂષિત થાય છે તેમજ પરિણામે નાશપણ પામે છે. હે શ્રીપતિ શેઠ ! ધનપાળે શંકાવડે પોતાનો મનુષ્ય જન્મ ફોગટ ગુમાવ્યો તેમ શંકાવડે સમ્યકત્વ, ધર્મ અને પુણ્યકાર્ય સર્વ શૂન્યભાવને પામી જાય છે-નિષ્ફળ થાય છે. તે ધનપાળની કથા આ પ્રમાણે-

ક્ષિતિપ્રતિષ્ઠ નામના નગરમાં **ધન** નામનો ધનવાન્ વણિક રહેતો હતો; તેને **ધનશ્રી** નામે સ્ત્રી હતી અને **ધનપાળ** નામે પુત્ર હતો. હજુ તે ધનપાળ બાળક હતો તેવામાં તેની માતા મરણ પામી. 'બાળકને માતાનું મરણ મહાદુઃખનું કારણ થાય છે.' કહ્યું છે કે-' બાલ્યાવસ્થામાં માતાનું મરણ, યૌવનાવસ્થામાં સ્ત્રીનું મરણ અને વૃદ્ધાવસ્થામાં પુત્રનું મરણ-આ ત્રણ દુઃખ કરતાં વિશેષ દુઃખ બીજું નથી.' ધનશેઠ ધનપાળને જોઈને વિચારે છે કે-'આ બાળકને તેની માતા વિના મોટો શી રીતે કરી

શકાશે ? એને કોણ ઉછેરશે ? માટે મારે બીજી સ્ત્રી પરણવાની જરૂર છે.' આમ વિચારીને તેણે સારી રીતે ધન આપીને ધનશ્રી નામની એક સુંદર સ્ત્રી સાથે પાણિગ્રહણ કર્યું. કારણ કે–'ગૃહ તે ગૃહ કહેવાતું નથી પરંતુ ગૃહિણીજ ગૃહ કહેવાય છે, ગૃહિણી વિનાનું ઘર અરણ્ય સદૃશ કહેલું છે.' અનુક્રમે તેને વિષયના આરંભીક ફળ તરીકે પુત્ર થયો. તે પુત્રને જોઈને શેઠ બહુ રાજી થયા. નવી આવેલી ધનશ્રી સપત્નીના પુત્ર ધનપાળને પણ પોતાના પુત્રવતજ માનતી હતી. પછી બંને પુત્રો લેખશાળામાં (નિશાળે) ભણવા માટે સાથે જવા લાગ્યા. ધનશ્રી તે બંનેને તીખા નાખેલું દુધ પુષ્ટિને માટે પીવા મોકલતી હતી. ધનશ્રીનો પુત્ર ધનદેવ તો તે દુધ નિઃશંકપણે પી જતો હતો કેમકે દુધના પાન વિના અભ્યાસ સારી રીતે કેમ થઈ શકે ? ધનપાળ તે દુધમાં તેની ઓરમાન માતાએ નાખેલી માખીઓ છે એવી શંકાથી તે દુધ પીતો હતો તે વિચારતો હતો કે–'આ મારી વિમાતા મારૂં હિત ચિંતવનારી કયાંથી હોય ?' આવી ખોટી ચિંતવનાથી તે દિનપરદિન ક્ષીણ થવા લાગ્યો અને જો આ દુધ નહીં પીઉં તો મને મારશે એવા ભયથી તે દુધ દરરોજ પી જવા લાગ્યો, એને પરિણામે તેને જીવિતવ્યનો ઘાત કરનાર વલ્ગુલી નામે વ્યાધિ થયો. તેના પિતાએ તેને વૈદ્યને બતાવ્યો, દ્રવ્ય આપીને તેનું ઔષધ કરાવ્યું, પણ ધનપાળે પોતાના મનનો વિચાર વૈદ્યને કહ્યો નહીં તેથી વ્યાધિ વૃદ્ધિ પામતો ગયો. 'બુદ્ધિ કર્માનુસારીજ હોય છે.' અનુક્રમે તે વેલ્ગુલવાયુના વ્યાધિથી ક્ષય થતો થતો પંચત્વ પામ્યો. 'શંકારૂપ આતંકવડે પ્રાણીને શું શું દુઃખ પ્રાપ્ત

થતું નથી ?' નાનો પુત્ર ધનદેવ નિઃશંકપણે દુધ પીતો અને અભ્યાસ કરતો વૃદ્ધિ પામ્યો. પરિણામે તે ઘરનો સ્વામી થયો. 'શંકાવડે કરીને જેમ ધનપાળ આ લોકના સુખથી ભ્રષ્ટ થયો તેમ બુદ્ધિમાન્ પુરૂષ પણ શંકા કરવાથી નિવૃત્તિને આપનાર સમકિતથી ભ્રષ્ટ થાય છે.

'ધને કરીને હીન એવો મનુષ્ય પણ જો સમ્યકત્વરૂપી શ્રેષ્ટ ધનવાળો હોય તો તે ધનીજ છે; કેમકે આ ધન તો એક ભવમાંજ સુખ આપનારૂં છે અને સમકિતરૂપી ધન તો ભવભવમાં અનંતા સુખને આપનારૂં છે.' ઈતિ ધનપાળ કથા.

શાસનદેવતા કહે છે કે–"હે શ્રીપતિ ! તમે શંકાવડે કરીને ધર્મને દૂષિત કર્યો છે. તેનું ફળ કહું છું તે સાંભળો– જેમ જાતિવંત રત્ન તેમજ શ્રેષ્ટ મુક્તાફળ રેખાવડે લાંછિત થાય તો સ્વલ્પ મૂલ્યવાળું થઇ જાય છે તેમ તમારે થયું છે. એટલે જૈન ધર્મના પ્રભાવથી જોકે તમને પુત્રની પ્રાપ્તિ થશે પરંતુ શંકા કરવાથી તમે પુત્ર સંબંધી સુખને ભોગવી શકશો નહીં." આ પ્રમાણેની તેની વાણી સાંભળીને શ્રીપતિ શેઠ બોલ્યા કે–"હે દેવી ! ભુખ્યા રહેવા કરતાં રાબ પીવી તે પણ સારી-એવી લોકોક્તિ છે. વરસાદ બીલકુલ ન વરસે તે કરતાં તેના છાંટા પડે તે પણ સારા, તે પણ તાપને હરનાર થાય છે. તેમ પુત્ર વિનાના એવા મને એવી રીતે પણ પુત્ર પ્રાપ્તિ થાઓ. 'આ વંધ્ય છે' એવી લોકોક્તિ મને કદર્થના કરે છે તેને તો દૂર કરો." શેઠની આવી ઇચ્છા જાણીને દેવી તેને પુત્ર થવારૂપ વર આપીને અદ્રશ્ય થઇ. પ્રભાતે તેણે આ બધી વાત પોતાની

પ્રિયા પાસે કરી અને કહ્યું કે-'હે સુંદરી! તને પુત્ર થશે એમ રાત્રે શાસનદેવી કહી ગયેલ છે.' આ પ્રમાણે સાંભળીને શેઠાણી બોલ્યા કે-'હે સ્વામિન્! મેં પણ આજે રાત્રે સ્વપ્નમાં આપણા ઘરમાં રહેલો ફળયુક્ત પૂર્ણકુંભ જોયો છે.' આ પ્રમાણેના તેના વચનથી 'આપણે ત્યાં પુત્રની પ્રાપ્તિ આ સ્વપ્નને અનુસરીને જરૂર થશે.' એમ વિચારીને તે બંને બહુ હર્ષિત થયા અને અંદર અંદર તે સબંધી આનંદવાર્ત્તા કરવા લાગ્યા.

તેજ રાત્રીએ કોઈ ઉત્તમ જીવ સ્વર્ગથી ચ્યવીને શ્રીમતિની કુક્ષીમાં ઉત્પન્ન થયો. તે કારણથી તેને સારા સારા દોહળા થવા લાગ્યા અનુક્રમે નવ મહીના ને સાડાઆઠ દિવસ થયા એટલે શ્રીમતિએ ઉત્તમ પુત્રને જેમ પૂર્વ દિશા સૂર્યને જન્મ આપે તેમ જન્મ આપ્યો. અર્થાત્ તેને પુત્ર પ્રસવ્યો. તે હકીકત ફેલાવાથી શ્રીપતિશેઠના કુટુંબીઓએ શેઠ પાસે આવીને તેને વધાવ્યા-વધામણી ખાધી શેઠે પણ પુત્રનો જન્મોત્સવ સારી રીતે કર્યો અને અમારી ઘોષણા કરાવી. ત્યારપછી પહેલે દિવસે બળિકર્મ વગેરે, ત્રીજે દિવસે ચંદ્રાર્કનું દર્શન, અને છઠ્ઠીને દિવસે વિધિપૂર્વક ષષ્ઠી-જાગરણ કર્યું.

'આ પુત્રને ધર્મે આપેલો છે' એમ માનીને તેનું **ધર્મદત્ત** નામ સ્થાપન કર્યું. તે 'પિતાના મનોરથ સાથે દિન દિન વૃદ્ધિ પામવા લાગ્યો. કોઈ વખત ખોળામાં, કોઈ વખત સ્કંધ ઉપર, કોઈ વખત એક બીજાના હાથમાં ફરતો અને લાલનપાલન કરાતો તે બાળક અનુક્રમે છ વર્ષનો થયો. ત્યારપછી સાત વર્ષનો થયો એટલે તેના બુદ્ધિમાન્ પિતાએ તેને મહોત્સવપૂર્વક

લેખશાળામાં ભણવા માટે મૂકયો કેમકે–વિદ્યાવિનાનો રૂપવાન્ મનુષ્ય પણ કોઈ જગ્યાએ લેખામાં ગણાતો નથી. જેમ આવળના ફુલો રૂપાળાં હોય છે પણ ગંધવિનાના હોવાથી ઉપયોગમાં લેવાતા નથી તેમ વિદ્યાહીન મનુષ્યનું કુળ કદી વિશાળ હોય તો પણ શા કામનું ? કેમકે લોકોમાં વિદ્યાવંતજ પૂજાય છે અને નિર્વિદ્ય (અભણ) મનુષ્ય પરાભવ પમાડાય છે. કહ્યું છે કે–" અજાત (નહીં જન્મેલો), મૃત અને મૂર્ખ–એ ત્રણ પ્રકારના પુત્રોમાં પ્રથમના બે પ્રકારના સારા, કેમકે તે સ્વલ્પ સમયજ દુઃખ આપે છે પણ ત્રીજા પ્રકારનો મૂર્ખ પુત્ર તો નિરંતર જીવનજીવ દુઃખ આપે છે, તેથી તે સારો નહી " વિદ્યા મનુષ્યોને યશની કરનારી છે, વિદ્યા શ્રયને કરનારી છે અને સમ્યક્ પ્રકારે આરાધેલી વિદ્યા દેવની જેમ વાંછિતને આપનારી છે. વિદ્વાન ને રાજા સરખા ન ગણાય, કેમકે રાજા તો પોતાના દેશમાંજ પૂજાય છે અને વિદ્વાન તો સર્વત્ર પૂજાય છે. અભ્યાસ કર્યા વિનાનું શાસ્ત્ર વિષતુલ્ય છે, અજીર્ણાવસ્થામાં કરેલું ભોજન વિષતુલ્ય છે, દરિદ્રીને પારકી ગોષ્ઠી વિષતુલ્ય છે અને વૃદ્ધને સ્ત્રી વિષતુલ્ય છે વિદ્યા ભણવાની વય ગયા પછી પણ સુજ્ઞજનોએ સર્વ પ્રકારે વિદ્યા તો મેળવવી. કેમકે તે જો આ ભવમાં કદી ફળદાતા ન થાય તો પણ અન્ય જન્મમાં પામવી સુલભ તો થાય છેજ. શુભ જીજ્ઞાસાવાળા મનુષ્યોએ દેવતાના આરાધનમાં, દાનમાં, વિદ્યાભ્યાસમાં, સારા ઔષધમાં અને ક્ષમા કરવામાં સદૈવ યત્ન કરવો. ધનહીન તે હીન ન કહેવાય, કેમકે ધન કોઈનું નિશ્ચળ રહેતું નથી; વિદ્યાહીન હોય તેનેજ સર્વ વસ્તુમાં-બધી બાબતમાં હીન સમજવો. જો વિદ્યા મેળવી છે તો આ સાંકડા એવા પેટ ભરવાની શી ચિંતા છે ? કેમકે-રામનું

નામ બોલતો એવો પોપટ ચોક બજારમાં ચોખાનું ભોજન પામે છે. જ્યાં વિદ્યાની પ્રાપ્તિ નથી, જ્યાં ધનની પ્રાપ્તિ નથી અને જ્યાં આત્મસુખની પ્રાપ્તિ નથી ત્યાં એક દિવસ પણ રહેવું નહીં. જેમ પાણીના બિંદુઓ પડતાં પડતાં પણ અનુક્રમે ઘડો પૂર્ણ ભરાઇ જાય છે, તેમ ક્રમે ક્રમે થોડી થોડી પ્રાપ્તિ થતાં પણ ધર્મ, ધન અને સર્વ પ્રકારની વિદ્યાની પ્રાપ્તિ થાય છે. પાંડિત્યમાં, શિલ્પમાં, સર્વ કળાઓમાં અને ધર્મ અર્થ કામ ને મોક્ષરૂપ ચારે પુરૂષાર્થમાં મનુષ્ય ક્રમેક્રમે કુશળ થાય છે. પંડિતોમાં બધા ગુણ હોય છે અને મૂર્ખમાં બધા દોષ હોય છે, તેથી હજાર મૂર્ખવડે પણ એક પ્રાજ્ઞ પુરૂષ મળી શકતો નથી. અર્થાત્ હજાર મૂર્ખ કરતાં પણ એક પ્રાજ્ઞ શ્રેષ્ટ છે. દુર્ગ એવા પર્વતોમાં વનચરોની સાથે ફરવું સારૂ પણ સુરેંદ્રના ભુવનમાં પણ મૂર્ખની સાથે રહેવું સારૂં નહીં. પ્રત્યક્ષ એવા બેપગા પશુ જેવા મૂર્ખને તજી દેવો. કારણકે તે અદ્દસ્ય કંટકની જેમ વાકયરૂપ શલ્યવડે અન્ય મનુષ્યને વીંધે છે. મૂર્ખ શિષ્યને સમજાવતાં, દુષ્ટ સ્રીનું ભરણ-પોષણ કરતા અને શત્રુ સાથે એકત્ર વસતાં પંડિત પણ સીદાય છે. મૂર્ખો પંડિતોનો દ્વેષ કરે છે, પણ્યાંગના ( વેશ્યા ) કુળ-સ્રીનો દ્વેષ કરે છે અને દુર્ભાગીઓ સૌભાગ્યવાળાનો દ્વેષ કરે છે. ધનધાન્યના સંગ્રહમા, વિદ્યા મેળવવામાં અને આહાર તેમજ વ્યવહારમાં સુજ્ઞોએ સદા ઉદ્યમવંત રહેવું. કારણ કે—આળસુને વિદ્યાની પ્રાપ્તિ કયાંથી થાય, વિદ્યાવિનાના અભણને ધનની પ્રાપ્તિ કયાંથી થાય, નિર્ધનીઆને મિત્રો કયાંથી હોય અને મિત્રોવિ-નાનાને બળ કયાંથી હોય ? વળી આળસુને માન કયાંથી મળે, માનવિનાનાને યશ કયાંથી મળે, તેવા યશવિનાના અપયશવાળા-

ઓના જીવવા કરતાં મરણ સારૂં. આ કારણ માટે વિદ્યા મેળ-વવી તે શ્રેષ્ઠ છે. વિદ્યા સેવી સતી સર્વ કાર્ય સિદ્ધ કરી આપે છે. જે વિદ્યાના પ્રતાપથી ગુરૂ પણ શુક્રજેવો થાય છે. પરાજિત થયેલા વૃષભના ગર્જારવથી શું ? વસંતઋતુ ગયા પછી કોયલના બોલવાથી શું ? અને કાયર મનુષ્ય કદી ઘણા શસ્ત્રો ધારણ કરે તેથી શું ? તેમજ નિરક્ષર એવા મનુષ્યના જીવવાથી શું ? અર્થાત્ કાંઈ નહીં. ગુરૂમહારાજની સેવાથી, ધન આપવાથી અથવા બદલામાં બીજી વિદ્યા ભણાવવાથી–એ ત્રણ પ્રકારથી વિદ્યા પ્રાપ્ત થાય છે; તે શિવાય વિદ્યાપ્રાપ્તિનો ચોથો ઉપાય નથી. હેતુવાળું, તથ્ય, સત્ય અને સાધુજનને પ્રિય એવું મૂર્ખ બોલી જાણતો નથી; તે તો માત્ર તેની જીવ્હાનુંજ રક્ષણ કરે છે–તેની ખરજ મટાડવા માટેજ બોલે છે. વિષમાંથી જેમ અમૃત ગ્રહણ કરવું, અમેધ્યમાંથી જેમ કંચન ગ્રહણ કરવું, દુષ્કુળમાંથી પણ જેમ ઉત્તમ સ્ત્રી ગ્રહણ કરવી તેમ નીચ પાસેથી પણ શ્રેષ્ટ વિદ્યા હોય તો ગ્રહણ કરવી. સ્વસ્ત્રીમાં, ભોજનમા અને ધન મેળવવામાં–એ ત્રણ બાબતમાં સંતોષ કરવો અને દાન, અધ્યયન ને તપ–એ ત્રણ બાબતમાં સંતોષ ન કરવો. ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, અષ્ટમી–એ દિવસોએ તેમજ સૂતક હોય ત્યારે અને સૂર્ય ચંદ્રના ગ્રહણ વખતે અભ્યાસ ન કરવો. ( નવું ભણવું નહીં. )

અહીં ધર્મદત્તે જાણે પૂર્વે અભ્યાસ કરેલ હોય તેમ અલ્પ કાળમાંજ સર્વ વિદ્યા ગ્રહણ કરી. પછી તેને ધાર્મિક અભ્યાસ કરવા માટે પુણ્યશાળામાં મુકયો. ત્યાં સાધુની પાસે તેણે ઉત્તમ ધર્મકળા સંપાદન કરી. કહ્યું છે કે–બહોંતેર કળામાં કુશળ હોય અને પંડિત ગણાતો હોય તેવો પુરૂષ પણ જો ધર્મકળા જાણતો

ન હોય તો તે અપંડિતજ છે. તેને પંડિત ન ગણવો, પણ મૂર્ખ ગણવો. પછી ધર્મદત્ત બે કાળ આવશ્યક ( પ્રતિક્રમણ ), ત્રણકાળ જિનપૂજન અને બાકીના વખતમાં બીજી ધર્મક્રિયાઓ પોતાના પિતાથી પણ અધિકે કરવા લાગ્યો. તે નવાં નવાં પ્રત્યાખ્યાનો કરવા લાગ્યો અને અચિત્ત જળ પીવા લાગ્યો. બાલ્યાવસ્થા છતાં અને ગૃહસ્થ છતાં પણ તે મુનિવત્ ધર્મક્રિયા કરવા લાગ્યો. અનુક્રમે વનિતાજનના મનને મોહ પમાડે તેવા યૌવનને તે પામ્યો અને મહોત્સવપૂર્વક કોઇ મહેભ્યની પુત્રી સાથે તેણે પાણિગ્રહણ કર્યું. અર્થાત્ તેને પરણાવ્યો. સ્ત્રીસંયુક્ત થયા છતાં પણ તે હાથમાંથી પુસ્તક છોડતો નહોતો, શાસ્ત્રરસમાંજ નિમગ્ન રહેતો હતો. જેણે બાલ્યાવસ્થામાં સારીરીતે અભ્યાસ કર્યો હોય છે તેનું મન યૌવનાવસ્થામાં પણ તેમાજ રમે છે-તેમાંજ આનંદ પામે છે.

જેમ કોઇ નગરમાં એક જિનદત્ત નામે શ્રાવક રહેતો હતો. તે અશ્વાદિ પશુઓ રાખતોજ નહોતો કે જેથી સંભાળ રાખવી પડે. એકદા તે નગરના રાજાને કોઇએ એક જાતિવંત અશ્વની ભેટ ધરી. રાજા તે અશ્વને લક્ષણોપેત જાણીને બહુ ખુશી થયો. પછી તે અશ્વનું રક્ષણ કરવા માટે રાજાએ કોઇનો વિશ્વાસ ન આવવાથી જિનદત્તને તે અશ્વ સોંપ્યો અને તેની સંભાળ રાખવા સૂચવ્યું. તેના રક્ષણને અંગે રાજાએ કરેલી અનેક પ્રકારની સૂચનાઓને લક્ષમાં લઇને જિનદત્ત ઘરે આવી વિચારવા લાગ્યો કે " અરે ! આ સંતાપ મને કયા કર્મથી પ્રાપ્ત થયો ? કેમકે પશુને પાળવા સંબંધી ક્રિયા મારી જેવાને પરમ દુઃખદાયી છે. આ બાબતમાં મારાથી પુત્ર મિત્ર કળત્ર વિગેરે કોઇનો વિશ્વાસ

કરી શકાશે નહીં અને તેનું પૂરા યત્નથી રક્ષણ કરવું પડશે. કારણકે રાજકાર્ય અતિ દુષ્કર છે." આ પ્રમાણે વિચારીને તેણે તે અશ્વને ગુપ્તસ્થાનમાં રાખ્યો. તેની શુશ્રુષા પોતેજ કરવા લાગ્યો અને તેને પાણી પાવા પણ પોતેજ લઈ જવા લાગ્યો. પાણી પાવાના સરોવરે જતાં માર્ગમાં એક જિનપ્રાસાદ આવતો હતો, એટલે ત્યાં ઘોડા પાસે ત્રણ પ્રદક્ષિણા દેવરાવી પ્રભુને નમાવીને પછી પાણી પાવા લઈ જતો હતો, અને ત્યાં પાણી પાઇને પાછા વળતાં ફરીને પાછી જિનપ્રાસાદની ત્રણ પ્રદક્ષિણા દેવરાવી પ્રભુને નમાવીને ઘરે લાવતો હતો. જળ પાવાને અવસરે આ પ્રમાણે નિત્ય કરવાથી તે અશ્વે સરોવર, જિનપ્રાસાદ ને જિનદત્તનું ઘર એ ત્રણ વાનાંજ જોયાં. તે ઉત્તમ અશ્વ અન્યની પ્રેરણાથી પણ અન્ય માર્ગે ગમન કરતો ન હતો. તેના જાતિવંતપણાથી રાજાએ ઘણા રાજાઓને જીતી લીધા. તેના વેરી રાજાઓ પૈકી એકે 'આ અશ્વ પ્રભાવવાળો છે અને તેના પ્રભાવથી એ રાજા સૌને જીતે છે' એવું જાણ્યું. તેથી તેણે તે ઘોડાને ઉપાડી લાવવા કોઇ ઠેરકને ત્યાં મોકલ્યો.

તે કપટશ્રાવક થઇને જ્યાં અશ્વ રાખેલો હતો તે જિનદત્તના મંદિરે ગયો. જિનદત્તે તેને શ્રાવક જાણીને તેની આગતાસ્વાગતા કરી કપટશ્રાવકે પણ બાહ્ય રંગવડે જિનદત્તને વિશ્વાસ પમાડ્યો. જિનદત્તે પણ તેની સાથે ઘણી વાર્તા પ્રીતિપૂર્વક કરી. તે માયાવીએ પુણ્યકારી અનેક નવી નવી વાર્તાઓ કરી. જિનદત્તે ભદ્રકપણાથી તેના ચિત્તને ઓળખ્યું નહીં. "વિદ્યાનો દંભ ક્ષણમાત્રજ રહે છે, દાનનો દંભ ત્રણ દિવસ રહે છે, રસનો દંભ છ માસ સુધી રહે છે, પરંતુ ધર્મનો દંભ તો અત્યંત

દુસ્તર છે; તે તો સમજવો બહુજ મુશ્કેલ છે.” તેવા સજ્જ-
નથી શું કે જે શંખ જેવા છે? શંખ ઉપરથી ઉજ્વળ હોય
છે પણ અંતરમાં તે બહુજ વક્ર-વળદાર હોય છે. એક કવી
કહે છે કે:—

“દ્રવ્યને પામીને કોણ ગર્વિત થતું નથી? કયા વિષ-
યીની આપત્તિઓ નાશ પામેલી હોય છે? સ્ત્રીઓએ કોના
મનને ખંડિત કર્યું નથી? રાજાને કોણ કાયમ પ્રીતિપાત્ર
રહે છે? કાળને ગોચર કોણ નથી? અર્થી કોણ ગૌરવ પામે
છે? અને કોણ પુરૂષ દુર્જનની જાળમાં ફસાયા છતાં ક્ષેમ-
કુશળ બહાર નીકળ્યો છે?”

અહીં એકદા જિનદત્તને આમંત્રણ કરવા માટે તેનો કોઇ
મિત્ર પોતાને ત્યાં વિવાહપ્રસંગ હોવાથી બહારગામથી ત્યાં
આવ્યો. તે આવનારે બહુ આગ્રહ કરવાથી અને તે ધર્મબંધુ
હોવાથી જિનદત્ત પેલો અશ્વ કપટશ્રાવકને સોંપીને તે આવ-
નાર સાથે બહારગામ ગયો. અહીં તો બીલાડીને જાળવવા
માટે જેમ દુધ સોંપે તેમ થયું. કપટશ્રાવક મનમાં બહુજ
રાજી થયો. જિનદત્તે પોતાના ઘરમાં અશ્વની ભલામણ પોતાના
પુત્રકળત્રાદિ કોઇને પણ કરી નહોતી, તેથી કપટશ્રાવકજ
તેની સારસંભાળ કરતો હતો. પછી રાત્રે ઘોર અંધકારમાં તે
પાપાત્મા કપટીશ્રાવક અશ્વ ઉપર આરોહણ કરીને એકદમ
જિનદત્તના મંદિરમાંથી બહાર નીકળ્યો. જિનદત્તે શિક્ષા
આપેલો અશ્વ તેને બતાવેલા માર્ગ શિવાય બીજે માર્ગે ઘણો
પ્રયાસ કર્યા છતાં ચાલ્યો નહીં. તે તો જિનપ્રાસાદે ને સરોવરે

જઈને પાછો ઘર તરફ આવ્યો. તેને ચાબુકવડે ઘણો માર્યો છતાં તે તો સરોવર સુધી જાય ને ઘરે આવે. એમ ઘણા આંટા મારતાં રાત પૂરી થઇ ગઈ. સૂર્યોદયે તે માયાવી ઘોડાને મૂકીને ચાલ્યો ગયો.

જિનદત્ત અશ્વના રક્ષણની ઉત્સુકતાથી મિત્રને ત્યાં વધારે ન રોકાતાં બીજે દિવસે ઘરે આવ્યો. પછી ઘોડા તરફ નજર કરતાં તેને ઘણો શ્રમિત થઇ ગયેલો જોઈને તેની હકીકત પૂછતાં આખી રાત્રીનો વૃત્તાંત તેણે જાણ્યો, એટલે તે વાત તેણે રાજાને નિવેદન કરી. ' જેમ આ અશ્વ એકમાર્ગીજ રહ્યો તેમ ધર્મદત્ત પણ શાસ્ત્રમાંજ રસિક અને તેમાંજ એક ચિત્તવાળો રહ્યો. '

અન્યદા શેઠાણીએ પોતાના ભર્ત્તાર શ્રીપતિ શેઠને કહ્યું કે—" આ ધર્મદત્ત સર્વ શાસ્ત્રજ્ઞ છતાં પઠિતમૂર્ખ જણાય છે. કાવ્ય કરો, સંસ્કૃત બોલો, સર્વ કળાઓમાં પ્રવીણ થાઓ, પરંતુ જો યથાનુરૂપ લોકસ્થિતિ જાણે નહીં તો તેને મૂર્ખોનો ચક્રવર્તીજ સમજવો. લોકમાર્ગને મનુષ્ય જ્યાંસુધી જાણતો નથી ત્યાંસુધી તેને શૃંગપુચ્છ વિનાનો પશુજ સમજવો. જેમ ચાર વેદને જાણનારો વિપ્ર પણ અન્ય શાસ્ત્રોમાં શ્રમ કર્યા વિના પશુસમાન કહેવાય છે તેમ વ્યવહારને જાણ્યા વિના મનુષ્ય પણ પશુસમાન લાગે છે. કેટલાક અપઠિત પંડિત હોય છે, કેટલાક પઠિત પંડિત હોય છે, કેટલાક અપઠિત મૂર્ખ હોય છે અને કેટલાક પઠિત મૂર્ખ હોય છે. વળી માણસે અત્યંત સરલ ન થવું. જુઓ ! વનસ્પતિમાં જે સરલ

ને સીધી હોય છે તે છેદાય છે અને વાંકાચુંકા ઝાડ હોય છે તે એમને એમ રહે છે–તેને કોઈ છેદતું નથી. અત્યંત મુગ્ધ ન થવું, અત્યંત કાઠિન્યવાળા ન થવું, અતિ ઉચ્ચ ન થવું, અતિ નીચા ન થવું, એકાંત રમ્ય ન થવું–મધ્યસ્થ રહેવું, એમાંજ સલામતિ છે. વ્યવહારનું જાણપણું ન હોય તો નિરવદ્ય એવી વિદ્યાથી પણ કાર્યસિદ્ધિ થતી નથી. આ હકીકત ઉપર ચાર રાજકુમારનું દ્રષ્ટાંત છે તે નીચે પ્રમાણેઃ—

પૂર્વે ચંદ્રપુર નગરમાં ચંદ્રજિત્ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ચંદ્રાનના નામે રાણી હતી અને **બુદ્ધિસાગર** નામે મંત્રી હતો. અન્યદા રાજા પાસે આવીને કોઈએ કહ્યું કે–'વિદ્વાન્ મનુષ્યજ શ્રેષ્ટ છે.' ત્યારે મંત્રીએ કહ્યું કે–'જે વ્યવહાર ન જાણે તે પંડિત છતાં પણ મૂર્ખ છે.' તે હકીકતની પરીક્ષા કરવા માટે રાજાએ ચાર સુભગ, સુરૂપ ને સૌમ્ય એવા રાજપુત્રોને ભોંયરામાં રાખીને ભણાવવા માંડ્યા. ભણાવવા રાખેલા પંડિતે ચારે જણને વ્યાકરણ, પ્રમાણશાસ્ત્ર, જ્યોતિષ ને વૈદ્યક–એમ એક એક શાસ્ત્રમાં પ્રવીણ કરી રાજાને સોંપ્યા. રાજાએ તે પંડિતને દ્રવ્ય-વડે સંતુષ્ટ કરીને વિસર્જન કર્યો. ચારે પુત્રો પિતાએ લાલન-પાલન કરાતા સતા અનુક્રમે વીશ વર્ષના થયા. રાજાએ તેને પોતાની પાસે બેસાડીને કેટલીક હકીકત પૂછી, એટલે પંડિત થયેલા તેઓ સંસ્કૃત ભાષામાં ઉત્તર આપવા લાગ્યા. તે સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું કે–'જુઓ ! આ કેવા પંડિત થયા છે?' એટલે મંત્રી બોલ્યો કે–' એ ખરેખરા પંડિતમૂર્ખો છે. ' રાજાએ કહ્યું કે–'તમે એને મૂર્ખ શા કારણથી કહો છો?' એટલે મંત્રીએ કહ્યું કે–'એઓ લોકાચારને બીલકુલ જાણતા નથી, માત્ર પોપ-

ટની જેમ પઢ્યા છે-ભણ્યા છે.' પછી પ્રધાને તેની પરીક્ષા કરાવવા માટે રાજાને પુત્રોસહિત બહુ આગ્રહથી પોતાને ત્યાં જમવાનું બહુમાન સાથે નિમંત્રણ કર્યું. તેઓ આવ્યા ને જમવા બેઠા. એટલે પ્રધાને પાંચ પ્રકારના પકવાન્ન તથા ફળ-ફુળી વિગેરે પીરસ્યું. તેમાં ખાજાં બહુ છિદ્રવાળા જોઈને રાજપુત્રો અંદર અંદર બોલવા લાગ્યા. 'આ બહુ છિદ્રવાળું ને ચતુષ્કોણવાળું બહુ ભયાવહ ગણાય છે તે શું છે? અમે તો આમાં કાંઈ જાણતા નથી, તેથી આ બાબતમાં શું કહેવું ?' આ પ્રમાણે કહીને તે ચારે ઉભા થઇ ગયા અને બોલ્યા કે-'જ્યાં, કાંઈ પણ છિદ્ર હોય ત્યાં પંડિતોએ ક્ષણવાર પણ ઉભા ન રહેવું.' કહ્યું છે કે-' छिद्रेष्वनर्था बहुला भवंति, तस्याज्यं स्थानकं ततः આ પ્રમાણે કહીને ભોજનના ભાજન તજી દઇને તે ચારે જણાએ ચાલવા માંડ્યું. રાજાએ તે હકીકત મંત્રીશ્વરે કરેલી સંજ્ઞાવડે જાણી કે-આ વેદજ્ઞ વિપ્રની જેમ લોકસ્થિતિને જાણતા નથી.

'હવે એમની પાછળ માણસ મોકલીને તેની ચર્ચા જાણવાની જરૂર છે.' એમ કહીને મંત્રીએ તેમની પાછળ એક માણસને મોકલ્યો. રાજપુત્રો આગળ ચાલતાં રાજદ્વારે પહોંચ્યા. તેવામાં ત્યાં એક ગધેડો આનંદ કરતો ઉભેલો જોયો. તેઓએ પરસ્પર પૂછ્યું કે-'આ પાંચમો બંધુ કોણ છે ?' એમ કહીને શાસ્ત્રના પ્રમાણથી બંધુબુદ્ધિએ તેઓએ તેની ઉપર હાથ ફેરવ્યો. તેઓ બોલ્યા કે-'આતુરપણામાં, કષ્ટપ્રાપ્તિ વખતે, દુર્ભિક્ષમાં, શત્રુ સાથેના વિગ્રહમાં, રાજદ્વારે અને સ્મશાને જે(સાથે) રહે તેને ખરો બાંધવ સમજવો.' આમ શાસ્ત્રમા કહ્યુ છે. આ રાજદ્વારે ઉભેલો છે તેથી તે બાંધવ ગણવા યોગ્ય છે. આમ

વિચારી તેને સાથે લઈને તેઓ આગળ ચાલ્યા. તેવામાં વેગથી ઉતાવળું ચાલતું એક ઉંટ તેમની નજરે પડ્યું. તે જોઈને એક કુમારે બીજાને પૂછ્યું કે-'આ કોણ જાય છે?' ત્યારે પેલો બોલ્યો-'હું જાણતો નથી, પણ **धर्मस्य त्वरिता गतिः** એમ જાણ્યું છે, માટે આ સાક્ષાત્ ધર્મ હોવો જોઈએ. કહ્યું છે કે-ચિત્ત ચળિત છે, વિત્ત ચળિત છે અને આપણું યૌવન પણ ચળિત છે, માટે પાત્ર તરફ હાથ પસાર અર્થાત્ પાત્રને દાન આપ. કારણકે ધર્મની ગતિ ઉતાવળી હોય છે. બીજા સર્વ કાર્યમાં સ્થૈર્ય કરવાનું ન્યાયવાન પંડિતો કહે છે અને તેનેજ પ્રશંસે છે, પરંતુ બહુ અંતરાયના (વિઘ્નોના) સંભવવાળા ધર્મની તો તેઓ પણ ત્વરિત ગતિ કહે છે. અર્થાત્ ધર્મ ઉતાવળે કરવાનું કહે છે." આ પ્રમાણે વિચારીને સૌ બોલ્યા કે-'હા, હા, બરાબર ઓળખ્યો, આ ત્વરિતગામી ધર્મજ છે' એમ કહીને તે ચારે જણા ઉંટને ગળે વળગી પડીને બોલ્યા કે-" હે ધર્મ! તું મોટા ભાગ્યના ઉદયથી અમને મળી ગયેલ છે. તું વાંચ્છિતને આપનાર છે." આમ કહીને પછી તેની ડોક સાથે ગધેડાને બાંધ્યું. તે વખતે તેઓએ વિચાર્યું કે-' કન્યાને સારા કુળમાં જોડવી, પુત્રને વિદ્યાભ્યાસમાં જોડવો, શત્રુને કષ્ટમાં જોડી દેવો અને ઇષ્ટને ધર્મમાં જોડી દેવો-આમ શાસ્ત્રમાં કહ્યું છે માટે આપણા ઈષ્ટ આ રાસભને આ ધર્મ (ઉંટ)ની સાથે જોડી દેવો યોગ્ય છે.' પછી એ પ્રમાણે ઉંટ સાથે રાસભને બાંધી બંનેને દોરીને તેઓ રાજ માર્ગે ચાલ્યા. એટલે તેને જોવા માટે લોકો એકઠા મળ્યા. તેઓ પરસ્પર કહેવા લાગ્યાકે-'હે લોકો! આ વગર પૈસાનું નાટક જુઓ, જુઓ. આ ભણેલા રાજપુત્રોનું

દક્ષત્વ (ડાહ્યાપણું) પ્રગટ દેખાય છે.' આ પ્રમાણે તેઓ હાસ્યાસ્પદ થવાથી રાજાએ પણ તેનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે–'અરે મૂર્ખો! તમારે મારા નગરમાંજ ન રહેવું.'

પ્રધાનના કહેવાથી રાજાએ તેમને બેસવા માટે એક અત્યંત જીર્ણ થઇ ગયેલો રથ બે વૃષભ જોડેલો આપ્યો. તે રથમાં બેસીને તેઓ એક દિશા તરફ ચાલ્યા. આગળ ચાલતાં એક નગરની પાસેના વનમાં તેઓ આવ્યા. ભોજનને અવસરે એક જણ રાંધવા બેઠો. એક શાક લેવા ગયો, એક ઘી લેવા ગયો અને એક બળદને ચારવા ગયો. ચારે જણા પોતપોતાના કામમાં પ્રવર્ત્યા. ચુલે મૂકેલા પાત્રમાં કલકલ શબ્દ થવા માંડ્યો. તે સાંભળી રાંધવા બેઠેલા વ્યાકરણી કુમારે વિચાર્યું કે–'આવો શબ્દ લક્ષણશાસ્ત્રમાં આવતો નથી, આ મિથ્યા શબ્દ બોલે છે તેથી તેને શિક્ષા આપું.' આમ વિચારીને તેણે દંડો ઉપાડી ચુલા ઉપરના ભાંડને શિક્ષા કરી. એટલે તે ભાંડ ભાંગી ગયું અને શબ્દ બંધ થયો. એટલે તે બોલ્યો કે–'કેવી શિક્ષા લાગી એટલે મિથ્યા શબ્દ બોલતો બંધ થઇ ગયો.' આમ બોલીને તે મૂર્ખ નિરાંત કરીને સુઈ ગયો.

બીજો જે કુમાર શાક લેવા ગયો હતો તે દરેક શાક વાત શ્લેષ્મ તેમજ કફાદિ કરનાર જાણીને સર્વ રોગને હરનાર લીંબડાનું શાક લઇને વનમાં આવ્યો. ત્રીજો ઘી લેવા ગયેલો તર્કશાસ્ત્ર જાણનાર કુમાર ઘી લઇને આવતાં વિચારવા લાગ્યો કે–**पात्राधारे घृतं किं वा घृताधारे पात्रं** 'પાત્રને આધારે ઘી છે કે ઘીને આધારે પાત્ર છે?' એનો નિર્ણય કરવા પાત્રને ઉંધું

વાગતા ઘી ઢોળાઈ ગયુ એટલે તે બોલ્યો કે-' ભલે ઘી ઢોળાઈ ગયુ પણ એક સ દેહ તો ભાગ્યો ' આમ કહેતો ખાલી પાત્ર લઈને તે વનમા આવ્યો બળદને ચારવા લઇ ગયેલ કુમાર પાસેથી ચોર તેના બળદો લઇ ગયા, છતા તે મૂર્ખ જ્યોતિષી હોવાથી વૃક્ષની છાયામા બેસીને લગ્ન કુ ડળી આળેખી લગ્નના ભાવ વિચારવા લાગ્યો કે-"સ્થિર લગ્નમા અને સ્થિર અ શમા ચદ્રમા પણ સ્થિર હોય છે, તેથી તેના યોગમા આ કાર્ય બન્યુ છે, માટે બળદો સ્વયમેવ પાછા આવવા જોઇએ " આમ વિચારીને તેણે બળદોને પાછા વાળવાનો પ્રયત્નજ કર્યો નહીં અનુક્રમે તે ચારે એકઠા થઈને ભૂખ્યા તરસ્યા નાગડા થઇને ગામમા આવ્યા અને આમ તેમ ફરતા સોમશ્રેષ્ઠીની દુકાને આવ્યા શ્રેષ્ઠીએ તેના ખબર પૂછી ભૂખ્યા હોવાથી ઘરે લઈ જઇને જમાડ્યા અને સવારે તે ચારેને જુદુ જુદુ કામ સોપ્યુ

એક કુમારને ઘીથી ભરેલુ કુડલુ વેચવા આપ્યુ અને કહ્યુ કે-'માર્ગે સાવધાન થઈને જજે, કેમકે ચોરનો ભય છે ' તે કુડલુ ઉપાડીને ઉતાવળો ચાલવા લાગ્યો પછી અર્ધ માર્ગે તે કુડલુ નીચે મૂકીને વીસામો ખાવા બેઠો અને બોલ્યો કે-'અરે! અહીં કોઈ ચોર છે? જો હોય તો પ્રગટ થાઓ ' આમ કહીને કુડલાનો ડાટો ઉઘાડી તેની અ દર જોવા લાગ્યો ઘીની અ દર પડેલુ પોતાનુ પ્રતિબિ બ જોઈને તે બોલ્યો કે-'શેઠે કહ્યુ હતુ તે વાત ખરી જણાય છે આ કુડલાની અ દરજ ચોર સ તાઈ ગયો જણાય છે તો હવે તેને પૂરેપૂરી શિક્ષા આપુ' આમ વિચારી તેણે કુડલા ઉપર પ્રહાર કર્યો ને ચોરને નીકળી જવા માટે કુડલુ ઉંધુ વાળ્યુ, એટલે ઘી બધુ ઢોળાઇ ગયું, પછી

તેણે કુડલામાં જોયું તો કાંઈ દેખાણું નહી, એટલે બોલ્યો કે-' ઘી ગયું તો ભલે ગયું, પણ ચોર તો તેમાંથી નીકળી ગયો, મેં આ કાર્ય બહુ સુંદર કર્યું. ' કદી પુત્ર ગયો તો ગયો પણ વહુનો અંબોડો તો કાયમ રહ્યો.' આવા મૂર્ખાઈના વિચાર કરતો ખાલી કુડલું લઈને તે પાછો વળ્યો. અને શેઠની પાસે જવા ચાલ્યો.

બીજા બે કુમારો ગાડું લઇને વનમાં લાકડા લેવા ગયા. ત્યાં માર્ગમાં રથનો ચીત્કાર શબ્દ સાભળીને તે વિચારવા લાગ્યા કે-'આ રથ રૂએ છે તેથી જરૂર તેને કાંઇ રોગ થયો જણાય છે.' પછી તે બંને નીચે ઉતર્યા અને ગાડું ઉભું રાખ્યું એટલે અવાજ થવો બંધ થયો. તેથી તેમણે જાણ્યું કે-' આ ગાડું મરી ગયું લાગે છે, તેથી તે મૌન થઈ ગયું છે. ' આ પ્રમાણે વિચારી ગાડાને અગ્નિસંસ્કાર કરીને તે બંને કુમારો સ્નાન કરવા નદીકીનારે ગયા અને ત્યાં સ્નાન કરવા લાગ્યા. તે વખતે ઘી વેચવા ગયેલો કુમાર પણ તૃષાર્ત્ત થવાથી ખાલી કુડલું લઈને પાણી પીવા ત્યાં આવ્યો. ત્યાં ત્રણે મળ્યા. તે નદીના પાણીમાંથી બહાર આવીને વિચાર કરવા લાગ્યા અને અંદર અંદર કહેવા લાગ્યા કે-" પંડિતોએ નદીનો વિશ્વાસ કરવો ન જોઇએ. કહ્યું છે કે-નદીનો, નખવાળા પ્રાણીઓનો, શૃંગવાળા પ્રાણીઓનો, શસ્ત્રવાળા મનુષ્યોનો વિશ્વાસ ન કરવો, તેમજ સ્ત્રીનો અને રાજકુળનો પણ વિશ્વાસ ન કરવો." પછી ધૂર્ત્તપણા-રહિત એવા તેઓ મુગ્ધપણે એક બીજાને ગણવા લાગ્યા, તો પોતાની વિના બે જણ લાગ્યા, એટલે વિચારવા લાગ્યા કે-'આપણે ત્રણ હતા તેના બે થઇ ગયા તેથી જરૂર આ નદીએ એક ભાઈને લઇ લીધો-તે ખેંચી ગઈ.' આમ વિચારીને તેઓ

રોવા લાગ્યા. વળી ગણે ને વળી રૂએ. આમ તેને રોતા જોઇને ગોવાળીઆ ત્યાંથી જતા હતા તે તેની પાસે આવ્યા અને પૂછયું કે-'તમે શા માટે રૂઓ છો ? તમારૂં શું ગયું છે ?' ત્યારે તેઓ બોલ્યા કે-"અમારૂં બીજું કાંઈ ગયું નથી, પણ અમારો એક ભાઈ ખોવાય છે ?" ગોવાળોએ પૂછયું કે 'તમે કેટલા હતા ?' તેઓ બોલ્યા કે-'અમે ત્રણ હતા.' એટલે ગોવાળોએ કહ્યું કે-' તમે ત્રણ તો છો.' ત્યારે તેઓ તેને પગે લાગીને બોલ્યા કે-'અહો ! તું તો અમારો પરમ ઉપગારી છે, તો અમારા ત્રીજા ભાઈને હે નરોત્તમ ! તું બતાવ.' એટલે ગોવાળે તે ત્રણેને એક લાઈનમાં બેસાડીને ગણી બતાવ્યા, તો ત્રણ થયા, એટલે તેઓ હર્ષિત થયા થતા સોમશેઠના ઘર ભણી ચાલ્યા હવે ચોથાનું શું થયું તે સાંભળો:-

સોમશ્રેષ્ઠીના ઘરમાં તેની વૃદ્ધ માતામહી હતી, તે બેશુદ્ધ થઈ ગયેલી હતી, શ્લેષ્મ ને લાળથી તેનું મોઢું વ્યાપ્ત રહેતું હતું અને જરાવસ્થાથી પીડિત હતી જરાવસ્થાના સંબંધમા કહ્યુ છે કે-" ગાત્ર (શરીર) સંકોચ પામે છે, ગતિ ગળી જાય છે (ચાલી શકાતુ નથી), દાંત પડી જાય છે, દૃષ્ટિ(જોવાની શક્તિ ) ભ્રષ્ટ થાય છે, રૂપ નાશ પામે છે, મોઢામાંથી લાળ ઝરે છે, બાંધવો વાત પણ સાંભળતા નથી, સ્ત્રી ચાકરી કરતી નથી અને પુત્રો પણ અવજ્ઞા કરે છે, તેથી જરાથી પરાભવ પામેલા મનુષ્યના જીવનને ધિક્કાર છે કષ્ટકારી છે. " વળી " વદન દાંતવિનાનું થાય છે, વાચા સ્ફુટપણે બોલાતી નથી, ગતિ નાશ પામે છે ( ચાલી શકાતું નથી ), ઇંદ્રિઓની શક્તિ હણાય છે, ખરેખર જરા બીજી બાલ્યાવસ્થાનેજ પમાડે છે. "

હવે પેલા ચોથા કુમારને આ વૃદ્ધાની માખી ને ડાંસ વિગેરેના ઉપદ્રવના નિવારણ માટે અને પાણી વિગેરે પાવા માટે તેની ચાકરીમાં રાખ્યો. તે વૃદ્ધા સુતી હતી એટલે તેના મુખ ઉપર બેસતી માખીઓને ઉડાડતાં તે બોલતો હતો કે-' હું તમને ચોખ્ખું કહું છું કે તમારે અહીં ન આવવું.' આ પ્રમાણે વારંવાર કહેતા છતાં માખીઓ તો વિકળ હોવાથી ત્યાં આવતી હતી-રોકાતી નહોતી. એટલે તેણે તેને ઉડાડીને કહ્યું કે-' હવે હું તમને છેલી વખત કહું છું કે તમે અહીં આવશો નહીં, નહિંતો હવે મારે તમને શિક્ષા કરવી પડશે; પછી મને દોષ આપશો નહીં.' આ પ્રમાણે કહેતાં પણ માખીઓ તો અટકી નહીં એટલે તેણે મોટું સાંબેલું ઉપાડીને માખીઓને મારવાને મિષે ડોશીના મોઢા ઉપર માર્યું એટલે ડોશી મૃત્યુ પામી ગઈ. સાંબેલાનો અવાજ સાંભળીને શેઠ ત્યાં દોડી આવ્યા અને વૃદ્ધાની આ સ્થિતિ જોઇને પેલા કુમારને કહ્યું કે-' રે મહાદુષ્ટ ! આ શું કર્યું ? મારી માતાને મારી નાખી !' તે બોલ્યો કે-' હું શું કરૂં ? મેં તો માખીઓને બહુ વારી પણ તે અટકી નહિં, ત્યારે મારે તેને મારવી પડી. બીજું કાંઈ મેં કર્યું નથી.' આવી તેની મૂર્ખાઈ જોઇને તેને વધારે ન કહેતાં શેઠે ડોશીને અગ્નિસંસ્કાર કરવા લઈ જઇને અગ્નિસંસ્કાર કર્યો, પછી ઘરે આવીને શેઠ રૂદન કરે છે તેવામાં પેલા ત્રણ જણા પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓમાંથી બે જણાએ ગદ્‌ગદાક્ષરે ગાડાના મૃત્યુ પામવાની ને તેને બાળી દીધાની વાત કરી. ત્રીજાએ ઘીના કુડલામાં ચોર પેશી ગયો હતો તેને કાઢી મૂક્યાની વાત કરી. આ પ્રમાણે ચારે જણની મૂર્ખાઇની હકીકત જાણીને શેઠે તેને કાંઇક આપવાનું આપીને ઘરમાંથી કાઢી મૂક્યા.

આ પ્રમાણેની પોતાના ચારે કુમારની મૂર્ખાઈની વાત સાંભળીને રાજાએ તેમને પોતાની પાસે બોલાવી લીધા અને પછી વ્યવહારમાં નિપુણ કર્યા. ઈતિ અવ્યવહારજ્ઞ કથા.

શ્રીમતિ આ વાત કહીને પોતાના પતિને કહે છે કે-'હે નાથ! જેમ તે રાજપુત્રો પઠિતમૂર્ખો હતા તેવો તમારો પુત્ર પણ પઠિતમૂર્ખ છે. પ્રથમ ત્રણ વર્ગ સાધવા માટે લેખશાળા, પુણ્યશાળા ને કામશાળામાં શીખવા મૂકયો હતો તેમ હવે આ ધર્મદત્તને અર્થ ને કામમાં પ્રવીણ થાય અને તે બે વર્ગ સેવે એમ કરવા માટે ઘટિત પ્રયત્ન કરો." તે સાંભળીને શેઠે તેને પૂછયું કે-'હે કામિનિ! તેને માટે કાંઇ ઉપાય છે કે જે ઉપાય કરવાથી આ પુત્ર તે બે વર્ગમાં પ્રવીણ થાય?' શેઠાણીએ કહ્યું કે-'આ પુત્રને જો જુગટીઆઓને સોંપશું તો તેઓ એને થોડા દિવસમાં કુશળ કરી આપશે.' તે સાંભળીને શેઠ બોલ્યા કે-'અરે! આવી તારી સર્વ અર્થને નાશ કરનારી વિપરીત બુદ્ધિ કયાંથી થઇ? 'રૂષ્ટમાન થયેલો દૈવ કાંઈ ચપેટા મારીને સમજાવતો નથી પણ કુબુદ્ધિ આપે છે કે જેથી તે રાંકની જેમ રૂવે છે. દ્યૂત, વેશ્યાપરનો રાગ, ધાતુર્વાદ, વિભ્રમ અને યોગીની સેવા-એ બધા મનુષ્યોને દૈવ રૂષ્ટમાન થાય ત્યારેજ પ્રાપ્ત થાય છે-તે ક્રિયામાં પ્રવૃત્તિ કરવી સુજે છે-ગમે છે.'

'કોપીન (લંગોટી) તેજ વસ્ત્ર, કુત્સિત અન્નનુંજ ભોજન, કર્કશ ભૂમિ તેજ શય્યા, અશ્લિલ વાકયોવાળી વાણી, વેશ્યા સાથે પ્રેમ, વીટ પુરૂષોની સહાય, પરને ઠગવાનોજ વ્યાપાર, ચોરો મિત્ર, ઉત્તમ પુરૂષો સાથે દ્વેષ અને અનેક પ્રકારના વ્યસનો-

આ બધા સંસારવાસની વૃદ્ધિનો ક્રમ સૂચવે છે, એને અંગીકાર કરનારા મનુષ્યો સંસારમાં પરિભ્રમણ કરે છે. તેમાં પણ દ્યૂત તો સર્વ આપત્તિનું ધામ છે, માઠી બુદ્ધિમાં વૃદ્ધિ કરનાર છે, દ્યૂતથી કુળ મલિન થાય છે અને દ્યૂતની પ્રશંસા અધમ જનોજ કરે છે. હે પ્રાણપ્રિયા ! આ તારી બુદ્ધિ સુંદર નથી કે આપણા પુત્રને દ્યૂતકારોને સોંપવો. કેમકે માઠા સંસર્ગથી દક્ષ ( ડાહ્યો ) કેમ થાય ? શું વિષ ખાવાથી તે જીવિત મળે? કુસંગથી દોષની પ્રાપ્તિ થાય અને સત્સંગથી ગુણની પ્રાપ્તિ થાય. તે સંબંધમાં બે વનના પોપટનું દૃષ્ટાંત શું તેં સાંભળ્યું નથી ? સાંભળ ! તે આ પ્રમાણે છેઃ-

એક વનમા કોઇ વૃક્ષ ઉપર એક માળામાં બે પોપટના બચ્ચાં ઉત્પન્ન થયેલા રહેતાં હતાં. તેમાંથી એક બચ્ચું ભિલ્લ લઈ ગયા અને એક બચ્ચું કોઇ તાપસ લઇ ગયા. તે બન્ને ભિલ્લના ને તાપસના સ્થાનમા તેઓની વાણી સાંભળતાં ઉછર્યા. અન્યદા કોઈ રાજા ઘોડાએ અપહરેલો ભિલ્લના નિવાસ તરફ નીકળ્યો. એટલે ભિલ્લનો પોપટ બોલ્યો કે-' લાખ જાય છે, ક્રોડ જાય છે. ' તે સાંભળીને ભિલ્લો દોડ્યા અને રાજાને પકડીને તેનું આખું શરીર તપાસી જોયું, પણ કાંઇ મળ્યું નહીં, એટલે ભિલ્લો તેનો ઘોડો લઇને પાછા વળ્યા. એટલે ફરીને પોપટ બોલ્યો કે-'લાખ જાય છે.' તેથી પાછા ભિલ્લો રાજાની પાસે આવ્યા અને કહ્યું કે-'અમારો પોપટ ખોટું બોલતો નથી. તેથી જે હોય તે સાચું કહી દો, તમને અભય છે. ' એટલે રાજાએ કહ્યું કે-'મારી પાસે તો કાંઈ નથી પણ હું લાખો ને કરોડોનો માલિક છું-મારે ઘરે પુષ્કળ લક્ષ્મી છે. ' એટલે ભિલ્લોએ ઘોડો લઇને

તેમને જવા દીધા. આગળ જતાં તે તાપસના આશ્રમ પાસે નીકળ્યા. એટલે તેનો પોપટ બોલ્યો કે-' એક મહાન્ અતિથિ જાય છે.' એટલે તાપસો આવીને રાજાને પોતાના આશ્રમમાં લઇ ગયા અને તેમની સારી રીતે આગતાસ્વાગતા કરી. રાજા તે પોપટને હાથમાં લઇને બોલ્યો કે-' અરે પોપટ ! એક પોપટે મને પકડાવ્યો ને તેં મારો સત્કાર કરાવ્યો, તેનું શું કારણ ? તમારા બંનેમાં આટલું બધું અંતર કેમ ? ' તેના ઉત્તરમાં તે શુક બોલ્યો કે-

मातात्येका पितात्येको, मम तस्य च पक्षिणः ।
अहं मुनिभिरानीतः, सचानीतो गवाशिभिः ॥

" મારી ને તે પોપટની માતા એક છે, પિતા પણ એક છે, પરંતુ મને મુનિઓ લાવ્યા છે અને તેને ભિલ્લો લઈ ગયેલા છે." તે ભિલ્લોની વાણી સાભળે છે ને હું મુનિશ્રેષ્ઠની વાણી સાંભળું છું. તમે પ્રત્યક્ષપણે જોયું કે અમારા બંનેમા સંસર્ગથી ઉત્પન્ન થયેલા ગુણદોષો છે. " ઇતિ શુકદ્વય કથા.

અંત'પુરુષ પણ ખળના સંસર્ગથી દોષનું ભાજન થાય છે, તેથી હે કાંતા ! પુત્રને કુસંસર્ગમા ન પડે તેમ કરવુ જોઈએ- તેથી બચાવવો જોઈએ. કુસંસર્ગથી કુલીનોનો ઉદય કયાંથી થાય ? બોરડીના વૃક્ષની પાસે રહેલું કેળનું વૃક્ષ કેટલો વખત સુખે રહી શકે ? આપણા પ્રિયપુત્રને આપણે કુશિક્ષા શી રીતે આપીએ ? શાસ્ત્રકારો મરણ પામેલા કે પરદેશ ગયેલા પુત્ર કરતાં કુસંગતિવાળાને ખરાબ કહે છે." આ પ્રમાણે શ્રેષ્ઠિએ અનેક પ્રકારે સમજાવ્યા છતાં પણ શેઠાણીએ પોતાનો આગ્રહ છોડ્યો નહીં. 'પ્રાયે સ્ત્રી, રાજા, યાચક અને બાળક પોતાનો આગ્રહ છોડતા

નથી, શેઠાણીએ વારંવાર કહેવાથી શેઠે તેનું વચન સ્વીકાર્યું.' "સોવાર કહ્યા છતાં પણ સ્ત્રી, પુરૂષને સંસ્ત્વથી ભેગન કરે છે. જેમ મત્સ્યોને જાળ, જેમ મૃગોને વાગુરા અને જેમ પક્ષીઓને પાસ બંધનકારક છે તેમ પુરૂષને સ્ત્રી બંધનકારક છે. જેઓ ગંભીર સ્થિર અને ગિરૂઆ તેમજ મોટા પેટવાળા હોય છે, તેમને પણ મહિલા ઘંટીના પડની જેમ ફેરવે છે."

પછી શ્રીપતિ શેઠે પ્રવીણ ગણાતા ધૂતકારોને બોલાવીને પોતાનો પુત્ર પ્રવીણ કરવા માટે સોપ્યો. તેઓ પણ મોટા શેઠીઆનો દીકરો પોતાના તાબામાં આવવાથી બહુ ખુશી થયા. ધૂતકારોએ તે દિવસે જળક્રીડા, વનક્રીડા, ઉદ્યાનમા રમવું વિગેરે ધર્મદત્તની સાથેજ કર્યું. ' જીવ સ્વભાવેજ નીચ સંગતિ કરનારો હોય છે, તો પછી જેમ ગડુચી ને લીંબડાનો આશ્રય કરે પછી તેની કડવાશમા શું કહેવુ ? તેમ પિતાએ પ્રેરેલો પુત્ર નીચ સંગતિમાં આસક્ત થાય તેમાં શુ કહેવું ? નીચજનોની સંગતથી તે ધર્મદત્તે જેમ માખીઓ ચદનની સંગત છોડી દેય તેમ પૂર્વે પુણ્યમાર્ગમાં પ્રવૃત્તિ કરાવનારી શિક્ષા જે તેના પિતાએ આપેલી તે બધી તજી દીધી. સ્વલ્પ સમયમાં તેનામાંથી કળાઓ માત્ર નાશ પામી, સર્વ શાસ્ત્રો ભૂલી ગયો અને મહાન્ ઉછૃંખલ વીટ તેમજ તસ્કર બની ગયો. ' જેમ બગડી ગયેલું દુધ કાંજીરૂપ થઈ જાય તેમ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય વિનષ્ટ થાય ત્યારે દુસ્સહ થઈ પડે છે. '

અન્યદા તે ધૂતકારો તેને મોહ પમાડવા માટે કામપતાકા નામની વેશ્યાને ત્યાં લઇ ગયા અને વેશ્યાને કહ્યું કે-' તારાથી,

અને તે રીતે તું આને મોહ પમાડજે. એ દ્રવ્યવાન હોવાથી તને કલ્પવૃક્ષ જેવો થઈ પડશે.' હવે ત્યાં રહ્યો સતો તે પોતાની માતા પાસેથી દ્રવ્ય મગાવતો હતો અને તેની માતા તેના મંગાવ્યા પ્રમાણે મોકલ્યા કરતી હતી. તેથી તે વેશ્યાસંગે વિલાસ કરતો આનંદમગ્ન રહેતો હતો.

એ પ્રમાણે વેશ્યાની સંગતમાં રહેતા એવા તેને માતા પિતા પણ વિસ્મૃત થઇ ગયા. એમ નિઃશંકપણે વેશ્યા સાથે રમણ કરતાં સાત વર્ષો વીતી ગયા. એકદા શેઠે ઘરે આવવા માટે તેને તેડવા મોકલતાં તે આવ્યો નહીં, એટલે તેના માતાપિતા બહુજ દુઃખી થયા. શેઠે વિચાર્યું કે–'દેવતાની વાણી–મને પુત્ર સંબંધી સુખ પ્રાપ્ત થવાનું નથી, એવી જે થઇ હતી તે વ્યર્થ કેમ થાય ? મે જે ધર્મના ફળમાં શંકા કરી હતી તે કર્મ અત્યારે મને ઉદયમાં આવ્યું છે.' ત્યારપછી તેઓ પુત્રને વારંવાર તેડાવીને થાકી ગયા પણ તે આવ્યો નહીં, એટલે દંપતિ અંદર-અંદરજ કહેવા લાગ્યા કે–'આમા આપણો પોતાનોજ કરેલો દોષ છે તો બીજાને વાંક શો દેવો ? અને કોને કહેવું ? આત્માના વાવેલા અપરાધોરૂપ વૃક્ષના ફળ દારિદ્ર, રોગ, દુઃખો, બંધન અને અન્ય વ્યસનો (કષ્ટો) રૂપ પ્રાણીને પ્રાપ્ત થાય છે.' પુત્ર. વેશ્યામાં અત્યંત આસક્ત થઇ જવાથી શ્રીપતિ ને શ્રીમતિ તેને. મૃતકાગ્ને સોંપવારૂપ પોતાના દોષને માટેજ શોક કરવા લાગ્યા. 'જેમ પહેલાં પોતાના હાથમાંની વસ્તુ ઉડાડી દીધા પછી પાછી, તેને મેળવવાનો પ્રયત્ન કરવો તે મિથ્યા છે' તેવો દ્યૂતકારના હાથમાંથી પુત્રને પાછો વાળવાનો પ્રયત્ન છે.' પછી પોતાને પુત્રવિનાનજ માનતા એવા તે દંપતી પુત્ર સંબંધી ચિંતા તજી દઇને

ધર્મધ્યાનમાં પરાયણ થયા. અનુક્રમે તેઓ શુભધ્યાને મરણ પામીને મહર્દ્ધિક દેવો થયા. માતાપિતાનું મરણ સાંભળીને પણ પુત્ર ઘરે આવ્યો નહીં. જ્યાંસુધી માતાપિતા હતા ત્યાંસુધી તેો ધર્મદત્તના મંગાવ્યા પ્રમાણે તેઓ વેશ્યાને ધન મોકલાવ્યા કરતાં હતા, ત્યારપછી તેની સ્ત્રીએ પણ ધન મોકલાવ્યા કર્યું, પણ જ્યારે તે ધનહીન થઇ ત્યારે તે દ્રવ્ય મોકલી શકી નહીં અને તેને પણ રેંટીયાનું શરણ લેવું પડ્યું. કહ્યું છે કેઃ—

> કંતવિહુણી કામિની, કેને શરણે જાય;
> રેંટડીએ પૂણી કરી, પેટ ભરે જઇ તાંય.

એક દિવસ વેશ્યાએ મોકલેલી દાસી ધન લીધા વિના પાછી આવી એટલે ધર્મદત્તને નિર્ધન થયેલો જાણીને અક્કાએ (વેશ્યાની માતાએ) તેને ઘરમાંથી કાઢી મૂકયો. 'નિર્દ્રવ્યને સર્વથા કોઇ ઇચ્છતું નથી. જુઓ ! લક્ષ્મી સહિત ગોવિંદ ગામમાં રહે છે–તેના મંદિર ગામમાં હોય છે અને રૂદ્ર (શિવ) લક્ષ્મી વિનાના હોવાથી અરણ્યમાં વસે છે.' સારી આકૃતિવાળો અને વિદ્યાવાળો છતાં પણ દ્રવ્ય વિનાનો હોય તેને કોઇ માન આપતું નથી, જેમ ગોળ હોય, માથે છાપ હોય પણ ખોટું નાણું હોય તો તેને કોઇ હાથ ઝાલતું નથી. સર્વે જનો દ્રવ્યના દાસ છે; મનુષ્યના નથી. જુઓ પાણી વિનાના સુકાઇ ગયેલા સરોવરને પક્ષીઓ પણ ઇચ્છે છે ? ઇચ્છતા નથી. તેની સામું પણ જોતાં નથી. જુઓ ! આ ધર્મદત્ત સ્નેહવાળો હતો, ચીરકાળથી સેવેલો હતો, તેનું પુષ્કળ દ્રવ્ય ખાધું હતું, છતાં એકવાર દ્રવ્ય ન આવવાથી તેને વેશ્યાએ તરતજ કાઢી મૂકયો. 'વેશ્યામાં સદ્ભાવ (સ્નેહ) હોતો નથી, દ્રવ્યમાં સ્થિરતા હોતી નથી, મૂર્ખમાં

વિવેક હોતો નથી અને બાંધેલા કર્મનો ભોગવ્યા શિવાય વિનાશ થતો નથી.' વિરક્ત થયેલી વેશ્યા દુર્જનની જેમ પ્રાણીને આયુસંદેહ, ધનહાનિ, પરાભવ વિગેરે સર્વ અનર્થ કરે છે. વાદળની છાયા, તરણાનો અગ્નિ, ખળમાં પ્રીતિ, સ્થળમાં જળ, વેશ્યાનો રાગ અને કુમિત્રની મિત્રાઇ–એ છએ વાના પાણીના પરપોટા જેવા છે. ”

આ પ્રમાણે વિચારતો ધર્મદત્ત પોતાના ઘર પાસે આવ્યો તો તેણે ઘરની ઘણી દુઃખકારી અવસ્થા જોઈ. દરવાજો પડી ગયો હતો, ભીંતો જર્જરીભૂત થયેલી હતી અને બારણાઓ ભાંગી ગયા હતા. આવી ઘરની સ્થિતિ જોઇને પોતાના વ્યસનાસક્તપણાને નિંદતો તે ઘરની અંદર ગયો. તો પોતાની પ્રિયાને આંખમાંથી આંસુ સારતી અને રેંટીઓ કાંતતી દીઠી. તે સ્ત્રીએ પણ ઇંગિત આકારાદિવડે એ પોતાનો પતિ છે એમ જાણ્યું એટલે તેણે વચનાદિકવડે યથાયોગ્ય સત્કાર કર્યો. કેમકે પ્રજાનો દેવ રાજા છે, મનુષ્યોના દેવ પિતૃઓ છે, સુશિષ્યના દેવ ગુરૂ છે અને સ્ત્રીનો દેવ પતિ છે. વળી ગાંભિર્ય, ધૈર્ય, ઔદાર્ય, ચતુરાઇ, નિર્લોભતા, સર્વ સહન કરવાપણું, માધુર્ય અને સરલતા–એ સુસ્ત્રીના ગુણો છે. સ્ત્રીએ આચમન કરાવ્યા બાદ તેની પાસે આસન મૂક્યું, તેની ઉપર બેઠા પછી તેણીએ તેની પાસે ઘરનું બધું સ્વરૂપ નિવેદન કર્યું. તે સાંભળીને ખેદવાળા અને દિગ્મૂઢ થઇ ગયેલા પોતાના પતિને જોઇને સ્ત્રી બોલી કે–'હે સ્વામી ! હે પ્રાણેશ ! ચિંતા શી કરો છો ? તમે જો સાજાતાજા છો, દક્ષ છો, તો કાંઇ ગયું નથી; જો તમે સાવધાન થઇને સર્વ ચિંતા કરશો–બધું સંભાળશો તો બધું સારૂં થશે. માટે ખેદ કરો

નહીં." પ્રિયાના આવા વચનો સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે–'હે પ્રિયા ! ખેદ કેમ ન થાય ? કેમકે નિર્ધન એવા નરનારી શબ જેવા ગણાય છે. કહ્યું છે કે-' જેની પાસે દ્રવ્ય છે તેનાજ સૌ મિત્રો થાય છે, જેની પાસે દ્રવ્ય હોય છે તેનાજ સૌ બાંધવો થાય છે, જેની પાસે દ્રવ્ય હોય છે તેજ પુરૂષ ગણાય છે અને જેની પાસે દ્રવ્ય હોય છે તેનું જીવિતજ પ્રમાણ ગણાય છે.' "જાતિ, વિદ્યા ને રૂપ ત્રણ પર્વતની ગુફામાં ચાલ્યા જાઓ, માત્ર એક અર્થજ વૃદ્ધિ પામો કે જેથી સર્વ ગુણો સ્વયમેવ પ્રગટ થાય."

આ પ્રમાણે સાંભળીને પત્ની બોલી કે–' હું આપને અર્થ ઉપાર્જન કરવાનો ઉપાય બતાવીશ, ત્યાંસુધીમાં હે નાથ ! આપ પ્રથમ ભોજન કરી લ્યો.' પછી ધર્મદત્તે સ્નાન કરી, દેવાર્ચન કરીને ભોજન કર્યું. તે મનમાં વિચારવા લાગ્યો કે-' સ્ત્રી શું નિધાન બતાવશે ? ' ક્ષણવાર વિશ્રામ લઇને તેણે પ્રિયાને પૂછ્યું કે–' હે પ્રિયે ! મને અર્થોપાર્જનનો ઉપાય કહે.' તે બોલી કે-' હે સ્વામી ! મારા આભરણો લક્ષ મૂલ્યના છે. તેમાંથી મારા કુંડળો ૫૦૦ દીનારના મૂલ્યના છે તે વેચીને તેનું દ્રવ્ય આવે તેનાવડે આપ વ્યાપાર કરો.' ધર્મદત્ત પાંચશે દીનારવડે શું વેપાર કરવો ? તેનો વિચાર કરવા લાગ્યો. પ્રથમ કોટીશ્વરપણે પિતાના વ્યાપારમાં જોડાયેલા તેને કાંઇ વેપાર ધ્યાનમાં આવ્યો નહીં. તેથી તે બોલ્યો કે–' હે પ્રિયે ! પ્રથમ કોટી દ્રવ્યથી મેં વ્યાપાર કરેલ છે તેથી અત્યારે આટલા દ્રવ્યથી કોઇ નાનો વેપાર કરવાની મારી ઇચ્છા વધતી નથી. મને લજ્જા આવે છે. તેથી, હું પ્રવહણમાં કાંઈક કરીઆણા લઇને સમુદ્ર માર્ગે વ્યાપાર કરવા જાઉં, કારણકે તે વિના દ્રવ્ય મળવાનો સંભવ નથી. કહ્યું

છે કે–"શેરડીનું ક્ષેત્ર, સમુદ્ર, જાત્યવંત પાષાણ (રત્નાદિક), કે રાજાની મહેરબાની–એ ક્ષણ માત્રમાં દરિદ્રતાનો નાશ કરે છે." પ્રિયાએ કહ્યું કે–"હે સ્વામી ! હમણા સમુદ્રપ્રયાણનું શું કામ છે ? કેમકે સર્વથા સર્વકાર્યમાં ભાગ્યનીજ પ્રાધાન્યતા છે. પુણ્યથીજ પ્રાણીઓને વાંચ્છિતાર્થની પ્રાપ્તિ થાય છે, પુણ્યવિના માત્ર ઉદ્યમથી થતી નથી જુઓ ! સૂર્ય આખો દિવસ આકાશમાં ભમે છે પણ આઠમા સમુદ્ર ઉપર જઈ શકતો નથી; અને વિંધ્યાચળ એક પગલું પણ પોતાના સ્થાનથી ખસતો નથી છતાં અનેક હસ્તિઓ વિગેરેની પ્રાપ્તિ તેને થાય છે. કેટલા મનુષ્યને પોતાના ઘરમાં રહેતા છતાં કલ્પલતાના ફળની જેમ લક્ષ્મી મળે છે–પ્રાપ્ત થાય છે અને કેટલાકને સમુદ્ર ઉલઘતા, ખાણ ખોદતાં, પૃથ્વીતળપર ભમતાં અને અનેક પ્રકારનો વ્યવસાય કરતાં છતાં ખાવા જેટલુ પણ મળતું નથી. લોકમાં ભવિષ્યથી (કર્મથી) અધિક વ્યવસાય કહેવાય છે, પણ તેથી અધિક ભાગ્યવાન કહેવાય છે, તે ઉપર રત્ન ને રાજિલની કથા છે તે આ પ્રમાણે–

ગાંધર્વ નામના નગરમાં રત્ન ને રાજિલ નામના બે વણિકો રહેતા હતા. તે બંને અહર્નિશ પરસ્પર વિવાદ કર્યા કરતા હતા અને નિરૂદ્યમીપણે બેમી રહેતા હતા. તે બંનેમાંથી રત્ન વ્યવસાયથી સફળતા માનતો હતો અને રાજિલ દીર્ઘદ્રષ્ટિપણે ભાગ્યનેજ પ્રશંસતો હતો. એ બન્નેને પરસ્પર હઠ કરતાં લોકોએ બહુ વાર્યા પણ તેઓ વિરમ્યા નહીં. આ વાત રાજાએ જાણી. તેથી તે બન્નેને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે–"તમે નિષ્ફળ વાદ શામાટે કરો છો ? જે જેને સુખદાયક લાગે તે કરો. જે જેના મનમાં ગમ્યું તે નિંદ્ય છતાં પણ સુંદર સમ-

જવું. સુખની પ્રાપ્તિ માટે તમે બે એકબીજાથી વિપરીત ક્રિયામાં પ્રવૃત્તિ કરો એટલે તેમાં જે ફાવશે તે સાચો ગણાશે." તે વખતે રજિલ બોલ્યો કે-' હે સ્વામી ! તમારાથી મોટા તમારે સાત ભાઇઓ હતા છતાં તમને રાજ્ય કેમ મળ્યું ? ' ત્યારે બીજો રત્ન બોલ્યો કે-" શત્રુને પીડા કરવી વિગેરે વ્યવસાય જો તમે ન કરો તો તમારા રાજ્યની વૃદ્ધિ શી રીતે થાય ? અથવા અનેક જાતિના મોદકોથી ભરેલો થાળ મુખ આગળ પડ્યો હોય છતાં જો કોળીઓ ભરીને તેમાંથી મોઢામાં મૂકવાનો પ્રયાસ કરવામાં ન આવે તો શું તૃપ્તિ થાય ?" આ પ્રમાણેનો બંનેનો વિવાદ સાંભળીને હાસ્ય ને રોષથી આક્રાંત થયેલા રાજાએ તે બન્ને માનવડે દુર્ધર થયેલાઓને એક પાણી વિનાના કુવામાં પોતાના માણસ પાસે નખાવ્યા.

અહીં રજિલ તો કુવામાં પણ નિરાંતે સુઇ ગયો અને રત્ન ચારે બાજુ માર્ગ શોધતો ફરવા લાગ્યો. મધ્યાન્હે રાજાએ તે બન્નેને માટે આઠ લાડુ મોકલ્યા તે જાગતા એવા રત્ને ગ્રહણ કર્યા. પછી તેણે રજિલને જગાડ્યો અને તેમાંથી અર્ધભાગ તેને દયાપૂર્વક હર્ષથી ખાવા આપ્યો. સાંજને વખતે રાજાએ તે બન્નેને કુવામાંથી બહાર કઢાવીને તેની સ્થિતિ પૂછી. એટલે રજિલે તો રંગમાં આવીને પોતાના ભાગ્યની ખુબ પ્રશંસા કરી. તેણે કહ્યું કે-'હે રાજન્ ! આ રત્નને ભમતા ને પ્રયાસ કરતાં જેટલા લાડવા મળ્યા એટલા મને સુતા છતાં પણ મળ્યા.' રત્ન બોલ્યો કે-' મેં કૃપા કરીને તને ઉંઘમાથી જગાડ્યો ત્યારે તને લાડુ મળ્યાને ? ' એટલે રજિલ બોલ્યો કે-' મારા ભાગ્યે તને એવી બુદ્ધિ આપી કે આને જગાડ, તેથી તેં જગાડ્યો. ' પછી

રાજાએ મોદકમાં નાખેલી પોતાની વીંટી માગી, તે રાજિલના હાથમાં આવેલી હોવાથી તેણે આપી. આ પ્રમાણે ભાગ્યની પ્રત્યક્ષ પરીક્ષા થવાથી રાજાએ તે બંનેને સમજાવ્યા અને ભાગ્યની સાફલ્યતા સ્વીકારી તેઓને પુણ્યકાર્ય કરવાની ભલામણ કરીને વિદાય કર્યા. ઈતિ રત્ન રાજિલ કથા.

આ કથા કહીને કાંતાએ કહ્યું કે-"હે સ્વામી! જો પુણ્યોદય થયો હશે તો પ્રયાસવિના પણ બધું ઘરે બેઠા મળી રહેશે. કહ્યું છે કે—"ઉદ્યમ કરનારા પુરૂષને ફળ ભાગ્યાનુસારજ મળે છે. જુઓ! સમુદ્રનું મંથન કરતા હરિને લક્ષ્મી મળી ને હર જે શિવ તેને વિષ પ્રાપ્ત થયું." માટે ન્યાયધર્મસહિત ઉદ્યમ કરતાં જે મળે તે ઘણું માનવું; અન્યાય કરવાથી કદી ઘણું ધન મળે તોપણ તે થોડા વખતમાંજ જતું રહે છે. અન્યાયોપાર્જિત દ્રવ્ય ક્ષણમાત્ર પણ રહેતું નથી. તે સંબંધમાં કાશીનિવાસી ધનાવહ શેઠનું દૃષ્ટાંત છે તે નીચે પ્રમાણે—

વણારશી નગરીમાં સર્વ કાર્યમાં કુશળ, ધનાઢ્ય અને ઘીનો વેપારી ધનાવહ નામે શ્રેષ્ઠિ વસતો હતો. એક દિવસ તેણે એક ગ્રામ્યસ્ત્રીની પાસેથી ખોટા તોલાવડે વધારે ઘી લઈને સવારૂપીઓ પેદા કર્યો. પછી તેણે વિચાર્યું કે-' અન્યાયનું દ્રવ્ય વધારે વખત ટકતું નથી તેથી આ સવારૂપીઆનો આજેજ ભોજનાદિમાં વ્યય કરી નાખું.' આમ વિચારીને તે દ્રવ્યવડે ગોધમ, ઘૃત, ખાંડ વિગેરે પોતાના પુત્રને અપાવીને કહ્યું કે— ' આના તારી માતા પાસે ઘેબર કરાવજે.' પુત્રના મોઢામાંથી તેર રસ ઝરવા લાગ્યો. તેણે હર્ષિત થઇ ઘરે જઇને પોતાની માતાને

ઘેબર કરવા કહ્યું. તેણે ઘેબર કર્યા. જમવાનો વખત થયો, તેવામાં તેનો જમાઇ બીજા મિત્ર સહિત બહારગામથી ઘરે આવ્યો. એટલે તેણે આગ્રહપૂર્વક જમવા બેસાડયા અને તેને ઘેબર જમાડીને પ્રસન્ન કર્યો. કહ્યું છે કે-"સ્રીઓને કલેશ, કાજળ ને સિંદુર એ ત્રણ વાના વહાલા હોય છે અને તે કરતાં પણ વધારે વ્હાલા, દુધ, જમાઇ ને વાજીંત્ર-એ ત્રણ વાના હોય છે." જમાઈ જમીને પોતાને ગામ ગયા પછી શેઠ જમવા માટે ઘરે આવ્યા અને સ્નાન કરીને દેવપૂજા કરી. તેમાં પણ મનોરથ તો ઘેબર ખાવાનોજ મનમાં રહ્યા કર્યો. પછી શેઠાણી ઘેબરની વાત ભ્રમમાં રાખીને બોલ્યા કે-'મધ્યાન્હ થઈ ગયો છે, હવે તો જમવા પધારો, ભૂખ્યા થયા હશો.' શેઠ બોલ્યા કે-'આજ તો નિરાંતે જમવું છે.' તે વખતે તેનો ઘેબર ખાવાનો ભ્રમ શેઠાણીએ ભાંગ્યો નહીં. શેઠ પણ બધું કાર્ય પતાવીને વિશાળ થાળ લઇ જમવા બેઠા. અને હમણા ઘેબર પીરસાશે એમ આશા કરવા લાગ્યા એટલે શેઠાણી હસીને બોલ્યા કે-'આપ આમ અરધું કેમ કરાવતા હશો? તમે કરાવ્યા હતા તેટલા ઘેબર તો જમાઈ આવ્યા હતા તે ખાઈ ગયા.' આવા શેઠાણીના વચનોથી જેને અત્યંત શોક થયો છે એવા શેઠ કોપાયમાન થઇને વિચારવા લાગ્યા કે-'આઠ વર્ષના બાળકની જેમ તે જમાઇના દાંત પડી જજો. તેના માથાપર મુદ્દગર પડજો. જમાઇ તો સદા ક્રૂર, સદા રૂષ્ટ અને સર્વદા પૂજાને ઇચ્છનારો કન્યારાશીમાં રહેલો દશમો ગ્રહ છે." આ પ્રમાણે શેઠ વિચારે છે તેવામાં પેલી ઘી વેચનારી સ્રી ગાઢ શબ્દે પોકાર કરતી શાકિનીની જેમ ત્યાં આવી, અને બોલી કે-"અરે વિશ્વાસુને ઠગનાર! માયાવી! જનવંચક! ચોર! ચાલ, ઉતાવળે રાજમંદિરમાં ચાલ. તેં મારી પાસેથી પ્રમાણ કરતાં વધારે ઘી કેમ લીધું?" આમ

કહીને શેઠ હજુ અરધું જમેલ છે તેવી સ્થિતિમાં તેણે હાથ ધોળીને ઉભા કર્યા. તે વખતે શેઠે વિચાર્યું કે-"આ અન્યાયોપાર્જિત દ્રવ્ય તો બે પહોર પણ ટક્યું નહીં." આમ વિચારીને પેલી ઘીવાળીને પગે પડી, સમજાવી તેના વધારે લીધેલા પૈસા પાછા આપીને વિદાય કરી. ઇતિ અન્યાય દ્રવ્યોપરિ ધનાવહ કથા.

ધર્મદત્તની સ્ત્રી આ કથા કહીને કહે છે કે-"હે પ્રિય ! ન્યાયે કરીને વેપાર કરતાં થોડું કે ઘણું જે મળે તે ભાગ્યે કરીને સેંકડોગણું થાય છે." આ પ્રમાણે સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે-"હે પ્રિયા ! તું સત્ય કહે છે પણ ભાગ્ય કે અભાગ્યની ખબર ઉદ્યમ કર્યાવિના પડતી નથી. કહ્યું છે કે-"ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ ને પરાક્રમ-આ છ વાના જેની પાસે હોય તેનાથી દેવ પણ શંકાય છે." વળી "અર્થ, યશ, કીર્તિ, વિદ્યા, વિજ્ઞાન, પુરૂષકાર-એ સર્વ પ્રાયે પરદેશમાંજ મનુષ્યને પ્રાપ્ત થાય છે." ઉદ્યમ પરમમિત્ર છે ને આળસ પરમશત્રુ છે. તેથી આળસને સર્વ પ્રકારે જીતીને સર્વકાર્યમાં સમર્થ થા. એમ કહેલ છે તેથી હે પ્રિયા ! એકવાર તો હું યાનપાત્રમાં મુસાફરી કરવા ઈચ્છું છું." તેનો આવો આગ્રહ હોવાથી પ્રિયાએ સંમતિ આપી એટલે તેણે એક પ્રવહણ તૈયાર કરાવ્યું. પછી સારે દિવસે સર્વ સ્વજનોને પૂછીને-રજા માગીને તે પ્રવહણમાં બેઠો અને કર્કોટક દ્વીપ તરફ પ્રયાણ કર્યું. એ પ્રમાણે જતાં અન્યદા પાપકર્મનો ઉદય થવાથી વિપરીત વાયુવડે તે વહાણ અકસ્માત ભાંગી ગયું. ભાગ્યોદયથી ધર્મદત્તને એક પાટીયું મળી ગયું એટલે તે સ્વજનની જેમ તેને વળગી પડ્યો. પછી તે પાટીઆને આધારે પાણીમાં તરતો અને

પ્રિયાના વચનોને સંભારતો તે કીનારાને પામ્યો. પણ તે કીનારાને ભયંકર જોઈને તે બોલ્યો કે-"પરવાળાના વનોનું કલ્યાણ થાઓ, મણિઓને નમસ્કાર થાઓ અને મૌક્તિકવાળી છીપોનું પણ મંગળ થાઓ, હું તો આ ફલકમાંજ તે બધા ગુણો સમજું છું કે જેના આધારવડે હું આ સમુદ્ર તરી ગયો અને મને કોઈ જળચરોએ હેરાન કર્યો નહીં. વળી લૌકિકમાં કહે છે કે-આ સમુદ્રમાંથી દેવોએ અમૃત મેળવ્યું, ઇંદ્રે ઉચ્ચૈઃશ્રવા અશ્વ મેળવ્યો અને કૃષ્ણે અદ્ભુત પરાક્રમવાળી લક્ષ્મી મેળવી, આ પ્રમાણે ચીરંતન કાળથી કહેવાતું આવે છે, પણ મેં તો આ સમુદ્રની સેવા કરતા ને તેમા ભટકતાં માત્ર ખારા પાણી શિવાય બીજું કાંઇ દીઠું નહીં." આ પ્રમાણે બોલતો ને વિચારતો તે અનેક વનશ્રેણિને જોતો આગળ ચાલ્યો જાય છે, તેવામાં તેણે એક ચંદ્રબિંબ જેવા ઉજ્વળ જળવાળું સરોવર જોયું. તેનું મિષ્ટજળ પીને તે તેના તીર ઉપરના વૃક્ષોની છાયામાં શાંતિ લેવા બેઠો અને દુઃખથી ઉદ્વેગ પામ્યો સતો અનેક પ્રકારની ચિંતા કરવા લાગ્યો. તેવામાં નિદ્રા આવવાથી તે ત્યાં પાંદડાઓના સંસ્તારક ઉપર સુતો. એને જેવી નિદ્રા આવી તેવુંજ કોઇએ ત્યાંથી તેનું અપહરણ કર્યું. એટલે તે જાગી ગયો, તો તેણે ગૌઢ દેહવાળો અનેભય ઉત્પન્ન કરે તેવો રાક્ષસ તેને હરીજનાર તરીકે જોયો.

તે આંખો મીંચીને વિચારવા લાગ્યો કે-" હરણ પાસલાને જેમ તેમ છેદીને, વાગુરાને ભેદીને, અગ્નિ શિખાવાળા વનમાંથી ઠેકી જઇને, તેમજ પારધીના બાણને ચુકાવીને કુદ્યો તો આગળ કુવો હતો તેમાં પડ્યો. અર્થાત્ દૈવ વિપરીત હોય ત્યાં પ્રયત્ન શું કામ આવે છે ? ઊલટો હાનિ કરનાર થાય છે.

ત્રણખંડના સ્વામી, યાદવોના પતિ, રિપુસમૂહરૂપ તૃણમાં અગ્નિ જેવા કૃષ્ણવાસુદેવનું મરણ એક સાધારણ બાણવડે થયું તેથી હું તો વિધિજ બળવાન છે એમ માનું છું. હું પૂર્વે દ્યૂતકારો ને વેશ્યાના પાસમાં ફસાયો હતો, તેમાંથી માંડમાંડ છુટીને દ્રવ્યોપાર્જન માટે વહાણમાં ચઢ્યો, ત્યારે વહાણ ભાંગ્યું, સમુદ્રમાં પડ્યો, તેમાં પણ પાટીયું મળી જવાથી કીનારે નીકળ્યો, ત્યારે પાછો આ રાક્ષસના હાથમાં સપડાણો, હવે હું શું કરૂં ? ને કયાં જાઉં ? માટે હવે તો જે થવાનું હોય તે થાઓ." તે આમ વિચારે છે તેવામાં રાક્ષસ તેને કોઇ સ્થાનકે મૂકીને ચાલ્યો ગયો.

પછી પોતાને છુટો થયેલો જાણીને ધર્મદત્તે આંખ ઉઘાડીને જોયું તો ત્યાં રાક્ષસને દીઠો નહીં. તેને બદલે એક બાળિકા તેના જોવામાં આવી, વૃક્ષની છાયામાં ઉભેલી, દીવ્યરૂપ ને સૌભાગ્યવાળી અને શ્રેષ્ટ વસ્ત્રાલંકાર ધારણ કરેલી તે કન્યાને જોઈને ધર્મદત્ત આશ્ચર્ય પામ્યો. તે વિચારવા લાગ્યો કે-" રાક્ષસ કયાં ગયો ? આ સ્ત્રી શું રાક્ષસી છે અથવા મને આશ્ચર્ય પમાડવા માટે તે રાક્ષસેજ આ બાળિકાનું રૂપ ધારણ કર્યું છે ? અથવા આ શું વિદ્યાધરી છે ? સામાન્ય સ્ત્રી છે ? દેવાંગના છે ? વ્યંતરી છે ? કે નાગલોકમાં ઉત્પન્ન થયેલી નાગકુમારી છે ? " આ પ્રમાણે વિચારતાં ધર્મદત્તે સાહસને અવલંબીને નિર્વિકલ્પવાળા ચિત્તે તે બાળાને પૂછયું કે-' હે સુંદરી ! તું કોણ છે ?' તેણે પૂછયું કે ' તમે કોણ છો ?' ધર્મદત્તે કહ્યુ કે-' હું મનુષ્ય છું.' એટલે તે બોલી કે-' હું પણ મનુષ્યણી છું.' ત્યારે ધર્મદત્તે પૂછયું કે-' હે કન્યા ! તું આવા વિષમ અરણ્યમાં એકલી કેમ વસે છે ?' તેણે કહ્યું કે-' દૈવના યોગથી મારી

વિષમ સ્થિતિ થઇ છે.' કુમારે પૂછયું કે-' તારી વિષમ સ્થિતિ શા કારણથી ને કેવી-રીતે થઇ છે ?' એટલે તે બોલી કે-' હે મિત્ર ! મારી આશ્ચર્યકારી કથા હું કહું છું તે સાંભળો-

સમુદ્રની મધ્યમાં સિંહળદ્વીપમાં કમળ નામનું નગર છે. ત્યાં સત્યનામવાળો **ધનસાર** નામનો મુખ્ય શ્રેષ્ઠિ છે. તે શેઠને કૃષ્ણ ને કમળાની જેવી રૂપાળી લાવણ્યથી ભરેલી અને નારીજનમાં શિરોમણિ **ધનશ્રી** નામે સ્ત્રી છે. અનુકૂળ, મધુરવાણીવાળી, દક્ષ ( ડાહી ), સાધ્વી ( સરલ ) અને લજ્જાવાળી-એવા ગુણવાળી સ્ત્રી તે સાક્ષાત્ લક્ષ્મીજ છે એમ સમજવું. તેમાં સંશય ન કરવો. તેની કુક્ષીથી ઉત્પન્ન થયેલી અને પવિત્ર મનવાળી **ધનવતી** નામે હું તેની પુત્રી છું. તે તેના માતાપિતાને પ્રાણથી પણ વધારે વહાલી છે. તે યોગ્ય વયે સર્વ કળાઓ શીખી. અનુક્રમે યૌવનાવસ્થા પામી, તેના પિતાએ તેને જોઇને વિચાર કર્યો કે-'હવે આ પુત્રી વરયોગ્ય થઈ છે.' " પુત્રી જન્મે ત્યારે શોક થાય છે, વૃદ્ધિ પામે ત્યારે ચિંતા વધે છે અને પરણાવતી વખત દંડ આપવો પડે છે, તેથી પુત્રી સમાન બીજી વેદના નથી." " જેણે કોઇની પ્રાર્થના કરી નહીં, જેને એકે પુત્રી થઈ નહીં અને જેને સુખમય આજીવિકા પ્રાપ્ત થઇ-તે ત્રણે સુખે જીવે છે." પછી મારા પિતાએ એમ પણ ચિંતવ્યું કે-' કોઇ ભાગ્યવાન અને ગુણવાન વર મળી જાય તો તેને આ પુત્રી આપું.' "જાતિ, રૂપ, વય, વિદ્યા, આરોગ્ય, વિશાળ કુટુંબ, ઉદ્યમ અને સદાચરણ-આ આઠ વરના ગુણો છે." "મૂર્ખ, નિર્ધન દૂર રહેનારો, શૂરવીર અને મોક્ષનો અભિલાષી, તેમજ ત્રણગણાથી વધારે વયવાળો-એવા વરને કન્યા ન આપવી." "ન્યાયોપાર્જિત દ્રવ્યવાળો,

વિનયવાન, શ્રીમાન, કુલિનાગ્રણી, રૂપમાં કામદેવ જેવો, ત્યાગમાં બળિરાજા જેવો, ભોગપ્રિય, શિષ્ટ એવા આચાર, વિચાર, કળા, કૌશલ્ય અને પાંડિત્યવાળો, ધર્મપ્રિય, પ્રીતિયુક્ત ભાષણ કરનારો અને જાણે અમૃતથી ભરેલો હોય તેવો પ્રાણેશ્વર મળવો દુર્લભ છે."

શેઠે પુત્રીના વરને માટે અનેક ગ્રહસ્થોના પુત્રોને જોયા પણ કોઈની જન્મોત્રી પોતાની પુત્રી સાથે મળતી આવી નહીં. એટલે મારા પિતાએ ચિંતવ્યું કે-' હું તો જન્મપત્રીના યોગથી મારી પુત્રીને યોગ્ય વર જોઈ જોઈને થાકી ગયો.' એવામાં ચંદ્રપુરથી કોઈક જયોતિષી ત્યાં આવ્યો. તે વાત સાંભળીને તેને પોતાની પાસે બોલાવી મારા પિતાએ કહ્યું કે-' હે જ્યોતિર્વિદ ! તમે જગદ્જ્ઞાતા કહેવાઓ, તો મારી પુત્રીને યોગ્ય વર કોઇ સ્થાનકે હોય તો કહો. કેમકે મારી પુત્રી મોટી થઈ છે, અને તેને યોગ્ય વર મળતો નથી." પછી તે જ્યોતિષી મારી જન્મપત્રી અનુસારે ગ્રહમેળાપક જોઈને બોલ્યો કે-' હે શ્રેષ્ઠિસત્તમ ! સાંભળો. ચંદ્રપુર નગરમાં શ્રીપતિ નામે શ્રેષ્ઠિ હતા, તેની શ્રીમતિ નામે સ્ત્રી હતી. તેનો ધર્મદત્ત નામે પુત્ર છે, તે સૌભાગ્યવાન્ અને પુણ્યશાળી છે. તે તમારી પુત્રીને યોગ્ય વર છે.' તે સાંભળીને હર્ષિત થયેલા મારા પિતાએ તેને ફરીને તેના ગુણો વિષે પૂછ્યું. એટલે તે વિપ્ર બોલ્યો કે-" મેં એના જેવો ગુણવાન્ વર બીજો જોયો નથી. વિદ્યા, વય, યશ, ભાગ્ય અને કૃતજ્ઞત્વાદિ ગુણવાળો તે છે અને તેણે સોળ કોટી દ્રવ્ય તો વેશ્યાના સમાગમમાં વાપર્યું છે." આ પ્રમાણેના તે ગણકના વાક્ય સાંભળીને મારા પિતાએ કહ્યું કે-' મારી પુત્રી હું તે ધર્મદત્તનેજ આપીશ,

બીજાને આપીશ નહીં. તો હવે તેની સાથેનો સારો લગ્નદિવસ જોઇ આપો કે જે શુભ યોગવાળું ને મહા શુદ્ધ હોય.' વિપ્રે કહ્યું કે-"આજથી પંદરમા દિવસને અંતે શુભ લગ્ન છે. આ વર્ષમાં તેના જેવું બીજું ઉત્તમ લગ્ન-લગ્ન દિવસ નથી." શેઠ બોલ્યા કે-"એટલા થોડા દિવસમાં ત્યાં જવું આવવું શી રીતે બની શકે? એટલા વખતમાં વિસ્તારથી અહીં વરને બોલાવીને લગ્નકાર્ય તો થઇ ન શકે, પણ જો પુત્રીને લઇને કુટુંબસહિત હું ત્યાં જાઉં તો બની શકે." વિપ્ર તેમાં સંમતિ આપી એટલે તેને દ્રવ્યાદિકવડે સંતોષીને રજા આપી. પછી મારા પિતાએ એક મોટું પ્રવહણ તૈયાર કરાવી કુટુંબસહિત પુત્રીને (મને) લઇને તે તરફ પ્રયાણ કર્યું. રસ્તે ચાલતાં દુર્દૈવની પ્રેરણાથી પ્રતિકૂળ પવન વાવાને લીધે તે પ્રવહણ ભાંગ્યું અને સર્વ સમુદ્રમાં બુડી ગયા. દૈવયોગે ધનવતીના (મારા) હાથમાં એક પાટીયું આવ્યું. તેનાવડે તરતી તરતી તે સાત દિવસે કીનારે નીકળી. ત્યાં સ્વસ્થ થઇને એક સરોવરમાંથી પાણી પીને તે સુતી હતી, તેવામાં કોઇ રાક્ષસે ત્યાંથી ઉપાડીને અહીં મૂકી. હું તે રાક્ષસને જોઇને કંપવા લાગી. મને કંપતી દેખીને રાક્ષસ બોલ્યો કે-" હે વત્સે! તું ભય પામીશ નહીં, હું ભૂખ્યો છું પણ તને સુકુમાર જોઇને મને દયા ઉત્પન્ન થઈ છે, તેથી હું જ્યાંસુધી મને બીજું ભક્ષ મળશે ત્યાંસુધી તને ખાવાનો નથી." આમ કહીને તે અહીંથી ગયો અને તમને ઉપાડી લાવ્યો. હું તમારા દુઃખથી દુઃખી થઈ છું. હે ઉત્તમ પુરૂષ! તમને જોઇને મને ચિંતા થાય છે કે-"શું આવા નરરત્નને આ રાક્ષસ ખાઈ જશે? દૈવે મને ભાગ્યવર્જિત એવી પાપિણીને કયાં સરજી કે જેને માટે આખા કુળને સમકાળે

મૃત્યુ પ્રાપ્ત થયું, હું વિદેશમાં આવી પડી, મારો વિવાહ અટકી પડ્યો અને મારા દેખતાં તમારી જેવા ઉત્તમ પુરૂષનો વિનાશ થશે ! હું તો આ બધા કારણોને લઇને વધારે અનિષ્ટ ન જોયા સારૂ આત્મઘાત કરવા ધારૂં છું. હું હવે વધારે દુઃખ જોવા વિના મૃત્યુ આવે તેને ઇષ્ટ માનું છું. પરંતુ મૃત્યુ પામ્યા અગાઉ હું આપને પૃછું છું કે તમે કોણ છો ? કયાં રહો છો ? અને આ રાક્ષસના હાથમાં કયાથી સપડાણા ? તે કહો એટલે મને કાંઇક નિવૃત્તિ થાય."

આ પ્રમાણેના તે સ્ત્રીના વાકયો સાંભળીને ધર્મદત્ત કાંઇક સ્મિત કરીને બોલ્યો કે–"હે વરાનને ! મારૂં સ્થાનાદિક તો તેંજ સંક્ષેપમાં કહ્યું છે." પછી પોતાનું બધું વૃત્તાંત ટુંકામાં ધર્મદત્તે તેને કહી સંભળાવ્યું. એ વખતે કાંઇક શુભ પરિણામને સૂચવનાર તે કન્યાનો ડાબો હાથ ફરકયો. ધર્મદત્તની વાતથી અને કેટલીક ચેષ્ટાથી તેણે પણ જાણ્યુ કે–" જરૂર આ ધર્મદત્તજ છે.' તેથી તે કાંઇક લજ્જા પામી અને નીચું જોઈ રહી. પછી તેણીએ પ્રીતિવડે ધર્મદત્તને કહ્યું કે–" હે મહાભાગ ! અનુકૂળ એવા દૈવેજ આપણો સંબધ જોડી દીધો છે. અહો ! કયાં આપણી બંનેની જન્મભૂમિઓ ! કેટલી પરસ્પર દૂર અને ત્યાંથી વળી આ સ્થાન કેટલું દૂર ? પરંતુ પુણ્યના ઉદયથી મનુષ્યોને અસંભાવ્ય વાત પણ સંભાવ્ય થાય છે. " પછી ધર્મદત્તે પૂછ્યું કે–' હે કન્યકે ! તું લગ્નનો દિવસ જાણે છે ? ' તે કન્યા દિવસો ગણીને બોલી કે–' હે ભાગ્યવાન્ ! તે દિવસ આજેજ છે. ' પછી વનમાં મળતી લગ્નસામગ્રીવડે ધર્મદત્તે બરાબર લગ્નવેળા સાધીને તેની સાથે પાણિગ્રહણ કર્યું. ત્યારબાદ કન્યા

બોલી કે-' હે પ્રિય ! તમને રાક્ષસનો ભય છે, તેને માટે શું ચાલ્યું ?' એટલે તે બોલ્યો કે-'હે પ્રિયે! તે રાક્ષસના વધનો ઉપાય તું કાંઇ જાણે છે?' સ્ત્રીએ કહ્યું કે-'તે પ્રથમ સરોવર ઉપર જઈને સ્નાન કરે છે, પછી અહીં આવીને તે દેવાર્ચા કરે છે, તે વખતે તેનું દૈવતવાળું ખડ્ગ તે પોતાની બાજુ ઉપર મૂકે છે.' તે સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે-' હે પ્રિયા ! તે વખતે તેનું ખડ્ગ ઉપાડી લઇને તેનાવડેજ તેના મસ્તકનો હું છેદ કરીશ.' તેઓ આમ વાત કરે છે તેવામાં રાક્ષસને આવતો જોઇને સ્ત્રી બોલી કે-' તે આવે છે, માટે હમણા આઘાપાછા થઈ જાઓ.' ધર્મદત્ત આઘો ખસી ગયો, એટલામાં તે મદોન્મત્ત રાક્ષસ ત્યાં આવ્યો અને બોલ્યો કે-' અરે ! મારૂં ભક્ષ્ય ક્યાં ગયું ?' આમ બોલીને તે દેવાર્ચન કરવા બેઠો. તે વખતે અવસર જોઇને ધર્મદત્તે ત્યાં આવી રાક્ષસની પાછળ ઉભા રહીને તેનું ખડ્ગ ઉપાડી લીધું. પછી તે ખડ્ગને મુષ્ટિમાં દૃઢપણે પકડીને સામો આવી ધર્મદત્ત બોલ્યો કે-'અરે દુષ્ટ નિશાચર! સાવધાન થઇ જા, તારૂં પાપ આવી મળ્યું છે-તારી ઉપર દૈવ રૂષ્ટમાન થયો છે.' આ પ્રમાણે સાંભળતાંજ તે રાક્ષસ કોપાકુળ થઇને એકદમ ઉભો થાય છે તેવામાં તો ધર્મદત્તે લઘુલાઘવી કળાથી તેનું મસ્તક છેદી નાખ્યું. ધનવતીએ તે વખતે ધર્મદત્તના હાથની પૂજા કરી અને પોતાના પતિને કુશળતા પ્રાપ્ત થવાથી તે હૃદયમાં બહુજ હર્ષિત થઇ. પછી તેઓ નિઃશંકપણે તે વનમાં ફરવા લાગ્યા. અને દ્રાક્ષ, આમ્ર, કદળી વિગેરેના ફળોનો આહાર કરતાં યુગળીઆની જેમ આનંદથી રહેવા લાગ્યા.

સ્વેચ્છાપૂર્વક સુખ પ્રાપ્તિ થવાને લીધે તેમને મન રાજ્ય-

પ્રાપ્તિ જેવું થયું. કેમકે વિરહાદિક દુઃખમાં રાજ્ય પણ અરણ્ય જેવું દુસહ થઇ પડે છે. ત્યા ધર્મદત્ત ને ધનવતી કથા, ગાથા, કાવ્ય, પ્રહેલિકાદિક પરસ્પર કહેવા પૂછવાવડે કૌતુકમાં કાળ વ્યતિક્રમાવવા લાગ્યા. પરસ્પર વાર્તાવિનોદ કરતાં ધર્મદત્તે પૂછ્યુ કે–' હે કાંતા ! હે કમળલોચના ! મધ્યમાં શો અક્ષરવાળો કયો શબ્દ છે કે જે આપણને બંનેને પ્રિય છે તે કહે.' થોડીવાર વિચાર કરીને સ્ત્રી બોલી કે–'તે નામ જાણ્યું.' ' શું જાણ્યું ?' એમ પૂછતાં તે બોલી કે–'અશોક' પછી ધનવતીએ કહ્યું કે–'હે નાથ ! જો તમે મારા પ્રશ્નનો ઉત્તર તરત આપો તો હું તમારા પગની રજ થઇ જાઉં. સાંભળો. ' રાજાને કેમ બોલાવાય ? સુગ્રીવની સ્ત્રીનું નામ શું ? અને દરિદ્રી શું ઇચ્છે. તેમજ તપસ્વીઓ શું કરે ?' વિચાર કરીને ધર્મદત્ત બોલ્યો કે– " હે પ્રિયા ! તારૂં કથન સમજ્યો, તારા કથનનો ઉત્તર ' 'દેવતારાધન' ' તે પંડિત પુરૂષોએ નિરંતર કરવા યોગ્ય છે." આ પ્રમાણે વિનોદમાં કેટલોક કાળ વ્યતિક્રમ્યો.

અન્યદા સદ્ધર્મિણી એવી પ્રિયા બોલી કે–" અહીં રહેતાં આપણું આયુષ્ય મૃગની જેવું ધર્મરહિત નિરર્થક જાય છે, અને આપણી ઉત્પત્તિ અરણ્યમાં માલતીના પુષ્પની જેવી વૃથા થાય છે. કહ્યુ છે કે–"દેવપૂજા ન કરી, પાત્રપૂજા ન કરી(સુપાત્રદાન ન દીધુ), શ્રાવકનો ધર્મ કે સાધુનો ધર્મ ન પાળ્યો, આ અતિ દુર્લભ મનુષ્યજન્મ પામ્યા છતાં મેં અરણ્યરૂદનની જેમ તેને નિષ્ફળ કર્યો" "આ ભવરૂપી સમુદ્રમાં દક્ષિણાવર્ત શંખની જેવા દુર્લભ મનુષ્યજન્મને પામીને ઉત્તમ પુરૂષો તેને સુકૃતરૂપી ગંગાજળથી પૂરે છે), પાપરૂપી મદિરાવડે પૂરતા નથી." " પ્રભુ જગતના પતિની

પૂજા કરતાં–સંઘની અર્ચના કરતાં, તીર્થોની યાત્રા કરતાં, જિનવાણીને સાંભળતાં, સુપાત્રાદિ દાન આપતાં, તપને તપતાં અને પ્રાણીઓ ઉપર અનુકંપા કરતાં જેમના દિવસો વ્યતિક્રમે છે તે પુણ્યાત્માઓનો જન્મજ સફળ છે." "જે મૂઢ મનુષ્ય દુષ્પ્રાપ્ય એવા આ મનુષ્યભવને પામીને યત્નવડે ધર્મ કરતો નથી તે પ્રાણી અનેક પ્રકારના કષ્ટોવડે પ્રાપ્ત થયેલા ચિંતામણિરત્નને પ્રમાદથી સમુદ્રમાં નાખી દે છે." "જે મનુષ્યને પ્રાપ્ત થયેલા ધનનો લાભ ધર્મને અર્થે થતો નથી, જેઓ સ્વાભાવિક કરૂણાવાળા હોવાથી દુઃખપીડિતને વિષે વ્યાકુળતાવાળા થતા નથી, અને જેમણે સચ્ચારિત્રવડે આત્માને સાધ્યો નથી તેમનો આ જન્મ સેંકડો જન્મવડે મહા પ્રયાસે મળેલો છતાં નિષ્ફળ થાય છે." "ઉત્તમ મનુષ્યોને પ્રાતઃકાળમાં ઘરદેરાસરમાં જિનેશ્વરને અભિષેક કરવા, નિર્મળ જળથી ભરેલ કળશ, પુષ્પની માળા, પ્રદીપ, નૈવેદ્ય, આરતી, ઉત્તમ સ્વસ્તિક અને નમો નમો, જય જય એવા ઉચ્ચ સ્વરે બોલાયેલા શબ્દો ઘરમાં લક્ષ્મીનું આવાગમન સૂચવનારા શકુનોરૂપ છે." "મનુષ્યજન્મ પ્રાપ્ત થયા છતાં પણ કેટલાક દીપોત્સવીમાં ઘરના દ્વારપર કરેલા થાપાની જેવા નિષ્ફળ જન્મવાળા હોય છે." જે ઘરમા દેવાયતન નથી, જ્યા મુનિરાજના દર્શન થતા નથી, અને જ્યાં સજ્જનોનો યોગ થતો નથી તેનું જીવન અનાર્ય જેવું છે. કહ્યું છે કેઃ–

जत्थ न दीसन्ति जिणा, नय भवणं नेव संघमुहकमलं ।
नय सुव्वइ जिणवयणं, किं ताए अत्यभूमीए ? ॥

"જ્યાં જિનેશ્વર નથી, જિનભુવન નથી, સંઘના મુખકમળ જ્યાં દેખાતા નથી અને જ્યાં જિનવચન સાંભળાતા નથી

તે ભૂમિને અર્થકારક ભૂમિ શી રીતે કહેવાય ?" "તેવા ગામમાંજ બુદ્ધિમાન્ ગૃહસ્થ વસે છે કે જ્યાં મુનિરાજનું આગમન થતું હોય છે અને જ્યાં જિનમંદિર હોય છે, તેમજ જ્યાં શ્રાવકો વસતા હોય છે."

આ પ્રમાણેના પ્રિયાના વચનો સાંભળી–વિચારીને તે દંપતી ત્યાંથી ધીમે ધીમે આગળ ચાલ્યા એટલે અનુક્રમે કેટલીક વાસભૂમિઓ, કેટલાક ગામો અને કેટલાક નગરો આવ્યા. તેનું ઉલ્લંઘન કરતા કરતા તેઓ ચંદ્રપુરની નજીકમાં આવ્યા. ત્યાં નગર બહારના વનમાં તેઓ સાયંકાળે કોઈ સ્થાનમાં નિર્ભયપણે થાક લાગવાથી સુઈ ગયા.

ધર્મદત્ત પાછલી રાત્રિએ જાગ્યો એટલે નવકારમંત્રને સંભારીને તે ધર્મધ્યાન કરવા લાગ્યો. પછી સૂર્યોદય થવાને વખતે તેણે પ્રિયાને જગાડવા માટે હર્ષથી મોટા અર્થવાળું એક કાવ્ય કહ્યું. તેનો ભાવાર્થ એવો હતો કે–" હે પ્રિયા ! કમળોની શ્રેણિનો પરિમળ વિસ્તાર પામ્યો છે, કુકડાઓ પૃથ્વીપર ફરતાં શબ્દ કરે છે, મેરૂપર્વતના શિખરને સૂર્ય પ્રકાશિત કરે છે, તો હે સુનયને! જાગૃત થા અને ઉઠ. કેમકે રાત્રી વીતી ગઈ છે." આ પ્રમાણે કહેવાથી પણ જ્યારે તે ઉઠી નહીં ત્યારે તેણે ક્ષણવાર રહીને વળી તેને જગાડવા માટે બીજું કાવ્ય કહ્યુ તેનો ભાવ એ હતો કે–" હે પ્રિયા ! આ મૃગો તૃણ ચરવા જાય છે, પક્ષીઓ પણ ચારો ચરવા નીકળ્યા છે, માર્ગ પણ સારી રીતે ચાલવા જેવો શીતળ થયેલો છે, તો તું જાગ, રાત્રી વીતી ગઈ છે." આ પ્રમાણે કહેવાથી પણ જ્યારે તેણીએ ઉત્તર આપ્યો નહીં ત્યારે ધર્મદત્તે તેને જગાડવા માટે તેનું મુખ હલાવવા ઇચ્છયું પણ તે વખતે

તેની સચ્યાજ ખાલી દીઠી-એટલે તેણે વિચાર્યું કે-' પ્રિયા ચહેલી ઉઠીને દેહચિંતા માટે ગઈ હશે. ' પછી ક્ષણવાર વાટ જોયા છતાં આવી નહીં એટલે તેણે તેને બોલાવવા માટે ઉચ્ચસ્વરે શબ્દ કર્યા કે-" હે કાંતે ! આવ, આવ, આપણે ઉતાવળા માર્ગે પડીએ." આ પ્રમાણે કહેવાથી પણ કોઈ આવ્યું નહીં એટલે તેણે ઉભા થઈને તેના પગલાં જોવા માંડ્યા. પણ કોઇ જગ્યાએ તેના પગલાં દીઠા નહીં. તે ચારે બાજુ ભમી ભમીને થાકયો પણ તેનો પત્તો લાગ્યો નહીં. ફરી ફરીને તે થાકી ગયો. પછી પ્રાણપ્રિયાના વિરહથી ચિત્તભ્રમ થયેલો અને મુક્તચેતન જેવો થયેલો તે બોલવા લાગ્યો કે-" હે હંસ, કોયલ અને હરણો ! તમે હરિણાક્ષી એવી મારી પ્રિયાને કયાંઈ જોઈ છે ? હે ચંપક, અશોક, નિમ્બ, આમ્ર, શાળિ અને પિપ્પળ વિગેરે વૃક્ષો ! તમે જો મારી પ્રિયાને જતી જોઈ હોય તો ઉતાવળે તેની શુદ્ધિ કહેવા કૃપા કરો." આ પ્રમાણે બોલતો ને ભમતો પાછો પોતાના શયનસ્થાન પાસે આવ્યો. એમ ઘેલા થયેલાની જેમ તે ગમનાગમન કરવા લાગ્યો. તે બોલ્યો કે-' અરે ! હું શું કરૂં ? કયાં જાઉં ? રામચંદ્ર આ પૃથ્વી ઉપર નથી કે જે મારા પ્રિયાવિરહથી થતા દુઃખને જાણી શકે. બીજો કોઇ મનુષ્ય તો તે જાણી શકે તેમ નથી.

**" આ સંસાર અસારરે, આશા બંધણ જાઇ;**
**અનેરડે ફેરી સુઇએ, અનેરડે વિહાઇ. "**

" આ સંસાર અસાર છે અને તેમાં આશાનુ બંધન છે. તેમાં મનુષ્ય અનેરી સ્થિતિમાં સુએ છે ને અનેરી ( જુદીજ ) સ્થિતિમાં પ્રભાતે ઉઠે છે. " " જે સેંકડો મનોરથને પણ અગો-

ચર છે અર્થાત્ જેનો મનોરથ પણ કરી શકાતો નથી, જ્યાં કવિની વાણી પણ ચાલી શકતી નથી અને જેનું સ્વપ્ન પણ આવતુ નથી તેને વિધાતા લીલામાત્રમાજ કરે છે." "પંડિતજનોને દરિદ્ર બનાવ્યા, વનિતાજનને વહેલી વૃદ્ધાવસ્થા આપી અને કુલાંગનાને પતિવગરની અથવા પુત્રવગરની કરી, તેથી હુ તો માનું છું કે વિધિજ ખરેખરો બળવાન છે."

આ પ્રમાણે વિચારતો ને બોલતો-પ્રલાપ કરતો ધર્મદત્ત પોતાના ઘરભણી ચાલ્યો ચંદ્રપુર પાસે આવી તેમા પ્રવેશ કરતાં તે વિચારવા લાગ્યો કે-'હા મૂઢ ધર્મદત્ત! તું અનાત્મજ્ઞ એવો કયા જાય છે? અરે ભગ્નપોત-જેનું વહાણ ભાગી ગયુ છે એવો અને નિર્દ્રવ્ય-દ્રવ્ય વિનાનો હું શી રીતે ઘરે જાઉં? નિર્ભાગી એવો હું સ્વજનોને મુખ શી રીતે બતાવું? આવી સ્થિતિમાં ઘરે જવાથી ધનવાળા દુર્જનો મને વારવાર હસશે. કહ્યુ છે કે-" વ્યાઘ્ર અને સર્પોથી સેવાતા વનમા રહેવું સારૂં, વૃક્ષના ફળો ખાતા ને સરોવરના પાણી પીતાં વૃક્ષોના સમૂહમાં વસવું સારૂ, ભિક્ષા માગીને ખાવું કે વિષ ભક્ષણ કરવું સારૂં, પણ ધનહીનપણે કુટુંબી વચ્ચે જીવવું તે સારૂં નહીં." "કપિકુળના-વાનરસમૂહના નખ ને મુખથી વિદારિત થયેલા ફળોનું ભોજન કરતા વનમા રહેવુ સારૂ, પણ ધનના મદથી ગર્વિત થયેલા મનુષ્યોની ભ્રભંગના વિકારવાળી વાંકી દૃષ્ટિમાં રહેવું તે સારૂ નહીં."

આ પ્રમાણે વિચારતો ધર્મદત્ત નગરમાં પ્રવેશ ન કરતાં પાછો વળ્યો અને વનમા આવ્યો. ત્યાં પાણી પીતો ને ફળાહાર કરતો, મૃગેંદ્રની જેમ વિહરવા લાગ્યો. એ રીતે એકલા ભમતાં તેને એક યોગીએ દીઠો એટલે તેણે કહ્યુ કે-" અરે! તું કાંઈ

ચિંતામાં મગ્ન જણાય છે તો તને શી ચિંતા વર્તે છે? તે કહે." ધર્મદત્તે કહ્યું કે-" હે દેવ ! નિર્ધનપણામાં સુખ કયાંથી હોય? એટલે હું દારિદ્રયપીડિત હોવાથી, નિશ્ચિંત શી રીતે રહી શકું? કહ્યું છે કે:-

મયણદેવ ઇસર દહ્યો, લંક દાહી હણુમેણ;
પાંડુ વન અરજુન દહ્યો, પુણ દાલિદ્ર ન કેણ.

" કામદેવને ઈશ્વરે બાળ્યો, હનુમાને લંકા બાળી અને અર્જુને પાંડુવન બાળ્યું પણ દારિદ્રને કોઈએ બાળ્યુ નથી." તે સાંભળી યોગી બોલ્યો કે-" હે વત્સ ! મારૂં નામ જગતમાં દારિદ્રદહન છે, હું દારિદ્રને બાળી નાખનારો છું." તે સાંભળીને ધર્મદત્ત ખુશી થયો અને તે યોગીને પ્રણામ કર્યા. ધર્મદત્તની પીઠ ઉપર હાથ ફેરવીને યોગી બોલ્યો કે-" હે વત્સ ! તું ચિંતા તજી દે, સ્વલ્પકાળમા લક્ષ્મી તારી દાસી થઈને રહે એમ કરીશ." ધર્મદત્તે પૂછયું કે-" હે વિભો ! શું ઉપાયવડે એમ કરી આપશો? તે મને કહો." યોગી બોલ્યો કે-" તને સ્વર્ણપુરૂષ કરી આપીશ." ધર્મદત્તે વિચાર્યું કે-" એમાં મારે સાવધ રહેવું પડશે. કેમકે આ યોગી કયાં તો મનેજ સ્વર્ણપુરૂષ કરવાનું ધારતો હશે, કેમકે પૂર્વની એવી વાતો સાંભળેલી છે" આ પ્રમાણે વિચારીને ધર્મદત્તે યોગીને કહ્યું કે-" તમે કોઈપણ મનુષ્યનો ઘાત કરીને સ્વર્ણપુરૂષ કરી આપવા ધારતા હશો, પરંતુ તેવી રીતે હિંસાથી થયેલા સ્વર્ણપુરૂષનું મારે કામ નથી. હું ઈચ્છતો નથી." યોગી બોલ્યો કે-" અરે ! અરે ! શું હું જીવઘાત કરૂં? અમારો તો ધર્મજ એ છે કે જંતુમાત્રની રક્ષા કરવી. ' તે

જ્ઞાન પાતાળમાં જાઓ, તે ચાતુર્ય નાશ પામો અને તે ગુણ અગ્નિમાં પડો કે જ્યાં જીવદયા વર્તતી નથી.' 'સમગ્ર ગુણોમાં મુખ્ય એવી કરૂણા પાપરૂપી દાવાનળને બુઝાવવા માટે વર્ષા જેવી છે, સુકૃતની સંતતિને માટે કલ્પલતા જેવી છે અને નિર્મળ ધર્મને જન્મ આપવામાં જનની જેવી છે, તે ચીરકાળ જયવંતી વર્તો.' દાન સત્યાદિ ધર્મો જેમાંથી જન્મ પામે છે એમ પૂર્વપુરૂષોએ કહ્યું છે એવી દયા સિદ્ધિ સાથે સંધાન કરી આપવામાં દૂતિ સમાન છે, તેથી સજ્જનોએ સાવધાનપણે તે સાધ્ય કરવા યોગ્ય છે.' 'દ્યુતકાર, કોટવાળ, તેલી, માંસ વેચનાર, વાર્ધકી, નૃપતિ અને વૈદ્ય-એ સાત પ્રાયે કૃપારહિત હોય છે.'

ત્યારપછી તે યોગી પાસે ચિત્તના રંગવડે તે વણિક કાદરી વગાડવા લાગ્યો, એટલે યોગી સામાન્ય ભાષામાં ગાવા લાગ્યો.

**સોનાપુરિસે કાહુ કીજેરે, જઇ નહીં દયા પ્રધાન;**
**તીને સોને સોહા કીસીરે, જીણે તુટેહી કાન.**
**બારવહુ કાંઈ જટા જનોઈ, દયા વિણ ધરમ ન કોઈ;**
**જીવદયા તુમે પાળો બાળક, હિયડું નિરમલ હોઈ.**

આ પ્રમાણેના યોગીના વચનોથી વિશ્વાસ પામેલો ધર્મદત્ત બોલ્યો કે–' હે યોગી ! ત્યારે કહો કે તમે હિંસા વિના શી રીતે સ્વર્ણપુરૂષ કરી આપશો ?' યોગી કહે–" હે ભદ્ર ! સાંભળ. સારી રતાંજળીના કાષ્ટમય સાત હાથ પ્રમાણ પુતળું કરાવીશ. તે પુતળાને મંત્રવડે અડદ અને સરસવ છાંટવાપૂર્વક અભિમંત્રિત કરીને પછી અગ્નિકુંડમાં તેનો હોમ કરીશ. પછી ઉષ્ણ ને શીતળ જળવડે સીંચન કરવાથી મહામંત્રના પ્રભાવવડે તેનો સ્વર્ણપુરૂષ થઈ જશે." આ પ્રમાણે સાંભળીને

ધર્મદત્ત બોલ્યો કે-' તો હવે તેને માટે ઉદ્યમ શરૂ કરો.' ચોગી બોલ્યો કે-" અમારે યોગીઓને સુવર્ણનું શું પ્રયોજન છે? આ તો ફક્ત તારે માટેજ પ્રયત્ન કરવાનો છે. પરોપકારનોજ હેતુ છે. કેમકે પરોપકારમાં મતિ થવી દુર્લભ છે. ' લક્ષ્મી પરોપકાર માટે, સરસ્વતી વિવેક માટે અને સંપત્તિ સર્વના સુખને માટે કોઈ ધન્ય પુરૂષનેજ થાય છે.' કૃતઘ્ન અને ચળ એવું આ શરીર જો પરોપકાર માટે જતું હોય તો જાઓ, કેમકે કાચના બદલામાં વજ્રમણિ મળતો હોય તો શું મૂર્ખ પણ 'ના' એમ બોલે?" ધર્મદત્ત બોલ્યો કે-"હે ભગવન્! હે વિશ્વપાલન! તમારી એટલી બધી પરોપકારમાં મતિ છે કે જેથી પરને દુઃખે તમે દુઃખી થાઓ છો. જુઓ! કપાસે પરને ઉપકાર કરવા માટે શું શું દુઃખો સહન કર્યાં? પ્રથમ તેના અસ્થિ ( કપાશીઆ ) દૂર કરવામાં આવ્યા તે સહન કર્યું, પછી દુઃસહતર એવું તુલારોપણ સહન કર્યું, પછી ગ્રામ્ય સ્ત્રીના હાથથી રેંટીઆદ્વારા ખેંચાવાનું સહન કર્યું, તંત્રીના પ્રહારની વ્યથા સહન કરી, પછી માતંગોએ મોઢામાં પાણી ભરીને તેની ફરતું છાંટ્યું તે સહન કર્યું, અને પછી કુચાવડે કુટવાનું સહન કર્યું—આ પ્રમાણે સહન કર્યા પછી તે વસ્ત્રમાં વણવાને યોગ્ય થયું."

ચોગીએ કહ્યું કે-' હે મહાભાગ! સ્વર્ણપુરૂષ કરવા માટે પ્રથમ સપાદલક્ષ પર્વતમાંથી શીત ને ઉષ્ણ પાણી લાવવું પડશે.' ધર્મદત્તે કહ્યું કે-'ચાલો, લાવીએ.' પછી તે બંને જઈને ત્યાંના કુંડમાંથી બંને જાતનું જળ લઈ આવ્યા, અને રક્તચંદન ( રતાંજળી ) ના કાષ્ઠનું એક પુતળું બનાવ્યું. ત્યારબાદ હોમને લગતી તમામ સામગ્રી લઈને કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ

યોગી ધર્મદત્તસહિત સ્મશાનમાં આવ્યો અને ત્યાં અગ્નિનો કુંડ બનાવી તેમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો. પછી કુંડના કાંઠા ઉપર રક્તચંદનનું પુતળું મૂક્યું અને તેની પાસે રક્ષાને નિમિત્ત ખડ્ગ મૂક્યું. પછી ધર્મદત્તને કહ્યું કે–' તારી પાસે આત્મરક્ષા માટે શું શસ્ત્ર છે ? ' એટલે ધર્મદત્તે કહ્યું કે-' જે શસ્ત્રવડે મેં રાક્ષસને માર્યો છે તે શસ્ત્ર મારી પાસે ગુપ્તપણે રાખેલું છે.' યોગીએ કહ્યું કે–' તારે ભય રાખવાનું કાંઇ કારણ નથી. ' એમ કહીને ધર્મદત્તને પરાઙ્મુખ ઉભો રાખીને યોગી તેની પાછળ કુંડને કાંઠે પુતળું મૂકીને બેઠો. પછી તેણે મંત્રપાઠ-પૂર્વક સરસવો પેલા પુતળા ઉપર નાખવા માંડ્યા. તે સાથે ધર્મદત્તની પીઠ ઉપર પણ સરસવ ને અક્ષત નાખવા માંડ્યા. પોતાના વાંસા ઉપર સરસવ ને અક્ષત પડતા જાણીને ધર્મદત્તે વિચાર્યું કે–' જરૂર આ દુષ્ટ યોગીનું મારા પ્રત્યે કપટ છે. એણે કપટનાટક આરંભ્યુ છે, તેથી મારે ચેતવાની જરૂર છે. પરંતુ અત્યારે અહીં મારો મિત્ર કોણ છે ? હું ખરેખર વ્યસન (કષ્ટ) માં પડ્યો છું, તો તેમાંથી મારી રક્ષા કોણ કરશે ? અત્યારે મારૂં કર્ત્તવ્ય શું છે ? હા, સાંભર્યું ! મને ધર્મેજ આપેલો છે તેથી તે ધર્મનુંજ સ્મરણ કરવું યોગ્ય છે. ' આમ વિચારીને તેણે પંચપરમેષ્ઠિનું સ્મરણ કરવા માંડ્યું.

परमेष्ठि नमस्कारं, सारं नवपदात्मकम् ।
आत्मरक्षाकरं वज्र–पंजराभं स्मराम्यहं ॥

આ પ્રમાણેનું વજ્રપંજર સ્તોત્ર આખું ભણીને પોતાની ફરતું વજ્રપંજર બનાવ્યું. પંચપરમેષ્ઠિ પદોથી સંગ્રામ, સાગર, કરીંદ્ર, ભુજંગ, સિંહ, દુર્વ્યાધિ, વન્હી, રિપુ અને બંધનથી

નિષ્પન્ન થયેલા તેમજ ચોર, ગ્રહ, ભ્રમ, નિશાચર ( રાક્ષસ ) અને શાકિનીથી થયેલા ભયો નાશ પામે છે. તેથી એ પરમમંત્રથી અંગરક્ષા કરીને ધર્મદત્તે ખડ્ગ સજ્જ કર્યું અને સાવધાન થઈને ઉભો રહ્યો. અનુક્રમે એ રીતે ૧૦૮ જાપ પૂરા થયા એટલે ધર્મદત્તે પાછા વળીને વાંકી દૃષ્ટિએ જોયું તો યોગીને ખડ્ગ ઉપાડતો દીઠો, એટલે એણે એકદમ પાછા ફરી લઘુલાઘવી કળાથી પોતાની પાસેના ખડ્ગવડે તે યોગીને હણી નાખ્યો અને તેને કુંડમાં ક્ષેપવ્યો જેથી તરતજ તેનો સુવર્ણપુરૂષ થઇ ગયો. તેને પ્રથમ લાવેલા શીતોષ્ણ જળવડે સીંચ્યો. ત્યારપછી ધર્મદત્ત પોતાના સ્થાનમાં પાણી પીવા માટે ગયો. પાણી પીને ત્યાં પાછો આવી જુએ છે, તો સુવર્ણપુરૂષ કુંડમાં નથી. એટલે તે મૂર્છિત થઇને ભૂમિપર પડ્યો. શીતળ પવનના યોગથી કેટલીકવારે તેને ચેતના આવી. તે સ્વસ્થ થયો એટલે વિચારવા લાગ્યો કે–" અરે ! મેં યોગીને હણ્યો અને સ્વર્ણપુરૂષ તો મળ્યો નહીં. હાથે દાઝ્યો પણ પોંખ આવા ન મળ્યો તેવું થયું. હું ઉભયભ્રષ્ટ થયો. ચંડાળના પાડામાં ગયા છતાં ભિક્ષા ન મળી. અરે દૈવ ! તેં દુઃખ આપવા માટે શું મને એકલાનેજ દીઠો છે ? તું મારી પાછળ પાણી પીને લાગ્યો જણાય છે, જેથી ઉપરાઉપર એકપછી એક દુઃખજ નાખ્યા કરે છે. પ્રથમ માતાપિતાનો વિયોગ કરાવ્યો, પછી વહાણ ભાંગ્યું, સમુદ્રમાં નાખ્યો, પછી પ્રિયા સાથે વિયોગ કરાવ્યો અને છેવટે સુવર્ણપુરૂષ લઈ ગયો. હે દૈવ ! તું અઘટિત ઘટનાને ઘટાવે છે, સુઘટિત ઘટનાને ક્ષણભંગુર બનાવે છે, આ સચરાચર જગતમાં નહીં ધારેલા એવા અનેક ફેરફારો કરે છે, તેથી તું વિધિજ સૌથી બળવાન છે એમ હું માનુ છું."

આ પ્રમાણે દુઃખ ઉપર દુઃખ પડવાથી તે વિલાપ કરવા લાગ્યો. પછી તેણે વિચાર્યું કે-" દુઃખિત કે સુખિત હોય તેની રાજા પાસે ગતિ કહેલી છે. અર્થાત્ રાજા પાસે જવાથી તેના દુઃખનુ નિવારણ થઈ શકે છે. દુર્બળનું બળ રાજા છે. તેથી હવે તો તેની પાસે જઇને વિનંતિ કરૂં. તે વિના કોઈ રીતે મારી કાર્યસિદ્ધિ થવાનો સંભવ નથી." આ પ્રમાણે વિચારીને ધર્મદત્ત કહે છે કે-' હે યશોધવળ રાજા ! તે ધર્મદત્ત હું તમારી પાસે આવ્યો છું, તો હવે મારૂં દુઃખ દૂર કરો. હું અહીંયાંનોજ રહીશ શ્રીપતિ શેઠનો પુત્ર છું. મેં આ પ્રમાણે મારી કથા ને સુવર્ણપુરૂષની ઉત્પત્તિ આપને કહી બતાવી. તો હવે તમે પાંચમા લોકપાળ કહેવાઓ છો, તેથી જેમ યોગ્ય લાગે તેમ કરો. શાસ્ત્રમાં રાજાને માટે દુષ્ટને દંડ, સ્વજનોની પૂજા, ન્યાયવડે ભંડારની વૃદ્ધિ, અર્થીઓમાં અપક્ષપાત અને રાષ્ટ્રની રક્ષા—આ પાંચ પ્રકારના યજ્ઞો કહેલા છે. " જે રાજા શત્રુમાત્રને તપાવવાને સૂર્ય જેવો હોય, સ્વજનોમાં આનંદોત્પાદક ચંદ્ર જેવો હોય, પાત્રાપાત્રની પરીક્ષામાં બૃહસ્પતિ જેવો હોય, દાનમાં કર્ણ જેવો હોય, નીતિમાં રામચંદ્ર જેવો હોય, સત્યમાં યુધિષ્ઠિર જેવો હોય, લક્ષ્મીવડે શ્રીપતિ ( કુબેર ) જેવો હોય અને પોતાના માનેલામાં પક્ષપાત ન કરતાં યોગ્ય રીતે લાભાલાભ કરનાર હોય—એવો સ્વામી રાજાના યથાર્થ નામવાળો સમજવો. "

શ્રી ધર્મકલ્પદ્રુમ ગ્રંથમાં મુખ્ય ચાર શાખા પૈકી દાનધર્મરૂપ
શાખામાં શ્રી વીર પરમાત્માની દેશનામાં ધર્મદત્તની
કથા યુક્ત શ્રી ચંદ્રયશા રાજાના આખ્યાનમાં
બીજો પલ્લવ સંપૂર્ણ.



## અથ તૃતીય: પલ્લવ:



"ચં દ્ર પ્રિયપણાને, સૂર્ય પ્રતાપને, અંભોનિધિ ગાંભીર્યને, કનકાચળ ઉચ્ચપણાને, હિમગિરિ શીતળતાને, અનળ તેજને, ધનદ ઐશ્વર્યપણાને, ઋષિ (મુનિ) સમભાવને અને ધરા સર્વસહપણાને નહીં છોડતા સતા જેનું નિરંતર મંગળિક કરે છે એવો રાજા જયવંત વર્તો." આ પ્રમાણે આશીષ દઈને ધર્મદત્તે રાજા પ્રત્યે કહ્યું કે-'હે સ્વામિન્! મને કાંઈક ઉત્તર આપો.' એટલે રાજા બોલ્યા કે-"હે મહાભાગ! તારી વસ્તુ મળે એવો ઉપાય કાંઈ સૂઝતો નથી, તારો સુવર્ણપુરૂષ કોણે લીધો હશે તે કાંઈ સમજી શકાતું નથી, તેથી હું તને શું ઉત્તર દઉં? માટે હે ધર્મદત્ત! તું મારી પાસેથી લાખ ક્રોડ ગમે તેટલી કિંમતનું સુવર્ણ માગી લે. તે તને રાજભંડારમાંથી અપાવું કે જેથી મારી અપકીર્ત્તિ ન થાય અને કદી આગળ ઉપર તારો સુવર્ણપુરૂષ મળી આવશે તો તે તનેજ અપાવીશ અને સ્વસ્થ કરીશ." રાજાના આ પ્રમાણેના વચનો સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે-'હે રાજન્! તમારૂં સુવર્ણ તમારા ભંડારમાંજ રહો, મારે તેનું કામ નથી; મારે તો મારા સ્વર્ણપુરૂષનો ખપ છે. તમે મારી વસ્તુ મેળવી આપવાને સમર્થ છતાં જો મારી

ઉપર કૃપા નહિ કરો તો પછી મારા અભાગ્ય ! બીજું શું કહું ? આકી મને તો નિવૃત્તિ ત્યારેજ થાય તેમ છે કે મને મારો સ્વર્ણપુરૂષ મળે. હું તમારૂં સુવર્ણ લેવા ઇચ્છતો નથી. સત્પુરૂષો માનને છોડીને પરદ્રવ્ય લેતા નથી. " કહ્યું છે કે—

બપૈયો જળ તં પીયે, જં ઘણ તુઠ્ઠો દેઈ;
માણ વિવજ્જિઉ ધડ પડે, મરે ન ચંચૂ ધરેઇ.

" બપૈયો તો વરસાદ વરસે તો તેનું પાણીજ પીએ છે પણ તે શિવાય કદી ધડ પડી જાય–મરી જાય તોપણ બીજા જળમાં ચાચ બોળતો નથી. " ખરો માની તે એક ચાતક પક્ષીજ છે કે જે સુખે જીવે છે અને પુરંદર ( વર્ષા આપનાર ઇંદ્ર )નેજ યાચે છે અથવા મરણ પામે છે. ' ' કૂપમાંથી જળ પીવું હોય તો અધોમુખ થવું પડે છે અને નદીઓ તો બીચારી શંકડી સ્રીઓ છે. બગલા, ટીટોડી વિગેરે તુચ્છ પક્ષીઓ સરોવરના જળનું પાન કરે છે, પણ તૃષિત થયા છતાં ચાતક કદી પણ ક્રૂર જંતુઓવાળું નીચ જળ પીતો નથી, તેથી તે માનથી ઉંચી કંધરા રાખીને માત્ર ઇંદ્રનેજ યાચે છે. ' તેથી હે રાજન્ ! તમારે મને તમારૂં સુવર્ણ લેવાનો આગ્રહ ન કરવો. "

આ પ્રમાણેનો તેનો નિરધાર જાણીને રાજા મનમાં વિચારે છે કે-" જો મારાથી આ આશ્રિતની કાર્યસિદ્ધિ ન થાય તો પછી હું આ પૃથ્વી ઉપર મોઢું કેમ દેખાડું ? " આમ વિચારીને તેણે બીડું હાથમાં રાખીને કહ્યું કે-" મારી સભામાં કોઇ એવો મનુષ્ય છે કે જે આ માણસનો સ્વર્ણપુરૂષ મેળવી

આપે ? જો એવો હોય તે આ બીડું ગ્રહણ કરો." એટલે ચંદ્રયશા કુમારે ઉભા થઇને તે બીડું ગ્રહણ કર્યું અને બોલ્યો કે-"હું એનો સ્વર્ણપુરૂષ મેળવી આપીશ." તે વખતે સભાજનો વિસ્મય પામીને વિચારવા લાગ્યા કે-'આ કુમાર શી રીતે આનો સ્વર્ણપુરૂષ મેળવી આપશે ?'

પછી ધર્મદત્ત ને ચંદ્રયશા બંને રાજસભામાંથી તે કાર્ય કરવા માટે તરતજ ચાલ્યા. વનમાં જઇને રાજપુત્ર કાંઇક વિલંબ કરવા માટે ધર્મદત્ત પ્રત્યે બોલ્યો કે-"દેવે, દાનવે, ખેચરે અથવા મનુષ્યે-જેણે એ સુવર્ણપુરૂષનું હરણ કર્યું છે તે જ્યાં સુધી જાણવામાં ન આવે ત્યાં સુધી મોટો ઉદ્યમ કરીએ તોપણ તે વસ્તુ મળી શકે નહીં. માટે આજરાત્રે આ વનમાં પ્રચ્છન્નપણે રહીએ અને કાંઇક હકીકતનું સ્વરૂપ જાણ્યા પછી કાર્યનું સાધન કરીએ." આ પ્રમાણે અંદર અંદર વિચાર કરીને તે બંને નિશાચર વિગેરેનો ભય છતાં પણ ત્યાં સ્મશાનભૂમિમાં ધૃષ્ટતાનું અવલંબન કરીને રાત્રિના પ્રારંભમાં બેઠા. થોડીવારમાં ધર્મદત્ત તો નિદ્રાવશ થઇ ગયો. રાજપુત્ર જાગે છે તેવામાં તેણે મધ્યરાત્રે ત્યાં દિવ્ય વાજીંત્ર અને ગાયન વિગેરેનો સ્વર દૂરથી આવતો સાંભળ્યો. એટલે ધર્મદત્તને ત્યાંજ સુતો મૂકીને તે કૌતુકી પગલે પગલે નીશાની રાખતો જે બાજુથી સ્વર આવતો હતો તે તરફ ચાલ્યો. દૂર જતાં તેણે એક દેવવિમાન જેવું ચંડકનું ભુવન જોયું. તેના દ્વાર બંધ કરેલા હતા. તેના વીવરમાંથી તેણે અંદર જોયું તો ત્યાં ૧૦૮ દેવકન્યાઓને નૃત્ય કરતી દીઠી. તેમાં એક મનુષ્યણી અતિ રૂપવંત દીઠી. એક મુહૂર્ત્ત સુધી તે કૌતુક જોઇને રાજપુત્ર પાછો વળ્યો અને ધર્મદત્ત

પાસે આવીને તેને જગાડ્યો. પછી રાજકુમારે તેને પૂછ્યું કે-" હે મિત્ર ! તેં હમણા સુતા સુતા કાંઈ સાંભળ્યું ? " ધર્મદત્ત કાંઇક સ્મિત કરીને બોલ્યો કે-" શીયાળ, સર્પ, શાર્દૂલ, ઘુવડ અને શુકરો તથા ગેંડાઓના તેમજ પિશાચ, ભૂત અને પ્રેતોના શબ્દો પુષ્કળ સાંભળ્યા છે, બીજું કાંઇ સાંભળ્યુ નથી. " એટલે રાજપુત્રે કાંઈક હસીને પોતે જોયેલા નૃત્યાદિકની વાર્તા કરી અને તેમાં પોતે જોયેલી દિવ્ય રૂપવાળી મનુષ્યણીની નિશાની સાથે વાત કરી. તે સાંભળીને ધર્મદત્તે કહ્યું કે-' તેજ મારી પ્રિયા જણાય છે, માટે શીઘ્ર ચાલો, ત્યાં જઇને તેને જોઇએ. ' આમ વિચારી તેઓ ઉતાવળા તે યક્ષ-ભુવન પાસે ગયા પણ ત્યાં તો નૃત્ય વિસર્જન થયેલું હતું, તેથી તે સુંદરીને દીઠી નહીં એટલે ધર્મદત્ત પશ્ચાત્તાપ કરતો ને હાથ ઘસતો રાજપુત્રપ્રત્યે બોલ્યો કે-" હે મિત્ર ! તે સ્ત્રી કેટલી ઉંચી હતી ? કેવા વર્ણની હતી ? કેટલા વર્ષની લાગતી હતી ? ' રાજપુત્રે તેને પોતે જોયું હતું એવું યથાર્થ સ્વરૂપ કહ્યું. તે સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે-' હે મિત્ર ! મારે સુવર્ણ-પુરૂષ સાથે કામ નથી. તું કોઈ પણ રીતે તે મારી સ્ત્રીને મેળવી આપ, એટલે તેં મને જીવિત આપ્યું એમ સમજીશ. અને મને સર્વસ્વ મળ્યુ એમ માનીશ '

પછી પ્રભાત સમય થયો અને યક્ષભુવનના દ્વાર ઉઘડ્યા એટલે રાજકુમારે પોતાની શક્તિ બતાવવાનો પ્રારંભ કર્યો. ચારે આહારનો ત્યાગ કરી, રાગરંગ છોડી દઈ, નિસ્પૃહપણે, નિરહંકારપણે, યતીંદ્રની જેમ એકાગ્ર મન કરીને દર્ભના સંસ્તારક ઉપર નિશ્ચળ થઇને તે યક્ષના ભુવનમાં બેઠો. કહ્યું છે કે-' એક-

ચિત્તે કાર્ય કરવાથી તે સિદ્ધ થાય છે, ચિત્તનું દ્વિધાપણું હોય છે તો કાર્ય વિનાશ પામે છે. જેના ચિત્તની સુદ્રઢતા હોય છે તેનું શું શું કાર્ય સિદ્ધ થતું નથી ?' એક ચિત્તે સેવન કરવાથી સર્વ પ્રસન્ન થાય છેઃ જુઓ ! દારિદ્રની ભક્તિએ કરીને પણ રાજપાળ લક્ષ્મીનું સ્થાન નથી થયો ? થયો છે. તેનુ દષ્ટાંત આ પ્રમાણે—

**રથમર્દન** નગરમાં **દેવદત્ત** નામનો એક ક્ષત્રી રહેતો હતો. તેને દૈવેચ્છાએ **રાજપાળ** નામનો પુત્ર થયો. તે છ મહીનાનો થયો ત્યાં તેનો પિતા મરણ પામ્યો, અને તે પાંચ વર્ષનો થયો ત્યાં તેની માતા મરણ પામી. તેને અશરણ્યને વિષના પુંજજેવો તેમજ દુર્ભાગી જાણીને દયા વગરના તેના સ્વજનોએ સર્પની જેમ ત્યજી દીધો. એમ છતાં પણ પર્વતના વૃક્ષની જેમ તે પોતાના કર્મથી વૃદ્ધિ પામ્યો. અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો એટલે દ્રવ્યવર્જિત એવો તે વિચારવા લાગ્યો કે-' યૌવન ભોગસુખથી સફળ થાય છે, અને ભોગસુખ દ્રવ્યથીજ મળી શકે છે, તે વિના મનુષ્ય જન્મ વનના પુષ્પની જેમ નિષ્ફળ થાય છે.' પછી ધનલોલુપી એવો રાજપાળ દ્રવ્યપ્રાપ્તિ માટે અનેક દેવોની મૂર્ત્તિ બનાવીને નમસ્કાર કરવા લાગ્યો, પણ કોઇ દેવો એને દ્રવ્ય આપવા સમર્થ થયા નહીં. અર્થાત્ એના ભાગ્યમાં દ્રવ્ય ન હોવાથી કોઈએ આપ્યું નહીં. એટલે જેને અત્યંત વિષાદ થયો છે એવો તે કોપથી જેની જેની યાચના કરેલી તે સર્વ દેવોની મૂર્ત્તિ વેચવા માટે ચતુષ્પથમાં લાવ્યો. અને સાક્ષાત્ દરિદ્રદેવની માટીમય મૂર્ત્તિ બનાવીને પોતાના ઘરમાં રાખી તેની આદરપૂર્વક પુજા કરવા લાગ્યો. અન્યદા બુદ્ધિમાન એવો તે દારિદ્રની મૂર્ત્તિને ઘરમાંજ રાખીને તે ત્યાંથી દરિદ્રરૂપી વ્યાધિથી

કાયર થઇને એકસો યોજન દૂર ગયો ત્યાં ચંદ્રપુરીમાં પ્રવેશ કરતાં એક શૂન્ય ઘરમાં સંભ્રમ ચિત્તવાળા તેણે દરિદ્રને દીઠું. એટલે તે બોલ્યો કે-" અહો ! બધા દેવોની મારી ઉપર કેટલી બધી કૃપા છે કે હું સો યોજન દૂર આવ્યો છતાં તેણે મારો કેડો છોડ્યો નહીં. ' પછી તે હાથ જોડીને ગદ્ગદ્ વાણીએ બોલ્યો કે " અહો ! હરિહરાદિક ઉત્તમ દેવો પણ તારી પાસે શી ગણતીમાં છે ? માટે હે દારિદ્ર ! તને નમસ્કાર થાઓ. તારા પ્રસાદથી હું સિદ્ધ થયો છું. હું બધે જોઇ શકું છું, પણ મને કોઈ જોતું નથી " આ પ્રમાણે પ્રતિદિવસ દરિદ્રદેવને સ્તવતો અને પૂજતો એવો દરિદ્રી છતાં ભક્તિવાળો રાજપાળ તેની દેવની જેમ ભક્તિ કરવા લાગ્યો.

અહીં ચદ્રપુરીમાં રાજાનો હસ્તિ શંખલા ત્રોડી આલાનસ્તંભ ઉખેડીને મકાનોને પાડતો અને મનુષ્યોનું મર્દન કરતો નગરમાં ફરવા લાગ્યો. તેમજ સૂર્યને નમાવતો અને રાજાને ધ્રુજાવતો તે મહોન્મત્ત થઇને યથેચ્છ ભમવા લાગ્યો. તેની આવી સ્થિતિ જોઇને રાજાએ એકદમ નગરમાં ડીંડીમ વગાડીને ઉદ્ઘોષણા કરાવી કે-' જે કોઈ આ હાથીને વશ કરશે તેને રાજા વાંછિત આપશે. ' આ પ્રમાણેનો ઢંઢેરો સાંભળીને પેલા ગીતકળામાં પ્રવીણ એવા દરિદ્રભક્તે મદ્ર મધ્ય ને તારસ્વરના ભેદ યુક્ત ગાનતાનવડે તે હસ્તિને વશ કર્યો ને આલાનસ્તંભ પાસે લઇ જઇને બાંધી દીધો. રાજાએ તેને બોલાવીને ઇચ્છા હોય તે માગવા કહ્યું. એટલે તે માની એવો દરિદ્રભક્ત બોલ્યો કે-' હું એ માગું છું કે દીવાળીને દિવસે મારા શિવાય બીજા કોઇએ દીવા કરવા નહીં. ' રાજાએ તેનો સ્વીકાર કરીને તેવો હુકમ બધે

ફેરવી દીધો. અનુક્રમે દીવાળી આવી એટલે તે દિવસે પેલા રાજ-પાળે પોતાની ઝુંપડી ફરતા પુષ્કળ દીવાઓ કર્યા.

હવે લક્ષ્મી ફરવા નીકળી તે કોઇ જગ્યાએ દીવા ન હોવાથી ફરતી ફરતી રાજપાળની ઝુંપડી પાસે ઘણા દીવા જોઇને ત્યાં આવી. તેને જોઇને આ દરિદ્રભક્ત લાકડી ઉગામીને બોલ્યો કે-' હે લક્ષ્મી ! હે ચંચળા ! અહીં મારો સ્વામી દરિદ્રદેવ છતાં તું કેમ આવી ?' તે વખતે આવી તેની ભક્તિથી પ્રસન્ન થયેલો દરિદ્રદેવ તુષ્ટમાન થઇને હસતો હસતો બોલ્યો કે-' હે મહા દરિદ્રી ! તારી ઉપર હું તુષ્ટમાન થયો છું, માટે હે વિશારદ ! વર માગ.' તેના આવાં વચન સાંભળીને તેને વચનના છળથી ચૂપ કરી દેવા માટે રાજપાળ બોલ્યો કે-' તું જો મારી ઉપર પ્રસન્ન થયો હો તો તારે મારા શિવાય બીજે કાંઇ જવું નહીં.' એટલે દરિદ્રદેવ બોલ્યો કે-' તે તો મારાથી બને તેમ નથી, માટે તું મને છુટો કર ને જવા દે. હું તારે ત્યા રહીશ નહીં.' રાજપાળે તેને છુટો કર્યો એટલે તે દેવ ગયો અને લક્ષ્મી તેની ઝુંપડીમાં દાખલ થઇ. રાજપાળે તેને નમસ્કાર કર્યો અને તેની પૂજા કરીને બોલ્યો કે-' હે માતા ! અહીં દરિદ્ર હતું ત્યાંસુધી આપ રહી શકો તેમ નહોતું તેથી મેં તેને રજા આપી છે. હવે તમે અહીં નિવાસ કરો. કલ્પવલ્લીને કેરડાની સંગાતે જોડાય નહીં, તેથી મેં આપને દરિદ્ર સાથે જોડ્યા નથી.' આવા તેના વચનોથી પ્રસન્ન થઇને લક્ષ્મીએ તેના ગૃહમાં પ્રવેશ કર્યો. એટલે પ્રાતઃકાળે રાજાએ તેને બોલાવીને અમુક પૃથ્વીનો સ્વામી બનાવ્યો.

ઇતિ એકાગ્રચિત્ત વિષયે રાજપાળ કથા

---

અહીં યક્ષભુવનમાં દૃઢ આસન કરીને એકાગ્રચિત્તે બેઠેલા ચંદ્રયશાકુમારને ચળાવવા માટે યક્ષે સર્પસિંહાદિકના અનેક રૂપો રાત્રીએ બતાવ્યા. પરંતુ રાજપુત્ર જરાપણ ક્ષુભિત થયો નહીં. એ પ્રમાણે તે સત્ત્વવંતને સાત દિવસ વ્યતિક્રમ્યા. સાત ઉપવાસે યક્ષ પ્રગટ થઇને બોલ્યો કે–' હે મહાવીર ! તું શું માગે છે ? તે કહે.' રાજપુત્ર બોલ્યો કે–' હે યક્ષરાજ ! આ ધર્મદત્તની પત્નીને મેં અહીં જોયેલી છે, તેને લાવી આપો અને ધર્મદત્તને સોંપો. " એટલે યક્ષ બોલ્યો કે–' તે વાત અશકય છે. કારણ કે તે મનુષ્યણી મારી યક્ષણીના કબજામાં છે. તેથી હું તેને આપી શકું તેમ નથી. ' ચંદ્રયશાએ કહ્યું કે–' હે યક્ષરાજ ! તે સ્ત્રી તમને કયાંથી મળી હતી ? ' યક્ષ કહે–" હે ભદ્ર ! એક દિવસ હું મારી યક્ષણી સાથે ફરવા નીકળ્યો હતો, ત્યાં અમે તેને એક ઠેકાણે સુતેલી દીઠી. તેને દીવ્યસ્વરૂપવાળી જોઇને મારી યક્ષણીએ મને કહ્યું કે–' આ મનુષ્યણીનું અપહરણ કરીને મને આપો.' યક્ષણીના વચનથી મેં તે સુતેલી સ્ત્રીને ઉપાડીને તેને અર્પણ કરી. તેથી તે હવે તેના કબજામાં છે. હું તેને લઇને તમને આપી શકું તેમ નથી. "

આમ કહીને તે યક્ષ અદૃશ્ય થયો. તેના વચનો સાંભળીને ચંદ્રયશાકુમાર વિચારવા લાગ્યો કે–' ધિક્કાર છે આ દેવને ! કે જે સ્ત્રીને વશ છે અને તેના કિંકર જેવી સ્થિતિ ધરાવે છે, જ્યારે દેવો આવી રીતે સ્ત્રીને વશ હોય છે તો પછી મનુષ્ય માટે શું કહેવું ? કહ્યુ છે કે ' હરિ, હર, બ્રહ્મા, ચંદ્ર, સૂર્ય અને સ્કંદાદિક દેવોને પણ સ્ત્રીએ કિંકરપણાને પમાડ્યા છે. તેથી તે વિષયતૃષ્ણાને ધિક્કાર છે.' હવે હું યક્ષિણીને ઉદ્દેશીને કરીને તપ કરૂં

કે જેથી મારી કાર્યસિદ્ધિ થાય. વિષમ અર્થને સાધ્ય કરી આપનાર એક તપજ છે. 'ઇષ્ટ નષ્ટ થયે સતે અને સુખ ક્ષીણ થયે સતે તેમજ કષ્ટ નજીક આવ્યે સતે બુદ્ધિમાનોએ વૈરાગ્યના આભરણરૂપ તપ કરવો તેજ યુક્ત છે.' નાના પ્રકારની ઉલ્લસાયમાન લબ્ધિરૂપી લતાના મંડપ સમાન અને કલ્યાણરૂપ કુમુદના આરામને માટે ચંદ્રાતપ સમાન તપ છે. તપ સમસ્ત પ્રકારની લક્ષ્મીનું શૃંખલા વિનાનું નિયંત્રણ છે. તેમજ દુરિતરૂપી પ્રેતને-ભૂતને વશ કરવા માટે અક્ષર વિનાનો મંત્ર છે."

આ પ્રમાણે વિચારીને રાજપુત્ર દૃઢ આસન વાળીને બેઠો. ત્રણ દિવસ થયા એટલે યક્ષિણીનું આસન કંપાયમાન થયું. તેણે પ્રત્યક્ષ થઈ કુમાર પાસે આવીને કહ્યું કે-'હે વત્સ! આ સાહસ શા માટે કર્યું છે? હું તારા તપથી તુષ્ટમાન થઈ છું, માટે વર માગ.' રાજકુમાર બોલ્યો કે-' હે માતા! જો તુષ્ટમાન થયા હો તો આ ધર્મદત્તની સ્ત્રી આપો.' યક્ષણીએ તરતજ ત્યાં લાવીને તેને આપી. 'સત્ત્વથી સર્વ કાર્યસિદ્ધ થાય છે.'

પછી કુમારે ધર્મદત્તને બોલાવીને તેની પ્રિયા સોંપી અને કહ્યું કે-' હે મિત્ર! જો આ તારી પ્રિયા ખરી કે નહીં?' પોતાની સ્ત્રીને દીવ્ય વસ્ત્રાલંકારોથી વિભૂષિત જોઈને ઘણો હર્ષિત થયો સતો તે બોલ્યો કે-' હે મિત્ર! આજ મારી પ્રિયા છે.' પછી રાજપુત્રે કહ્યું કે-' હે ધર્મદત્ત! આગળ ચાલ. હવે તારો સુવર્ણપુરુષ પણ જમીનમાંથી કાઢીને તને આપું.' પછી ત્યાંથી સ્મશાનમાં જઈને તે સુવર્ણપુરુષ જમીનમાંથી ખોદીને બહાર કાઢ્યો. તેને દેદિપ્યમાન જોઈને ધર્મદત્ત બહુ ખુશી થયો. રાજપુત્રે

કહ્યું કે–' અગ્નિકુંડમાંથી કાઢીને મેંજ આ સ્વર્ણપુરૂષને જમીનમાં દાટ્યો હતો. તે તારો છે તો તું લે.' તે જોઇને ધર્મદત્ત વિચારવા લાગ્યો કે–"અહો ! આનું ઉપકારીપણું ને ઉદારતા કેવી શ્રેષ્ટ છે ? કેમકે–

ઉપકારે ઉપકારડો, સહુએ કોઇ કરેઇ;
વિણ ઉપકારે જે કરે, વિરલા જણણી જણેઇ.

'નયના પ્રણયવાળી લક્ષ્મી હોય છે, સત્વના પ્રણયવાળી ધૃતિ હોય છે અને કુલીનોની ધર્મપ્રણયવાળી મતિ હોય છે.' કોઇક પુત્રજ કુળને ઉજ્વળ કરે છે, બાકી કેટલાક પુત્ર તો કુળને કલંકિત કરનારા હોય છે. જુઓ ! કુમુદબંધુ ચંદ્ર આકાશને ઉજ્વળ કરે છે ત્યારે વર્ષા આકાશને શ્યામ કરે છે." પછી ધર્મદત્ત આદરપૂર્વક કુમાર પ્રત્યે બોલ્યો કે–'હે કુમાર ! તમે મારા પરમ ઉપગારી છો, તો તમારી પાસે હું એક યાચના કરૂં છું, પણ હે વિચક્ષણ ! તે યાચના તમારે નિષ્ફળ ન કરવી.' કુમારે કહ્યું કે–'કહો, માગો.' એટલે ધર્મદત્ત બોલ્યો કે–' હે મિત્ર ! મારા વચનથી આ સુવર્ણપુરૂષ તમે ગ્રહણ કરો.' કુમારે કહ્યું કે–'તે પુરૂષ શા કારણે મને આપો છો ?' ધર્મદત્ત કહે–'એ સુવર્ણપુરૂષ અમારા વણિકના ઘરમા ન ઘટે, તેથી હું તમને આપવા માગું છુ. તેમજ આપે કરેલા ઉપકારનો કાંઇક પ્રત્યુપકાર કરવાની પણ મારી ઈચ્છા છે.' આ પ્રમાણેના ધર્મદત્તના બહુ આગ્રહથી રાજપુત્રે તેનો સ્વીકાર કર્યો. પરંતુ તેને કહ્યું કે–' તારે જેટલું સુવર્ણ જોઇએ તેટલું આ પુરૂષમાંથી લઇ લે.' એટલે ધર્મદત્તે તે સુવર્ણપુરૂષના બે હાથ ને બે પગ છેદીને લઈ લીધા. બાકીનો ભાગ લઈને રાજપુત્ર રાજમહેલમાં આવ્યો. . . . . . .

રાજપુત્રને આવેલો જોઈ તેના પિતાએ પૂછયું કે-'હે વત્સ ! તેને સ્વર્ણપુરૂષ મળ્યો ?' કુમારે કહ્યું કે-' હા, મળ્યો.' એટલે રાજા બહુ પ્રસન્ન થયા. અહીં ધર્મદત્તે સુવર્ણપુરૂષમાંથી લીધેલા સોનાના વેચાણથી સોળ કોટી દ્રવ્ય મેળવ્યું. પછી ત્યાંથી કોઈ સ્થાનકે જઈને મોટો સાથ જોડી તે અહીં ચંદ્રપુરે આવ્યો. અને પોતાને ઘરે વધામણી મોકલી. તે સાંભળી તેની સ્ત્રી બહુજ હર્ષિત થઈ. પછી તેના સર્વ સ્વજનો ભેળા થઇને સામા ગયા અને મોટા મહોત્સવથી ધર્મદત્તને ઘરે લઇ આવ્યા. પછી બે ભાર્યાઓ સહિત ધર્મદત્ત અનેક પ્રકારના સુખભોગ ભોગવતો આનંદ કરવા લાગ્યો. તેના પૂર્વના સંબંધવાળા બધા મિત્રો ધર્મદત્ત દ્રવ્યવાન્ થવાથી તેને આવીને મળ્યા. 'ધનથી વિહીન્ મનુષ્યને મિત્રો પણ તજી દેય છે તેમજ પુત્રો, સ્ત્રી અને બંધુઓ પણ તજી દેય છે; તેઓજ પાછા પેલો દ્રવ્યવાન્ થાય ત્યારે આવીને મળે છે. ધનજ આ લોકમાં મનુષ્યનો પરમ બંધુ છે.'

હવે યશોધવળ રાજા કેટલાક વર્ષો વ્યતિક્રમ્યા પછી વૈરાગ્ય-રસરૂપી અમૃતનું પાન કરવાને ઉદ્યુક્ત થયા. અને ચંદ્રયશા કુમારને રાજ્યપર સ્થાપન કરીને તે સુબુદ્ધિમાને સુમિત્રસૂરિની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. પછી શુદ્ધ સિદ્ધાંતનો અભ્યાસ કરી ઘણા વર્ષો પર્યંત ખડગની ધારા સમાન ઉજ્વળ ચારિત્ર પાળીને તે રાજર્ષિ મોક્ષે ગયા.

ચંદ્રયશાકુમાર રાજ્યપર બેઠા એટલે તેનું લોકોએ ચંદ્ર-ધવળ એવું નવું નામ સ્થાપિત કર્યું. તેને મળેલા સુવર્ણપુરૂષનું યુક્તિપૂર્વક પૂજન કરવાથી તેના છેદેલા હસ્તપાદ દરરોજ

નવા પ્રાપ્ત થવા લાગ્યા. અને તે સુવર્ણવડે તેનો રાજભંડાર અક્ષય થયો. તેમજ તે સુવર્ણવડે તે પુણ્યશાળીએ સર્વ પૃથ્વીને ઋણરહિત કરીને પોતાનો સંવત્સર ચલાવ્યો. અન્યદા તેને ધર્મદત્ત સાંભર્યો એટલે મંત્રીને મોકલી તેને રાજસભામાં તેડાવ્યો અને ઘણું માન આપ્યું. પછી તેને કહ્યું કે-' હે બંધુ ! તારા આપેલા સુવર્ણપુરૂષવડે મેં પૃથ્વીને અનૃણી કરીને અપૂર્વ કીર્તિ મેળવી છે, તેથી તું ખરેખરો મારો બંધુ છે.' પછી તેને સર્વ વ્યવહારીઓમાં મુખ્યપદ આપીને નગરશેઠ બનાવ્યો. ધર્મદત્ત સારી રીતે માન મેળવીને સુખાસનમાં બેસી પોતાને ઘરે આવ્યો. પછી દરરોજ સુખાસનમાં બેસીને રાજસભામાં આવવા જવા લાગ્યો.

ચંદ્રધવળ રાજા ને ધર્મદત્ત બનેએ મળીને અનેક પ્રકારના ધર્મકાર્યો કર્યાં અને નિરંતર સાથે બેસીને સ્નેહવાર્ત્તા તેમજ ધર્મચર્ચા કરવા લાગ્યા. અન્યદા રાજાએ ધર્મદત્તને પૂછયું કે-તમારી પાસે અત્યારે દ્રવ્ય કેટલું છે ? ' એટલે તે બોલ્યો કે-"હે મિત્ર ! તે સંબંધી કૌતુક સાંભળ. તે વખતે સુવર્ણપુરૂષમાથી લીધેલા સુવર્ણને વેચતાં મારી પાસે સોળ ક્રોડ દ્રવ્ય થયું હતું. ત્યારપછી જળમાર્ગે ને સ્થળમાર્ગે અનેક પ્રકારનો વ્યવસાય કર્યાં પછી પાછો હીસાબ કરતાં સોળ ક્રોડજ રહ્યા. કોઈપણ પ્રકારનો વ્યવસાય કરતાં તેથી વધારે દ્રવ્ય થતું નથી. તેથી હું સવિશેષે વ્યય પણ કરી શકતો નથી. આ બાબતમાં હે સ્વામી ! કોઇ જ્ઞાની ગુરૂ મળે તો તેને પૂછીએ કે આનું કારણ શું છે ? કારણ કે આનું કારણ મને મારૂં પૂર્વકૃત્ત કર્મ હોય એમ લાગે છે." ચંદ્રધવળે કહ્યું કે-'હે મિત્ર ! તને લક્ષ્મીનો આટલો બધો લોભ કેમ ઉત્પન્ન થયો છે ? લક્ષ્મી લોભથી મળતી નથી

પણ ભાગ્યથીજ મળે છે. માટે ભાગ્યને જ વંદન કરવા યોગ્ય છે.' તેની ઉપર એક કથા કહું છું તે સાંભળઃ-

એકદા ભાગ્ય અને લક્ષ્મી બે એકઠા થતાં તેમને પરસ્પર વાદ થયો. તેઓ પોતપોતાની પ્રશંસા કરવા લાગ્યા. વિવાદ કરતાં તે બંને વિરામ પામ્યા નહીં એટલે ઇંદ્રાદિકે તે બંનેને કહ્યું કે-'તમે આમ વિવાદ શું કામ કરો છો ? તમારી બંનેની શક્તિ બતાવો અને એ રીતે તમારા ગુણની ખાત્રી કરી આપો.' પછી એક દુર્ભાગી દીન કૃશ અને સાધારણ સ્થિતિના મનુષ્યને બોલાવીને લક્ષ્મીએ એક સોનાની ઈંટ આપીને કહ્યું કે-'તું ઘરે જા અને આ ઇંટ વેચીને તેના દ્રવ્યથી વસ્ત્રાભરણવડે વિભૂષિત થઈ કાલે અહીં આવીને મારા ગુણની આ ભાગ્યને ઓળખાણ કરાવજે.' પેલો દરિદ્રી તે વાત કબુલ કરીને ઘરે આવ્યો અને ઈંટ ઘરમાં કયાંક સંતાડીને બહાર ગયો. એટલે પાડોશીએ તે દીઠેલ હોવાથી તે ઉપાડી ગયો. દરિદ્રી પાછો ઘરે આવીને જુએ છે તો ઈંટ ન મળે. એટલે બીજે દિવસે તેજ સ્થિતિમાં નગર બહાર આવી લક્ષ્મીને દેખાવ દીધો. લક્ષ્મીએ કારણ પૂછયું, તેણે કહ્યું, તે જાણીને પછી ફરીને તેને એક મોટી કિંમતનું રત્ન આપ્યું. અને ગઇ કાલની જેમ કાર્ય કરવા કહ્યું. પેલો દ્રરિદ્રી રત્ન લઇને ચાલ્યો. માર્ગમાં નદી આવવાથી તેના કીનારા ઉપર રત્ન મૂકીને તેણે નાવા માટે નદીમાં પ્રવેશ કર્યો. એવામાં કોઈ મત્સ્ય આવીને તે રત્ન ગળી ગયો. પેલો દરિદ્રી ત્રીજે દિવસે પણ અસલ સ્થિતિમાંજ લક્ષ્મી પાસે આવ્યો. હવે ભાગ્ય લક્ષ્મીને કહે છે કે-" તું તો એને લક્ષ્મીવાન્ કરી શકી નહીં, હવે મારો પ્રભાવ જો. કાંઇપણ આપ્યા શિવાય માત્ર મીઠી દૃષ્ટિથીજ તેને

સુંદર બનાવી દઉં.' કહ્યું છે કે-'ભાગ્ય સર્વત્ર ફળે છે. વિદ્યા કે પુરૂષાતન (ઉદ્યમ) ભાગ્ય વિના ફળતા નથી. જુઓ શ્રીકંઠ(શિવ)ના કંઠમાં રહ્યા છતા પણ વાસુકી નાગ તો પવનનો ભક્ષકજ રહ્યો." પછી ભાગ્યે પોતાને હાથે પેલા દરિદ્રીના કપાળમાં ચાડલો કરીને કહ્યું કે-"મારૂં ભાગ્ય હવે સ્ફુરાયમાન થયું છે, એમ બોલતો બોલતો ઘરે જા." તે ઘરે ગયો. ત્યા તેનો સાળો પ્રાહુણા તરીકે આવેલો હતો. એટલે હીન જાતિ હોવાથી તેને માટે તે એક મત્સ્ય લઇ આવ્યો તેને વિદારતાં તેમાંથી પેલુ રત્ન નીકળ્યું. એટલે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે-'આ રત્ન તો મળ્યું, હવે આપણી સોનાની ઇટ પણ મળવી જોઇએ.' આ પ્રમાણે તેઓ વાત કરે છે તે પડખેના ઘરમાંથી સાંભળીને પેલો પાડોશી જીરવી ન શકવાથી તેની ઇટ લાવીને આપી ગયો. તેમજ તેને પગે પડી વારંવાર ખમાવીને બોલ્યો કે-' મારી ભૂલ થઇ હતી, પણ આ વાત તમે કોઇને કરશો નહીં.' પેલાએ તે વાત કબુલ કરીને તેને રજા આપી. પછી તે ઈંટ ને રત્નવડે તે મોટો ધનાઢ્ય થયો અને વસ્ત્રાલંકાર પણ શોભીતા ધારણ કર્યા. ભાગ્યની અનુકૂળતા થવાથી તેનું દારિદ્ર નાશ પામ્યું.

અન્યદા તે અશ્વારૂઢ થઇને કેટલાક સેવકજનો સહિત નગર બહાર લક્ષ્મી અને ભાગ્યની પાસે ગયો. પછી અશ્વપરથી ઉતરી ભાગ્યના પગમાં પડીને તેના ગુણનું વર્ણન કરતો સતો તેમજ બીજા દેવો પાસે લક્ષ્મીની નિંદા કરતો સતો તે બોલ્યો કે-'ભાગ્યના પ્રભાવથીજ રાજ્ય મળે છે અને ભાગ્યથીજ પ્રચુર દ્રવ્ય મળે છે, તેથી ભાગ્યનેજ શ્રેષ્ટ માનવા યોગ્ય છે. તેના વિના લક્ષ્મી શું કરી શકે તેમ છે? કાંઇ કરી શકે તેમ નથી.'

ઇતિ ભાગ્યોપરી દરિદ્રી કથા.

ચંદ્રધવળ રાજા કહે છે કે–'આ માટેજ હું કહું છું કે–હે મિત્ર ! હે ધર્મદત્ત ! ભાગ્ય છે ત્યાંસુધી લક્ષ્મીનો ક્ષય થવાનો નથી–તે ઘટવાની નથી. માટે તું સારી રીતે દ્રવ્ય વાપર.' આ પ્રમાણે તેઓ બંને પરસ્પર પ્રીતિપૂર્વક વાતો કરતા હતા, આનંદથી રહેતા હતા અને સન્માર્ગે દ્રવ્યનો વ્યય પણ કરતા હતા.

અન્યદા વનપાળે આવીને રાજાને વિજ્ઞપ્તિ કરી કે–'હે મહારાજ ! આપણા ઉદ્યાનમાં **ધર્મધવળ** નામે આચાર્ય પાંચસો મુનિ સાથે પધાર્યા છે.' આ પ્રમાણેની વધામણી સાંભળીને વનપાળકને સંતોષી ચંદ્રધવળ રાજા ચતુરંગ સેના સાથે ભક્તિપૂર્વક મોટા મહોત્સવથી ગુરૂમહારાજને વંદન કરવા વનમાં ગયો. ધર્મદત્ત પણ બંને સ્ત્રીઓ સહિત સદ્ભક્તિથી ગુરૂમહારાજને નમવા માટે તેમજ પોતાનો સંશય ભાંગવા માટે વનમાં આવ્યો. પછી મસ્તકે અંજળી કરવા પૂર્વક ગુરૂમહારાજને વંદન કરીને નરેંદ્ર અને ધર્મદત્ત બંને યથાયોગ્ય સ્થાને ગુરૂ સન્મુખ બેઠા. એટલે ત્યાં બેઠેલા સમગ્ર ભવ્યજીવો સમિપે ગુરૂએ સંસારના તાપથી તપેલાઓને અમૃતના સીંચન જેવી ધર્મદેશના આપવી શરૂ કરીઃ–

"હે ભવ્યજીવો ! ઘણા ભાગ્યના યોગથીજ પ્રાણીને આ મનુષ્ય જન્મની પ્રાપ્તિ થાય છે. તે ખાસ આ સંસારને તજીને મોક્ષ પ્રાપ્ત કરી લેવા માટેજ છે. 'સંસાર પરમ દુઃખરૂપ છે અને મોક્ષ પરમ સુખરૂપ છે.' એમ તત્ત્વને જાણીને ઉત્તમજનોએ મોક્ષ મેળવવાને માટે તત્પર થવું. આ જીવોએ પૂર્વે અનંતા ભવો કર્યા છે, પરંતુ તે સર્વમાં આ મનુષ્યભવ વધારે શ્રેષ્ટ એટલા માટેજ ગણ્યો છે કે–એ મનુષ્ય જન્મમાં સ્વર્ગ અને મોક્ષ વિગેરે સુખસંપત્તિ મેળવી શકાય છે. કહ્યું છે કે–જીવોને સંસારસમુદ્રનો તટ

નજીક આવેલ હોય છે ત્યારેજ વિષયથી વિરક્તિ, સંગનો ત્યાગ, કષાયોનો નિગ્રહ, શમ, દમ, દયા, તત્ત્વાભ્યાસ, તપચારિત્રમાં ઉદ્યમ, નિયમવાળી મનોવૃત્તિ, જિનેશ્વરમાં ભક્તિ અને સુશીળતા–ઇત્યાદિ ગુણોની પ્રાપ્તિ થાય છે.' જેમ હરણો મૃત્યુના ભયથી ભય પામ્યા સતા ઉંચા કાન કરીને સાવધાન રહે છે–નિદ્રા લેતા નથી, તેમ સંસારથી ભય પામેલા જ્ઞાનસંયુક્ત જનો પાપમાત્ર કરતા નથી. જો સ્વગૃહની જેમ સ્વર્ગમાં ગમન કરવાની ઇચ્છા હોય તો પ્રાણીની હિંસા કરવી નહીં, મદ્યપાન કરવું નહીં, સત્ય બોલવું, પારકું દ્રવ્ય લેવું નહીં, પરસ્ત્રીને મનથી પણ ઇચ્છવી નહીં. કાળે હજારો ઇદ્રોને અને સેંકડો ચક્રવર્તીઓને જેમ પવન દીપકને ઓલવી નાખે એમ ઓલવી નાખ્યા–અર્થાત્ મૃત્યુ પમાડ્યા. જેમ પ્રેમથી બધુઓનો મેળાપ થાય છે તેમ ધર્મથી પ્રાણી અનેક પ્રકારના સુખોને પામે છે. વળી વિપત્તિરૂપી નદીને ધર્મરૂપી નાવાવડે કરીને પ્રાણી તરી જાય છે. સમ્યક્ પ્રકારે આરાધેલો ધર્મ સુખને આપનારો થાય છે. આ લોકમાં પણ તેના સત્ફળને આપે છે તો પરભવમાં આપે તેમાં તો શી નવાઈ? જેમ સુંદર શ્રેષ્ઠિનો પુત્ર પૂર્વે દુર્ગત–દરિદ્રી હતો તે ધર્મના આરાધનથી આ ભવમાં પણ દુઃખનો ક્ષય કરીને સુખી થયો. કહ્યું છે કે–' અહીં વિસ્તાર કરીને કહેવાથી સર્યું', જો સુખને ઇચ્છતો હો તો ધર્મ કર કે જેથી આ લોકમાં પણ સુંદર શ્રેષ્ઠિના પુત્રની જેમ સુખને પામી શકે.' અયન–તેજ વિના જેમ નક્ષત્રો શોભતા નથી તેમ ધર્મ વિના જીવ શોભા પામતો નથી. જેમ અંધકાર વિના દીપકનું દીપકત્વ જણાતું નથી, ભુખ વિના જેમ સુંદર ભોજન પણ ભાવતું નથી, તાપના સંતાપ વિના જેમ છાયા સુખકારી લાગતી નથી, તેમ પૂર્વે કરેલા પાપના વિપાક;

જાણ્યા વિના આ પૃથ્વીપર મનુષ્યો ઇષ્ટ પુણ્યના પ્રભાવને જાણી શકતા નથી. પાપના ઉદયથી જ્યારે સંકટ આવે છે અને પુણ્યના ઉદયથી જ્યારે તેનું નિવારણ થાય છે ત્યારે પાપ પુણ્યના ફળની ખબર પડે છે. દક્ષ મનુષ્યો તો પુણ્ય પાપના ફળ પોતાથી સમજે છે, પરંતુ મુગ્ધજનોને બોધ થવા માટે હેતુપૂર્વક તે વાત સમજાવવી પડે છે."

આ પ્રમાણેની ગુરૂમહારાજની દેશના સાંભળીને રાજાએ પૂછયું કે-'હે ભગવન્! તે સુંદર શ્રેષ્ઠિના પુત્રે એવું શું પ્રબળ પુણ્ય કર્યું હતું કે જેથી તેનું પૂર્વનું પાપ નાશ પામ્યુ ? અને જેને આ ભવમાં કરેલો ધર્મ આ ભવમાંજ ફળ્યો ? તેનું દષ્ટાંત આપની કૃપાથી સાંભળવા ઇચ્છું છું.' ગુરૂમહારાજે કહ્યું કે-' હે રાજન્! હે મહાભાગ! તું શુદ્ધ ચિત્તે કરીને તેની કૌતુક ઉત્પન્ન કરે એવી કથા કહું છું તે એકાગ્ર મને સાંભળઃ—

આ જંબૂદ્વીપમાં ભરત નામનું પવિત્ર અને શોભીતું ક્ષેત્ર છે. તે ક્ષેત્રમાં ભાળમાં તિલક જેવું શોભાયમાન **તિલકપુર** નામનું નગર છે. તે નગરનું **તિલકપ્રભ** નામનો રાજા પ્રતિપાલન કરે છે, તે રાજા પ્રજાજનનો પોષક છે અને પાપકારકનો શોષક છે, અર્થાત્ તેને શિક્ષા કરનાર છે. તેને **તિલકશ્રી** નામની સૌભાગ્યશાળી રાણી છે. તે સૌજન્યપણાના ગુણવાળી છે અને રૂપવડે દેવાંગનાને પણ જીતે એવી છે. તે નગરમાં **સુંદર** નામનો શ્રેષ્ઠિ વસે છે. તે ગુણવાન અને વિશિષ્ટ બુદ્ધિમાન છે. તે પોતાના વંશમાં દયા દાક્ષિણ્યતા વિગેરે ગુણોથી સુંદર હોવાને લીધે મુકુટ સમાન થયો છે. તેને ભાગ્ય સૌભાગ્યની ભૂમિસમાન **સુભગશ્રી** નામની

સ્ત્રી છે. તે સુશીલ છે અને કમળની જેમ સ્વજનોને આનંદ આપનારી છે. ' સદા આનંદી, સદા ઉત્સાહી, સ્વજનોમાં મેળ રાખનારી, અને દેવગુરૂની ભક્ત એવી સ્ત્રીને બીજી લક્ષ્મીજ સમજવી. ' પરઘર ગમનમાં આળસુ–નહી જનારી, પરપુરૂષને જોવામાં જન્માંધ જેવી અને પરપુરૂષનો આલાપ સાંભળવામાં બ્હેરી એવી સ્ત્રી તે ઘરની લક્ષ્મીજ છે, મહિલા નથી.

કડુઆ બોલી કામિની, ઝગડાસૂરી નારિ;
તેહનું ઘર સૌ પરિહરે, કો ન ચડે ઘરબાર.
નરનરશું બહુ બોલતી, ઘરઘર ગોંડી ભમંતિ;
સહી યા નિસિ બાહિર વસે, તે સુશીલ કિમ હુંતિ.

સંપૂર્ણ વૈભવવાળો અને ક્રોડો ગમે દ્રવ્યવાળો સુંદર શ્રેષ્ઠિ એ સુશીલ સ્ત્રીની સાથે નિરંતર સુખભોગ ભોગવતો વિચરે છે. ' જે સ્ત્રીની ધર્મમાં શુભ બુદ્ધિ હોય છે અને જે જિનાર્ચનવડે મનશુદ્ધિની કરનારી હોય છે તે સ્ત્રી કદાપિ વચનમાત્રવડે પણ બીજાને દુહવતી નથી. '

આ પ્રમાણે ઘણો કાળ વ્યતિક્રમ્યા છતાં પુત્રરૂપ ફળની પ્રાપ્તિ ન થવાથી સુંદર શ્રેષ્ઠિ વિચારવા લાગ્યો કે–' મારી કાયાને હવે ચોથી અવસ્થા નજીક આવી છે, છતાં પુત્ર વિના ઘર બધું શૂન્ય લાગે છે " તે મંદિર શોભતું નથી કે જ્યાં ધૂળીથી ધૂસર થયેલા અને ઉઠતા, પડતા, રડતા એ ત્રણ બાળકો દેખાતા નથી. ' હે શુક્રાચાર્ય ! ઇક્ષુનો રસ, કવિઓની મતિ, ગાયના દુગ્ધાદિ રસ, બાળકના ભાષણ, તાંબુળયુક્ત અન્ન અને સ્ત્રીના કટાક્ષ[1].

૧ દેવાંગનાઓના નેત્ર મટકું મારતાં નથી તેથી તે કટાક્ષ કરી શકતી નથી.

દેવલોકમાં હોતા નથી.' શેઠ વિચારે છે કે-' મારા ઘરનો સ્વામી કોણ થશે? મારી વંશવૃદ્ધિ કેમ થશે? અને ગુરૂજન તેમજ ગોત્રજનોની પરિપાલના પુત્ર વિના કોણ કરશે?' આ પ્રમાણેની પુત્રની ચિંતાથી સંયુક્ત એવો સુંદર શ્રેષ્ઠિ શૂન્ય ચિત્તવાળો થયો સતો ધનવાન છતાં દરિદ્રીની જેમ દિવસો વ્યતિક્રમાવવા લાગ્યો.

એકદા રાત્રીના પાછલા પહોરે તે મહામતિ ધર્માત્મા ધર્મ-કૃત્યમાં વિશેષ ઉદ્યુક્ત થયો. એટલે શય્યા તજી દઈ યત્નવડે પૃથ્વીનું પ્રમાર્જન કરી પદ્માસન દૃઢ કરીને તે એક એકાંત આસન-પર બેઠો. પછી પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ ને રૂપાતીત-એ ચારે પ્રકારના ધ્યાનમાં યથાશક્તિ ઉદ્યમવંત થયો. એકાંત સારભૂત પરમેષ્ઠિ નમસ્કારરૂપ મહામંત્રનું મનમાં સ્મરણ કરીને તેણે શુભ-ભાવવડે શાશ્વત તીર્થોની વંદના કરી. શત્રુંજય, ગીરનાર, સમેત-શિખર તથા અષ્ટાપદ વિગેરે અશાશ્વત તીર્થોને તેણે શાંતિપૂર્વક નમસ્કાર કર્યો. ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભ, સુવિધિ, શીતળ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમળ, અનંત, ધર્મ, શાંતિ, કુંથુ, અર, મલ્લી, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને મહાવીર-એ ૨૪ વર્તમાન તીર્થ-કરોને તથા અતીત અનાગત ચોવીશીના તીર્થંકરોને તેણે ભાવ-પૂર્વક શિવપ્રાપ્તિ માટે નમસ્કાર કર્યો. એ પ્રમાણે ધર્મધ્યાનમાં સ્થિત થયેલા સુંદર શ્રેષ્ઠિ સમિપે તેના પૂર્વજન્મની ગોત્રજ દેવી પ્રગટ થઈ. "દયાળુ, સત્યવાદી, સલજ્જ, શુદ્ધમનવાળા, ગુરૂ-દેવનાં પૂજક અને યોગ્ય ભાષકની ઉપર દેવો પણ તુષ્ટમાન થાય છે. ચોર, વંચક, પરદારાલંપટ, નિર્દય અને નિઃસત્વની ઉપર દેવો કદી પણ તુષ્ટમાન થતા નથી. અસત્યવાદી, હત્યાકારક,-

કુકર્મી અને મલિન ચિત્તવાળાની ઉપર પણ દેવો તુષ્માન થતા નથી. ”

અહીં સુંદર શ્રેષ્ઠિ પાસે પ્રગટ થઈને તેની ગોત્રજ દેવીએ કહ્યું કે-“ હે સુંદર! તું મને તારા પૂર્વ ભવની દેવી જાણ અને તારો પૂર્વ ભવ કહું છું તે સાંભળ. શ્રીનિવાસપુરમાં **સોમ** નામે શ્રેષ્ઠિ વસતો હતો. તેને **સોમશ્રી** નામે સ્ત્રી હતી અને **ભુવનેશ્વરી** નામે ગોત્રજ હતી. તેને **સિંહદત્ત** નામે પુત્ર થયો હતો. દાનાદિક ધર્મનું આરાધન કરીને તે **સોમ** શ્રેષ્ઠિ મરણ પામ્યો. તે મરણ પામીને આ તિલકપુરમાં **સોમદેવ** શ્રેષ્ઠિનો પુત્ર તું **સુંદર** નામનો થયો છું. પૂર્વભવમાં તારી ગોત્રજ જે ભુવનેશ્વરી હતી તેજ હું આ ભવમાં પણ તારી ગોત્રજ છું. હવે હું અહીં આવી છું તેનું કારણ સાંભળઃ—

“ આજે હું તીર્થયાત્રા માટે નીકળતાં પ્રથમ નંદીશ્વરદ્વીપે ગઈ. ત્યાં મેં ભક્તિપૂર્વક સાશ્વત જિનેશ્વરોને વંદના કરી. પછી નૃત્યગાનાદિવડે વિવિધ પ્રકારે ભક્તિ કરી, બીજા સાશ્વત ચૈત્યોને વંદના કરીને હું ત્યાંથી પાછી વળી. વળતા અષ્ટાપદ પર્વતે આવી કે જ્યાં ભરતચક્રીનો કરાવેલો ચાર દ્વારવાળો મહા ઉન્નત સુવર્ણમય પ્રાસાદ છે. ‘ઉત્સેધ અંગુળે એક યોજન પ્રમાણ દીર્ઘ, ત્રણ કોસ ઉંચો અને બે ગાઉ વિસ્તારવાળો ભરતચક્રીએ એક અહોરાત્રમાં કરાવેલો, શિવપદને આપનારો, કૈલાશપર્વતના મણિભૂષણ જેવો સિંહનિષદ્યા નામનો ઉત્તમ પ્રાસાદ છે. તેને હું આદરપૂર્વક સ્તવું છું. તે પ્રાસાદમાં પોતપોતાના વર્ણ ને દેહમાનવાળી ચોવીશે તીર્થંકરોની મૂર્તિ ચારે દિશામાં ૨-૪-૮-૧૦ એ ક્રમથી રત્ન ને કાંચનની નિર્માણ કરેલી સ્થાપેલી

છે. તે જિનેશ્વરોની પૂજા તેમજ વંદના કરીને પાછી વળતાં હું રાત્રીના પાછલે પહોરે આ નગરની ઉપરના ભાગમાં આવી. તેવામાં મારૂં વિમાન અચાનક સ્થંભિત થયું-સ્થિર થઇ ગયું. ઘણો પ્રયત્ન કર્યા છતાં ખસ્યું નહીં. તે વખતે મેં ક્રોધાયમાન થઇને ચિંતવ્યું કે-'આવી રીતે મારૂં વિમાન કોણે સ્થંભિત કરી દીધું છે ?' પછી મેં અવધિજ્ઞાનવડે જોયું તો તેના નીચેના ભાગમાં તને ધ્યાનમાં સ્થિત થયેલ દીઠો. તે સાથે તારા મનમાં પુત્રપ્રાપ્તિની ચિંતા વર્તે છે તે પણ મેં જાણી, તેથી હું તારી ઉપર સંતુષ્ટ થઈ; મારો ક્રોધ મેં સંવરી લીધો, અને તારા ધ્યાનના પ્રભાવથીજ મારૂં વિમાન સ્થંભિત થયાનું મેં જાણ્યું. 'પુણ્યવાન્ એવો કોઈ પણ મનુષ્ય કષ્ટ કે ચિંતારૂપી સમુદ્રમાં પડેલો હોય ત્યારે તેની ઉપરથી જતાં દેવનું વિમાન પણ સ્થિર થઇ જાય છે. વળી કોઈ સાધુ, સ્ત્રી, બાળ કે વૃદ્ધ પીડિત થયેલા હોય ત્યારે તેની ઉપરથી તેમજ કોઇ તીર્થ ઉપરથી વિમાન જતું હોય ત્યારે પણ સ્થિર થાય છે. તે વખતે તે દેવો દુષ્ટ એવા અરિષ્ટથી પરાભવ પામેલા અને દુઃખી થયેલા સદ્ધર્મીનું સાંનિધ્ય કરે છે. એવી કાયમની દેવોની પરિસ્થિતિ છે. તેજ પ્રમાણે હે સુંદર શ્રેષ્ઠિ ! તારી ઉપરના મોહથી તેમજ તારી ઉપર તુષ્ટમાન થવાથી મારૂં વિમાન આકાશમાં રાખીને હું તારી પાસે આવી છું. તારા ભાગ્યથી હું તારી ઉપર તુષ્ટમાન થઇ છું, માટે ઇચ્છિત વર માગ."

દેવીનું આ પ્રમાણેનું કથન સાંભળીને સુંદર શ્રેષ્ઠિ બોલ્યો કે-" હે માતા ! તમે જે કહ્યું તે બધું સત્ય છે. તમારી હકીકત સાંભળતાં મને જાતિસ્મરણ જ્ઞાન થયું છે, તેથી મેં મારો પૂર્વભવ જેવો તમે કહ્યો તેવો દીઠો છે. હવે જો તમે મારા-પર તુષ્ટમાન થયા છો તો હું બીજું શું માગું ? કારણકે તમારી

કૃપાથી સાંસારિક સુખ બધું મને પ્રાપ્ત થયેલ છે, પણ એક વસ્તુ નથી તે આપો કે જેથી મારો જન્મ આ જગતમાં સફળ ગણાય " દેવી કહે–' શું નથી ? ' એટલે શેઠ બોલ્યો કે–' હે દેવી ! મારે પુત્ર નથી, તેના વિના મારૂં કુળ શોભતું નથી કહ્યું છે કે–'જેમ સૂર્યવિના દિવસ, દાન વિના વૈભવ, ઉચિત વિનાનું અને મહત્વવાળા સુવચન વિનાનું ગૌરવ, નિર્મળ જળવિનાનું સરોવર અને ધનસમૂહવિનાનું મંદિર શોભતું નથી તેમ પુત્ર વિનાનું ઘર પણ શોભતું નથી ' તેથી હે દેવી ! એક શુભ લક્ષણવાળો પ્રશસ્ત પુત્ર આપો. ' દેવી બોલી કે–" હે શ્રેષ્ઠિ ! મારા વચનથી તમારે ત્યાં પુત્રોત્પત્તિ થશે તે સુભગ, સદ્‌ગુણી, તેમજ દક્ષ થશે, પરંતુ તેને તમારૂં ને તમને તેનું પરસ્પર સુખ મળશે નહીં તે પુત્રને બાલ્યાવસ્થામાંજ માતાપિતાનો વિયોગ થશે અને તે પ્રથમ દુઃખી થઈને પછી સુખી થશે "

આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ અને પોતાના વાહનમાં બેસીને સ્વસ્થાને ગઈ તેના ગયા પછી શ્રેષ્ઠિ ક્ષણવાર સ્થિર રહીને પછી પોતાના મનમાં વિચારવા લાગ્યો કે–"આ તે શું સ્વપ્ન કે ઇંદ્રજાળ, અથવા શું મારા ચિત્તનો ભ્રમ, કે નેત્રનો દોષ, કે વિશ્વને સંમોહ ઉત્પન્ન કરનાર કાંઈ ચમત્કાર, અથવા શું મારો પાતાળમાં કે દેવલોકમાં જન્માતર થયો ? હું કોણ છું ? શી સ્થિતિમાં છું ? અથવા મને અહીં કોણે મૂક્યો ? " આ પ્રમાણે વિચાર કરતા અનુક્રમે પ્રભાત થયું એટલે તેણે આવશ્યકાદિ પ્રાતઃકૃત્ય કર્યું અને તે દિવસથી તે બુદ્ધિમાન્ આદરપૂર્વક ધર્મકાર્ય વિશેષે કરવા લાગ્યો, દીનજનોને દાન આપવા લાગ્યો અને સુપાત્રોને વિશેષે દાન આપવા લાગ્યો ' હે સુજ્ઞ મનુષ્ય !

જો તને દ્રવ્ય મળ્યુ હોય તો દેવું ને ભોગવવું, સંચય કરી રાખવો નહીં. જુઓ મધુકરીનું સંચય કરેલું મધ જો તે ખાતી નથી તો બીજો હરણ કરી લે છે. સુપાત્રદાનવડે કરીને પ્રાણીને ઉત્તમ રૂપ, ઇંદ્રસમાન ઋદ્ધિ, મનોહર હવેલીઓ, મનોરમ સ્ત્રીઓ અને શ્રેષ્ઠ એવું સૌભાગ્ય સર્વદા પ્રાપ્ત થાય છે.' 'સત્પાત્ર, મહાન્ શ્રદ્ધા, યથાવસરે ઉચિત દાન અને ધર્મસાધનની સામગ્રી-એટલાં વાનાં અલ્પ પુણ્યથી પ્રાપ્ત થઈ શકતા નથી.' જ્ઞાનયુક્ત અને ક્રિયાવાન્ એવા મુનિ સુપાત્ર કહેવાય છે, તેને દાન દેવાથી ઉત્તમ ધેનુ અને સારા ક્ષેત્રની જેમ બહુ ફળ પ્રાપ્ત થાય છે. કુપાત્રને દાન દેવું તે શ્રેયકારી નથી, કેમકે સર્પને કરાવેલું દુધનું પાન કેવળ વિષવૃદ્ધિ માટેજ થાય છે. કહ્યું છે કે-જે તપસંયમથી હીન હોય, નિયમવિહીન હોય અને બ્રહ્મચર્ય રહિત હોય, તેને આપેલુ દાન પત્થરની શિલા જેમ પોતાને અને પરને બુડાડે છે, તેમ દાન લેનાર તેમજ દાન આપનારને-બન્નેને બુડાડે છે. જે મનુષ્ય વિષવૃક્ષનુ સિંચન કરીને તેનાથી અમૃતરસને ઇચ્છે તે જો પામે તો કુપાત્રદાનથી મોક્ષરૂપ ફળ મળે ' ચૈત્યાદિક બંધાવવામા અને મુનિરાજને માટે ઔષધ વિગેરેનો પ્રયોગ કરવામા એકગણુ પાપ અને કોટીગણુ પુન્ય થાય છે. સુપાત્રદાન આપનારને, અપાવનારને અને આપતા જોઇ અનુમોદના કરનારને કેટલીક વખત સમાન ફળની પ્રાપ્તિ થાય છે. આનંદના આસુ, શરીરપર રોમાચ, બહુમાન, પ્રિયવચન અને અનુમોદના-આ પાંચ સુપાત્રદાનના ભૂષણો છે અનાદર, વિલંબ, વિમુખતા, અપ્રિય વચન અને આપ્યા પછી પશ્ચાત્તાપ-આ પાચ સુપાત્રદાનના દૂષણો છે. સત્પાત્ર બે પ્રકારના છે સ્થાવર ને જંગમ-પ્રાસાદ પ્રતિમાદિક સ્થાવર સત્પાત્ર છે અને જ્ઞાનવાન, તપસ્વી, નિર્મળ

નિરહંકારી તેમજ સ્વાધ્યાયને બ્રહ્મચર્યથી યુકત એવા મુનિ તે જંગમ સત્પાત્ર છે. તે બે પ્રકારમાં જંગમ પાત્ર વિશેષ ઉત્તમ છે કારણકે તે તત્કાળ પુણ્યફળને આપે છે અને સ્થાવર પાત્ર અહુકાળે ફળ આપે છે. દેવપૂજા અને ધર્મ સંબંધી બીજાં સત્કાર્ય તે જંગમ છતા સર્વોત્તમ છે એમ બુધપુરૂષોએ કહેલું છે. "

" આ જગતમાં શૂરવીરો હજારો હોય છે, સુચરિતવાળા પંડિતોવડે તો જગત પૂર્ણ છે, કળાવાનની તો સંખ્યાજ થઇ શકે તેમ નથી, વનમા વસતા શાંતજનો ઘણા હોય છે, પરંતુ જીવ કરતાં પણ અધિક વહાલું એવું દ્રવ્ય તજનારા ઉત્તમ મતિવાળા અને ગુણનિધિ ભૂમિના વિભૂષણ સરખા ભવ્યજીવો બહુ વિરલ હોય છે." "દાન દુર્ગતિને વારનાર છે, ગુણસમૂહનો વિસ્તાર કરનાર છે, તેજની સંતતિ (શ્રેણિ) ને ધારણ કરનાર છે, વિપત્તિની શ્રેણિનો નાશ કરનાર છે, પાપની શ્રેણિનું વિદારણ કરનાર છે અને ભવરૂપી મહાસમુદ્રમાથી નિસ્તારનાર છે, વળી ધર્મની અભ્યુન્નતિનુ કારણ છે અને કલ્યાણકારી સુખનું આકર્ષણ કરનાર છે. એવું ઉત્તમ દાન જયવંતુ વર્તો." આ જીવ કોઇ વખત કામાસક્ત હોય છે, કોઇ વખત કષાયથી હણાયેલ હોય છે, કોઇ વખત મોહગ્રસ્ત હોય છે, કોઇ વખત કર્મબંધના ઉપાયમાં નિગ્ન હોય છે, પણ સંસારી જીવો ધર્મને અર્થે પ્રવૃત્તિ કરનારા કવચિતજ હોય છે. તેમાં પણ જે દાનધર્મથી પરિભ્રષ્ટ થયેલ હોય છે તેને તો બીજું આલંબનજ મળી શકતું નથી. લઘુ, કાણો, કુબડો છતાં પણ દાન આપતા રહેવાથી કર્કર (કળશ) ઉર્ધ્વમુખ રાખી શકે છે અને ઉપાર્જક છતાં તેમજ પૂર્ણ છતાં પણ જળનો લેનાર હોવાથી ઘટ (ઘડા) ને અધો-

સુખ થવું પડે છે.' ક્ષેત્રનું, યંત્રનું, શસ્ત્રનું, સીનું, હળનું, બળદનું, ગાયનુ, તુરંગનું, ગાડીનું, તરૂનું, દ્રવ્યનું, 'હર્મ્યનું' અથવા બીજી એવી વસ્તુનું દાન ન આપવું કે જેનાથી હિંસાદિ આરંભ થાય અને મુનિનું મુનિપણું જાય તેમજ મનને મલિન કરે. એવું દાન સદ્દગતિના ઈચ્છકોએ ન દેવું કે ન લેવું. દાનથી લક્ષ્મીને, વિનયથી વિદ્યાને, ન્યાયથી રાજ્યને, સુકૃત્યથી જન્મને અને પરોપકારની ક્રિયાથી કાયાને જે પુરૂષ કૃતાર્થ કરે છે તે પુરૂષ આ જગતમાં માનનીક ગણાય છે."

અહીં સુંદર શેઠને પુણ્યકાર્ય કરતાં કેટલોક કાળ વ્યતિક્રમ્યો એટલે તેની સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો. તે ગર્ભ શુભદોહદ થતાં અને તે પૂર્ણ કરાતાં વૃદ્ધિ પામ્યો અને ગર્ભસ્થિતિ પૂર્ણ થયે શુભદિવસે પુત્રનો પ્રસવ થયો. તેની વધામણી મળતાં ઉત્સાહિત થયેલા સુંદર શ્રેષ્ઠિએ તેનો જન્મોત્સવ બહુ સારી રીતે કર્યો અને તેનું દુર્ગક નામ રાખ્યું. હજુ તે પુત્ર બાલ્યાવસ્થામાંજ છે તેવામાં તેના પૂર્વભવના દુષ્કર્મના યોગથી તેના માતાપિતા મરણ પામ્યા. 'દૈવનું કથન અન્યથા થતું નથી.' અનુક્રમે તે દુર્ગકના કુળનો ક્ષય થયો, તેનો દ્રવ્યાદિ વૈભવ પણ નાશ પામ્યો, બાકી રહેલો તેનો પરિવાર મૃત્યુના ભયથી તેનાથી દૂર જઇને વસ્યો. આ બાળકનું તેના દયાળુ પાડોશીઓએ પ્રતિપાલન કર્યું અને દૈવયોગથી તે દુર્ગક વૃદ્ધિ પામ્યો. "દૈવ અરક્ષકનો રક્ષક છે, પ્રાયે એની સ્થિતિજ એવી છે, અને વિધિ જ્યાં નાશ કરનાર હોય છે ત્યાં સુરક્ષ હોય તે પણ વિનાશ પામે છે. વિધાતા પ્રતિકૂળ હોય છે ત્યારે ગુણ પણ દોષરૂપ થાય છે અને તે જ્યારે અનુકૂળ થાય છે ત્યારે દોષ પણ ગુણરૂપ થાય છે."

દુર્ગક બાળભાવથી મૂકાયા બાદ સર્વ શાસ્ત્રોનો ને કળાઓનો અભ્યાસી થયો. કળાઓમાં કુશળ થયો પરંતુ કર્મવડે નિર્ધન રહ્યો. પછી તે પોતાનું ગામ છોડીને નજીકના શાળિનામના ગામમાં રહેવા ગયો અને ત્યાં નવી નવી જાતના વ્યાપારો કરવા લાગ્યો. પરંતુ તે જે જે જાતના કરીયાણાં ખરીદ કરતો તેમાં તેને લાભ અલ્પ થતો અથવા ન થતો, અને પૂર્વ દુષ્કર્મના યોગથી હાનિ ઘણી થતી હતી. એકદા તે માથે પોટલું મૂકીને કાંઇક જતો હતો તેવામાં માર્ગે તેને બે મુનિમહારાજ મળ્યા. સત્કર્મના યોગથી તેને આ સાધુની સંગતી થઇ. 'આગળ જેવી સિદ્ધિ થવાની હોય છે તેવો સંયોગ મળે છે.' તે મુનિઓને વંદના કરીને દુર્ગકે ધર્મ પૂછયો, એટલે તેમાના એક મુનિએ તેને આ પ્રમાણે ધર્મોપદેશ આપ્યો:-"જિનભક્તિ, ગુરૂવંદન, દાન, શીલ, તપ, શ્રુતાભ્યાસ, ધ્યાન અને સંવેગ—આટલાં વાના ઉત્તમ શ્રાવકે દરરોજ કરવા." આ પ્રમાણેની ગુરૂની દેશના સાભળીને તે દરરોજ જિનમંદિરે જવા લાગ્યો અને વિવિધ વસ્તુવડે ત્રિકાળ જિનપૂજા કરવા લાગ્યો બન્ને કાળ શુભ ભાવપૂર્વક આવશ્યક કરવા લાગ્યો, સ્થિર મન કરીને પરમેષ્ટિ નમસ્કાર મંત્રનો જાપ કરવા લાગ્યો અને સ્વલ્પમાંથી સ્વલ્પ પણ મુનિરાજને દાન દેવા લાગ્યો 'નિર્ધનાવસ્થામાં કરેલું સ્વલ્પ દાન પણ મોટા લાભને આપનાર થાય છે.' જૈનધર્મના સારભૂત દયા તે દયાળુ નિત્ય પાળવા લાગ્યો ઉત્તમ જનો ધર્મની સામગ્રી પામીને પોતાના વખતને શૂન્ય-નકામો જવા દેતા નથી.

એ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયા-પછી એક દિવસ તે મગનું પોટલું લઇને નજીકના નગરે જતાં માર્ગમાં-વિસામો

આવા એક ઉદ્યાનમાં બેઠા. ત્યાં એક વૃક્ષની નીચે હાથમાં પુસ્તક લઇને બેઠેલા એક દક્ષ મનુષ્યને તેણે દીઠો. એટલે દુર્ગકે પૂછયું- 'હે વિદ્વાન ! આ તમારી પાસે શેનું પુસ્તક છે ? તે કહો.' તે બોલ્યા કે-'આ શકુન સંબંધી પુસ્તક છે.' ત્યારે દુર્ગકે પૂછયું કે-'હે સુંદર ! કયા કયા શકુનનું શું શું ફળ થાય? તે કહો.' એટલે તે બોલ્યા કે-

"કન્યા, શંખ, ગાય, ભેરી (વાજીંત્ર), દહીં, પાકું ફળ, સુગંધી પુષ્પ, દેદિપ્યમાન અગ્નિ, હસ્તિ, અશ્વ, રથ, નૃપતિ, પૂર્ણકુંભ, ઉંચો કરેલો ધ્વજ, ભૂમિ (માટી વિગેરે), જળચરનું યુગ્મ, રાંધેલું અન્ન, શતાયુ, વેશ્યા, સૌભાગ્યવતી સ્ત્રી, મદ્ય ને માંસ-ઇત્યાદિ પદાર્થો પ્રસ્થાન કરતાં-બહારગામ જતાં સામા મળે તો તે હિતકારી-મંગળકારી કહ્યા છે." વળી તે સિદ્ધ પુરૂષ દુર્ગા (ચીબરી)'ના વિચાર સંબંધી પૂછવાથી બોલ્યા કે-"પ્રયાણ વખતે જો દુર્ગા ડાબી ઉતરે તો શુભ છે, સુખ અને ધનને આપનારી થાય છે. અને તે સુસ્થાનસ્થ હોય છે તો વિશેષે કરીને રાજ્યાદિ સંપદાને પણ આપનારી થાય છે." આ પ્રમાણે સાંભળીને તે દુર્ગક ઉભો થઇને ખુશી થતો થતો નાચવા લાગ્યો. તે જોઇને સિદ્ધે પૂછયું કે-'હે ભાઈ ! તું કેમ નાચે છે?' તે બોલ્યો કે-'હે સ્વામિન્ ! મારા હર્ષનું કારણ સાંભળો. તમે જે જે શુભ શકુનો કહ્યા તે બધા મને આજે શહેર બહાર નીકળતાં થયાં છે. દુર્ગા પણ ડાબી ઉતરેલ છે, તેથી હું નાચું છું કે આજે આ દુર્ગક જરૂર કાંઇક સારો લાભ મેળવશે.' પેલા વિદ્વે કહ્યું કે-'હે ભાઈ ! આજે તું દુર્ગાના શકુનથી જરૂર બે કન્યાસહિત રાજ્ય મેળવીશ.' આ પ્રમાણે સાંભળીને

તે દુર્ગક નાચતો નાચતો આગળ ચાલ્યો. લાભની પ્રાપ્તિ જાણીને ક્ષીણ મનુષ્યો પ્રાયે અવશ્ય હર્ષિત થાય છે.'

આ પ્રમાણે વિકળપણે નૃત્ય કરતો તે દુર્ગક આગળ ચાલ્યો જાય છે તેવામાં અચાનક નજીકના નગરનો વિક્રમધન નામનો રાજા સેનાસહિત સામો મળ્યો. તેણે આ માણસને નાચતો ને ખુશી થતો જોઈને તેને તેનું કારણ પૂછયું. એટલે તે દુર્ગક બોલ્યો કે-'હે ભૂમીશ ! મારા નૃત્યનું કારણ સાંભળો. "આજે મગનું પોટલું ઉપાડીને માર્ગે આવતાં મને સદ્ભાગ્યના ઉદયથી બહુ સારા શકુનો થયા છે માર્ગે ખીન્ન થઇને વિસામો લેવા વનમાં બેસતાં ત્યાં મને એક નિમિત્તજ્ઞ મળ્યા. તેને શકુનોનું ફળ પૂછતાં તેણે મને આ પ્રમાણે કહ્યું કે-તને બહુ સારા શકુનો થયા છે તેના પ્રભાવથી તેમજ દુર્ગાના શકુનના પ્રભાવથી આજેજ બે કન્યાઓસહિત રાજ્યની પ્રાપ્તિ થશે.' આ પ્રમાણે સાંભળીને હર્ષ થવાથી હે રાજન્ ! હું નાચું છું. અપૂર્વ લાભની વાર્ત્તા સાંભળીને કોને હર્ષ ન થાય ?" આ પ્રમાણેની તેની હકીકત સાંભળીને રાજાએ દુર્ગક સામું જોઈ વિચાર કર્યો કે-'આ માલ વિનાનો, નિર્ધન અને વિરૂપ એવો માણસ છે, તેને નિંદ્ય વણિક છતાં રાજની અને કન્યાની ઇચ્છા જાગૃત થઈ છે. અહો ! લોભનો પ્રભાવ પણ કેવો છે ?' આ પ્રમાણે વિચારીને જેના હૃદયમાં કોપ ઉત્પન્ન થયો છે એવો રાજા પાછો રાજમહેલમાં ગયો અને ગામમાં સર્વત્ર ડાંડી પીટાવીને કહેવરાવ્યું કે- "આજથી પાંચ દિવસ સુધી કોઇએ બહારગામથી આવેલા મગ ખરીદવા નહીં; જો કોઈ ખરીદ કરશે તો તેને રાજ્યદંડ પ્રાપ્ત થશે."

હવે દુર્ગક ખુશી થતો થતો મગનું પોટલું લઇને નગરમાં

દાખલ થયો. અને મગ વેચવા માટે ઘણી જગ્યાએ ફર્યો. ઘણાને, વાનગી બતાવી પણ કોઇએ તેના મગ લીધા નહીં. કારણકે 'નૃપનું શાસન અનુલ્લંઘનીય હોય છે.' દુર્ગક તમામ બજારમાં આખો દિવસ ફરી ફરીને થાકી ગયો. મગ કોઇએ લીધા નહીં, તેથી નિરાશ થઇને કોઇ શૂન્ય દુકાને જઇને તે સુતો. મગનું પોટલું માથે મૂકી કાંઇક નીસાસો મેલીને નિદ્રા લેવા માંડી. કાંઇક નિદ્રા આવી, થોડીક રાત્રિ વ્યતિક્રમી. તેવામાં શું બન્યું ? તે કહે છે.

તે નગરમાં **સુમતિ** નામનો રાજાનો મંત્રી વસે છે, તેને **સૌભાગ્યસુંદરી** નામે સ્ત્રી છે અને **સુભગસુંદરી** નામે પુત્રી છે. તે પુત્રી અનુક્રમે યૌવનાવસ્થા પામી એટલે અન્યજનોના મનને મોહ ઉત્પન્ન કરનારી થઈ. તેજ નગરીમાં એક શ્રેષ્ઠિનો **સુદર્શન** નામનો પુત્ર છે, તે રૂપવંત હોવાથી તેની ઉપર સુભગસુંદરી પ્રીતિવાળી થઈ. તેથી તેની સાથે છુપી રીતે પાણીગ્રહણ કરવા માટે એક દૂતિને મોકલીને તેજ રાત્રિનો સંકેત કર્યો છે. અને તે પણ જ્યાં દુર્ગક સુતો છે, તે દુકાનેજ આવવાનો કરેલો છે; 'સંકેત પ્રમાણે વિવાહયોગ્ય સર્વ સામગ્રી લઇને તે પોતી શૂન્ય દુકાન પાસે આવી, સુદર્શન ગમે તે કારણથી પણ ત્યાં આવ્યો નહીં. સુભગસુંદરીએ તો આ સુતેલ છે તેજ સુદર્શન હશે એમ ધારીને તેને અંગે સ્પર્શ કરીને જગાડયો અને અંધકારમાં તેને વરના વસ્ત્ર પહેરવા આપ્યા અને પોતે પણ કન્યાયોગ્ય વસ્ત્ર ધારણ કર્યાં. હાર, અર્ધહાર, બાજુબંધ, કુંડળાદિ આભરણો પણ દુર્ગકને પહેરવા આપ્યા અને પછી દાસીએ તે બન્નેની પાણીગ્રહણ સંબંધી ક્રિયા કરી સુભગસુંદરીએ પોતાની દાસીને કહ્યું કે-'આજે મારો મનોરથ પૂર્ણ

ચયો.' દાસીએ કહ્યું કે-' વિધાતા અનુકૂળ હોવાથી બધું ઠીક થયું.' પછી સુભગસુંદરીએ સુદર્શનના નામથી દુર્ગકને બોલાવ્યો એટલે તે બોલ્યો. પણ સ્વર જુદો જણાવાથી આ સુદર્શન નથી એમ તેને લાગ્યું. મંત્રીપુત્રીએ તેને કહ્યું કે-' તું કોણ છે? તે સત્વર કહી દે.' તેણે કહ્યું કે-' હું દુર્ગક છું.' એટલે મંત્રીપુત્રીએ પ્રકાશ કરીને જોયું તો દરિદ્રી ને કૃશ એવા દુર્ગકને દીઠો એટલે સુભગસુંદરી તો વિલખી થઈ ગઈ. અને વિધુર થઈને ઉચે સ્વરે વિલાપ કરવા લાગી કે-' અરે! હું ઠગાણી, બળી ગઈ, મને આ દરિદ્રી પરણી ગયો. મારો સંકેત કરેલો પુરૂષ તો આવ્યો નહીં.' આ પ્રમાણે બોલતી ચિંતામાં મગ્ન થઈ ગયેલી તે શીઘ્રપણે ત્યાંથી પોતાને ઘરે ચાલી ગઈ અને પાણી વિના મત્સ્ય તરફડે તેમ બાકીની રાત્રિ તરફડીને પૂરી કરી. તેની માતાએ તે હકીકત તેના કહેવાથી જાણી એટલે તેણીએ પોતાના પતિને તે વાત કરી. તે પણ વિચારમાં પડ્યો.

હવે તે નગરમાં જે વિક્રમધન નામનો રાજા છે. તેને કામદેવના ક્રીડાગૃહ જેવી **અનંગશ્રી** નામની પુત્રી છે. તેણીએ પણ તેજ દિવસે રાજાના કોઈ સામંતના પુત્રની સાથે વિવાહ કરવા માટે ગુપ્ત સંકેત કરેલો છે. રાત્રિએ રાજમહેલની ઉર્ધ્વભૂમિમાં દીપક કરી ગોખમાર્ગે અંધકારમાં નીચે માચી મૂકીને તે પોતાના સંકેત કરેલા વરની આવવાની રાહ જોવા લાગી.

અહીં મંત્રીપુત્રીના ગયા પછી દુર્ગકે ચિંતવ્યુ કે-'એક વાત તો નિમિત્તિઆના કહેવા પ્રમાણે મળી, પણ તે સ્ત્રી મને પરણીને કયાં ગઈ?' આમ વિચારીને તેને શોધવા માટે તે દુર્ગક

રાત્રે ત્યાંથી ઉઠીને આગળ ચાલ્યો. દૂર જતાં તેણે એક ગવાક્ષની નીચે દોર સાથે બાંધેલી માંચી દીઠી. એટલે તે દુર્ગક કૌતુકથી માંચી ઉપર બેઠો અને દોર હલાવ્યો એટલે રાજપુત્રીએ જાણ્યું કે-' મારો સાંકેતિક પુરૂષ આવ્યો. ' તેથી તેણે તરત દોર ખેંચીને માંચી ઉપર લીધી. દાસીઓ તેને માંચી ઉપરથી અંદર લઈ ગઈ. દૈવયોગે તે વખત દીપક બુઝાઈ ગયો. એ વખતે રાજકુમારી કન્યાના વેશમાં તૈયાર થઈને આવી, અને વિવાહની ઉત્સુકતા હોવાથી દીપક કર્યા વિના અંધકારમાંજ વિવાહનો વિધિ થયો. વિવાહ થઈ રહ્યા પછી અનંગશ્રી બહુજ હર્ષિત થઈ. તેણે દાસીદ્વારા દુર્ગકને પૂછાવ્યું કે-' હે સ્વામિન્ ! આવવામાં મોડું કેમ થયું ? આપને શરીરે કુશળ તો છે?' દુર્ગક બોલ્યો કે-'હું તો પરગામથી અહીં આવ્યો છું.' આ પ્રમાણેનો તેનો ઉત્તર સાંભળીને, પરગામથી આવેલ જાણીને તેમજ સ્વર જુદો જાણીને શંકા પડવાથી દીવો કરીને તેને જોયો. તો તે તો દુર્ગક જણાયો-અન્ય પુરૂષ લાગ્યો. એટલે તેને દરિદ્રીને જોઇને રાજપુત્રી પશ્ચાત્તાપમાં નિમગ્ન બની ગઈ. તેણે દાસીઓને કહ્યું કે-' આ તો કોઈ અજાણ્યો પુરૂષ જણાય છે તો તેને પાછો નીચે મૂકી દો.' દાસીઓએ માંચીમાં બેસાડીને તેને નીચે મૂકયો, એટલે તે તો પાછો પોતે હતો ત્યાં શૂન્ય હાટે આવ્યો અને, રાત્રિ બાકીમાં હોવાથી થયેલા કૌતુકનો વિચાર કરતો ત્યાંજ સુઇ ગયો.

પ્રભાત થઈ એટલે સુમતિ મંત્રી જમાઇને શોધવા માટે નગરમાં નીકળ્યો. તેણે આ શૂન્ય હાટ ઉપર સુતેલા કંકણાદિ વિવાહના વેષયુક્ત દુર્ગકને દીઠો. એટલે તેને જગાડીને મંત્રી બહુમાન સાથે પોતાને ઘરે તેડી ગયા. રાજાએ પણ પ્રાતઃકાળે

રાજપુત્રી સંબંધી રાત્રિનો તમામ વૃત્તાંત જાણ્યો. તેથી મંત્રીને બોલાવીને તેમણે કહ્યું કે-'હે મંત્રી ! કુળબાળિકા આ જન્મમાં એક વરનેજ વરે છે, ગઈ રાત્રે આ પ્રમાણે હકીકત બની છે તો હવે તે વરને શોધી કાઢો કે જેને રાજપુત્રી સ્વેચ્છાએ વરી છે.' મંત્રીએ તે હકીકત સાંભળીને પોતાની પુત્રી સબંધી બધી કૌતુકકારી હકીકત કહી સંભળાવી. પછી પેલા દુર્ગકને રાજા પાસે તેડાવ્યો અને બન્ને કન્યાના પરણનાર તરીકે તેને ઓળખાવ્યો. રાજાએ વનમાં જોયેલો તેથી ઓળખ્યો. અને ભદ્રપણાને પામીને તેને પૂછયું કે-'મગ વેચવા આવેલો તેજ તું કે કેમ ?' દુર્ગકે કહ્યું કે-' હાજી ! તેજ હું છું. ' પછી રાજાએ મંત્રીને તેના સંબંધી શુકન વિગેરેની તમામ હકીકત કહી. તે સાંભળી વિચારીને મંત્રી બોલ્યો કે-"હે સ્વામી ! વિધાતાએજ આ બંને વિવાહ મેળવી આપ્યા જણાય છે. જે ભાવી બનવાનું હોય છે તે બનેજ છે અને બનવાનું ન હોય તે કદિપણ બનતું નથી. જિનેંદ્રોએ એમ કહ્યું છે કે-'શુભ કે અશુભ જે પૂર્વોપાર્જિત કર્મ હોય છે તે ફળેજ છે.' નીતિમાં પણ કહ્યું છે કે-'આકૃતિ કુળ, શીલ, વિદ્યા અને જન્મ પર્યંત કરેલી સેવા પણ કોઈ વખત ફળતી નથી, પરંતુ તપસ્યા વિગેરેથી સંચિત કરેલા પૂર્વભવના કર્મો તો મનુષ્યોને ઉત્તમ વૃક્ષોની જેમ દીર્ઘકાળે પણ અવશ્ય ફળે છે."

આ પ્રમાણે વિચાર કરીને પછી રાજાએ બન્ને કન્યાઓનો દુર્ગક સાથે વિસ્તારથી વિવાહોત્સવ કર્યો અને કરમોચનપ્રસંગે રાજાએ દુર્ગકને પોતાનું અર્ધ રાજ્ય આપ્યું. અને તેનું નામ રાજાએ **સૌભાગ્યકળશ** રાખ્યું. આ ભવમાં પણ કરેલા

પુણ્યના પ્રભાવથી તે સુખી થયો. 'જિનેશ્વરોનો કહેલો દયાયુક્ત ધર્મ સમ્યક્ પ્રકારે સેવ્યો સતો આ લોકમાં અને પરલોકમા-ભવાંતરમાં સર્વથા ફળદાયક થાય છે.'

અન્યદા રાજાએ સૌભાગ્યકળશને કહ્યું કે-'હે ભદ્ર ! તને થયેલા શુભ શકુનો સારી રીતે ફળ્યા છે.' સૌભાગ્યકળશ બોલ્યો કે-"હે સ્વામિન્ ! માત્ર શકુનથી શું થાય ? મે જિનેંદ્રોક્ત ધર્મનું સારી રીતે પ્રતિપાલન કર્યું, દંભરહિત શ્રી જિનેશ્વરનું દરરોજ પૂજન કર્યું, યથાશક્તિ મુનિરાજને દાન દીધું- તે પુન્ય મને અત્યારે ફળ્યું છે. અને હે રાજન્! તે પુણ્યના પ્રભાવથી સિદ્ધપુરૂષના મને કહેલાં વચનો સાચાં થયાં છે."

આ પ્રમાણે પોતાના જમાતાના કહેલા ધર્મના ફળથી વિક્રમધન રાજા ધર્મના આરાધનમા અહર્નિશ તત્પર થયો. શુદ્ધ ચિત્તે ધર્મ આરાધવા લાગ્યો. વળી જિનગૃહમાં, જિનબિંબમાં, સિદ્ધાંતમાં ને ચતુર્વિધ સંઘની ભક્તિમાં-એમ સાત ક્ષેત્રમાં પુષ્કળ દ્રવ્યનો પણ વ્યય કરવા લાગ્યો. 'દરેક ગામ અને નગરમાં દ્રવ્યવાન્ મનુષ્યો કેટલાક હોય છે કે જેમનું દ્રવ્ય વૃદ્ધિવડે કે નાશવડે પૃથ્વીનેજ શોભાવે છે, પરંતુ જેનું દ્રવ્ય જિનબિંબ, જિનગૃહ, જ્ઞાન અને ચતુર્વિધ સંઘરૂપ સાત ક્ષેત્રમાં વપરાય છે તે પુરૂષજ ધન્ય છે, બીજા દ્રવ્યવાનો અધન્ય છે.' 'જે પુણ્યાત્મા નિરંતર ધર્મશાસ્ત્રો લખાવે છે તેણે ગોદાન, ભૂમિદાન અને હિરણ્યદાન-બધાં દાન દીધાં એમ સમજવું.' આ પ્રમાણેના ઉત્તમ વિચારો ને વાર્ત્તાલાપ કરતાં તે રાજા ને તેનો જમાઇ-બંને સારી રીતે ધર્મારાધન કરવા લાગ્યા. એમ ઘણા દિવસો આનંદમાં વ્યતિક્રમ્યા

અન્યદા તે નગરના ઉદ્યાનમા ગુણોએ કરીને ઉજ્વળ ગુણચંદ્ર નામના આચાર્ય મહારાજ પધાર્યા વનપાળે આવીને રાજાને વધામણી આપી એટલે તે બહુ હર્ષિત થયા. પછી જમાઇ સહિત રાજા ગુરૂમહારાજને વદન કરવા માટે ઉદ્યાનમા આવ્યા અને મહા દુર્જય એવા ગર્વને તજી ત્રણ પ્રદક્ષિણા દઇ વિધિપૂર્વક ગુરૂમહારાજને વાદીને તેમની પાસે ઉપદેશ સાભળવા બેઠા ગુરૂ મહારાજે પુણ્યરૂપ અમૃતને વહેનારી અને ભવારણ્યમા ભ્રમણ કરતા જીવોની તૃષ્ણા (તૃષા)નો ઉચ્છેદ કરનારી ધર્મદેશના આપવા માડી

" હે રાજન્ ! ધર્મ સાભળ્યો સતો, દીઠો સતો, કર્યો સતો, કહ્યો સતો તેમજ અનુમોદ્યો સતો પ્રાણીને અત્યત પવિત્ર કરનાર છે હે ભદ્ર ! ત્રણ લોકમા સુખદુખની જે પ્રાપ્તિ થાય છે તે પ્રગટપણે પુણ્ય અથવા પાપનાજ ફળ છે પુણ્યરૂપ કુયાણકના પ્રભાવથી આખુ વિશ્વ વશ થાય છે, શત્રુઓનો નાશ થાય છે અને સપદા વિસ્તાર પામે છે જેમ પૂર્વે રાજપુત્રીએ મહાન્ ધર્મનુ આરાધન કર્યું હતું, તેથી તેને ધર્મ તત્કાળ અહીંજ ફળ્યો હતો, તેનુ દૃષ્ટાત કહુ છું તે સાભળો –

યમુના નદીના કિનારા ઉપર **રત્નાવતી** નામે શ્રેષ્ઠ નગરી છે ત્યા **અમરકેતુ** નામે રાજા છે અને તેને **રત્નવતી** નામે પ્રિયા છે તેને સાત પુત્રીઓ થઈ હતી. ત્યારપછી આઠમી પુત્રી થઈ ત્યારે ખેદ વિશેષ થવાથી તેને વસ્ત્ર સાથે વીંટી એક પેટીમા મૂકીને યમુના નદીમા વહેતી મૂકી દીધી તેને સાત પ્રહર થયા એટલે તે પેટી તરતી તરતી **પદ્મપુર** નગર પાસે પહોચી તે નગરમા **સુલસ** નામે વણિક રહે છે તે પણ સાત પુત્રીઓ

હોવાના કારણથી દુઃખી હતો. તેણે યમુનાના જળમાં વહેતી એ પેટી દીઠી, એટલે તે વિચક્ષણે નદીમાં પ્રવેશ કરીને તે પેટી નદીની બહાર કાઢી. પછી ઘરે લઈ જઈને તે પેટી ઉઘાડી તો તેમાં બાળિકાને જોઇને તે હાથ ઘસતો ઘસતો ખેદ પામીને બોલ્યો કે–'અરે દૈવ ! તેં આ શું કર્યું ?' પછી તેણે વિચાર્યું કે–' આ લોકમાં પુણ્યોદય વિના પ્રાણી જ્યાં જાય છે ત્યા વાંચ્છિત મેળવતો નથી પણ તેથી ઉલટુંજ થાય છે અર્થાત્ અનીચ્છિત વસ્તુ મળે છે. મારે પ્રથમ સાત પૂત્રી છે, તેમા આ આઠમી મળી-મારે એક પણ પુત્ર નથી તો આ દુઃખની વાત હું કોને કહું ને ક્યાં જાઉં ?' આ પ્રમાણે ખેદયુક્ત છતાં પણ તે આ આઠમી પુત્રીનું પરિપાલન કરવા લાગ્યો. તેનુ યમુનો નામ પાડયુ. અનુક્રમે તે યુવાવસ્થા પામી. અહીં સુલસ શેઠને પુત્રીઓ વધારે હોવાથી અને આ પાલક પુત્રી હોવાથી દરિદ્રીની જેવી તે અવલ્લભા હતી, તેમજ રાત્રિ દિવસ જ્યાં ત્યાં અથડાતી હતી. તે ઇંધણ લેવા માટે દરરોજ અરણ્યમાં જતી હતી અને પૂર્વ પાપના યોગથી નિત્ય ક્ષુધા તૃષા સહન કરતી હતી.

અન્યદા ઇંધન લેવા માટે અરણ્યમા જતાં માર્ગમાં તેને જીવોના નિષ્કારણ વત્સલ એવા એક મુનિ મળ્યા. તે મહર્ષિના મુખેથી શુદ્ધ ધર્મને સાંભળીને તે ભલા મનવાળી અને સદ્ભાવવાળી યમુના નિરંતર ધર્મનું આરાધન કરવા લાગી. તે છઠ્ઠ અઠ્ઠમાદિ તપ કરવા લાગી તેમજ જિનાર્ચા, જિનવંદન સાથે સમકિત સયુક્ત ગૃહસ્થનો ધર્મ પાળવા લાગી. જૈનધર્મના પ્રભાવથી તે યમુના અનુક્રમે સુખી થઇ ઘરમાં પણ વલ્લભ થઇ અને દુર્ભગા હતી તે સુભગા થઈ

હવે તે નગરના રાજાનો પુત્ર **મકરકેતન** સારી પ્રિયા મળવાની ઇચ્છાથી એક મોટા યક્ષની આરાધના કરતો હતો. તેની ઉપર તે યક્ષ તુષ્ટમાન થયો અને વર માગવા કહ્યું. એટલે રાજપુત્રે ચતુરાઈવાળી, શ્રેષ્ઠ ગુણોવાળી અને રાજ્યનો અભ્યુદય કરનારી સ્ત્રીની માગણી કરી. યક્ષે કહ્યું કે-"હે ભદ્ર! સાંભળ. રત્નાવતી નગરીનો સ્વામી અમરકેતુ નામે રાજા છે. તેને રત્નવતી રાણીથી સાત પુત્રી થઇ હતી. ઉપરાંત આઠમી પુત્રી થતાં તેને પેટીમાં મૂકીને તે પેટી યમુના નદીમાં વહેતી કરી દીધી તે પેટી યમુનામાં વહેતી વહેતી સાત પહોરે અહીં આવી, તે સુલસ શેઠે બહાર કાઢી. તેમાંથી તે પુત્રી નીકળી, તે સુલસ શેઠને ત્યાં વૃદ્ધિ પામી છે અને પદ્મિની છે. તે તારી સ્ત્રી થનારી છે, રાજ્યનો અભ્યુદય કરનારી છે અને હે મહાશય! તે સ્ત્રી હું તને ભાર્યા તરીકે આપું છું." આ પ્રમાણેની યક્ષની વાણી સાંભળીને મકરકેતન હર્ષ પામી પોતાને સ્થાને આવ્યો અને પછી પિતાની આજ્ઞા મેળવીને તે તેની સાથે પરણ્યો. અનુક્રમે તે કુમાર રાજા થયો અને યમુના તેની પટરાણી થઇ. મકરકેતન રાજાએ સુલસને નગરશેઠની પદવી આપી. અને તે ત્રણે-રાજા રાણી ને સુલસ આનંદથી દિવસો વ્યતિક્રમાવવા લાગ્યા. તેમજ ધર્મ સાધન કરવા લાગ્યા.

પદ્મિની સ્ત્રી પામવાથી તેમજ પૂર્વના પુણ્યથી મકરકેતન રાજા જેના પ્રતાપથી પૃથ્વી આક્રાંત થયેલી છે એવો ત્રણ ખંડનો અધિપતિ થયો. તેણે તમામ રાજાઓને નમાવીને પોતાને તાબે કર્યા અને ન્યાય તથા ધર્મવડે કરીને તેણે પ્રજાને પણ સુખી કરી.

અન્યદા કેટલોક કાળ વ્યતિત થયા પછી અમરકેતુ રાજાના વૈરીએ તેનું સમગ્ર રાજ્ય ગ્રહણ કરી લીધું, ધનમાત્ર લુંટી લીધું.

રાજા પોતાના કુટુંબ સાથે ત્યાંથી ભાગીને અહીં આવ્યો કે જ્યાં તેની પુત્રી યમુનાનો પતિ મકરકેતન રાજા રાજ્ય કરે છે. રાણીના વચનથી રાજાએ પોતાના શ્વસુરનો સત્કાર કર્યો, તેને ધન વાહન દેશાદિ આપીને સુખી કર્યા અને પોતાની પાસે રાખ્યા. પછી ત્યાં રહેલા તે રાજાના શત્રુઓને અહીંથી લશ્કર મોકલીને જીતી લીધા, રાજ્યમાંથી કાઢી મૂકયા અને તે રાજ્ય પાછું મેળવી પોતાના શ્વસુરને સ્વાધીન કર્યું. પછી અમરકેતુ રાજાના પુત્ર સુરકેતુને રત્નાવતીનું રાજ્ય સંભાળવા ત્યાંના રાજ્યે સ્થાપન કરીને મોકલ્યો. અમરકેતુ રાજા વિગેરે સર્વે જિનધર્મપરાયણ થયા, અને ધર્મનો ખરેખરો પ્રભાવ જોઇને યમુના પણ ધર્મપરાયણ થઈ, યમુના રાણીને પુત્ર થયો તેનું **મદન** નામ રાખ્યું. અનુક્રમે વૃદ્ધાવસ્થામાં તેને રાજ્ય સોંપીને મકરકેતન રાજાએ રાણી સહિત ચારિત્ર લીધુ. ચારિત્ર નિરતિચારપણે દીર્ઘકાળ પર્યંત પાળીને તે બંને મોક્ષસુખને પ્રાપ્ત થયા. "જેમ યમુના આ ભવમાંજ ધર્મનું ફળ પામી, તેમ અન્ય જીવો પણ આ ભવમાં તેમજ પરભવમા ધર્મનુ ફળ પ્રાપ્ત કરે છે."

ઇતિ ધર્મ વિષયે યમુના કથા.

---

ગુરૂમહારાજ દેશના આપી રહ્યા એટલે રાજાએ તેમને પૂછ્યું કે-'હે મહારાજ ! આ સૌભાગ્યકળશ પ્રથમ દુઃખી ને પછી સુખી શા કારણે થયો?' ગુરૂએ કહ્યું કે-તેનો પૂર્વભવ સાંભળો "કુંભપુર નામના નગરમાં **વિક્રમ** નામનો વણિક રહેતો હતો. તે ધનાઢ્ય હતો, ધર્મવાન્ હતો અને નિરંતર ધર્મકૃત્યનો કરનારો હતો. તે દરરોજ જિનપૂજા કરતો હતો, ભાવપૂર્વક દાન

દેતો હતો અને ગૃહકાર્ય પણ કૃપાયુક્ત ચિત્તે-જયણાપૂર્વક કરતો હતો. અન્યદા માર્ગે જતાં તેને એક કુષ્ઠિ પુરૂષ મળ્યો. તેને જોઇને તેણે તેની દુગંચ્છા કરી તેમજ નિંદા કરી. એકદા પોતાના બહોળા કુટુંબને જોઇને તેના મનમાં મદ આવ્યો કે–' અહો ! મારૂં કુળ કેટલું વિશાળ છે ? ' શાસ્ત્રકાર કહે છે કે-' જે જે વસ્તુનો મદ કરવામાં આવે છે તે તે વસ્તુ આગામીભવે હીન પ્રાપ્ત થાય છે, તેથી વિવેકીજનોએ કોઇપણ બાબતનો ગર્વ કરવો નહીં. ' તે દુગંચ્છાની ને મદની આલોચના-પશ્ચાત્તાપાદિ કર્યા વિના તે વિક્રમ વણિક આ ભવમાં સુંદર શ્રેષ્ઠિનો પુત્ર દુર્ગંધ થયો. કુળનો મદ કરેલ હોવાથી આ ભવમાં કુળનો નાશ થયો અને કુષ્ઠિની નિંદા કરેલી હોવાથી દુઃખી થયો. 'જુઓ ! કુળનો ગર્વ કરવાથી જીવ મરીચીની જેમ નીચ કુળને પામે છે. ' પૂર્વભવમાં જે પુણ્ય કર્યું હતું તેથી અને આ ભવમાં કરેલા પુણ્યકાર્યથી તે બે સ્ત્રીઓ સહિત રાજ્યસંપદા પામ્યો."

આ પ્રમાણે પૂર્વભવ સાંભળીને રાજા જમાઈ સહિત પ્રતિબોધ પામ્યો. પછી તે બંનેએ અનેક પ્રકારે ધર્મારાધન કરીને અંત સમયે અનશન કર્યું. આયુ પૂર્ણ થયે મૃત્યુ પામીને તે બંને દેવ થયા. અને ત્યાંથી ચ્યવી મનુષ્યભવ પામી સંયમ ગ્રહણ કરીને મોક્ષસુખને પામ્યા.

ઇતિ નિંદા ને ગર્વોપરિ દુર્ગંધ કથા.

---

આ પ્રમાણે દુર્ગંધનું દૃષ્ટાંત સાંભળીને અને ધર્મનું ફળ જાણીને ઉત્તમ પુરૂષોએ ધર્મકાર્યમાં ભાવપૂર્વક વિશેષ ઉદ્યમ કરવો. 'સુજ્ઞ પુરૂષોએ અનંત ગુણોના સ્થાનરૂપ જિનેશ્વરોની

ભક્તિ, તેમના કહેલા આગમોમાં આસક્તિ, સદ્દગુરૂની પર્યુપાસનામાં રતિ, પ્રાણીમાત્રમાં મૈત્રી, સુપાત્રદાનમાં મતિ, ગુણ ઉપાર્જન કરવામાં પ્રીતિ, શિષ્ટજનો સાથે સંગતિ, સર્વજીવોની ઉપકૃતિ અને કુકર્મથી વિરતિ સર્વદા કરવી.'

ગુરૂમહારાજના ઉપદેશને પ્રાંતે રાજા ચંદ્રધવળે પૂછ્યું કે-" હે મહારાજ ! ધર્મદત્તના ઉદ્યમથી તેને પ્રાપ્ત થયેલો સુવર્ણ-પુરૂષ મને કેમ મળ્યો ? કયા સત્કર્મથી મળ્યો ? અને ધર્મદત્તને ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં ૧૬ કોટી દ્રવ્યથી વધારેની પ્રાપ્તિ કેમ ન થઈ ? આ બન્ને બાબતના હેતુ જાણવાની મને તીવ્ર ઈચ્છા વર્તે છે તેથી તે જણાવવા કૃપા કરો." આ પ્રમાણેના પ્રશ્નનો ઉત્તર ગુરૂમહારાજ આપે છે તેવામાં એક વાંદરી નજીકના વૃક્ષ ઉપરથી ઉતરીને ગુરૂમહારાજની ફરતી ખુશી થતી થતી ભમવા લાગી અને નાચવા લાગી. તે જોઇને રાજાએ વિસ્મય પામીને ફરીને પૂછ્યું કે-"હે પ્રભો ! પ્રથમના મારા પ્રશ્નનો ઉત્તર આપે આપવાનો છે, ઉપરાંત આ બાબતનો ઉત્તર પણ આપશો કે આ વાંદરી શા કારણથી નાચે કુદે છે ને ખુશી થાય છે? " ગુરૂમહારાજ કહે છે કે-" હે મહાભાગ ! કર્મની ગતિ વિચિત્ર છે. ભવિતવ્યતા વિષમ છે. તેની કથા કહી જાય તેમ નથી. તોપણ કહું છું તે સાંભળો. " આ મર્કટી તેના પૂર્વભવની મારી સ્ત્રી છે. જેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી ધનવતી મારી પુત્રી છે અને આ ધર્મદત્ત મારો જામાતા છે. "

આ વાત સાંભળીને ધનવતી વાનરીને તેમજ ગુરૂમહારાજને પોતાના માતાપિતા તરીકે, જાણીને તેમજ જોઇને ગુરૂ-

મહારાજના પગમાં પડી, અને તેને દુઃખ લાગવાથી તે બહુ રોવા લાગી. ગુરૂમહારાજે રોવાનું કારણ પૂછ્યું, એટલે તે બોલી કે " મારી માતાને વાંદરી થયેલી જોઇને મને બહુ દુઃખ થાય છે. " ગુરૂ બોલ્યા કે–" હે પુત્રી ! સાંભળ. તારા વિવાહ માટે વહાણમાં બેસીને સમુદ્રમાર્ગે જતાં જ્યારે વહાણ ભાંગ્યું ત્યારે મને એક પાટીયું મળી ગયું. તેને આધારે તરતાં નવ દિવસે હું કિનારે નીકળ્યો. આગળ એક નગર જોયું. તે વખતે મને જોઇને એક દ્વીજ બોલ્યો કે–' હે ધનસાર ! આવ, આવ. ' આમ કહીને મને આદરપૂર્વક તે પોતાને ઘરે લઇ ગયો. તેણે મને સારા વસ્ત્રો પહેરવા આપ્યા અને ખાનપાનવડે મારી સારી રીતે ભક્તિ કરી. એટલે મેં પૂછ્યું કે–' આ પ્રમાણે મારી ભક્તિ કરવાનો હેતુ શું છે ? વળી મારૂં નામ તમે ક્યાંથી જાણ્યું ? હું તો તમને ઓળખતો નથી. ' એટલે તે દ્વીજ બોલ્યો કે–" આ શંખપુર નામનું નગર છે. તે નગરમાં રહેનારો હું **જિનશર્મા** નામનો જૈનધર્મી વિપ્ર છું. હું અપુત્ર હોવાથી મેં મારી કુળદેવીને આરાધી. તેણે પ્રગટ થઇને મારી પુત્ર થવાની ઇચ્છા જાણી કહ્યું કે–" તારૂં પૂર્વોપાર્જિત કર્મ બહુ નિકાચીત છે તેથી તને પુત્ર થાય તેમ નથી. સુર અસુર કે મનુષ્ય કોઈપણ તેમાં ફેરફાર કરી શકતું નથી. વળી પોતાનું ઇચ્છિત સર્વ પ્રકારનું સુખ કોને પ્રાપ્ત થાય છે ? જગત સર્વ કર્મને આધીન છે તેથી તું તારી સ્થિતિમાં સંતોષ માન. વજ્ર જેવી દેહવાળા શલાકાપુરૂષોને પણ પોતે બાંધેલા નિકાચીતકર્મ ભોગવવાં પડે છે. "

આ પ્રમાણેનું મારી કુળદેવીનું કથન સાંભળીને મેં તેને

કહ્યું કે-' હે દેવી ! મને કર્મસંબંધી નિશ્ચય હોવાથી મારા ચિત્તમાં સંતોષજ છે, તેમાં મને ભ્રાંતિ નથી, પણ હું કહું છું તે સાંભળો-મારી પછી તમારી અર્ચા-પૂજા કોણ કરશે ? વળી મારી પાસે કેટલીક શ્રેષ્ઠ વિદ્યાઓ છે તે પણ મારી સાથેજ નાશ પામશે. આ વાતનોજ મને વિષાદ છે. તેથી હું પુત્રની યાચના કરૂં છું.' દેવી બોલી કે-' તને અંગજ પુત્ર તો નહીં થાય પણ પાલકપુત્ર ધનસાર નામનો વણિક થશે. તે આજથી છ માસે અહીં આવશે. તે શ્રેષ્ઠિ કમળપુરનો રહેનારો દરીઆમાર્ગે જતાં વહાણ ભાંગવાથી નવ દિવસે અહીં દરીઆ કીનારે નીકળશે તેને તારે ઘરે લઈ આવવો. તે તારી બધી વિદ્યાઓ ગ્રહણ કરશે અને તારી પુત્રીને પરણશે." આ પ્રમાણે કહીને તે દેવી અદૃશ્ય થઈ. ત્યારપછી તેના કહ્યા પ્રમાણે આજે તું મને મળ્યો છું અને તેથીજ હું તારૂં પુત્રવત્ વાત્સલ્ય કરૂં છું."

આ પ્રમાણે કહ્યા પછી તે વિપ્રે મને બધી વિદ્યાઓ આપી અને તેની પુત્રી મને પરણાવી. ત્યારબાદ કેટલેક વર્ષે તે વિપ્ર સ્વર્ગવાસી થયો. હું ત્યા વિપ્રપુત્રી સાથે આનંદથી રહ્યો. તેની સાથે સુખભોગ ભોગવતાં મને એક પુત્ર થયો. તેનું નામ ધનદત્ત પાડયું. તે આઠ વર્ષનો થયો એટલે સર્વ વિદ્યાનો પારગામી થયો. તે ઉમર લાયક થયો એટલે ઘરનો ભાર તેની ઉપર સ્થાપન કરીને મેં સિંહદત્ત નામના ગુરૂની પાસે સ્રીસહિત ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે હું સૂરિપદ પામ્યો. પછી વિચરતો વિચરતો અહીં આવ્યો છું. હે પુત્રી ! તારી માતા જે વહાણ ભાંગવાથી સમુદ્રમાં પડી હતી તે

આર્ત્તધ્યાને મૃત્યુ પામીને ખીલાડી થઇ. ત્યાંથી મૃત્યુ પામીને આ મર્કટી થઈ. તે મને જોઈને ઉહાપોહ કરતાં જાતિસ્મરણ પામી, એટલે તેણે પૂર્વના ભવ દીઠા તેથી મારી ઉપર સ્નેહ આવવાથી તે મારા ફરતી નાચે છે, કુદે છે અને ગેલ કરે છે."

ગુરૂમહારાજની કહેલી આ પ્રમાણેની હકીકત સાંભળીને ક્ષનવતી વાંદરીને ખોળામાં લઇ તેને સ્પર્શ કરતી કરતી રોવા લાગી. તે બોલી કે–' હા માતા ! આ શું થયું ? તમે મનુષ્યણી મટીને વાંદરી થયા ! ' ગુરૂ બોલ્યા કે–' હે વત્સે ! કર્મની ગતિ વિચિત્ર છે. આ ભવસમુદ્ર બહુજ વિષમ છે. આર્ત ને રૌદ્રધ્યાન ધ્યાવાથી પ્રાણી પોતપોતાના કર્મસંયોગે તિર્યંચ ને નરકગતિ પામે છે. " નિરંતર મહા આરંભમાં આસક્ત એવા પારાવાર પાપસમૂહથી વ્યાપ્ત થયેલા, બહુ પંચેંદ્રિય જીવોનો વધ કરનારા, મહા લોભી, અવિચ્છિન્ન રૌદ્રધ્યાનને ધ્યાનારા, શીળ વિનાના, માંસ ભક્ષણ કરનારા એવા જીવો નરક ગતિને પામે છે. " "ઉન્માર્ગની દેશના આપનારા, સન્માર્ગનો નાશ કરનારા, માયાવી, જાતિબળાદિકનો મદ કરનાગ, અંતઃકરણમાં શલ્યવાળા, શઠપણું આચરનારા એવા પ્રાણીઓ તિર્યંચગતિનું આયુષ્ય બાંધે છે." "જેઓ સ્વભાવે પાતળા કષાયવાળા હોય, દાનપ્રિય હોય, સંયમ ને શીળ વિનાના હોય પણ મધ્યમ માર્ગે ચાલનારા સામાન્ય ગુણવાળા હોય તેઓ મનુષ્યગતિનું આયુષ્ય બાંધે છે." "અતિચારરહિત અણુવ્રત ને મહાવ્રતના પાળનારા, બાળતપસ્વી, અકામનિર્જરાના કરનારા, જિનેશ્વરના વંદનપૂજનમાં તત્પર, અને સમ્યગદૃષ્ટિ એવા જીવો અહીંથી દેવગતિમાં જવાનું આયુષ્ય બાંધે છે." "અરિહંત, સિદ્ધ, શ્રુત, આચાર્ય અને સંઘાદિકની ભક્તિના

કરનારા જીવો તેમના આરાધનથી અને શુક્લધ્યાનથી પંચમી ગતિ જે મોક્ષ તેને પ્રાપ્ત કરે છે."

"પ્રાણી આખી વસુધા ઉપર ફરો, પાતાળમાં જાઓ, પર્વતના શિખરપર ચડો, દિશાએ દિશામાં ફરો, એક દ્વીપમાંથી બીજા દ્વીપમાં જાઓ અને સમુદ્રનું ઉલ્લંઘન કરો–ગમે તેટલો પ્રયાસ કરો પરંતુ પાપારંભ કરવાથી કદિ પણ વાંચ્છિતની પ્રાપ્તિ થતી નથી."

ગુરૂમહારાજે આ પ્રમાણે દેશના દીધા પછી નૃપતિએ ફરીને પૂછયું કે–'હે મહારાજ! ધર્મદત્તને સોળ કોટી દ્રવ્યનીજ પ્રાપ્તિ કેમ થઈ ? તેનું કારણ કહો.' ગુરૂમહારાજ કહે તેનું કારણ સાંભળો—

"કલિંગ દેશમાં કનકપુર નગરમાં **લલિતાંગ** નામનો લક્ષ્મીવાન્ શ્રેષ્ઠિ રહેતો હતો. તેને **લક્ષ્મીવતી** નામે સ્ત્રી હતી. તે સ્ત્રી ડાહી, સંતોષી, પ્રિય બોલનારી, પતિના ચિત્તને અનુસરનારી, કાળને ઉચિત વ્યય કરનારી બીજી લક્ષ્મી જેવીજ હતી. ચાતુર્ય, આર્જવ (સરલતા,) શીળ, રૂપ ને લાવણ્યની સંપત્તિ, સુવાકયભાષીપણું અને અલ્પભાષીપણું–આટલા ગુણો જે સ્ત્રીમાં હોય તે તીર્થભૂમિ જેવી ગણાય છે. લલિતાંગ શેઠ પ્રિયાની સાથે સારી રીતે સર્વજ્ઞભાષિત ધર્મનું આરાધન, પૈષધ, દેવપૂજા તેમજ મુનિરાજને દાન દેવું વિગેરે કરતો હતો. તે શેઠ અતિથિસંવિભાગ–મુનિદાન પાંચ અતિચાર સહિત કરતો હતો. કોઈ વખત પ્રાસુક વસ્તુ સચિત્ત ઉપર મૂકી દેતો હતો, કોઇ વખત સચિત્ત વસ્તુથી પ્રાસુક વસ્તુને ઢાંકી દેતો હતો, રૂચિવિના મુનિદાન કરતો હતો, મુનિદાનના સમયનું અતિક્રમણ કરીને મુનિને બોલાવી

દાન દેતો હતો, કોઇ વખત પોતાની છતાં વહોરાવવા યોગ્ય વસ્તુ પારકી છે એમ કહેતો હતો, દાન દઇને અભિમાન કરતો હતો. આ પ્રમાણે શ્રાવકના બારમા વ્રતના પાંચે અતિચારો લગાડતો હતો.

શ્રાવક ધર્મનું સર્વદા આરાધન કરતાં તે શ્રેષ્ઠિનો કેટલોક કાળ વ્યતિક્રમ્યો. અન્યદા કોઈ સાર્થવાહ વ્યાપાર માટે પરદેશ જવાને તૈયાર થયો. તે વખતે લલિતાંગના કોઇ મિત્રે લલિતાંગને કહ્યું કે-' તમે પણ સાથે ચાલો અને શકટ વૃષભાદિ સામગ્રી તૈયાર કરો. ' લલિતાંગે તૈયારી કરવા માંડી. તે તૈયાર થયો તેવામાં સાર્થવાહે પ્રયાણ કર્યું. લલિતાંગ ગાડાઓમાં કરીઆણા ભરીને તેની પાછળ ચાલ્યો. સાર્થની ભેળો થયો. રાત્રિએ કોઈક સારા સ્થાનકે સર્વની સાથે નિવાસ કર્યો. પાછલી રાત્રે લલિતાંગ શેઠ ઉઠીને સંચાર ન જણાય તેવી રીતે પ્રતિક્રમણ કરવા બેઠો. તે નમસ્કાર મંત્રનું સ્મરણ કરે છે તેવામાં સાર્થનો મોટો ભાગ ' ઉઠો ઉઠો, ચાલો ચાલો ' એમ બોલતો ઉતાવળે તૈયાર થયો. તે વખતે લલિતાંગે શકટો જોડતાં અટકાવીને કહ્યું કે-"હજી રાત્રિ બાકી છે, તેથી જરા સ્વસ્થ થાઓ, નીરાંત રાખો. ઉતાવળા ન થાઓ. વળી મારે તો સામાયિક છે તેથી હું પ્રયાણ કરી શકું તેમ નથી. " તે સાંભળી બીજા સાર્થના લોકો બોલ્યા કે-" આગળ કરવાનું મુકામ છેટું છે; તેથી હવે રોકાવાનો વખત નથી. પછી તડકો થવાથી બળદો ક્ષુધાતૃષાથી હેરાન થાય છે. તમારે વિલંબ છે તો અમે આગળ જઈને વિસામો ખાશું ત્યાં તમે આવીને ભેગા થઈ જજો. " આ પ્રમાણે કહીને લલિતાંગે રોકયા છતાં સાર્થ રોકાણો નહીં ને પ્રયાણ કર્યું. લલિતાંગે વિચાર્યું કે-' ભલે તેઓ ગયા તો ગયા. હું સામાયિક પૂર્ણ

થયા પછી પ્રયાણ કરીશ. વળી મારે આ પ્રમાણે ગાડાંમાં કરીઆણા ભરીને વેચવા જવાનું શું પ્રયોજન છે? આ પ્રમાણે વિચારતાં તેણે સામાયિક પૂર્ણ થયું એટલે પાર્યું. અને પછી પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યો. તેવામાં લોકોનો બુંબારવ સાંભળ્યો. તે સાંભળી લલિતાંગે વિચાર્યું કે-' સારૂં થયું કે મેં અંધકારમાં પ્રયાણ કર્યું નહીં.'

આ પ્રમાણે વિચારીને ધીમે ધીમે પ્રયાણ કરે છે તેવામાં પ્રથમ ગયેલા સાર્થના લોકો લુંટાયેલા ને વસ્ત્ર વિનાના થઈ ગયેલા સામા મળ્યા. તેઓ બોલ્યા કે-" તમને ધન્ય છે, તમે પુણ્યવાન છો, તમારૂં પુણ્ય જાગતું છે, અમને રસ્તે જતાં ચોરની ધાડ મળી. તેણે અમને લુંટી લીધા ને આવા વસ્ત્રવિનાના કરી દીધા ને પછી છોડ્યા." લલિતાંગે તે બધાને વસ્ત્રાદિક આપ્યા અને સ્વસ્થ કરીને સ્વસ્થાને પહોચાડ્યા. લલિતાંગ પણ પાછો વળી પોતાને સ્થાને આવ્યો, ત્યાં તેને પ્રથમ ખરીદ કરેલા કરીઆણા વેચતાં બહુ લાભ મળ્યો. પછી તેણે નિયમ કર્યો કે-' હવે પછી મારે આ ભવમાં આ પ્રમાણે શકટમાં કરીઆણા લઈને વેચવા જવું નહીં, ઘરે બેઠા જે લાભ મળે તેટલાથીજ સંતોષ માનવો.' તે દિવસથી તેના ઘરમાં લક્ષ્મીની વૃદ્ધિ થવા માંડી. અનુક્રમે તેને પુત્ર થયો. તેનું લક્ષ્મીચંદ્ર નામ રાખ્યું. તે અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો. તેના વિવાહમહોત્સવ વખતે અનાયાસે કોઈ સાધુઓ વિચરતાં વિચરતાં ત્યાં આવ્યા અને તેમાંથી અમુક સાધુ શેઠને ત્યાં વહોરવા આવ્યા. તે વખતે શેઠ જિનપૂજા કરતા હતા. તેથી શેઠે પૂછ્યું કે-'ઘરમાં કોણ છે?' લક્ષ્મીચંદ્રે કહ્યું કે-' હે પિતાજી! હું છું. કાર્ય હોય તે ફર-

आवो.' शेठ बोल्या के–' हे वत्स ! आवेला मुनिने पूछ के–केटला साधु पधार्या छे ? ' तेणे मुनिने पुछ्युं–' एटले मुनि बोल्या के–'श्री धर्मघोष नामना सूरींद्र पांचशें मुनि साथे विचरतां अहीं पधार्या छे. अमे तेना शिष्यो छीए अने गोचरी माटे नीकळ्या छीए. ' एटले शेठ बोल्या के–' भाग्ययोगे उत्सव प्रसंगे आपणे त्यां मुनिराजनुं आगमन थयुं छे.'. ' पंथथी थाकेला, ग्लान, तपने पारणे, लोच कर्यो होय त्यारे अथवा उत्तरपारणे मुनिराजने दान देवामां आवे तो ते बहु लाभ आपनार थाय छे. ' पछी शेठे लक्ष्मीचंद्रने कह्युं के–' मुनिराजने १६ मोदक वहोराव.' लक्ष्मीचंद्रे ते सांभळीने विचार कर्यो के–'मारा पिता आम केम कहे छे ? मुनिराज मोटी संख्यामां आवेला छे, वळी मारा विवाहप्रसंगने लइने पुष्कळ मोदक करेला छे तो सोळज शा माटे आपवा ? एम परिमितदान देवाथी अपार लाभनी प्राप्ति केम थाय ? माटे मुनिराजने पुष्कळ दान आपुं के जेथी मने महा लाभ थाय.' आम विचारीने घणा हर्षवडे तेणे मुनिराजने संख्या कर्या विना मोदक वहोराव्या. छेवट मुनिए ना पाडी त्यारे अटकयो. पछी मुनिराज गया बाद शेठ पूजा करीने बहार आव्या, एटले तेणे पुत्रने पूछ्युं के–' मारा कह्या प्रमाणे मोदक आप्या ? ' पुत्रे 'हा' कही. ते वखते शेठे तेटलुं परिमित पुण्य बांध्युं, अने पुत्रे अपरिमित मोदक आपवाथी अपरिमित पुण्य बांध्युं.

. पुत्रनो विवाह थया पछी ते पुत्रने घणा पुत्रो थया. पिता पुत्र बंनेए निरतिचारपणे श्रावकधर्म बहु वर्ष सुधी आराध्यो. अंते ते बंने पोतपोतानुं आयुष्य पूर्ण थये मृत्यु

પામીને સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવપણે ઉત્પન્ન થયા.

"સત્ય, ધર્મ, પરાક્રમ, પ્રાણીદયા, પ્રિયભાષણ, ગુરૂ દેવ અને અતિથિનું પૂજન—એ સજ્જન પુરૂષોને સ્વર્ગગમનના માર્ગો છે." સત્યથી, તપથી, ક્ષમાથી, દાનથી, અધ્યયનથી, તેમજ સર્વ જીવોના આશ્રયભૂત થવાથી મનુષ્યો સ્વર્ગગામી થાય છે. મન અને ઇંદ્રિયોના સંયમમાં જેઓ અહર્નિશ રક્ત હોય છે અને શોક ભય તથા ક્રોધ રહિત જેઓ હોય છે તેઓ સ્વર્ગગામી છે એમ સમજવું. આક્રોશ કરનારને તેમજ સ્તવનારને જેઓ સમભાવથી જોનારા છે તેમજ શાંત, દાંત અને જીતાત્મા છે તેઓ સ્વર્ગગામી થાય છે. મન વચન કાયાથી જેઓ અન્ય જીવોને પીડા ઉત્પન્ન કરતા નથી અને શુભ ભાવમાં વર્તે છે તેઓ સ્વર્ગેજ જાય છે."

જૈનશાસનમાં ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક—એમ દેવો ચાર પ્રકારના કહ્યા છે. તેમાં વૈમાનિક દેવો બે પ્રકારના કહ્યા છે, જ્યોતિષ્કો પાંચ પ્રકારના કહ્યા છે, વ્યંતરો આઠ પ્રકારના કહ્યા છે અને ભુવનપતિઓ દશ પ્રકારના કહ્યા છે. વૈમાનિકમાં સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેંદ્ર, બ્રહ્મ, લાંતક, શુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ ને અચ્યુત નામના બાર દેવલોક કહ્યા છે. તેની ઉપર સુદર્શન, સુપ્રબુધ, મનોરમ, સર્વભદ્ર, સુવિશાળ, સુમનસ, સૌમનસ, પ્રીતિક અને આદિમંત— નામના નવ ગ્રૈવેયક કહ્યા છે. તેની ઉપર વિજય, વૈજયંત, જયંત, અપરાજિત ને સર્વાર્થસિદ્ધ એ નામના પાંચ અનુત્તરવિમાનો કહ્યા છે. તેની ઉપર મુક્તિક્ષેત્ર (સિદ્ધશિલા)છે. તે અનંત સુખનું ભાજન છે તેમજ નિશ્ચળ, નિરાબાધ અને જરામરણથી વિરહિત છે.

દેવલોકમાં રાત્રિ દિવસનો વિભાગ નથી, ત્યાં ઉંચા પ્રકારના રત્નોનો સતત્ પ્રકાશ છે અને તે નેત્રને પણ પરમ સુખદાયક છે. ત્યાં વર્ષાઋતુ, ગ્રીષ્મઋતુ કે શીતઋતુ—એવો ઋતુનો ફેરફાર નથી. ત્યાં સુખકારી અને સર્વદા સૌમ્ય સમય પ્રવર્તે છે. સ્વર્ગલોકમાં ઉત્પાત, ભય. સંતાપ, ચૌરાદિકનો ઉપદ્રવ, ક્ષુદ્ર પ્રાણીઓ અને દુર્જનો બીલકુલ સ્વપ્ને પણ હોતા નથી. સ્વર્ગલોકની ભૂમિ ચંદ્રકાંતની શિલાઓથી બાંધેલી, પ્રવાળના દળથી વ્યાપ્ત અને વજ્ર તેમજ ઇંદ્રનીલ મણિઓથી નિર્માણ કરેલી છે. માણિક્યાદિકની કાંતિથી દિશાઓને જેણે વિચિત્ર રંગવાળી બનાવી છે એવી ત્યાં વાવડીઓ છે કે જેમાં સ્વર્ણમય કમળો છે અને રત્નમય સોપાનો ( પગથીઆઓ ) છે. એ દેવલોકના ઇંદ્રો ધ્વજ, ચામર, છત્રાદિ યુક્ત વિમાનમાં બેસીને વનિતાઓ—ઇંદ્રાણીઓ સહિત તેમજ અનેક દેવોથી પરવરેલા સંચાર કરે છે. જ્યાં ઇચ્છા હોય ત્યાં જાય આવે છે. દેવતાઓ ક્રીડાપર્વતના નિકુંજોમાં અને પુષ્પમય શય્યાવાળા ગ્રહોમાં સુંદર દેવાંગનાઓ સાથે આનંદ કરે છે. વળી તે દેવો શૃંગારરસની ભૂમિરૂપ ગીતવાજીત્રાદિમાં રક્ત, કામદેવની પ્રતિમા જેવા, ધીર, સર્વ લક્ષણ લક્ષિત, હાર કુંડળ બાજુબંધ અને મુગટ કુંડળાદિ ભૂષણોથી ભૂષિત, મંદાર ને માલતી વિગેરેની સુગંધી પુષ્પમાળાવાળા, અણિમાદિ સિદ્ધિવાળા અને નિરંતર સુખમાં નિમગ્ન હોય છે. ત્યાં કોઈ દુઃખી કે દીન તો હોતોજ નથી. તેમજ વૃદ્ધ, રોગી, ગુણરહિત, વિકળાંગી, અને શોભાવિનાનો પણ કોઇ દેવ હોતો નથી. દેવો દિવ્ય આકૃતિવાળા, સારા સંસ્થાનવાળા, સાત ધાતુ વિનાના શરીરવાળા, કાંતિના પ્રવાહવડે દિશાઓને પૂરી દેનારા, ચંદ્રમાના બિંબ જેવા, શાંત થયેલા દોષ-

વાળા, શુભઆશયવાળા, અચિંત્ય મહિમાવાળા, સાંસારિક કલેશની પીડાથી રહિત, વધતા ઉત્સાહવાળા, વજ્રજેવી કાયાવાળા, મોટા બળવાળા, નિત્ય ઉત્સવવાળા, પ્રસન્ન ચિત્તવાળા અને રોગરહિત શરીરવાળા એવા સતા શોભે છે. વળી સુખરૂપી અમૃતના સમુદ્રમાંથી નીકળ્યા હોય તેમ તેઓ એકાએક સચ્યામાંથી ઉત્પન્ન થાય છે અને તરતજ નવયૌવનવાળા હોય તેવા દેખાય છે. ઉપજતી વખત ગીતવાજીત્રના શબ્દો સહિત શુભ બોલનારા મંગળપાઠકો જાણે સુખે સુતેલાને જગાડતા હોય તેમ પ્રયત્ન કરતા દેખાય છે. અને દરેક દેવ સ્વયં સચ્યામાંથી બેઠા થાય છે તે વખતે તેની દેવાંગનાઓ વિગેરે એમ કહે છે કે—"હે નાથ! આજે અમે ધન્ય અને કૃતાર્થ થયા છીએ, આજે અમારૂં જીવિત સફળ થયું છે. આજે તમે ઉપજવાવડે આ સ્વર્ગને પવિત્રિત કર્યું છે. હે દેવ! તમે ઘણું જીવો, જયવંતા વર્તો. પ્રસન્ન થાઓ. હે દેવ! તમારો ઉદ્ભવ પુણ્યકારી થયો છે. હવે તમે આ સ્વર્ગલોકનું સંપૂર્ણ સ્વામીત્વ ભોગવો."

તે વખતે નવો ઉપજેલો દેવ કહે છે કે-"મેં અન્યજનોથી દુશ્ચિર્ણ-ન આચરી શકે તેવો મહાન્ તપ કર્યો છે, જીવિતાર્થી જીવોને મેં અભયદાન આપેલ છે, કામદેવરૂપી વૈરીએ વિસ્તારેલું વિષયરૂપી અરણ્ય બાળી દીધું છે, કષાયરૂપ વૃક્ષો છેદી નાખ્યા છે, રાગરૂપી શત્રુને નિયંત્રિત કરેલ છે, અનેક પ્રાણીઓને રાગાદિક અગ્નિની જવાળા શાંત થતી નથી તે જ્વાળાને મેં સદાચરણરૂપી વારીવડે સીંચીને શમાવી દીધી છે-બુઝવી નાખી છે." આ પ્રમાણે કહ્યા પછી તે દેવ દેવસંબંધી સુખભોગમાં લીન થાય છે.

ક્વચિત્ ગીતવડે, ક્વચિત્ નૃત્યવડે, ક્વચિત્ મનોહર નાટકોવડે, ક્વચિત્ દેવાંગનાઓના ક્રીડાશૃંગારના દર્શનવડે અને ક્વચિત્ ક્વચિત્ દશાંગભોગથી ઉત્પન્ન થયેલા સુખવડે લોભાયેલા દેવો કલ્પનામાં પણ ન આવી શકે તેવા સુખવેલવમાં લીન થયેલા રહે છે. ઈચ્છા પ્રમાણે પ્રાપ્ત થનારા સર્વ સુખામૃતમાં લીન થયેલા દેવો નિર્વિઘ્નપણે સુખને ભોગવતા સતા ગયેલા કાળને જાણતા પણ નથી.

આ પ્રમાણેના દેવસુખને ભોગવી ત્યાંથી ચ્યવીને પિતાનો જીવ આ નગરમાં શ્રીપતિ શ્રેષ્ઠિનો પુત્ર **ધર્મદત્ત** થયો. તેણે પૂર્વે મુનિરાજને દાન દેતાં અતિચાર લગાડ્યા હતા તેથી આંતરે આંતરે તેને દુઃખની પ્રાપ્તિ થયેલી છે. અને તેણે સાધુમુનિરાજને શુભ ભાવવડે સોળ મોદક વહોરાવવાનુંજ કીધું હતું તેથી તેને તેના પુણ્યવડે સોળ કોટી દ્રવ્યનીજ પ્રાપ્તિ થઈ છે. પુત્રનો જીવ દેવલોકથી ચ્યવીને હે રાજન્ ! તમે અતુલ પુણ્યના ભાજન થયા છો અને તમે મુનિને પુષ્કળ મોદક (ગણ્યા વિના) વહોરાવ્યા હતા તેથી તમને અક્ષય ઋદ્ધિ આપનાર સ્વર્ણપુરૂષની પ્રાપ્તિ થઇ છે.”

આ પ્રમાણે મુનિરાજનો કહેલો પૂર્વભવ સાંભળીને રાજા વિચારે છે કે-“ જેના હૃદયમાં નિરંતર ધર્મ વસે છે તેને ત્યાંજ લક્ષ્મી પણ વિલાસ કરે છે, પરંતુ સાશ્વત સુખ તો મોક્ષ શિવાય અન્ય સ્થાને નથી અને તે મોક્ષસુખની પ્રાપ્તિ ચારિત્ર સિવાય થઈ શકતી નથી. પ્રાણીને દારિદ્ર ત્યાંસુધીજ રહે છે કે જ્યાં સુધી કલ્પવૃક્ષની પ્રાપ્તિ થતી નથી. કલ્પવૃક્ષ મળ્યા પછી દારિદ્ર

રહેતુંજ નથી; તેમ આ જીવને ભવનો ભય પણ ત્યાંસુધીજ હોય છે કે જ્યાંસુધી તેણે વ્રત ગ્રહણ કરેલ નથી. ઉત્તમ મહાવ્રતો ભવસમુદ્ર તરવા માટે પ્રવહણ સમાન છે, તેમજ સંસારસાગરના કીનારા જેવા અથવા પુલ જેવા છે અને સિદ્ધિરૂપ મહેલમાં ચડવા માટે પગથીઆ (સોપાન) જેવા છે." આ પ્રમાણે વિચારીને રાજાએ ગુરૂમહારાજ પ્રત્યે કહ્યું કે-" હે મહારાજ ! હું ધર્મદત્ત સહિત વ્રત ગ્રહણ કરવા ઇચ્છું છું, પરંતુ હું રાજ્યની બધી વ્યવસ્થા કરીને આવું ત્યાંસુધી મારી ઉપર દયા કરીને આપ અહીંજ રહેવાની કૃપા કરશો." ગુરૂ બોલ્યા કે-' હે રાજન્ ! હું અહીં રોકાઇશ, પણ તમે પ્રમાદ કરશો નહીં.'

પછી રાજા ધર્મદત્ત સહિત શહેરમાં આવ્યો અને મંત્રીઓને એકઠા કરીને કહ્યું કે-' કહો હું રાજ્ય કોને આપું ?' મંત્રીઓ બોલ્યા કે-" હે મહારાજ ! વાંકા થયેલા દૈવે-તે રત્નદોષી હોવાથી તમને પુત્ર આપ્યો નથી. કહ્યું છે કે વિધાતાએ ચંદ્રમાં કલંક, કમળની નાળમાં કાંટા, સમુદ્રનું પાણી ખારૂં, પંડિતોમાં નિર્ધનતા, પ્રીતિવાળા સંબંધીઓનો વિયોગ, રૂપમાં દુર્ભાગીપણું અને ધનવાનમાં કૃપણપણું આપીને રત્નમાત્રને દૂષિત કર્યા છે. તમે એક વર્ષ પર્યંત પુત્રપ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યો પણ પુત્ર થયો નહીં, કારણ કે કર્મ બળવાન છે. હે નરાધિપ ! રાજ્ય જેવાતેવાને આપવું તે યોગ્ય નથી, માટે હાલ તો આપજ રાજ્ય કરો."

મંત્રીઓ આ પ્રમાણે કહીને ગયા પછી રાજા સંધ્યાકાળ થયો ત્યારે શાસનદેવીનું ધ્યાન ધરીને સમાધિપૂર્વક સુતો.

રાત્રીના ચોથા પહોરે રાજાને સ્વપ્ન આવ્યું, તેમાં કોઈ સ્ત્રી અત્યંત રૂપવાન્ દિવ્ય આભરણથી ભૂષિત રાજાને કહેવા લાગી કે–" હે રાજા ! તું શા માટે ચિંતાતુર રહે છે, મેં તારૂં રાજ્ય વીરધવળને આપેલું છે. તે અહીં આવશે અને તારા કંઠમાં સંયમલક્ષ્મીની વરમાળા આરોપણ કરશે. " આ પ્રમાણે કહીને ગઇ એટલે રાજા જાગીને વિચાર કરવા લાગ્યો કે–" મને સ્વપ્નમાં કહેલ વીરધવળ કોણ છે ? તે કયાં છે ? કોનો પુત્ર છે ? આ વાત કેમ સમજી શકાય ? પરંતુ ગુરૂમહારાજ પાસે જઇને પૂછવાથી તેની ખબર પડશે. તેના વિના બીજું કોઇ કહી શકશે નહીં. "

આ પ્રમાણે વિચારીને રાજા પ્રાતઃકાળે ગુરૂમહારાજ પાસે આવ્યા અને વંદન કરીને પૂછયું કે–" હે મહારાજ ! તે વીરધવળ કોણ છે કે જેને દેવીએ મારી રાજ્યધુરાને ધારણ કરવાયોગ્ય કહ્યો છે ?" ગુરૂમહારાજે કહ્યું કે–" હે રાજન્ ! તમે સંયમ લેવા માટે તૈયાર થાઓ. તમારા દીક્ષા લેવાના અવસરે તે અકસ્માત અહીં આવી પહોંચશે, અને તે આવીને સૂર્ય પૂર્વ દિશાને શોભાવે તેમ તમારો દીક્ષામહોત્સવ સુશોભિત બનાવશે. "

આ પ્રમાણે સાંભળીને રાજા રાજમહેલમાં આવ્યો અને દીક્ષાને લગતી તૈયારી કરવા માંડી. પોતાના રાજભંડારમાંથી સાત ક્ષેત્રમાં દ્રવ્ય વાપરવા માંડ્યું, અને દીન, અનાથ તથા દરિદ્રીઓને પુષ્કળ દ્રવ્ય આપ્યું તેમજ અપાવ્યું. કહ્યું છે કે–' દાનવીર પુરૂષો દાન આપતી વખત પાત્રાપાત્રની વિચારણા કરતા નથી. કમળ રાજહંસને તેમજ ભમરને સરખોજ રસ આપે છે. ' એક સજ્જન

પોતાના મિત્રને કહે છે કે-" જો આ ધન તમને બહુજ વહાલ હોય અને તમે તેને તજવા નજ ઇચ્છતા હો તો હું તમને મિત્રપણાથી યોગ્ય માર્ગ બતાવું તેમ શીઘ્ર કરો. તમે તે દ્રવ્ય ભક્તિ અને સત્કારપૂર્વક ગુણવંત એવા પાત્રને બોલાવીને આપવા માંડો કે જેથી સારી રીતે રક્ષણ કરાયેલું તે દ્રવ્ય તમને આગામી ભવમાં જ્યાં ઇચ્છશો ત્યાં સારી રીતે મળી શકશે."

અહીં રાજા જિનપ્રાસાદ ને જિનપ્રતિમાના રક્ષણમાં, દાનશાળાઓમાં અને અમારી પળાવવામાં જેમ અશાઢ માસમાં વર્ષા પુષ્કળ જળ આપે તેમ પુષ્કળ દ્રવ્ય આપવા લાગ્યો. ધર્મદત્ત પણ ધનવતીથી થયેલા ધર્મસિંહ નામના પુત્રની ઉપર ગૃહભારનું આરોપણ કરીને રાજાની સાથે પ્રિયાસહિત ચારિત્ર લેવા તૈયાર થયો. પછી સારે દિવસે મહોત્સવ સહિત મોટા સમુદાય યુક્ત રાજા ગુરૂમહારાજ પાસે આવ્યા. ધર્મદત્ત પણ સાથે આવ્યો.

રાજાએ ગુરૂમહારાજ પાસે ચારિત્રની યાચના કરી એટલે લોકો બોલવા લાગ્યા કે-" રાજા ચારિત્ર લેવા તૈયાર થયા છે પણ આ રાજ્ય કોને સોંપે છે ? રાજ્યનો રક્ષક તો કોઇ હજુ સુધી આવેલ જણાતો નથી." આમ વાતો કરે છે તેવામાં પૂર્વ દિશા તરફથી દિવ્ય વાજીત્રોનો નાદ સંભળાયો. લોકો તે તરફ જોવા લાગ્યા, તેવામાં તો શ્વેત હાથી ઉપર બેઠેલો, પ્રૌઢ છત્રવડે શોભતો, બને બાજુ ઉજ્વળ ચામરથી વીંજાતો, દેવદુંદુભી વિગેરે વાજીત્રો તથા ગીત નૃત્ય સહિત, દિવ્ય રૂપને ધારણ કરનારો અને દેવોથી સેવાતો એક મનુષ્ય ત્યાં આવ્યો અને તે અકસ્માત હાથી ઉપરથી ઉતરીને ગુરૂમહારાજ પાસે આવ્યો. ગુરૂ મહારા-

જને ત્રણ પ્રદક્ષિણા દઇને વિધિપૂર્વક વંદના કરી ગુરૂ પાસે બેઠો, એટલે ગુરૂમહારાજે ચંદ્રધવળ રાજાને કહ્યું કે–' મેં કહ્યું હતું તે આ વીરધવળ આવેલ છે.' એટલે રાજાએ પૂછયું કે–' હે સ્વામી ! એ કોણ છે ? ને કયાંથી આવે છે ?' ગુરૂમહારાજ કહે " હું એનું વૃત્તાંત કહું તે સાંભળોઃ—

સિંધુ દેશમાં **વીરપુર** નામનું નગર છે. ત્યાં **સિંહશિખ** નામનો રાજા રાજ્ય કરે છે. તે રાજાને પ્રેમરસયુક્ત પદ્મિની જેવી **પ્રેમવતી** નામની રાણી છે. તેમનો આ **વીરધવળ** નામનો પુત્ર છે. તે વીરધવળ બાલ્યાવસ્થામાં કુસંગતિના કારણથી મૃગયાસક્ત થયો. એકદા તેણે એક સગર્ભા હરણીને બાણવડે હણી. તેનો ગર્ભ છુટો પડી ગયો અને તરફડવા લાગ્યો. તે બાળકની એવી સ્થિતિ જોઇને તેને દયા ઉત્પન્ન થઇ. તેથી તે વિચારવા લાગ્યો કે–' મને આવા બાળહત્યારૂપ નિંદનીય કાર્ય કરનારને ધિક્કાર છે ! કહ્યું છે કે આવું પુરૂષાતન રસાતળમાં જાઓ અને આ ખરેખરી કુનીતિ છે કે જેમાં નિર્દોષ અને અશરણ એવા દુર્બળ જીવો બળવાનથી હણાય છે. હા ઇતિ ખેદે ! આ જગત અરાજક ( રાજા વિનાનું ) થયેલું છે ' આ પ્રમાણે પોતાની નિંદા કરતા એવા તેણે સર્વદાને માટે જીવઘાતનો નિયમ કર્યો અને શીકારનો ત્યાગ કરી દયાળુ થઇને ઘરે આવ્યો.

અન્યદા નગરલોકોએ આવીને સિંહશિખ રાજાને વિનંતિ કરી કે–" હે સ્વામિન્ ! આપણું નગર આખું ચોરોએ લુંટાય છે, માટે તેનાથી અમારૂં રક્ષણ કરો.' તે સાંભળીને રાજાએ કોટવાળને પૂછયું કે–'શું તમે આપણા નગરનું રક્ષણ કરતાં નથી ?'

કોટવાળે કહ્યું કે-'હે સ્વામીન્! તે ચોર પકડી શકાતો નથી.' એટલે રાજાએ પ્રજાજનને કહ્યું કે-' આજે હું તે ચોરને પકડીશ.' પ્રજાજનો આવો ઉત્તર મળવાથી રાજી થઇને સ્વસ્થાને ગયા. રાજાએ સાંજે બધે ચોકીદારો મૂકી દીધા અને રાજાના આદેશથી વીરધવળકુમાર લશ્કર સાથે શહેરમાં ફરવા લાગ્યો. કેટલાક સુભટો પ્રચ્છન્નપણે બધે સ્થાનકે ફરવા લાગ્યા. એમ કેટલીક રાત્રી જતાં કોઈ સુભટોએ ચોરને પકડ્યો અને તેને વીરધવળ કુમાર પાસે દઢ બંધનવડે બાંધીને લઈ આવ્યા. ' ચૌર્યરૂપી પાપવૃક્ષનું આ વધબંધન તો ઈહલૌકિક ફળ છે, પરલોકમાં તો તેથી નરકાદિ દુર્ગતિની પ્રાપ્તિ થાય છે.' કુમારે તે ચોરને જોઇને વિચાર્યું કે-" આને જો રાજા પાસે રજુ કરવામાં આવશે તો તે જરૂર એને હણાવી નાખશે, અને તેનો કારણિક હું થઈશ. મને પંચેંદ્રિય જીવના વધનું પાપ લાગશે.' આમ વિચારીને કુમારે તે ચોરને કહ્યું કે-' હું તને અત્યારે છોડી મૂકું પણ આજ પછી તારે કદી પણ ચોરી કરવી નહીં એમ કબુલ કર.' ચોરે તે પ્રમાણે કબુલ કર્યું એટલે કુમારે તેને છોડી મૂક્યો. ચોર પણ ત્યાંથી દૂર જતો રહ્યો. કુમારે 'આ વાત રાજાને કરવી નહીં' એમ બધા સુભટોને કહ્યું. પ્રભાતે રાજાએ સુભટોને પૂછ્યું કે-' કેમ કાલે ચોર ન મળ્યો ?' એટલે સુભટોએ કહ્યું કેઃ-' હા સાહેબ ! ન મળ્યો.' એટલે રાજા વિલખો થયો. પછી તે દિવસ રાત્રે રાજા પોતે પ્રચ્છન્નપણે નગરમાં ફરવા નીકળ્યો. તેમાં કોઇએ કુમારે ચોરને છોડી દીધાની વાત કરી દીધી. રાજાએ સવારે કુમારને રાજસભામાં બોલાવી તેનાપર કોપાયમાન થઇને દેશનીકાલ કર્યો.

વીરધવળ ત્યાંથી નીકળી ફરતો ફરતો ભદ્દિલપુરે આવ્યો. ક્ષુધાથી પીડિત થયેલો તે રાંકની જેમ નગરમાં ભિક્ષાર્થે ફરવા લાગ્યો. " પાપના ઉદયથી વિધિ અવળો થાય ત્યારે મનુષ્યને શું શું કરવું પડતું નથી ? જેના ચરણકમળની પર્યુપાસના લક્ષ્મી અવિચ્છિન્નપણે કરતી હોય છે, તેવો પુરૂષ પણ પાપનો ઉદય થવાથી માત્ર કંબળને ધારણ કરનારો થાય છે, તેથી ખાત્રી થાય છે કેઃ–વિધિ સર્વ કરતાં બળવાન છે. " ભિક્ષાર્થે ભમતાં વીરધવળને પર્વણીનો દિવસ હોવાથી કોઇને ત્યાંથી સાથવો મળ્યો. તે લઇને વીરધવળ નગરની બહાર સરોવર પાસે આવ્યો. અને સરોવરમાંથી પાણી લઇ ગોળસહિત સાથવાને પાણીથી પલાળ્યો, પછી વિચારવા લાગ્યો કે–' અત્યારે જો કોઇ પાત્ર મળી જાય તો તેને આમાંથી દાન આપીને પછી હું ખાઉં. ' તે આમ વિચારે છે તેવામાં તેના ભાગ્યોદયથી કોઇ માસોપવાસી મુનિ ત્યાં પધાર્યા. તેમને જોઇને તે વિચારવા લાગ્યો કે–" અહો ! અત્યારે મારૂં સુકૃત વૃક્ષ ફળ્યું. સંસારસમુદ્રમાં મને પ્રવહણ મળી ગયું. ચિંતામણિ રત્ન મને હસ્તગત થયું કે જેથી આવા તપસ્વી મુનિરાજનો યોગ પ્રાપ્ત થયો. " આ પ્રમાણે વિચારીને તેણે બહુમાનપૂર્વક અચિત્ત એવો સાથવાનો પિંડ તે મુનિને વહોરાવ્યો. મુનિ ત્યાંથી અન્યત્ર ગયા એટલે વીરધવળે બાકીના સાથવાથી પોતાની ક્ષુધાનું નિવારણ કર્યું. પછી તે પોતાના આત્માને ધન્ય માનતો સતો સદ્વિચાર કરે છે, તેવામાં જેણે તમને સ્વપ્ન આપ્યું હતું તે શાસનદેવતા ત્યાં આવી અને પ્રગટ થઇને બોલી કે–' હે વીરધવળ ! તું ધન્ય છે, ભાગ્યવાન્ છે, મેં તને ચંદ્રધવળનું રાજ્ય આપ્યું છે. ' આ પ્રમાણે કહીને તે દેવી તેને અહીં લઇ આવી. તો હવે તેને રાજ્ય આપીને તમે ચારિત્ર ગ્રહણ કરો."

આ પ્રમાણેની વીરધવળની હકીકત સાંભળીને ચંદ્રધવળ રાજાએ તેને રાજ્ય આપ્યું. એટલે તેણે ચંદ્રધવળ રાજાનો દીક્ષા-મહોત્સવ બહુ શ્રેષ્ઠ રીતે કર્યો. ચંદ્રધવળે તથા સ્ત્રી સહિત ધર્મદત્તે ગુરૂમહારાજ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. ગુરૂમહારાજે તેમને ઘટિત શિખામણ આપી. પછી પુણ્યથી રાજ્ય પામેલા વીરધવળને ધર્મશિક્ષા આ પ્રમાણે આપી કે—" હે વીરધવળ! આ બધો ધર્મનો પ્રભાવ જાણજે. વળી સાંભળ–ધર્મ જેનો પિતા છે, ક્ષમા માતા છે, મનઃસંયમ ભ્રાતા છે, સત્ય પુત્ર છે, દયા બહેન છે, નીરાગતા સ્ત્રી છે, ભૂમિતળ શય્યા છે, દિશારૂપી વસ્ત્રો છે અને જ્ઞાનામૃતનું ભોજન છે. આવું પાપરહિત જેનું કુટુંબ છે તેને હે સખે! શું કષ્ટ છે? કષ્ટ છેજ નહીં. વળી ધર્મથી રાજ્ય પામી શકાય છે, ધર્મથી સુખ પામી શકાય છે અને ધર્મથી સિદ્ધિમાત્રની પ્રાપ્તિ થાય છે, તેથી હે ભવ્યો! તમે ધર્મને આચરો."

હવે પેલી મર્કટી પણ તે વખતે ગુરૂને જોઈને અને ધનવતીએ વ્રત અંગીકાર કર્યું તે જોઈને જાતિસ્મરણ પામી અને ગુરૂમહારાજના વાક્યથી બોધ પણ પામી. તે બાકીના આયુષ્યમાં ધર્મનું આરાધન કરીને સૌધર્મ દેવલોકમાં દેવી થઈ અને તે ગુરૂમહારાજ વિગેરેનું સાંનિધ્ય કરનારી થઈ પડી.

નવીન શિષ્યોની સાથે ગુરૂમહારાજે ત્યાંથી વિહાર કર્યો. ચંદ્રધવળ રાજર્ષિ અનુક્રમે સર્વ સિદ્ધાંતના પારગામી થયા. અનુક્રમે તેઓ સૂરિપદ પામ્યા અને ઘાતિકર્મ ખપાવીને કેવળી થયા. પછી ધર્મદત્ત મુનિની સાથે વિચરતા અનેક ભવ્યજીવોને પ્રતિબોધ આપવા લાગ્યા.

અહીં વીરધવળે નગરમાં પ્રવેશ કર્યો. તેનો સચિવ વિગેરેએ શુભ મુહૂર્તે રાજ્યાભિષેક મહોત્સવ કર્યો. તેની હકીકત તેના પિતાએ સાંભળી, એટલે તેણે પોતાનું રાજ્ય પણ તેને આપ્યું. વીરધવળ બંને રાજ્યનો અધિપતિ થયો. ચંદ્રધવળ કેવળી વિહાર કરતાં કરતાં અન્યદા ચંદ્રપુરી પધાર્યા. વીરધવળ તે હકીકત સાંભળીને મોટી ધામધુમ સાથે વંદન કરવા આવ્યો. ગુરૂમહારાજને વિધિપૂર્વક વંદન કરીને તે દેશના શ્રવણ કરવા બેઠો એટલે ગુરૂમહારાજે પાપનો નાશ કરનારી ધર્મદેશના આપી.

"હે ભવ્યો ! દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખે–દુર્ગતિમાં પડવા ન દે તેને ધર્મ કહીએ. તે ધર્મ ચતુર્ગતિરૂપ સંસારના વિસ્તારને હરનાર દાન વિગેરે ચાર પ્રકારનો છે. તેમાં પ્રથમ દાનધર્મ માટે કહે ભાગ્યોદય આ લોકમાં જે જે ઇષ્ટ વસ્તુઓ છે તે ભાવપૂર્વક ગ્રહણ કરીને તે વિચારવી. એ પ્રકારે થોડું પણ સુકૃત કર્યું હોય છે વૃક્ષ ફળસું. સંસારસમુદ્રથી. ફળ આપેજ છે. આ પ્રસંગ ઉપર હું એ રત્ન મને હસ્તગત થયું કે ! સાંભળો:–

પુત્રીની જન્મપત્રિકા બતાવી. તેણે જન્મપત્રિકા જોઇ માથું ધુણાવીને કહ્યું કે–' હે બંધુ ! આ તમારી બન્ને પુત્રી ભિલ્લની વલ્લભા થશે. ' તે સાંભળીને દેવશર્મા ખેદ કરવા લાગ્યો કે–' અરે આ કુલિન બ્રાહ્મણને ત્યાં જન્મીને શું ભિલ્લની સ્ત્રી થશે ? '. ત્યારપછી તે વિપ્રે તે પુત્રીઓ માટે ઘણો પ્રયાસ કર્યો પણ તેને કોઇ પતિ મળી શકયો નહીં. કહ્યું છે કે–" પાતાળમાં પ્રવેશ કરો, સુરેંદ્રલોકમાં જઈને રહો, ક્ષિતિધરના અધિપતિ મેરૂના શિખરપર આરોહણ કરો, મંત્ર ઔષધ અને શસ્ત્રાદિકવડે રક્ષણ કરો, પરંતુ જે ભાવી બનવાનું હોય છે તે બનેજ છે. તેમાં વિચાર ચાલી શકતો નથી. "

અન્યદા તેના પિતાએ તેના મામાની સાથે તે બન્ને પુત્રીને તેને મોશાળ રવાને કરી. સારો દિવસ જોઇને પ્રયાણ કરતાં તેમને માર્ગમાં ભિલ્લની ધાડ મળી. તેમણે આ બન્ને પુત્રીઓને પકડી લીધી અને પલ્લીપતિ પાસે લઈ જઇને અર્પણ કરી. તે તેની પ્રિયાઓ થઈ, પણ તેમણે વિપ્રનો ધર્મ છોડ્યો નહીં. અન્યદા ફળાહારનો દિવસ આવવાથી તે બન્ને સરોવરે જઇ સ્નાન કરી તેને કીનારે બેઠી. તેમાંથી એક વિપ્રપુત્રીએ સહકારના ફળ નિર્બીજ કરીને તૈયાર કર્યાં, બીજીએ કેળના ફળ છાલ કાઢીને તૈયાર કર્યાં અને ખાવા તૈયાર થઇ. તે વખતે તે બન્ને વિચારવા લાગી કે–' આપણો જન્મ બધો નિરર્થક ગયો, બ્રાહ્મણના કુળમાં જન્મ્યા છતાં ભિલ્લની સ્ત્રીઓ થઇ. હવે અત્યારે જો કોઇ ઉત્તમ ભિક્ષુ અહીં પધારે અને આ ફળાહાર ગ્રહણ કરીને આપણાપર અનુગ્રહ કરે તો આપણે કાંઇક ભાગ્યશાળી થઇએ. ' આમ વિચારે છે તેવામાં તેના ભાગ્યયોગથી ત્યાં માસોપવાસી ધર્મદત્ત

નામના મુનિમહારાજા અકસ્માત આવી ચડ્યા. એટલે તે બન્નેએ બહુજ પ્રસન્ન ચિત્તે તેમને તૈયાર કરેલ અચિત્ત ફળો વહોરાવ્યાં. મુનિએ પણ તેનું કુળાદિક પૂછી તે ગ્રહણ કર્યા. મુનિના ગયા પછી તે બન્નેએ ફળાહાર કર્યો અને ઘરે આવી. પરંતુ બહુ વખત સુધી મુનિદાનની અનુમોદના કર્યા કરી.

અનુક્રમે ત્યાંથી સમાધિવડે મરણ પામીને તે બન્ને પ્રતિષ્ઠાન-પુરમાં **પદ્મ** નામના રાજાની **પદ્માવતી** નામની રાણીની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થઇ. તેના જન્મ વખતે રાજાએ સારો મહોત્સવ કર્યો અને તે બન્નેના **કમળાવતી** અને **લીલાવતી** નામ પાડ્યાં. વય વધતાં તે બન્નેએ અનેક પ્રકારની કળાઓનો સારી રીતે અભ્યાસ કર્યો. અનુક્રમે યૌવનવય પામતાં અનેક મનુષ્યના મનને હરનારી થઇ. તે બન્નેનું ભાગ્ય અને રૂપાદિક અદ્ભુત જોઇને તેમજ બીજા અનેક ગુણોનો સંચય નિહાળીને તેના પિતા રાજાએ સ્વયંવર રચ્યો. તેમાં અનેક રાજકુમારો આવ્યા. પરિણામે તે બન્ને પદ્મપુરના રાજા સિંહ નરેશ્વરને વરી. બીજા રાજાઓ પોત-પોતાને સ્થાને ગયા. પદ્મરાજાએ સારી રીતે લગ્નોત્સવ કર્યો. પછી તે બન્નેને લઇને સિંહ રાજા પોતાના નગરમાં આવ્યો.

અન્યદા તે બંને ગોખમાં બેઠી છે તેવામાં એક કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલા મુનિરાજને તેમણે જોયા. તે ઉપરથી ઉહાપોહ કરતાં તે બન્નેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેમણે પોતાનો પૂર્વભવ દીઠો. તે ઉપરથી તેમને નિશ્ચય થયો કે-' અમે જે મુનિરાજને ફળનું દાન આપ્યુ હતું તેજ આ મુનીશ્વર છે અને અમારા ભાગ્યયોગથી અહીં પધાર્યા છે, તેમજ અમારી દૃષ્ટિએ

પડ્યા છે.' પછી તે બન્ને રથારૂઢ થઇને પરિવાર સહિત તે મુનિને વંદન કરવા માટે વનમાં ગઈ અને તે મુનિરાજને વંદના કરી. મુનિરાજે ઘૃત, ઇક્ષુરસ, દુધ, મોદક અને બીજાં અચિત્ત કરેલાં ફળો વિગેરેના દાનનો મહિમા યાવત્ તીર્થંકરનામ કર્મ ઉપાર્જન કરવા સુધીનો કહ્યો. ત્યારબાદ તે બન્નેએ કેવળી ભગવંતને પૂછયું કે–' હે સ્વામી ! પૂર્વભવે અમે બ્રાહ્મણને ત્યાં જન્મ્યા છતાં ભિલ્લની સ્ત્રીઓ કયા કર્મના ઉદયથી થઇ? એવું દુષ્કૃત પૂર્વે અમે શું કર્યું હતું ?' એટલે કેવળી બોલ્યા કેઃ—

"પૂર્વે વિશાળા નામે એક શ્રેષ્ટ નગરી હતી. તેમાં **દત્ત** નામનો શ્રેષ્ટી બીજો ધનદ હોય તેવો દ્રવ્યવાન્ રહેતો હતો. તેને પ્રશસ્ત ગુણવાળી **લક્ષ્મીવતી** નામની પ્રિયા હતી. તેની કુક્ષિથી **હેમમાળા** ને **રત્નમાળા** નામની બે પુત્રીઓ થઇ. વિવાહને અવસરે તે બન્ને કેટલીક સખીઓના પરિવારથી પરવરીને કામદેવ નામના યક્ષનું પૂજન કરવા માટે વનમાં ગઇ. તે યક્ષના ભુવનમાં એક મુનિ કાયોત્સર્ગમાં સ્થિત થયેલા હતા. તેને જોઇને સખીઓ બોલી કે–' હે સખી ! જો આ સાક્ષાત્ મુર્ત્તિમાન્ પુણ્ય એવા અદ્ભુત મુનિરાજ અહીં કાયોત્સર્ગ ધ્યાને રહેલા છે.' તેમને જોઇને તે બન્ને પોતે સારા શૃંગારાદિવડે યુક્ત હોવાથી તેના મદમાં આવીને બોલી કે–'અહો ! આની મલિનતા કેવી છે ? મુર્ત્તિમાન્ ભિલ્લ હોય એવા દેખાય છે.' આ પ્રમાણે પરસ્પર વાર્તાલાપ કરી યક્ષને પૂજીને તે બન્ને ઘરે આવી. ત્યાંથી મરણ પામીને કાંઇક દાનાદિ ધર્મના ફળથી તે બન્ને વિપ્રની પુત્રીઓ થઇ. તે ભવમાં મુનિરાજની નિંદાના પ્રભાવથી તમે બન્ને ભિલ્લની પત્નીઓ થઈ અને આ ભવમાં મુનિદાનના પ્રભાવથી રાજપત્નીઓ થઇ."

. આ પ્રમાણે પોતાનો પૂર્વભવ તેમજ ધર્મદેશના સાંભળીને ધર્મ અંગીકાર કરી તે બન્ને પોતાને સ્થાનકે આવી અને રાજાની સાથે પ્રીતિપરાયણપણે સુખભોગ ભોગવવા લાગી.

તે બન્નેએ બે જિનપ્રાસાદ ઉત્તમ જિનબિંબોથી વિભૂષિત કર્યા. અને તે પ્રભુની સમિપે સુવર્ણમય આમ્ર અને કેળના વૃક્ષો બનાવ્યા. તે વૃક્ષો જોઇને બન્ને વિચારે છે કે-' આ બન્ને વૃક્ષના ફળના દાનવડે અમે આવી અદ્દભુત રાજ્યઋદ્ધિ પામ્યા છીએ.' આમ વિચારતી તે હર્ષ પામે છે. અંતે તે બન્ને તેજ જિનપ્રાસાદમાં જઇ અનશન ગ્રહણ કરી જિનભક્તિની પ્રાપ્તિ થવાનું નિયાણું કરી મરણ પામી અને સોળ વિદ્યાદેવીઓ પૈકી આઠમી ને નવમી **ગૌરી** ને **ગાંધારી** નામની દેવીઓ થઇ. દાનપુણ્યના પ્રભાવથી જિનશાસનની સાંનિધ્ય કરનારી, વાંચ્છિત આપનારી અને મહા વીર્યવાળી થઇ પર્વતોમાં જેમ મેરૂ અને દેવોમાં જેમ ઇદ્ર તેમ સર્વ ધર્મોમાં દાનધર્મ ઉત્તમ છે."

આ પ્રમાણે ધર્મોપદેશ સાંભળીને વીરધવળ રાજા સ્વસ્થાને ગયો, પછી નવા રાજ્ય ઉપર પોતાના પુત્રનું સ્થાપન કરીને પોતે ચીરકાળ પર્યંત પોતાના પિતાના રાજ્યનું પરિપાલન કર્યું.

ચંદ્રધવળ રાજર્ષિ ઘણા વર્ષો પર્યંત કેવળીપર્યાય પાળી પૃથ્વીપર વિચરીને પ્રાંતે ધર્મદત્ત સહિત મોક્ષસુખનું ભાજન થયા.

" હે ભવ્યજીવો ! ધર્મરૂપી કલ્પવૃક્ષની આ દાનધર્મરૂપ એક શાખા કહી છે. સુપાત્ર દાનના યોગથી અનેક જીવો મોક્ષે ગયા છે, જાય છે અને જશે. શ્રી ઋષભદેવ જિનેશ્વરને પૂર્વે

ધન સાર્થવાહના ભવમાં મુનિદાન આપ્યું હતું તેથી, શ્રેયાંસે તેજ ભવમાં ઋષભદેવને આપેલા દાનથી, બીજા મૂળદેવ વિગેરે તેમજ ચક્રવર્તી વિગેરે, શુભગુણવાળા કૃતપુણ્ય (કયવન્ના શેઠ), ધનો અને પુણ્યવાન શાળિભદ્ર-આ સર્વે ઉત્તમ પાત્રદાન આપવાવડે જગતમાં અતિ ઉત્તમ થયા છે. મોક્ષપ્રાપ્તિ માટે જીવે પોતાનું ધન સુપાત્રમાં આપવું. તથા અરિહંતના બિંબ, તેમના પ્રાસાદ, પુસ્તક (જ્ઞાન), ચાર પ્રકારનો સંઘ-આ સાત ક્ષેત્રમાં વાપરવું. દીનજનોનો ઉદ્ધાર કરવો, પુણ્યની શાળારૂપ સાધારણ ખાતામાં આપવું તથા પ્રાણીઓને અનુકંપાવડે અભયદાન આપવું-ઈત્યાદિ કાર્યમાં ગૃહસ્થોએ યથાશક્તિ દ્રવ્યનો વ્યય કરવો. દાનધર્મથી વિશાળ લક્ષ્મી, શ્રેષ્ઠ ને અતુલ સુખ, નિર્મળ કીર્તિ, ઉચ્ચ પ્રકારનું ઔદાર્ય, ધૈર્ય, દીર્ઘ આયુ, નિરોગી અને રૂપલાવણ્યયુક્ત શરીર, સૌભાગ્ય, ઉગ્ર વીર્ય, ત્રિભુવનપ્રભુતા (તીર્થંકરત્વ), ઇંદ્રપણું, ચક્રવર્તીપણું, વિજ્ઞાન, ઉચ્ચ જાતિ, શ્રેષ્ઠ કુળ અને ધર્મકાર્યની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સુપાત્રમાં આપેલું દાન પુણ્યબંધનું કારણ થાય છે, બીજાઓને આપેલું દાન ઉચ્ચ પ્રકારની દયા સૂચવે છે, સેવકને આપેલું દાન ભક્તિ કરાવે છે, નરપતિને આપેલું દાન (ધરેલું દ્રવ્ય) સન્માન અપાવે છે, મિત્રને આપેલું પ્રીતિ ઉત્પન્ન કરે છે, રિપુને આપેલું વૈરને દૂર કરાવે છે, ભાટચારણાદિને આપેલું યશવાદ કરાવે છે, કોઈપણ સ્થાને આપેલું દાન-વાપરેલું દ્રવ્ય નિષ્ફળ તો થતુંજ નથી. ગૃહસ્થો સર્વથા પ્રકારે શીલ પાળી શકતા નથી, તીવ્ર તપ તપી શકતા નથી, નિરંતર આર્ત્તધ્યાનમાં નિમગ્ન રહેતા હોવાથી તેનામાં શુભ ભાવની તો કલ્પનાજ કયાંથી હોય? તેથી મેં બહુ નિપુણતાથી

વિચાર કરીને નિર્ણય કર્યો છે કે 'ભવ્યોને આ સંસારસમુદ્ર તરવા માટે દાનધર્મ સિવાય બીજું કોઈ પણ દૃઢ આલંબન નથી.' મહાનંદપદને આપનાર, સુખસમૃદ્ધિને વિસ્તારનાર અને અનેક ભવ્ય જીવોએ સેવેલ એવી દાનધર્મ રૂપ શાખા હે ભવ્ય જીવો! તમને કલ્યાણને માટે થાઓ.

ઇતિ શ્રી જીનપરમાત્માની દેશનામાં ધર્મકલ્પદ્રુમની
ચાર શાખાઓ પૈકી દાનશાખા ઉપર ધર્મદત્ત
ની કથા સહિત ચંદ્રયશા રાજાની કથા
અને ત્રીજો પલ્લવ સમાપ્ત.





# અથ ચતુર્થ પલ્લવ.



ક્ષા અલ્પાયુ છે, ગિરીશ (શીવ) વિષયલુબ્ધ છે, શ્રીપતિ ( કૃષ્ણ ) ગર્ભવાસી છે, ચંદ્ર ક્ષીણ થનારો છે, સૂર્ય પ્રતાપી છતા પરિભ્રમણશીલ છે, શેષનાગ અભિમાની છે, કામદેવ કાયાવિનાનો છે, અનિલ (પવન) ચપળ છે, વિશ્વકર્મા દરિદ્રી છે, શક્રાદિ અનેક પ્રકારના દુઃખવાળા છે, તેથી સર્વ દુઃખ વિનિર્મુક્ત, સુભગ અને અનંતા સુખના નિધાન એવા શ્રી જિનેંદ્રો તમને પવિત્ર કરો." મણિઓમાં ચિંતામણિ જેવો, હસ્તિઓમાં ઐરાવણ હસ્તિ જેવો, ગ્રહોમાં ચંદ્રમા જેવો, નદીઓમાં સુરનદી (ગંગા) જેવો, પર્વતોમાં મેરૂ જેવો, વૃક્ષોમાં કલ્પવૃક્ષ જેવો, દેવોમાં ઇદ્ર જેવો, મનુષ્યોમાં ચક્રવર્તી જેવો જૈન ધર્મ ઉત્તમપણામાં સર્વ ધર્મ કરતાં ઉત્તમ છે. "

નંદિવર્ધન રાજા હર્ષ પામીને વીર પરમાત્માને કહે છે કે-" હે પ્રભુ ! આપના પ્રસાદથી દાનધર્મનું ફળ તો સાંભળ્યું, હવે શીલધર્મનું મહાત્મ્ય સાંભળવાને ઉત્સુક છું, માટે તે કહેવા કૃપા કરો. તમારૂં દેશનારૂપી અમૃત પીને શું બુદ્ધિમાનો તૃપ્ત થાય છે ? નથી થતા." આ પ્રમાણેની નંદિવર્ધનની પ્રાર્થનાથી

શ્રી વીરજિનેશ્વરે 'શીળધર્મ' સંબંધી વ્યાખ્યાનનો આરંભ કર્યો. શીળ કોઈ ન હરી શકે એવું ભૂષણ છે, શીળ મોક્ષ-લક્ષ્મીની પ્રાપ્તિનું મૂળ છે, શીળધર્મથી રક્ષણ કરાયેલો મનુષ્ય કોઈથી પરાભવ પામતો નથી, કેમકે મહાદ્રહમાં પ્રવેશ કરેલા મનુષ્યને મોટો દાવાનળ પણ શું કરી શકે ?

ઔષધિઓમાં અમૃત, વૃક્ષોમાં કલ્પવૃક્ષ, મણિઓમાં ચિંતામણિ, ધેનુ (ગાય)માં કામધેનુ, તપમાં ધ્યાનતપ, સુકૃતોમાં દયા–તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મવ્રત સ્વામીત્વ ધરાવે છે. શીળ કીર્તિરૂપી ઉજ્વળ છત્ર ઉપર કળશ તુલ્ય છે, લક્ષ્મીને કામણ તુલ્ય છે, શીળ ભાવરૂપી સમુદ્રની વૃદ્ધિ માટે ચંદ્ર સમાન છે, ગુણોના નિધિ તુલ્ય છે. સંસારરૂપી વનમાં કદળીના વૃક્ષ તુલ્ય છે, પુણ્યની ખાણ સમાન છે, સત્ત્વરૂપી લતાની વૃદ્ધિ માટે વસંતઋતુ સમાન છે. અને પ્રાંતે મોક્ષને આપનાર છે. અનેક તીર્થો કરવા જાઓ, એક પગે ઉભા રહીને તપ તપો, સમુદ્રમાં ઝંપાપાત કરો કે પર્વતના શૃંગ ઉપરથી પડો (ભૈરવજવ ખાઓ) પરંતુ શિલાતળ પર વાવેલ બીજથી જેમ ધાન્યોપત્તિ થતી નથી તેમ શીલ રહિત મનુષ્યની સિદ્ધિ કદી પણ થતી નથી. મુક્તાફળોથી, માણિકયોથી, ઉત્તમ વસ્ત્રોથી કે સારા પરિવારથી મનુષ્ય શોભતો નથી; માત્ર શીલવડેજ તે શોભે છે. શીલવિના તેની શોભા નથી.

ધર્મકલ્પદ્રુમની દાન શાખાનું વર્ણન ઉપર કરી આવ્યા, હવે તેજ પુણ્યવૃક્ષની બીજી **શીલ** નામની શાખા છે તેનું વર્ણન કરવામાં આવે છે. દેવતાઓ પણ શીલવાળા મનુષ્યોનું

સાંનિધ્ય નિરંતર કરે છે. અને રત્નપાળની કાંતાની જેમ શીલવડે વિઘ્નમાત્ર નાશ પામે છે. "

આ પ્રમાણેની પ્રભુની વાણી સાંભળીને નંદિવર્ધન રાજા પુછે છેકે-" હે પ્રભુ ! તે રત્નપાળની કાંતા કોણ હતી ? તેનું સવિસ્તર વૃત્તાંત હું સાંભળવા ઈચ્છું છું, તેથી આપ કૃપા કરીને તે કહો." એટલે પ્રભુ યોજનગામિની વાણીવડે કહેવા લાગ્યા કે-"હે ભૂપતિ ! હું તેનું ચરિત્ર સર્વ જીવને હિતકારી એવું સવિસ્તર કહું છું તે સાંભળો. :—

સર્વ દ્વીપોના મધ્યમાં જંબૂ નામનો થાળના આકારવાળો દ્વીપ છે. જેની ફરતો લવણસમુદ્ર આવેલો છે. તે જંબૂદ્વીપના મધ્યમાં મેરૂ નામનો પર્વત છે. તેની નજદીકમાં જંબૂ નામનું શાશ્વત વૃક્ષ છે કે જેના નામથી આ જંબૂદ્વીપ કહેવાયેલ છે. મેરૂની દક્ષિણ બાજુએ લવણસમુદ્રની પાસે ભરત નામનું ક્ષેત્ર છે કે જે પુણ્યકાર્યો વડે પવિત્ર થયેલું છે. તે ભરત ક્ષેત્રમાં પૃથ્વીરૂપી ભામિનીના લલાટમાં તિલક જેવું પૂર્વ દેશમાં વિખ્યાત **પાટલીપુર** નામનુ નગર છે. તે નગર ચારે બાજુમાં આવેલી શ્રેષ્ઠ વાવડીઓ, કુવાઓ, આરામો અને સરોવરો વિગેરેથી શોભી રહેલું છે, તેમજ નરરત્નોવડે પણ અલંકૃત છે તે નગરમાં ગવાક્ષ, મંડપ, સ્તંભ, દ્વાર અને તોરણ વિગેરેથી સુશોભિત અને પર્વતના શિખર જેવા ઉંચા અનેક આવાસો શોભી રહ્યા છે. તે નગરી લંબાઈમાં બાર યોજન અને પહોળાઈમાં નવ યોજન છે. ઉંચા કીલ્લાવડે શોભતી છે અને તેની નજીકમાં ગંગાનદી આવેલી છે. જે

નગરમાં યોગ્ય સ્થાને જિનેશ્વરના ચૈત્યો છે, સાધર્મિકો છે, સાધુજનનો સમાગમ છે, પ્રાયે લોકો પણ ધર્મશીલ છે, ભદ્રક છે અને પાપભીરૂ છે. આખા નગરમાં જોતાં દેહમાં ભારતીદેવીનો અને ગેહમાં લક્ષ્મીદેવીનો-એમ બે સ્ત્રીઓનોજ નિવાસ દેખાય છે. તે નગરમાં **વિનયપાળ** નામનો રાજા રાજ્ય કરે છે. તે ન્યાયાદિ ગુણોવડે યુકત છે, પાવન છે અને પાપકર્મથી નિરકત છે. જ્યા નીતિધુરંધર રાજા હોય છે ત્યાં પ્રાયે સાત ઈતિઓ હોતી નથી, પૃથ્વી યોગ્ય કાળે ફળ આપનારી હોય છે, સુખી એવા અનેક કુટુંબીઓ હોય છે અને પ્રજાને વિયોગ કે રોગનો અનુભવ થતો નથી. તે રાજાને **અનંગસેના** નામની પટ્ટરાણી છે. તે લજ્જા અને વિનયવાળી છે. સાતસેં રાણીમાં મુખ્ય છે અને ધર્મકળામાં પૂર્ણ દક્ષ છે. ' અશ્વનું ભૂષણ તેની ગતિનો વેગ છે, સ્ત્રીનું ભૂષણ લજ્જા છે, તપસ્વીનું ભૂષણ કૃશતા છે, વૈદ્યનુ ભૂષણ સંતોષ છે, મુનિનું ભૂષણ ક્ષમા છે અને શસ્ત્રોપજીવી સુભટોનું ભૂષણ પરાક્રમ છે. સ્વાધ્યાય, અધ્યયન, જિનેંદ્રપૂજા, ઉત્તમ પતિની સુશ્રુષા, સુપાત્રમાં દાન, અનુપમ તપ, સાધર્મિકમાં બંધુભાવ, સંવેગનો અધિગમ, ઉપશમ યુક્ત મન, પ્રાણીવર્ગ ઉપર કૃપા અને ઉત્તમ ધર્મકાર્યમાં તત્પરતા-આ બધા ગુણો સતિ સ્ત્રીઓમાંજ હોય છે.

અનંગસેના રાણી રાજાની સાથે વિપુળ ભોગ ભોગવતાં દિવસો વ્યતિક્રમાવવા લાગી તેમજ અનેક પ્રકારના સુકૃતો કરવા લાગી. અન્યદા દેહબાધા રહિત સુખે સુતેલી રાણીએ રાત્રીએ સ્વપ્નમાં ઉત્તુંગ પર્વતના શૃંગસરખો રત્નનો ઢગલો મુખમાં પ્રવેશ કરતો જોયો. તરતજ તે જાગી. પ્રભાતે તેણે પતિપાસે

તે હકીકત નિવેદન કરી અને કહ્યું કે-'હે સ્વામી ! આ સ્વપ્નનુ ફળ મને શું પ્રાપ્ત થશે તે કહેવા કૃપા કરો.' રાજાએ મતિ-કુશળતાથી તે સંબંધી વિચાર કરીને રાણીને કહ્યું કે-" આ સ્વપ્નના પ્રભાવથી તમને એક પુત્રની પ્રાપ્તિ થશે. તે પુત્ર સર્વ-ગુણસંપન્ન, રત્નરાશી સમાન તેજવાળો અને પ્રબળ પ્રતાપવાળો થશે." આ પ્રમાણે સ્વપ્નનું ફળ સાંભળીને રાણી હર્ષિત થઇ સતી પોતાના સ્થાને ગઈ અને પૃથ્વી નિધાનને ધારણ કરે તેમ તેણીએ ગર્ભ ધારણ કર્યો. ગર્ભ વૃધ્ધિ પામતાં રાણીને અનેક પ્રકારના શુભ દોહદો ઉત્પન્ન થયા અને તે રાજાએ પૂર્ણ કર્યા, જેથી રાણીનું ચિત્ત ઘણું પ્રસન્ન થયું. ગર્ભના પ્રભાવથી રાણીને અન્યદા એવી ઇચ્છા થઇ કે-' હું ગજારૂઢ થઇને બધી પૃથ્વી ને સાધું.' આ દોહદની રાજાને ખબર પડતાં તે પૂરાવો મુશ્કેલ જાણી તેણે સચિવોને બોલાવીને કહ્યું કે-'રાણીનો આવો દોહદ' શી રીતે પુરવો ?' મંત્રીઓએ વિચાર કરીને વીશ યોજનમાં જુદા જુદા બધા દેશો બતાવ્યા અને તે દેશમાં રાણીને હાથી ઉપર ઉપર બેસાડીને ફેરવી, જેથી તેનો દોહદ પૂર્ણ થયો. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે પૂર્વદિશા સૂર્યને પ્રસવે તેમ રાણીએ સ્ફુરાયમાન કાંતિવાળો અને ઉત્તમ લક્ષણવાળો પુત્ર પ્રસવ્યો. તે ખબર મળતાં રાજા પ્રફુલ્લિત મનવાળો થયો. 'સુપુત્ર માતાપિતાને પરમ આનં-દનું કારણ હોય છે.'

પુત્ર થયા પછી તેને વિવિધ પ્રકારના વસ્ત્રોવડે, બહુ પ્રકા-રના રસોવડે, સારી રીતે બોલાવવાવડે, ક્રીડા કરાવવાવડે, નામ સ્થાપન, કેશવપન તેમજ આલિંગન અને વાહનાદિવડે, વિદ્યા ભણાવવાવડે, અનેક કાર્યમાં કુશળ કરવાવડે અને ગુણના આરો-

પણવડે જે પિતા પુત્રને પોતાથી અધિક કરે છે તે કેમ શ્લાઘા કરવા લાયક ન હોય ?

વિનયપાળ રાજાએ અનેક પ્રકારના દાન માન આપવાવડે પુત્રનો જન્મોત્સવ કર્યો અને પોતાના દેશમાંથી કેટલાક કરો મૂકી દીધા. પછી ભોજન અને અલંકાર તથા વસ્ત્રાદિવડે પોતાના ગોત્રીઓને સંતુષ્ટ કરીને તેની પાસે રાજાએ હાથ જોડી આ પ્રમાણે કહ્યું કે–' આ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે તેની માતાએ રત્નનો પુંજ સ્વપ્નમાં જોયો હતો તેથી આ પુત્રનું નામ રત્નપાળ થાઓ.' ગોત્રીઓએ હર્ષપૂર્વક તે વાત સ્વીકારી. ત્યારબાદ તે પુત્ર પાંચ ધાવથી લાલનપાલન કરાતો શુકલ પક્ષના ચંદ્રમાની જેમ દિવસે દિવસે માતાપિતાના મનોરથો સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. તેની જન્મપત્રિકામાં બુધ ઉચ્ચ હોવાથી રાજયોગ સ્ફુટ જણાતો હતો. ગુરૂને શુક્ર કેંદ્રમાં રહેલા હતા અને મંગળ દશમે હતો. બુધ, શુક્ર ને બૃહસ્પતિ એ ત્રણમાંથી એક પણ ગ્રહ જો કેંદ્રસ્થાને રહેલો હોય તો તે જરૂર મહીભોકતા (રાજા) થાય છે. સૌમ્ય ગ્રહો ઉચ્ચસ્થાને હોય અને ક્રૂર ગ્રહો નીચસ્થાને રહેલા હોય, તેમજ પોતપોતાના સ્થાનમાં રહેલા શુભ ગ્રહોની દૃષ્ટિવાળા હોય તો તે પુરૂષ સર્વ કાર્યનો કરનારો થાય છે. જ્યોતિષીના મુખેથી પુત્રનુ આ પ્રમાણેનું ગ્રહબળ જાણીને રાજાએ બહુ હર્ષિત થઈ તે વિષયમાં વિશેષ પ્રવીણ એવા વિદુર નામના વિપ્રને બોલાવ્યો.

અષ્ટાંગ નિમિત્તનો જાણ તે પંડિત હાથમાં પુસ્તક લઈને રાજાની પાસે આવ્યો અને તેણે રાજાને 'ચીરંજય' એવી આશીષ આપી. રાજાએ આસન આપવા વિગેરેથી તેનું સન્માન કરી

તેની પાસે ફળ મૂકી પ્રણામપૂર્વક પુત્રના લક્ષણો સંબંધી પૃચ્છા કરી. આવેલા વિપ્રે કહ્યું કે—" હે મહારાજ ! સામુદ્રિક શાસ્ત્રમાં, શરીર સંબંધી જે જે લક્ષણો કહ્યા છે તે આપને કહું છું. આપ સાંભળો—સાત રાતા, છ ઉન્નત, પાંચ સૂક્ષ્મ, પાંચ દીર્ઘ, ત્રણ, વિપુળ, ત્રણ લઘુ ને ત્રણ ગંભીર—એમ કુલ ૩૨ લક્ષણો કહ્યા છે તે આ પ્રમાણે—નખ, ચરણ, હાથ, જીભ, હોઠ, તાળુ ને નેત્રના અંતભાગ—એ સાત વાના જેના રક્ત હોય તે સાત અંગવાળી, રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત કરે છે. કાખ, વક્ષસ્થળ, કુકટિકા ( ગળાનો હડીયો ), નાસિકા, નખ અને મુખ એ છ વાના જેના ઉન્નત હોય તે ઉન્નત દશાને પામે છે. દાંત, ત્વચા, કેશ, આંગળીના પર્વ ને નખ—એ પાંચ જેના સૂક્ષ્મ હોય તે મનુષ્ય પ્રાયે પુષ્કળ લક્ષ્મીનો સ્વામી થાય છે નેત્ર, કુચનું અંતર, નાસિકા, હનુ ( દાઢી ) ને ભુજા આ પાંચ જેના દીર્ઘ હોય તે દીર્ઘાયુ, દ્રવ્યવાન્ અને પરાક્રમી થાય છે. ભાળ, હૃદય અને વદન—એ ત્રણ વાના જેના વિસ્તિર્ણ હોય તે ભૂમીશ્વર થાય છે, ગ્રીવા (ડોક), જંઘા અને પુરૂષચિન્હ એ ત્રણ લઘુ હોય તે રાજા થાય છે. સત્ત્વ, નાભી ને સ્વર—એ ત્રણ જેના ગંભીર હોય તે સાત સમુદ્ર પર્યંતની ભૂમિ પોતાને આધીન કરે છે. આ પ્રમાણે બત્રીશ લક્ષણોનું સ્વરૂપ જાણવું.

વળી જેનું મસ્તક છત્રાકાર હોય, હૃદય જેનું વિસ્તિર્ણ હોય અને કટી જેની વિશાળ હોય તે સુખ, ધન અને પુત્રવાન્ થાય છે. મયૂર, ગજ, હંસ, અશ્વ, છત્ર, તોરણ ને ચામર સદૃશ રેખાઓ જેના હસ્તમાં હોય તે અનેક પ્રકારના સુખભોગ મેળવે છે. પ્રાસાદ, પર્વત, સ્તૂપ, કમળ, અંકુશ, રથ, ધ્વજ

અને કુંભ સમાન રેખા જેના હાથ કે પગના તળીયાપર હોય તે અનેક પ્રકારનું શુભ સૂચવે છે. પુરૂષને જમણે પાસે તિલ કે મંડળ હોય તો તે શુભ ગણાય છે, સ્રીને ડાબે પાસે હોય તો તે શુભ ગણાય છે.

આ પ્રમાણે સામુદ્રિક શાસ્ત્રમાં બતાવેલા શુભ લક્ષણો પોતાના પુત્રના શરીરપર જોઇને રાજા બહુજ ખુશી થયા અને આવેલ વિપ્રને વાંછિત દાન આપવાપૂર્વક રાજી કરીને વિદાય કર્યો.

પુત્ર સાત વર્ષનો થયો એટલે રાજાએ તેને લેખશાળામાં અભ્યાસ કરવા મૂકયો. કેમકે મનુષ્ય કળા અને વિદ્યા વિગેરે ગુણોવડે અલંકૃત હોય તોજ શોભે છે. જો કદી નિરૂપ હોય અને વસ્રાલંકારવડે પરિહીણ હોય તોપણ જો સદ્વિદ્યાવાન્ હોય તો રાજસભામાં તેમજ વિદ્વાનોની સભામાં શોભે છે-માન પામે છે.

'પૂરો ભરાયેલો ઘડો શબ્દ કરતો નથી, અધુરો ઘડોજ શબ્દ કરે છે (છલકાય છે), તેમ ખરા વિદ્વાન્ હોય છે તે ગર્વ કરતા નથી, વિદ્યાવિહીન હોય તેજ બહુબોલા હોય છે.' શાસ્રાધ્યયન બુદ્ધિને આધિન હોય છે, તેથી બુદ્ધિશાળી રાજપુત્રે થોડા વખતમાં ઘણો વિદ્યાભ્યાસ કર્યો તેમજ છત્રીશ પ્રકારના શસ્રના અભ્યાસમાં પણ નિપુણ થયો. અનુક્રમે તે રૂપસૌભાગ્ય-સંપન્ન થવાથી તેમજ પુરૂષની બહોંતેર કળાસંયુકત થવાથી રાજાએ તેને યુવરાજપદે સ્થાપિત કર્યો. રત્નપાળ મિત્રોએ પરવર્યો સતો અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યો અને શસ્ર તેમજ શાસ્રના વિનોદમાં દિવસો વ્યતિક્રમાવવા લાગ્યો..

કન્યકુબ્જ દેશમાં હંસપુર નામના નગરમાં **વીરસેન** નામનો રાજા ખરેખરો વીર અને મહાસેનાવાળો છે. તેને શીળવતી ને સૌભાગ્યવતી **વીરમતી** નામની રાણી છે. તેમને સદ્ગુણોવડે મંડિત **શૃંગારસુંદરી** નામે પુત્રી છે. તેનું મુખ ચંદ્રની વિડંબના કરે તેવું, લોચન કમળનો પરિહાસ કરે તેવાં, વર્ણ સુવર્ણને પણ ઝાંખું કરે તેવો, કેશનો સમૂહ ભ્રમરના સમૂહ જેવો, સ્તન હસ્તિના કુંભસ્થળ જેવા, નિતંબો ગુરૂ અને વાણી મધુર તેમજ મૃદુતા સ્ત્રીજાતિને શોભાવે તેવી હતી. તેને સારી રીતે અભ્યાસ કરાવવાથી તે ચોસઠ કળાનું પાત્ર તેમજ બીજી સરસ્વતી જેવી થઈ. અનુક્રમે તે યૌવનાવસ્થા પામી–એટલે સારા રૂપવાળી, શીળસંયુક્ત, લાવણ્યરસથી ભરેલી નદી જેવી અને સ્ત્રીસંબંધી ૩૨ ગુણવાળી થઈ. તે બત્રીશ ગુણો આ પ્રમાણે–સુરૂપા, સુભગા, શાંતા, સુવેષા, સુનેત્રા, સુગંધી શ્વાસવાળી, દક્ષા, વિશિષ્ટા, સુખાશ્રયા, ન અતિમાના, ન અતિનમ્રા, મધુરભાષિણી, સલજ્જા, રસિકા, ગીતનૃત્યજ્ઞા, વાદ્યકોવિદા, સુસ્વરા, અલોભી, પીનસ્તની, વૃત્તાનના, પ્રેમવતી, સ્ફીતિમતી, પતિભક્તા, વિનીતા, સત્યવાચા બોલનારી, સુવ્રતા, ઉદારા, સસંતોષા, ધાર્મિકી, દોષનું આચ્છાદન કરનારી અને ક્ષાંતિયુક્તા–આવા ૩૨ લક્ષણયુક્ત સ્ત્રી અંગીકાર કરવા યોગ્ય સમજવી. ( આમાં કેટલાક શબ્દો સમજાય તેવા હોવાથી સંસ્કૃતજ રાખ્યા છે. )

હવે ન સ્વીકારવા યોગ્ય ૧૬ ગુણ (દોષવાળી) સ્ત્રી ગ્રહણ કરવા યોગ્ય નથી તે બતાવે છે–શુષ્કાંગી, કૃપગંડા, અવિરલદશના (છુટા છુટા દાંતવાળી), તાળુ ઓષ્ટ ને જીવ્હા જેની શ્યામ છે તેવી, પિંગળ નેત્રવાળી, વક્ર નાસિકાવાળી, ખર ને

કર્કશ નખોવાળી, વામણી અથવા ઘણી લાંબી, શ્યામાંગી, નીચી ભ્રુકુટીવાળી, વિષમ કુચયુગળવાળી, રોમયુક્ત જંઘાવાળી અને ધનપુત્રવિનાની એવી સ્ત્રી વર્જવી.

પીન ઉરૂવાળી, પીન ગંડસ્થળવાળી, નાના ને સરખા દાંતવાળી, કમળ જેવા નેત્રવાળી, બિંબફળ સમાન હોઠવાળી, લાંબી નાસિકાવાળી, હાથિણી જેવી ગતિવાળી, દક્ષિણાવર્તયુક્ત નાભીવાળી, સ્નિગ્ધ અંગવાળી, વૃત્ત મુખવાળી, પૃથુલ ને મૃદુ જઘનવાળી, સારા સ્વરવાળી, મનોહર કેશવાળી, સૌભાગ્યશાળી ને પુત્રવતી-આવી સ્ત્રી સ્વીકાર કરવા યોગ્ય છે અને તેવી સ્ત્રીનો પતિ પ્રાયે રાજા થાય છે.

અહીં સર્વકળાસંપન્ન શૃંગારસુંદરીને યૌવનાવસ્થા પામેલી જોઇને તેના પિતા રાજા વીરસેન વિચારે છે કે-' આ પુત્રીને કોના કુળમાં, કયા સ્થળમાં ને કોને આપશું ? ' પુત્રી જન્મતાં શોક ઉપજાવે છે, મોટી થાય છે ત્યારે કોને આપશુ ? તે ચિંતા થાય છે, અને આપ્યા પછી તે સુખી થશે કે કેમ ? તેની ચિંતા રહે છે-અર્થાત્ પુત્રીના પિતાને તે નિરંતર દુઃખદાયકજ છે. વળી કહ્યુ છે કે-" મૂર્ખ, નિર્ધન, દૂર રહેનાર, શૂરવીર અને મોક્ષના અભિલાષી તેમજ ત્રણગણાથી વધારે ઉમરવાળા વરને કન્યા ન આપવી. કુળ ને જાતિથી હીન, માતાપિતાનો વિયોગી, સ્ત્રીયુક્ત અને પુત્રોવાળા પુરૂષને કન્યા ન આપવી. અત્યંત ધનાઢ્ય, અતિ શાંત, અતિ દ્વેષી, સરોગી અને વિકળાંગ પુરૂષને કન્યા ન આપવી. કુશીલ, ચોર, જુગારી, મદિરાપાની, વિદેશી ને સ્વગોત્રીને કન્યા ન આપવી. ખાધવાળા, અંધ, મૂર્ખ, નિરંતર

ચેદા કરીને (રોજનું રોજ) ખાનારો, ઘણાનો વૈરી અને અપવાદનું ભાજન-એવાને કન્યા ન આપવી. કુળ, શીળ, સનાથતા, વિત્ત, વિદ્યા, શરીર ને વય-ઈત્યાદિ જોઇને કન્યા આપવી-પછી તો તેને ભાગ્યાધીન સમજવી. (જેવા ભાગ્ય હોય તેવું સુખ દુઃખ પામે.)

રાજા વિચારે છે કે-"આ પુત્રીના સદ્ગુણોને યોગ્ય એવો વર શી રીતે મળશે? અથવા સ્વયંવરજ કરૂં કે જેથી એની સ્વેચ્છાએ વર વરી લેય." આ પ્રમાણે વિચારીને રાજાએ સ્વયંવર-મંડપ કરાવ્યો અને અનેક રાજપુત્રોને આમંત્રણ મોકલ્યા. ઘણા રાજપુત્રો આવ્યા. પિતાના આદેશથી રત્નપાળ પણ ત્યાં આવ્યો. એકંદર હજારો મંડળિક મહાન્ રાજાઓ ત્યાં એકઠા મળ્યા. રમણિક હવેલીઓમાં ઉતારા આપીને, પ્રિયવચનવડે આદર આપીને, નમ્રતા બતાવીને, શય્યા આસન વિગેરેની સગવડ કરાવીને રાજાએ તે સર્વેનો સારી રીતે સત્કાર કર્યો. રાજાઓના સત્કારને નિમિત્તે હીમાલય જેવડા મોટા પકવાનોના ઢગલાઓ કરાવ્યા. તેમજ શાળ વિગેરે ધાન્યના ઢગલા પણ કૈલાશના શિખર જેવા કરાવ્યા.

અનુક્રમે લગ્નદિવસે શૃંગારસુંદરી સુંદર વસ્ત્રાભરણથી ભૂષિત થઇને લગ્નમંડપમાં આવી. રૂપવડે જેણે રંભાને જીતી છે, શાસ્ત્રાભ્યાસવડે સરસ્વતિને જીતી છે, ગુણવડે ગૌરીને જીતી છે, લક્ષણલક્ષિત દેહવડે લક્ષ્મી સમાન છે-એવી અનેક ગુણોવડે અલંકૃત સાક્ષાત્ મોહનવેલી જેવી તે કન્યા વરમાળા હાથમાં લઇને સ્વયંવરમંડપના મધ્યમાં આવીને ઉભી રહી. પછી ત્યાં જે જે રાજાઓ આવ્યા હતા તેને પ્રતિહારીએ તેના રાજ્યાદિકના વર્ણન

સાથે ઓળખાવ્યા. પરિણામે પૂર્વભવના પ્રેમાનુબંધથી તેણીએ રત્નપાળના કંઠમાં વરમાળા આરોપણ કરી. તે જોઇને રત્નપાળના પ્રતિસ્પર્ધી તેમજ તેના કરતાં વધારે ઋદ્ધિવાળા અનેક રાજાઓ તેનાપર ક્રોધાયમાન થયા અને લડવા માટે તૈયાર થઈ ગયા. તેઓનું એકંદર ત્રીશ અક્ષોહિણી સૈન્ય એકત્ર મળ્યું. ' દશ હજાર હાથી, તેથી દશગુણા રથ, તેથી દશગુણા અશ્વ અને તેથી દશગુણા પદાતિવડે એક અક્ષોહિણી થાય છે.' અથવા '૧૧ હજાર હાથી, ૨૧ હજાર રથ, નવલાખ યોદ્ધા, દશલાખ અશ્વ અને ૩૬ લાખ ઉદાર સેવકોવડે એક અક્ષોહિણી કહેવાય છે.'

બધા શત્રુરાજાઓ સમુદાયે એકઠા મળીને લાખોની સંખ્યામાં યોદ્ધાઓ સાથે એકલા રત્નપાળની સામા લડવા તૈયાર થયા. રત્નપાળ પણ પરાક્રમી હોવાથી એકલો છતાં તેઓની સામે લડવા તૈયાર થઈ ગયો. તે વખતે વીરસેન રાજા મનમાં વિચારવા લાગ્યો કે-"અરે ! આ અકાળે લગ્નને અવસરે અનર્થ શું ઉત્પન્ન થયો ? આ તો ભોજનને અવસરે ઉત્પાત મંડાણો ! કહ્યું છે કે- "પુષ્પવડે પણ યુદ્ધ ન કરવું તો તીક્ષ્ણ એવા આયુધોવડે તો શેનુંજ કરાય ? કેમકે યુદ્ધમાં વિજયપ્રાપ્તિનો સંદેહ છે અને પ્રધાનપુરૂષોનો ક્ષય થાય તે તો નિર્ધાર છે."

અહીં મહા રૌદ્ર યુદ્ધ પ્રવૃત્ત થવાથી વીરસેન રાજાએ સંધીપાળકોને તેનું નિવારણ કરવા મોકલ્યા પણ તેઓ નિવર્ત્યા નહીં. તે વખતે શૃંગારસુંદરી વિચારવા લાગી કે-" આવું ઘોર યુદ્ધ મારે અર્થે મંડાણું તેથી હું તો કાળરાત્રી જેવી થઈ પડી. હું આ રાજકુળમાં ઉત્પન્ન થઈને કુળનો નાશ કરનારી

વિષવલ્લી જેવી થઇ, માતાપિતાની બુદ્ધિ આમાં ચાલતી નથી અને મારી ભાગ્યહતા પણ ભગ્ન થઈ ગઇ છે. સંગ્રામથી હિંસાદિક મહા પાપ થાય છે તે બધું મને લાગે છે, કારણકે તેની કારણિક હું છું. કર્મના દોષથી ચંદ્રની જેમ અત્યારે મને આ લાંછન લાગ્યું છે. અહો ! અત્યારે મારી નિર્મળ જાતિ મલિન થઇ છે અને નિષ્કલંક એવું મારૂં કુળ કલંકિત થયું છે. " આ પ્રમાણે વિચારતી મુનિની જેમ મૌનપણાનો આશ્રય કરીને તે સર્વના ક્ષેમને માટે શાંતિ થવાનો ઉપાય ચિંતવે છે, તેવામાં ત્યાં સુબુદ્ધિ* નામનો રાજ્યમંત્રી આવ્યો. તેને કન્યાએ પૂછયું કે-"આ સંગ્રામ બંધ થાય તેવો કોઈ ઉપાય છે કે જેથી આ બધા રાજાઓ શાંત થાય ? જે વાત પરાક્રમથી સાધ્ય ન હોય તેમાં બીજો ઉપાય કરવો જોઈએ. કારણ કે તેથીજ કાર્યસિદ્ધિ થાય છે અને હાંસીપાત્ર થવું પડતું નથી. પૂર્વે પણ એક મંત્રીએ બુદ્ધિના વ્યાપારથી પોતાના રાજાનું રાજ્ય પાછું વાળ્યું હતું. તેની કથા આ પ્રમાણે છે-

ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમાં પૂર્વે **નરવાહન** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **જ્ઞાનગર્ભ** નામનો મંત્રી બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન હતો. તે રાજાને ત્યાં અન્યદા પુત્રોત્પત્તિ થઇ, તેની છઠ્ઠીને દિવસે ષષ્ઠિજાગરણનો ઉત્સવ આરંભ્યો. તે દિવસે વિધાતા આવીને શું લેખ લખે છે ? તે જાણવાની અભિલાષાથી જ્ઞાનગર્ભ મંત્રી ગુપ્તપણે દીપકની પાછળ રહ્યો. મધ્ય રાત્રીએ દેવે આવીને તેના લેખ લખ્યા અને આ પ્રમાણે કહ્યું કે-" આ રાજપુત્ર આખેટકની (પારધીપણાની) ક્રિયાવડેજ આજીવિકા કરશે ! તેમાં પણ તેને એક જીવજ મળશે, વધા-

રની પ્રાપ્તિ થશે નહીં. ” આ પ્રમાણે સાંભળીને જ્ઞાનગર્ભ મંત્રી ચિંતવવા લાગ્યો કે–‘ જુઓ ! રાજપુત્રનું પણ કર્મચેષ્ટિત કેવું આશ્ચર્યકારી છે ! ’

ત્યારપછી વળી તે રાજાને બીજો પુત્ર થયો. તેની છઠ્ઠીને દિવસે પણ મંત્રી તેજ રીતે પ્રચ્છન્નપણે રહ્યો. તેના લેખ લખ્યા બાદ દેવે કહ્યું કે–“ આ રાજપુત્ર બળદનો વહન કરનારો અને ઘાસ વેચીને આજીવિકા કરનારો થશે. તેને એક બળદજ મળશે; બીજો મળશે નહીં. ” ત્યારપછી ત્રીજી પુત્રી આવી. તેના લેખમાં વિધાતાએ એવું લખ્યું કે–“ આ રાજપુત્રી વેશ્યા થશે પણ એક પુરૂષજ તેને મળશે, વધારે નહીં મળે. ”

આ પ્રમાણે ત્રણેના લેખ સંબંધી હકીકત જાણીને મંત્રી ઘણો દુઃખી થયો. કેટલોક કાળ વીત્યા પછી રાજાના પીતરાઈઓએ રાજાને હણીને રાજ્ય લઇ લીધું. એટલે તેના પુત્ર પુત્રી ત્રણે જણા ત્યાંથી નાસી ગયા. અને અનુક્રમે વિધાતાએ લખેલા લેખ પ્રમાણે કાર્યો કરવા લાગ્યા. કેટલોક વખત ગયા પછી મંત્રી તેની તજવીજ કરવા નીકળ્યો. ફરતાં ફરતાં પ્રથમ રાજપુત્ર તેને મળ્યો. તેને પારધીપણું કરતો જોઈ મંત્રીએ તેને ઓળખીને કહ્યું કે–‘ આ શું કરો છો ? ’ રાજપુત્રે કહ્યું કે–‘ આ પારધીપણું કરતાં છતાં પણ એકથી વધારે જીવ મળતો નથી, તેથી મહાકષ્ટે આજીવિકા ચલાવું છું. ’ મંત્રીએ તેને કહ્યું કે–‘હું તમને હિતકારી વચન કહું તે સાંભળી તે પ્રમાણે વર્તો. તમારે ભદ્રજાતિનો હાથી મળે તેજ તેને મારવો કે જેના મસ્તકમાંથી મહામૂલ્યવાન્ મોતી નીકળે છે. વિધિએ તમને એક જીવ મળ-

વાનું લખ્યું છે, તો તેને તમને એક જીવ આપવોજ પડશે. એવો હાથી દરરોજ મળવાથી તમે થોડા વખતમાં સારા દ્રવ્યવાન્ થઇ જશો!" તેને આ પ્રમાણે કહી કબુલ કરાવીને પછી મંત્રી બીજા રાજપુત્રની શોધમાં નીકળ્યો.

આગળ જતાં કોઇ નગરમાં તેને ચતુષ્પથમાં તે રાજપુત્ર મળ્યો. મંત્રીએ ઓળખ્યો. તેની પાસે બળદ હતો અને તેની ઉપરનો ઘાસનો ભારો વેચવા તે ઉભો હતો. તેની હકીકત સાંભળીને મંત્રીએ તેને સલાહ આપી કે-' તમારે દરરોજ ઘાસસાથે બળદ પણ વેચી નાખવો. એટલે વિધાતાએ તમારા ભાગ્યમાં લખેલું હોવાથી તેને દરરોજ નવો બળદ તમને આપવો પડશે. આ પ્રમાણે થવાથી થોડા વખતમાં તમારી પાસે દ્રવ્ય એકઠું થશે." તેને આ પ્રમાણે સલાહ આપીને પછી મંત્રી રાજપુત્રીની શોધ માટે આગળ ચાલ્યો.

એક નગરમાં જતાં કેટલીક વેશ્યાઓથી પરવરેલી પોતાની રાજપુત્રીને તેણે દીઠી. તે જોઇ આંખમાં આંસુ લાવીને મંત્રીએ તેને પૂછ્યું કે-" હે વત્સે ! તારી આ શું દશા ? " તે બોલી કે-" પાપનો ઉદય. હે મંત્રી ! આ પ્રમાણે અકાર્ય આચરતા સતા પણ એક ઉપરાંત બીજો પુરૂષ મળી શકતો નથી, જેથી દ્રવ્યપ્રાપ્તિ પણ થતી નથી. તે સાંભળી મંત્રી બોલ્યો કે-" મારી એક સલાહ સાંભળ ! તને જે પુરૂષ સો સોનૈયા આપે તેની સાથેજ તું બેસજે; બીજા સાથે બેસીશ નહીં. તારા ભાગ્યમાં એક પુરૂષ મળવાનું લખેલ હોવાથી દરરોજ સો દીનાર આપનાર એક પુરૂષ વિધાતાએ આપવોજ પડશે. " આ પ્રમાણે ત્રણેને જુદી જુદી સલાહ આપીને મંત્રી પોતાને ઘરે આવ્યો.

આ પ્રમાણે કેટલાક દિવસો વ્યતિક્રમ્યા પછી એકદા રાત્રીએ મંત્રીની પાસે વિધાતાએ આવીને કહ્યું કે—" હે બુદ્ધિમાન્ મંત્રી ! તું તો સલાહ આપીને નિશ્ચિંત થયો અને મને ઉપાધિમાં નાખ્યો. 'દંડને એવી પ્રેરણા કરી કે જેથી વારંવાર વાજીત્ર ઉપર તે અથડાયાજ કરે.' હે મિત્ર ! હવે તું આ બંધનમાંથી મને મુકત કર. હું દરરોજ જાતિવંત હાથી, બળદ અને સો દીનાર આપનાર પુરૂષ કયાંથી આપું ?" મંત્રીએ કહ્યું કે—" હે દૈવ ! મેં ' વાંકે લાકડે વાંકો વે.' એવી લોકકહેવત પ્રમાણે કર્યું છે." વિધાતા કહે કે—" હે મહા બુદ્ધિમાન્ ! મને કાંઈક બીજું કામ બતાવ તે હું કરી આપું અને આમાંથી મને છુટો કર." મંત્રી બોલ્યો કે—"તો હે દૈવ ! એ રાજપુત્રોને તેના પિતાનું રાજ્ય પાછું આપ, એટલે તું છુટો થઇ જઈશ. અને આનંદથી રહી શકીશ." પછી વિધાતાની સહાયથી મંત્રી બન્ને રાજપુત્રો અને રાજપુત્રીને પોતાના નગરમાં લઇ આવ્યો અને રાજ્ય પચાવી પડેલા શત્રુઓને કાઢી મૂકયા. મોટા રાજપુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો અને નાનાને યુવરાજપણે રાખ્યો."

આ પ્રમાણેની કથા કહીને શંગારસુંદરી બોલી કે—" હે મંત્રી ! જેમ તે બુદ્ધિમાન્ મંત્રીએ બુદ્ધિચાતુર્યથી ગયું રાજ્ય પાછું વાળ્યું તેમ તમે એવી યુક્તિ કરો કે જેથી આ રાજાઓના વચ્ચે થતો વિગ્રહ શાંત થાય."

પછી મંત્રીએ કોઇ ન જાણે તેમ રાજમહેલથી કીલ્લાની બહાર સુધી સુરંગ કરાવી અને તે સુરંગના દ્વાર ઉપર ચીતા ખડકાવી. તે ચીતા ઉપર રાજકન્યાને બેસાડીને પછી બધા રાજા-

એને ત્યાં બોલાવી કહ્યું કે-" હે રાજાઓ ! જેને આ કન્યાનો બાપ હોય તે તેની સાથે ચીતામાં પ્રવેશ કરો. જે પ્રવેશ કરશે તેને આ રાજકન્યા આપવામાં આવશે." આ હકીકત સાંભળીને બધા રાજાઓ નીચું જોઈ રહ્યા એટલે મૂળ પ્રપંચને જાણનાર રત્નપાળ ચીતા ઉપર ચડયો અને રાજપુત્રીની સાથે તેના ખીલમાં ઉતરી પડી રાજમહેલમાં આવ્યો. અહીં દાસીઓએ ચીતા સળગાવી મૂકી. બીજે દિવસે કન્યા સહિત રત્નપાળ પ્રગટ થયો એટલે લોકોએ તેને મોટો પ્રભાવશાળી માન્યો. પછી ત્યાં આવેલા બધા રાજાઓ ફાળ ચૂકેલા વાનરની જેમ હતાશ અને શ્યામમુખવાળા થયા સતા પોતપોતાને સ્થાનકે ગયા.

ત્યારપછી સારે દિવસે રાજાએ રત્નપાળ અને શૃંગારસુંદરીનો પાણિગ્રહણ મહોત્સવ કર્યો. કરમોચનમાં રાજાએ અર્ધ રાજ્ય આપ્યું. રત્નપાળ લગ્ન પછી દશ દિવસ સુધી ત્યાં રહ્યો. પછી તેણે પોતાના રાજ્યમાં જવા માટે પોતાના શ્વસુરની આજ્ઞા માગી. રાજાએ તેની સાથે આવેલા સર્વને યોગ્ય દાનસન્માનવડે સંતોષ પમાડીને રત્નપાળને સ્વદેશમાં જવાની રજા આપી. તેઓ વિદાય થયા એટલે કેટલાક પ્રયાણ ( મુકામ ) સુધી રાજા વળાવવા ગયા. પછી પાછા વળતી વખત તેમણે પોતાની પુત્રીને હિતશિક્ષા આપી કે-" હે વત્સે ! પતિની સાથે નિષ્કપટપણે વર્તજે, નણંદ સાથે નમતી રહેજે, સાસુની ભક્ત થજે, બંધુવર્ગ સાથે સ્નેહવાળી રહેજે, પરિજન ઉપર વાત્સલ્ય રાખજે, સપત્ની (શોક્ય) ઉપર પણ પ્રેમ રાખજે, પતિના મિત્રોની સાથે અત્યંત નમ્રતા રાખજે, પતિના શત્રુ કે દ્વેષી ઉપર દ્વેષી રહેજે-આ પ્રમાણેનું ભર્તાર વિગેરે સાથેનું વર્તન ઔષધ વિનાનું સર્વને પ્રેમ ઉત્પન્ન કરનાર

સાધન છે. હે વત્સે ! પોતાના સ્વામીના ચરણકમળને કદાપિ પણ છોડવા નહી. ઈષ્ટ દેવની જેવું તેનું ધ્યાન કરવું તેમજ તેની સેવા કરવી. દુર્મનવાળા તો કદાપિ પણ થવું નહીં. પતિની અનુગામી સ્ત્રી ચંદ્રયુક્ત રાત્રીની જેવી શોભે છે. તેથી હે સુતા ! તારે નિરંતર પતિના ચિત્તની અનુવૃત્તિ પ્રમાણે વર્તનાર થવું. બીજા ગમે તેટલું આપે તોપણ પિતા, ભ્રાતા, પુત્ર બધા પરિમિત આપનારા છે; અપરિમિત આપનાર તો એક ભર્ત્તારજ છે. તો તેની પૂજા કોણ ન કરે ?"

આ પ્રમાણે વિવિધ પ્રકારની હિતશિક્ષા આપીને રાજા પાછા વળ્યા અને રત્નપાળ કુમાર પોતાને સ્થાને પહોંચ્યા. તેના પિતાએ આ વરવધુનો પ્રવેશમહોત્સવ ઘણી ધામધુમ સાથે કર્યો અને મંગળકારી વરવધુએ શહેરમાં પ્રવેશ કરીને માતા-પિતાના ચરણમાં નમસ્કાર કર્યા-પગે પડ્યા. પછી શૃંગારસુંદરી ખાસ સાસુના ચરણમાં પડી. તેનું રૂપ જોવા માટે અનેક સ્ત્રીઓ ત્યાં આવી. તેને જોઈને તેઓ અંદર અંદર વાત કરવા લાગી કે-" આ તે શું વિદ્યાધરી છે ? દેવાંગના છે ? નાગકુમારી છે ? લક્ષ્મી છે ? કિન્નરી છે ? કે પાર્વતી છે ? આવી તો દેવાગના, નાગકુમારી, કિન્નરી, ખેચરી કે પાર્વતી પણ જોવામાં આવતી નથી. આ તો સાક્ષાત્ રૂપનો ભંડાર એવી કન્યા રત્નપાળ રાજ-કુંવરને લાયક અને યોગ્ય મળી છે."

" મધુર વાચાવડે કરીને જાણે અમૃતને વરસતી હોય તેવી, પ્રસન્ન મુખવાળી, વિનયવડે નમ્ર, શીળવડે સરલ, સૌભાગ્ય ને લાવણ્યની ભૂમિ જેવી, પતિને જીવિત સમાન વહાલી, પુત્રવતી,

પુણ્યસંપદાવડે અંતઃદ્રવ્યવાળી અને પુણ્યાઢ્ય એવી સુવધુ લક્ષ્મીની જેમ પોતાના ચરણુકમળવડે ગૃહને પવિત્ર કરે છે."

રત્નપાળ કુમાર શૃંગારસુંદરીની સાથે દેવની જેમ સુખભોગ ભોગવે છે અને માતાપિતાના ચરણુકમળને નિરંતર ભ્રમરની જેમ સેવે છે. કહ્યું છે કે-'તેજ પુત્રો કહેવાય કે જે પિતાના ભક્ત હોય, માતાના વચનના કરનારા હોય અને નિરંતર પોતાના કુળાચારમાં રક્ત હોય-તે શિવાયના બીજાને તો ઉદરના કીડા સમાન જાણુવા.' દીપક તો પોતાના તેજવડે પ્રત્યક્ષ એવા પદાર્થોનેજ પ્રકાશિત કરે છે, પરંતુ નિષ્કલંક એવો પુત્ર તો પરોક્ષ એવા પૂર્વજોને પણ દીપાવે છે-શોભા આપે છે. કુળદીપક એવો પુત્ર સૂર્યની જેમ સ્વજનોરૂપી કમળને ઉલ્લાસ પમાડે છે-વિકસ્વર કરે છે અને પિતાની કીર્ત્તિને, ધર્મને અને ગુણને વૃદ્ધિ પમાડે છે. કૃષ્ણ કહે છે કે-' હે અર્જુન ! જે માતાપિતાના ભક્ત છે, ગુરૂ ને ગોત્રીનો વિનય કરનાર છે અને દુર્ભિક્ષના સમયમાં અન્ન આપનાર છે, તેજ પુરૂષ ઉત્તમ કહેવાય છે.' જેમ ધર્મમાં દયાધર્મ, ગુણુમા દાન અને પ્રિય વસ્તુઓમાં સ્વાદુ અન્ન શ્રેષ્ટ ગણાય છે તેમજ પૃથ્વીપર ઉપકારકમાં મેઘ અને તીર્થમાં માતાપિતા શ્રેષ્ટ ગણાય છે અર્થાત્ માતાપિતા શ્રેષ્ટ તીર્થરૂપ છે.

અન્યદા તે નગરીએ **સુમિત્ર** નામના આચાર્ય પધાર્યા. વનપાળકે રાજાને વધામણી આપી અને રાજા વંદન કરવા ગયા. આચાર્ય મહારાજને વિધિપૂર્વક વંદન કરીને રાજા તેમની પાસે બેઠા એટલે ગુરૂમહારાજે વૈરાગ્યપૂર્ણ ધર્મદેશના આ પ્રમાણે આપી.

" ભો ભવ્યો ! આ ભવસમુદ્ર મહાન્ અને અગાધ છે, તેનો પાર પુણ્યરૂપી પ્રવહણ શિવાય પામી શકાય તેમ નથી. તેમાં પણ સામ્યપણારૂપ ધર્મવિના વિદ્યાવડે, તપવડે કે તીર્થયાત્રાવડે નિવૃત્તિ (મોક્ષ)ની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. તેથી સામ્યધર્મની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો, બીજા વિકલ્પો કરવા નહીં. શાસ્ત્રકાર કહે છે કે–હોમ કર્યા વિના, તપ તપ્યાવિના અને કાંઇ પણ દાન દીધા વિના આશ્ચર્ય છે કે અમૂલ્ય એવી નિવૃત્તિ સામ્યમાત્રવડે પ્રાપ્ત થાય છે. જુઓ ! પૂર્વે એક કન્યાને માટે અનેક પ્રકારના કષ્ટ સહન કરનારને તે ન મળી, પણ ત્યાંજ રહીને તેને આહારના પિંડ આપનારને તે મળી. તે કથા આ પ્રમાણે–

શ્રીપુર નામના નગરમાં **ચંદન** શ્રેષ્ઠિને **નંદા** નામની એક પુત્રી ગુણોના સ્થાનરૂપ હતી. તે બાળિકા છતાં પણ કુળને શોભાવનાર પ્રદીપની કળિકા જેવી હતી. તે પાણિગ્રહણયોગ્ય થઇ તે વખતે બહારગામ ગયેલા તેના માતા, પિતા, બંધુ અને કાકાએ જુદાજુદા શ્રેષ્ઠિપુત્રોસાથે તેનો સંબંધ જોડ્યો. પિતાએ એક નગરના મોટા ગૃહસ્થના પુત્રને આપી, કાકાએ બીજા નગરમાં પોતાના મિત્રના પુત્રને આપી, માતાએ પોતાના પિતાના નગરમાં પોતાની વહાલી સખીના પુત્રને આપી અને ભાઇએ બીજા કોઇ નગરમાં એક મહાગુણવાન્ શ્રેષ્ઠિપુત્રને આપી. તે ચારે જણાઓએ પોતાને નગરે આવીને પોતે કન્યા આપ્યા સંબંધી વાત ઘણા હર્ષિત થઇને પરસ્પર કરી, પછી તો પરસ્પરની સ્પર્ધાથી અને મોટા વિસંવાદથી પરસ્પર કલહ ઉત્પન્ન થયો. દરેક કહેવા લાગ્યા કે–'અમારૂં કરેલું કોઇપણ રીતે અન્યથા થાયજ નહીં.' પછી લગ્નદિવસ મુકરર કરીને, ચારે જણાએ

પોતપોતાના ઠરાવેલા વરને ખબર આપ્યા અને તેના સત્કારની તેમજ વિવાહની ગોઠવણ કરવા લાગ્યા. ચારે વર એકજ દિવસે ત્યાં આવ્યા અને દરેકની સાથે વાહનો તેમજ પરિવાર વિશેષ હોવાથી નગરની બહાર રહ્યા. પછી વિવાહને અવસરે ચારે વર તૈયાર થઇને પરણવા આવ્યા. તે વખતે પરસ્પર વિવાદ થવાથી રોષવડે કરીને સન્નદ્ધબદ્ધ થઇ અન્યોઅન્ય યુદ્ધ કરવા તૈયાર થઈ ગયા.

તે વખતે પરસ્પર પુરૂષક્ષય કરનાર તેમનો યુદ્ધસંરંભ તેમજ માતાપિતા વિગેરેને પરસ્પર થયેલો વિરોધ જોઇને **નંદા**, વિચારવા લાગી કે-"મને ધિક્કાર છે! કે જેને માટે આવો અનર્થ ઉત્પન્ન થયો છે, તો હવે મારા મરણથીજ સર્વનો કલેશ શમે તેમ છે; તે શિવાય શમે તેમ જણાતું નથી." આ પ્રમાણે વિચારીને નગરબહાર ચિતા ખડકાવી દુઃખી થયેલા સજ્જનોના દેખતાં તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો, તે વખતે એક વરે તો તેની સાથેજ અગ્નિમાં પ્રવેશ કર્યો. બીજો એક વર વૈરાગ્ય પામી દેશાંતરમાં ચાલ્યો ગયો, ત્રીજો વર તેના અસ્થિ લઇને તીર્થમાં નાખવા ગયો. ચોથો વર તો તેની સંસ્કારભૂમિ પાસેજ ત્યાગી થઇને બેઠો, અને નગરમાંથી ભિક્ષા માગી લાવી તેને પિંડ આપીને પછી પોતે ખાવા લાગ્યો. પ્રિયાવગર મોહથી અહર્નિશ ત્યાંજ બેસી રહેવા લાગ્યો.

હવે દેશાંતર ગયેલા વરે કોઈ સ્થાનેથી સંજીવિની વિદ્યા મેળવી, એટલે તેણે ત્યાં આવી તેના બાકી રહેલા અસ્થિ ઉપર વિદ્યામંત્રિત જળ છાંટ્યું, જેથી તે કન્યા તત્કાળ સજીવન થઇ,

તે, સાથે તેની ભેળો મરણ પામેલો વર પણ સજીવન થયો. તીર્થે ગયેલો વર પણ ત્યાં આવી પહોંચ્યો અને પાછા ચારે વર તે કન્યાસંબંધી વિવાદ કરવા લાગ્યા. સ્વજનો એકઠા થયા. નગરના લોકો તથા રાજપુરૂષો આવ્યા. પરંતુ તેના વિવાદનો નિર્ણય કોઇ કરી શક્યું નહીં. તેવામાં ત્યાં આવેલા એક મહા બુદ્ધિશાળી પ્રૌઢવયવાળા પુરૂષે તેમની હકીકત સાંભળીને આ પ્રમાણેનો નિર્ણય સ્પુટ કર્યો. તે બોલ્યો કે-" તીર્થે અસ્થિ નાખવા ગયો તે તો પુત્ર કહેવાય, સાથે જીવતો થયો તે ભાઇ કહેવાય, જીવાડનાર-જન્મ આપનાર પિતા કહેવાય, બાકી જે તેના મૃત્યુસ્થાને બેસી રહ્યો અને નિરંતર પિંડ આપ્યો તેજ પતિ થવાને યોગ્ય કહેવાય. લોકોમાં પણ જે ભરણપોષણ કરે તેજ સ્વામી કહેવાય છે." આ પ્રમાણેનો તેનો નિર્ણય સર્વ જનોએ સ્વીકાર્યો અને ત્રણે વરો પણ પોતપોતાનો વિવાદ છોડીને સ્વસ્થાને ગયા એટલે પછી ચોથા વર સાથે તેનું પાણિગ્રહણ કરાવવામાં આવ્યું. "

આ કથા ઉપરથી સાર એ લેવાનો છે કે-'જેમ વિદ્યા મેળવવાથી કે કષ્ટ કરવાથી સ્વામી થવાણું નહીં, પણ નિરંતર ભોજન આપવાથી સ્વામી થવાણું, તેમ સામ્યભાવથીજ નિવૃત્તિ પ્રાપ્ત થાય છે-તે શિવાયના અન્ય કષ્ટોથી થતી નથી.'

વિદ્યાવિનાનું તત્ત્વજ્ઞાન, શમ રહિત તપ અને મનઃસ્થૈર્ય વિના તીર્થયાત્રા વંધ્યા સ્ત્રીની જેમ વંધ્ય (નિષ્ફળ) છે. જેટલાં કર્મ કરોડો જન્મમાં તીવ્ર તપસ્યા કરવાવડે જીવ ખપાવી શકે છે તેટલાં કર્મો સામ્યભાવનું આલંબન કરવાથી ક્ષણાર્ધમાં

ખપાવી શકે છે. વીતરાગનું ધ્યાન કરવાથી જેમ મનુષ્ય વીતરાગ થાય છે તેમ સમસ્ત અપધ્યાનને નિવારીને ભ્રામરધ્યાન[૧] નો આશ્રય કરવાથી મનુષ્ય ઉચ્ચ સ્થિતિને પામે છે. સ્થાનમાં, માનમાં, જનમાં, અરણ્યમાં, સુખમાં તેમજ દુઃખમાં વીતરાગપણાનો–વીતરાગના ધ્યાનનો અભ્યાસ કરવાથી મન તેમાં લયલીન થઈ જાય છે. જેમ પુષ્પમાં ગંધ, દુધમાં ઘૃત અને કાષ્ટમાં તેજ (અગ્નિ) રહેલ છે તેમ જીવમાં જ્ઞાન રહેલું છે, પરંતુ તે તદ્યોગ્ય પરિકર્મ કરવાવડે વ્યક્ત થઈ શકે છે. પાપરૂપ દાવાનળના ઓઘનું શમન કરવાને ઘનાવળીતુલ્ય, સુકૃતની શ્રેણિરૂપ કલ્પલતાની પૃથ્વીતુલ્ય અને વિશદ ધર્મને પ્રસવનાર માતાતુલ્ય સ્ફુરાયમાન ગુણગણવાળી કરૂણા ચીરકાળ જયવંતી વર્તે છે. ”

આ પ્રમાણેની દેશનાને અંતે રાજાએ પૂછયું કે–“ હે ભગવન્ ! મારૂં આયુષ્ય કેટલું છે ? તે સત્વર કહો, તે જાણવાને હું અત્યંત ઉત્સુક છું.” આ પ્રશ્નના ઉત્તરમાં ગુરૂમહારાજે કહ્યું કે–“ હે નૃપ ! હે મહારાજ ! જે કાર્ય સાધવું હોય તે સત્વર સાધો, કેમકે તમારૂં આયુષ્ય એક મહિનાથી વધારે નથી. ” આ પ્રમાણે ગુરૂમુખથી સાંભળીને તરતજ રાજાએ સ્વસ્થાને જઈ પુત્રને રાજ્યપર સ્થાપન કરી આ પ્રમાણે શિખામણ આપી–“ હે પુત્ર ! તારે દ્યુતાદિવ્યસન, ખળની સંગતિ, વિશ્વાસીનો ઘાત, વેષનો આડંબર, શક્તિવાળા સાથે કલહ, આશ્રિત ઉપર કોપ, અન્યાયનું કથન, કરેલાનો અપલાપ, દોષ સંબંધી અસત્ય પ્રલાપ

૧ ભ્રમરઇલિકા (એળ)ને ચટકો ભરવાથી ઇલિકા તેનું ધ્યાન કરે છે, તે ધ્યાન તીવ્ર હોવાથી ઇલિકા ભ્રમર થઇ જાય છે. તે ધ્યાનને ભ્રામરધ્યાન કહે છે.

અર્થાત્ કોઈની ઉપર અસત્ય દોષારોપણ, સ્વશ્લાઘા, પરદારાગમન અને નિંદીત કાર્ય–એ સર્વનો ત્યાગ કરવો.” આ પ્રમાણે પુત્રને શિક્ષા આપીને, યથાવિધિ દાન આપીને તેમજ મંત્રી વિગેરેને ભલામણ કરીને રાજાએ ગુરૂમહારાજ પાસે આવી ચારિત્ર ગ્રહણ કર્યું. અને ચીરકાળ પર્યંત નિરતિચાર ચારિત્ર પાળીને પ્રાંતે મોક્ષે ગયા.

હવે રત્નપાળ રાજા સુખે સુખે પ્રજાનું પાલન કરતા સતા આનંદથી રહે છે. શૃંગારસુંદરી વિગેરે હજારો તેને રાણીઓ થઈ છે, તે સર્વની સાથે આઠ પ્રકારના સુખભોગ ને આનંદ ભોગવે છે. તે આઠ પ્રકાર આ પ્રમાણે–સુગંધ, સુવસ્ત્ર, ગીત, તાંબુળ, ભોજન, વાહન, મંદિર ને શય્યા. ઉત્તમ પુરૂષોએ તદુપરાંત સુભોજ્ય, ગીત, કાવ્ય, કથા, કાંચન ને કામિની આ છ પ્રકારના સુખો કહ્યા છે. વિષયાર્ણવમાં નિમગ્ન એવો તે રત્નપાળ બીજું કાંઇ જાણતો નહોતો, તે તો નિશ્ચિંતપણે સ્ત્રીઓમાં તેમજ ગીત-નૃત્યાદિ જોવામાંજ તત્પર હતો. તે જય નામના મંત્રીની ઉપર રાજ્ય સંબંધી તમામ ચિંતા ને તમામ ભારનું આરોપણ કરીને શક્રની જેમ નિશ્ચિંત થઇને રહ્યો હતો. શૃંગારસુંદરીની સાથે વિષય સંબંધી સુખ–દોગુંદુક દેવોની જેમ ભોગવતો સતો દિવસો વ્યતિક્રમાવતો હતો. ‘ અપત્ય, અંગસેવા, ભોગ, સ્વજનોનું ગૌરવ અને ગૃહકર્મનો નિયોગ–આ પાંચ સ્ત્રીરૂપ વેલડીના ફળો છે.’

ગુણે કરીને રત્નાકર જેવા રત્નપાળને પણ અત્યંત વિષય-સેવન દોષોત્પત્તિ માટે થયું. સર્વથા નિર્મળ કોણ રહ્યુ છે ? જુઓ ! ચંદ્રમાં લાંછન, હિમગિરિમાં હિમ, સમુદ્રના જળમાં ક્ષારપણું, સૂર્યના કીરણોમાં તીક્ષ્ણતા, મલયજમાં કટુતા, જળમાં

પંક, હાથિણી દુધવિનાની, અહિલતિકા પુષ્પફળવિનાની—આ પ્રમાણે દુર્દૈવે આ જગતમાત્રને વિડંબિત કરેલ છે—રત્નમાત્રને દૂષિત કર્યા છે. સંસારમાં પણ સર્વકાર્યમાં સમભાવ શુભને આપનાર છે, તેથી સભ્યોએ રત્નપાળને વધારે પડતા વિષયસુખથી પાછા ઓસરવામાટે ઘણીરીતે નિષેધ કર્યો પણ રાજા તે વ્યસન ત્યજી શક્યો નહીં. 'પ્રાણીને પુણ્યપાપના અનુભાવ પ્રમાણેજ સુખદુઃખની પ્રાપ્તિ થાય છે, બુદ્ધિ કર્માનુસારે થાય છે અને સિદ્ધિ પણ તે અનુસારેજ થાય છે.' આ પ્રમાણે થવાથી મંત્રી પૂર્વે પણ રાજ્યમાં લુબ્ધ તો હતોજ તેમાં પણ જ્યારે તેને રાજ્ય સોંપી દેવામાંજ આવ્યું ત્યારે પછી શું કહેવું ? બીલાડાને રક્ષણ માટે દુધ સોંપવાની કહેવત પ્રમાણેજ થયું.

અન્યદા તે મંત્રી શૃંગારસુંદરી રાણીનું રૂપ જોઇને તેનાપર મોહ પામ્યો, તેથી કામાર્ત્ત થયો સતો ક્ષુધા—તૃષા બધું ભૂલી ગયો અને તેને કોઈ પણ જગ્યાએ રતિ પ્રાપ્ત ન થઇ. એકદા તેના ભાગ્યયોગથી તેને એક સિદ્ધપુરૂષ મળી ગયો, તેણે તેનાપર પ્રસન્ન થઇને તેને અવસ્વાપનિકા વિદ્યા આપી. પછી પગાર વધારી દઈને રાજસેવકોને તેણે વશ કર્યા. રાજ્યના લોભથી તે પાપીએ સ્વામીદ્રોહ કરવો શરૂ કર્યો. એક દિવસ રાત્રિએ રાજાને અવસ્વાપિની નિદ્રા આપીને તેને પલંગસહિત ઉપાડ્યો અને અરણ્યમાં લઈ જઈ તેને મારવાની શરૂઆત કરી. તેવામાં રાજાના આયુષ્યની દ્રઢતા હોવાથી આકાશવાણી થઈ કે—' મા, મા, લો, લો' આવી વાણી સાંભળીને તેના ભયથી રાજાને અરણ્યમાં મૂકીને મંત્રી ભાગી ગયો અને સેવકો પણ દશે દિશામાં ભાગી ગયા. પછી અંતઃપુર સહિત રાજ્ય તે દિવસથી મંત્રીના તાબામાં !

આવ્યું, એટલે એક શૃંગારસુંદરી શિવાય બીજી બધી રાણીઓને તે કામાંધ મંત્રીએ કુકર્મવડે વિડંબના કરી. શૃંગારસુંદરી અત્યંત શીલવ્રતમાં પરાયણ હોવાથી તે દુષ્ટ મંત્રીએ અનેક પ્રકારે પ્રાર્થના કર્યા છતાં પણ તેના વચનને તેણે માન્ય કર્યું નહીં. આમ થવાથી કામ અને ક્રોધથી અંધ બનેલો તે મંત્રી શૃંગારસુંદરીને દરરોજ પાંચશેં ચાબુક મરાવવા લાગ્યો. તેના રૂપમાં મોહિત થયેલા તે કામીને બીલકુલ દયા આવી નહીં. 'કામી મનુષ્યને દયા, ક્ષમા, લજ્જા, સૌદર્ય,[1] દાક્ષિણ્ય કે ધર્મબુદ્ધિ હોતીજ નથી.' કહ્યું છે કે-'કામી લાજતો નથી, જોતો નથી, સાંભળતો નથી, ગુરૂજનની સ્વજનની કે પરની અપેક્ષા કરતો નથી; તે તો એમજ કહે છે કે-'હે કમળના પત્રસમ વિશાળ નેત્રવાળી ! તું આગળ ચાલ, એટલે વિંધ્યાટવી પ્રત્યે જનારો માર્ગ તેજ મારો રાજમાર્ગ છે.' 'મનુષ્ય સલજ્જ, સદય, સુવિદ્યાવાન્, સદ્ગુણી અને સદ્બુદ્ધિમાન્ ત્યાંસુધીજ છે કે જ્યાંસુધી તે કામવશ થયો નથી. અહો ! કામ જગત બધાનો જય કરનાર છે.'

અહીં શૃંગારસુંદરીને તે કામાંધ મંત્રીએ અનેક પ્રકારની વેદના ઉત્પન્ન કરી પરંતુ વ્રતમાં સ્થિરીભૂત થયેલી તે રાણીનું મન તે ફેરવી શક્યો નહીં. ત્યારપછી તે દુરાત્માએ તેના શરીરમાંથી માંસના ખંડો સાણસીવડે તોડાવી તોડાવીને પશુઓને ખવરાવ્યા. આ પ્રમાણે એક મહિના સુધી તે મહાસતિની તે દુષ્ટે મહા કદર્થના કરી, તોપણ તેણીએ તેનું વચન માન્યું નહીં. પ્રાણથી અધિક એવા શીળધનની અખંડ રક્ષા કરી. 'તીવ્ર અને

---

૧ બંધુભાવ.

ચનપવનવડે કરીને પણ શું કનકગિરિના–મેરૂપર્વતના શિખરો ત્રુટીને ધરતીપર પડે છે?'

અન્યદા તે દુષ્ટ મંત્રીને તેનો કોઇ ડાહ્યો મિત્ર કહેવા લાગ્યો કે–" હે મિત્ર! હું તને કાંઇક તારા હિતની વાત કહું તે સાંભળ! તું આ સતિને મારી નાખીશ તોપણુ તે પોતાના શીળથી ચળિત થશે નહીં, પરંતુ એના રોષાનળથી તું એક ક્ષણમાં ભસ્મસાત્ થઈ જઇશ. કેમકે મુનિઓને તેમજ દેવોને પણ સતિઓનો શાપ દુઃસહ છે. સતિના શીળના મહાત્મ્યથી અગ્નિ જળરૂપ થઇ જાય છે, સર્પ પુષ્પની માળારૂપ થાય છે અને વિષ અમૃત થઈ જાય છે. સિંહ, વ્યાઘ્ર, પિશાચ, યક્ષ, વ્યંતર અને રાક્ષસો પણ તેના શ્રાપથી નાશ પામી જાય છે, તેથી તેઓ તેની રેખાનું ઉલ્લંઘન કરતા નથી.' સતીના શીળનો પ્રભાવ તું સાવધાન થઇને સાંભળ. પૂર્વે સતિના શાપથી એક વિદ્યાધરનું કુટુંબ બધું નાશ પામી ગયું હતું તેની કથા કહું છું.

" પૂર્વે રત્નપુરમાં **રામ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં **ધનદત્ત** નામનો શ્રેષ્ઠિ વસતો હતો. તે શેઠને લાવણ્યરૂપ જળની કૂપિકા જેવી, શીળવંત, પતિભક્ત અને પ્રિય બોલનારી **ધનશ્રી** નામે સતિ સ્ત્રી હતી. તે સ્ત્રીની સાથે વિવિધ પ્રકારના સુખભોગ ભોગવતાં તેને દેવીસમાન **સૌભાગ્યદીપિકા** નામે પુત્રી થઈ. અત્યંત લાલનપાલન કરાતી એવી તે પુત્રી યોગ્ય વયે અભ્યાસ કરતાં સરસ્વતિ જેવી થઈ. અનુક્રમે યૌવનાવસ્થા પામતાં તે લોકોના મનને મોહ ઉત્પન્ન કરે તેવી થઈ.

તે અવસરે **કનકપુર** નામના નગરમાં **ધનાવહ** નામે

શ્રેષ્ઠિ રહેતો હતો. તેનો નરકુંજર નામનો પુત્ર ગુણી પુરૂષોમાં મુખ્ય હતો. તે પુત્ર અનુક્રમે સર્વ કળાયુક્ત અને પરદારાથી વિરક્ત થયો. તેને ધનદત્ત શ્રેષ્ઠિએ પોતાની પુત્રી આપી. તે પુત્રી પરણીને શ્વસુરગૃહે આવી. અન્યદા તે પોતાના ઘરના ગોખમાં બેઠી હતી તેવામા તેને આકાશમાર્ગે ગમન કરતા કોઈ વિદ્યાધરે દીઠી એટલે તે રાગાંધ થઇને તેની પાસે આવ્યો અને ચાટુ વચનોવડે બોલાવવા લાગ્યો, તેમજ અનેક પ્રકારની દિવ્ય શક્તિવડે તે પોતાનું અપૂર્વ સ્વરૂપ બતાવવા લાગ્યો. તેને મનસ્વીની એવી સૌભાગ્યદીપિકાએ કાંઇપણ ઉત્તર આપ્યો નહીં અને મનથી પણ તેને કિંચિત્ આદર આપ્યો નહીં, એટલે તે પાપબુદ્ધિવાળા વિદ્યાધરે કહ્યુ કે–" મને કામરૂપ સર્પે મર્મસ્થાનમાં દંશ કર્યો છે, તેથી હે પ્રિયે ! તું વચનરૂપ અમૃતના સીંચનવડે તે વિષનો નાશ કર. મને પંચબાણ જે કામદેવ તેના સખ્ત પ્રહારથી ઘણી વેદના થયેલી છે, તેથી હુ બળાત્કારે પણ તારા શરીરનું આલિંગન કરીશ." આ પ્રમાણે કહીને તે વિદ્યાધર તેનુ શીળભંગ કરવા તત્પર થાય છે તેવામા તેણીએ કહ્યું કે–" રે પાપી ! મારૂં વચન સાંભળ–તું મારા સત્ય એવા શીળવ્રતને ભંગ કરવા તૈયાર થયો છું, તે પાપે કરીને મારા શાપથી તું તત્ક્ષણ નાશ પામી જઇશ હે વિદ્યાધરાધમ ! મારા શાપથી તારા પુત્ર ને સ્ત્રીઓ સહિત તેમજ દેશ ને રાષ્ટ્ર સહિત તું પ્રલયપણાને પામી જઈશ."

આ પ્રમાણેના તેના વચનો સાંભળીને વિદ્યાધર ફરીને બોલ્યો કે–" હે મુગ્ધે ! અત્યારે દિવસ હોવાથી પાછો જાઉં છું; રાત્રે આવીશ. તે વખતે અહીંથી તારૂં હરણ કરી મારા નગરમાં

લઇ જઇશ અને તારી સાથે વિષયસુખ ભોગવીશ, પછી તું શું કરીશ ? ” ત્યારે સૌભાગ્યદીપિકા બોલી કે–‘ મારા વચનથી અજિ સૂર્યજ અસ્ત પામશે નહીં. ’ પછી વિદ્યાધર પોતાને નગરે ગયો. ત્યાં અકસ્માત તેના મકાનમાં આગ લાગી અને તેથી ક્ષણમાત્રમાં કુંટુંબ સહિત તેનું ઘર બળી ગયું. તેજ વખતે તેના હાથી, ઘોડા અને રથ તથા પાયદળ સેના નાશ પામી અને વેરીએ આવીને તેનું રાજ્ય લઇ લીધુ.

આ પ્રમાણે ઉત્પાત થવાથી તે વિલક્ષ થઇને ચિંતવવા લાગ્યો કે–‘ અરે ! આ શુ થઇ ગયું ! જરૂર અત્યારે મારૂં દુર્ભાગ્ય વર્તે છે ’ આ પ્રમાણે વિચારતો તે એકલો બેઠો છે તેવામાં એક વિદ્યાધર તેની પાસે આવીને બોલ્યો કે–“ હે મિત્ર ! આજે તો મેં એક મોટું આશ્ચર્ય દીઠું. હું તીર્થયાત્રા કરવા માટે નીકળતા હેમપુરે ગયો હતો, ત્યા ત્રણ દિવસથી સૂર્ય અસ્તજ પામતો નથી. ત્યાંના લોકો આ ઉત્પાત માની તેની શાંતિ માટે અનેક પ્રકારના શાંતિક પૌષ્ટિક કર્મ કરે છે, પરંતુ હજુ સૂર્ય અસ્ત પામ્યો નથી, નિશ્ચળ રહેલો છે. ”

આ પ્રમાણે હકીકત સાંભળી ચકીત થઇને પેલો વિદ્યાધર વચારવા લાગ્યો કે–“ તે સતિનું વચન ખરેખરૂં સત્ય જણાય છે. એના શાપથી મારો હજુપણ વિશેષ વિનાશ થશે તો પછી હું શું કરીશ ? જો કે મારૂં ઘણું તો વિનાશ પામી ગયું છે તેથી મસ્તક મુંડાવ્યા પછી મુહૂર્ત શું પૂછવુ ? પાણી વહી ગયા પછી બંધ શું બાંધવો ? ધાણ વિનાશ પામ્યા પછી દ્વિદળ તજવાથી શું ? અને પાણી પીધા પછી ઘર પૂછવું શું ? તો

પણ ત્યાં તે સતિ પાસે જઇને મારા દૂષણ સંબંધી ક્ષમા માગું અને તેના શાપથી મારા આત્માને મુક્ત કરૂં." આ પ્રમાણે વિચારી તરતજ તે સતિ પાસે ગયો અને પોતાનો અપરાધ ખમાવીને કહ્યું કે-" હે માતા ! મારી ઉપર અનુગ્રહ કરી મને શાપથી મુક્ત કરો, કેમકે ઉત્તમ પુરૂષો દીર્ઘરોષી હોતા નથી. છેદ્યા છતાં, પીલ્યા છતાં, ઉકાળ્યા છતાં ઇક્ષુ મિષ્ટ રસનેજ આપે છે, તેમ સજ્જન પુરૂષ પીડા પમાડ્યા સતા પણ મધુર વચનોજ બોલે છે."

આ પ્રમાણે કહીને પછી તે નગરના સર્વ લોકોને એકઠા કરીને તેણે તેમની સમક્ષ કહ્યું કે-" ભો ભો લોકો ! મારૂં વચન સાંભળો ! મેં આ સતિની સાથે વચનમાત્રથી પણ પાપ કર્યું તો તેનું ફળ મને તત્કાળ મળ્યું, મારૂં મકાન બળીને ભસ્મ થઇ ગયું, કુટુંબ નાશ પામ્યું, રાજ્ય વૈરીઓએ લઇ લીધું. આ સતિએ મારે નિમિત્તેજ રવિને પણ સ્તંભિત કરી દીધો છે." આ પ્રમાણે કહીને તે સતિના પગમાં પડચો એટલે સતિએ તેને શાપથી મુક્ત કર્યો અને કહ્યું કે-'સુખેથી તારે નગરે જા. તને મારી આશીષથી તારૂં રાજ્ય અને લક્ષ્મી વિગેરે પાછાં મળશે. તારા વિનયથી હું તુષ્ટમાન.થઈ છું. વિનય મોટો ગુણ છે.'

કહ્યું છે કે-" વિનય ધર્મરૂપ વૃક્ષનું મૂળ છે, દેવપતિ ને નરપતિની લક્ષ્મીરૂપી લતાના કંદરૂપ છે, સૌંદર્યને આહ્વાન કરવાની વિદ્યા છે, સમસ્ત ગુણનિધિ વશ કરવાના યોગચૂર્ણ જેવો છે, સિદ્ધ એવી આજ્ઞાના મંત્રતુલ્ય છે, તેમજ મંત્રયંત્રાદિને પ્રાપ્ત કરાવનાર મણિની ઉત્પત્તિમાં રોહણાચળતુલ્ય છે, સમસ્ત અનર્થના શત્રુરૂપ છે. આવો વિનય ત્રણ જગતમાં શું શું શ્રેય નથી કરતો ? "

અહીં પેલો વિદ્યાધર પોતાને નગરે ગયો અને રાજ્યલક્ષ્મી પામીને સુખી થયો. સૂર્ય અસ્ત પામ્યો અને સતિનો જય-જયારવ બોલાણો. તે સતિ શીળના પ્રભાવથી સર્વત્ર વિખ્યાત થઈ. શીળથી રાજા કિંકરપણું સ્વીકારે છે અને દેવો પણ તેનો આદેશ માથે ચડાવે છે.

ઇતિ સૌભાગ્યદીપિકા કથા.

આ માટે તને કહું છું કે-હે મિત્ર! જે શૃંગારસુંદરી તારા ઉપર જરાપણ કોપ કરશે તો તારૂં સારૂં નહી થાય અર્થાત્ માઠું થશે. એ મહાસતિ એવી રાણીનો તો વિનય કરવા યોગ્ય છે. તું પરસ્ત્રીગમનના પાપથી સાતમી નરકે જઈશ એમ મને લાગે છે. કહ્યું છે કે-" કષ્ટના એક નિવાસસ્થાન તુલ્ય, કુળને શ્યામ કરવાને કાજળ તુલ્ય અને લોકોમાં નિંદાના સ્થાન તુલ્ય પરદારાગમન કોઈપણ રીતે શોભાવાળું નથી." બીજી અનેક સ્ત્રીઓ પોતાને સ્વાધીન હોવા છતાં જે મનુષ્ય પરદારાલંપટ થાય છે તે કાગડાની જેમ પોતાની પાસે આખું સરોવર પાણીથી ભરેલું હોવા છતાં સ્ત્રીઓના ઘડાના જળમાંથીજ પાણી પીએ છે. મહાભારતમાં કહ્યું છે કે-" લંકાનો સ્વામી છતાં, દશ મુખવાળો છતાં, ત્રણ ખંડને જીતેલા છતાં, લાખો રાક્ષસોની સેના છતાં, ઇંદ્રજિત જેવો પુત્ર છતાં-આ પ્રમાણે છતાં રાવણને નિર્ધન એવા, પરિવાર વિનાના એવા, વનમાં રહેનારા એવા અને મનુષ્ય માત્ર એવા રામચંદ્રે જે અત્યંત તેજવડે જીતી લીધો તે જનકપુત્રી સીતાના ઉત્તમ શીળનોજ અપૂર્વ પ્રભાવ સમજવો."

આ પ્રમાણે પોતાના મિત્રના કહેવાથી જયમંત્રીએ શૃંગારસુંદરીને 'તારૂં શીળ મહા પ્રભાવવાળું છે' એમ કહીને છોડી દીધી અને તેને નમસ્કાર કર્યો.

ત્યારપછી શૃંગારસુંદરી પતિવિયોગ સંબંધી વિડંબનારૂપી. સમુદ્રનો પાર પામવા માટે ષષ્ઠાષ્ઠમાદિક તપ કરવામાં તત્પર થઇ, સ્નાન વિલેપનાદિક તજી દીધાં અને સાધ્વીની જેમ રહેવા લાગી. અન્યદા ત્યાં એક સારો નિમિત્તજ્ઞ આવ્યો. તેને રાણીએ પોતાના સ્વામીનો યોગ થવા વિષે પૂછયું. નિમિત્તજ્ઞે 'યોગ થશે' એટલુંજ કહ્યું, તેના વિશ્વાસ ઉપરજ રાણી દેહ ધારણ કરી રહી.

જય અમાત્ય સ્વામીદ્રોહી તેમજ પાપાત્મા થઇને રત્નપાળને સ્થાનકે રહી રાજ્ય કરે છે. શાસ્ત્રકાર કહે છે કે-' ખળની ઉપર કરેલો ઉપકાર મોટા દોષને માટેજ થાય છે. જુઓ વ્યાધિઓને અનુકૂળ આચરણ કરીએ તો વ્યાધિઓ ઉલટા વૃદ્ધિ પામે છે-કોપે છે; તેની તો સામેજ પડવું જોઇએ, તોજ તે કાંઇક મંદ પડે.'

હવે અરણ્યમાં રહેલો રત્નપાળ અવસ્વાપિની નિદ્રાનો અમલ ઉતર્યો ત્યારે બરાબર જ્યારે સુતો હતો ત્યારેજ ૨૪ કલાકે જાગૃત થયો. શય્યામાં રહ્યો રહ્યો તે ચારે તરફ જુએ છે, તો ચારે બાજુ મહા ભયંકર અરણ્યજ દેખાય છે. તેમજ સિંહ, વ્યાઘ્ર, શીયાળ, ઘુડ, ગીધ, ભુંડ અને મોર વિગેરેના તેમજ સારસ, ક્રૌંચ અને કાગડા વિગેરેના ભય ઉત્પન્ન કરે તેવા શબ્દો સંભળાય છે. કોઈ જગ્યાએ મૃગનાં ટોળાં જણાય છે, કોઇ જગ્યાએ વાંદરાના ટોળાં દેખાય છે, કોઈ જગ્યાએ

ઊંચા કીનારાવાળા સરોવરો દેખાય છે અને કોઇ જગ્યાએ અનેક જાતિના વૃક્ષો નજરે પડે છે. આ પ્રમાણે ચારે બાજુ જોતો રત્નપાળ ચકીત થઇને મનમાં ચિંતવવા લાગ્યો કે- "જરૂર મને રાજ્યલોભથી મંત્રીએ વનમાં તજી દીધો લાગે છે, મેં તેને મારો ભક્ત જાણીને તેનાપર રાજ્યભારનું આરોપણ કર્યું-રાજ્ય બધું સોંપી દીધું, પરંતુ તે પાપી તેમજ ધૂર્તે ખરેખરો વિશ્વાસઘાત કર્યો. ખોળામાં મસ્તક રાખીને સુનારનો શિરચ્છેદ કરે તેવું તેણે કર્યું. મુગ્ધ એવા મને તેણે ઠગીને મહાકૂપમા ક્ષેપન કર્યો. તે કર્મચંડાળ, કૃતઘ્ન, સ્વામીનો ઘાત કરનાર દુર્મંત્રી મને આવી અવસ્થા પમાડીને કેટલોક વખત સુખે રાજ્ય કરશે ?" આ પ્રમાણે વિચાર્યા પછી પાછો ધીરપણાનું અવલંબન કરીને તે ચિત્તમાં વિચારવા લાગ્યો કેઃ-'તે દરિદ્રી મને શું કરી શકે ? આમાં મારા કર્મજ ખરેખરા કારણભૂત છે. જે દેશમાં, જે કાળમાં, જે દિવસે અને જે મુહૂર્તે સુખ કે દુઃખ-હાનિ કે વૃધ્ધિ પ્રાપ્ત થવાના હોય છે તે તે પ્રમાણેજ પ્રાપ્ત થાય છે. કાળે અથવા કર્મે પીડેલા મનુષ્યનુ મંત્ર, તપ, દાન, મિત્ર કે બાંધવ કોઇ પણ રક્ષણ કરી શકતું નથી. સુખ કે દુઃખ પ્રાપ્ત થવામાં સત્ત્વ કારણભૂત નથી, ગુણ કારણભૂત નથી, રૂપ, યશ, વીર્ય કે ધન પણ કારણભૂત નથી, તેમજ શીળ કે કુળ પણ કારણભૂત નથી; માત્ર પૂર્વે કરેલાં-આચરેલાં કર્મજ કારણભૂત છે.'

આ પ્રમાણે બહુ રીતે વિચાર કરીને તે રત્નપાળ શય્યામાંથી બેઠો થયો અને નીચે ઉતરી મંદમંદ ચાલવા લાગ્યો. ત્યાં તેણે આગળ એક પર્વત જોયો. તે પર્વતના શૃંગ ઉપર

ચડતાં ત્યાં તેણે એક પુરૂષને બંધનોવડે બાંધેલો જોયો. તેને મૃતાવસ્થા જેવો થયેલ દેખી તરતજ કુમારે છુટો કર્યો. પછી પવનવડે તેને ચેતના આવી એટલે રત્નપાળે પૂછયું કે–‘ હે ભદ્ર ! તું કોણ છે ? અને તને કોણે બાંધ્યો હતો ? તે કહે.’ રત્નપાળના પ્રશ્નના ઉત્તરમાં હાથ જોડીને તે પુરૂષ બોલ્યો કે– “પુરૂષશ્રેષ્ઠ ! મારા બંધનનું કારણ કહું તે સાંભળો. વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ શ્રેણિમાં ગગનવલ્લભ નામના નગરમાં સુગંધવલ્લભ નામનો વિદ્યાધરેશ્વર છે. હું હેમાંગદ નામનો તેનો પુત્ર છું. ત્યાં હું આનંદયુક્ત રહેતો હતો, એકદા હું સ્ત્રી સહિત નંદીશ્વર દ્વીપે યાત્રાર્થે જતો હતો, તેવામાં માર્ગમાં મારો શત્રુ વિદ્યાધર મળ્યો. તે પાપીએ રાક્ષસી વિદ્યાના બળથી મને બાંધીને અહીં મૂકી દીધો અને મારી સ્ત્રીને લઇને તે ભાગી ગયો. અત્યારે મારા ભાગ્યયોગથી તું સત્વવાન્ પુરૂષ અહીં આવી ચડ્યો અને મને છુટો કર્યો, નહીં તો તે દૃઢ બંધનથી હું જીવતો પણ રહું તેમ નહોતું.” આ પ્રમાણે તેઓ વાત કરે છે તેવામાં પેલો શત્રુ વિદ્યાધર તેની પત્ની સહિત ત્યાં આવ્યો અને રોષથી લાલ નેત્રવાળો થઇને બોલ્યો કે–‘અરે ! આ માણસને મેં બાંધ્યો હતો તેને કયા માનવીએ છુટો કર્યો ? તે અકાર્યકારીનું જીવિતજ સંપૂર્ણ થયું લાગે છે.’ આ પ્રમાણે કહીને ખડ્ગ ખેંચી તે રત્નપાળ તરફ દોડ્યો, એટલે મહાબાહુ એવો રત્નપાળ પણ તેની સામે સંગ્રામ કરવા તૈયાર થઈ ગયો. કેટલાક વખત સુધી ખડ્ગાખડ્ગી યુદ્ધ ચાલ્યા પછી રત્નપાળે લઘુલાઘવી કળાથી તેને હણીને પૃથ્વીપર પાડી દીધો, એટલે રાક્ષસી વિદ્યા પણ તેને તજીને રાડ પાડીને ભાગી ગઇ. હેમાંગદ સ્ત્રી મળવાથી અને શત્રુ મરાવાથી બહુ ખુશી થયો.

પછી હેમાંગદે પ્રત્યુપકાર નિમિત્તે રત્નપાળને બે ઔષધિઓ આપી અને તેનો મહિમા આ પ્રમાણે કહ્યો. 'આ પ્રથમ વલય સર્પના વિષને હરનાર છે અને બીજું વલય માણસને મોહ પમાડનાર છે.' આ પ્રમાણે કહી રત્નપાળને નમસ્કાર કરીને તે સ્ત્રી સહિત પોતાને સ્થાને ગયો.

રત્નપાળ બે ઔષધિઓ લઇને વલ્લીથી ગુંથેલી વેણી જેવી વનશ્રેણિને જોતો જોતો એક દિશા તરફ ચાલ્યો. પરંતુ વૃક્ષોની ગાઢ છાયાથી થયેલા અંધકારમાં મહા કષ્ટે તે ગમન કરવા લાગ્યો. એવામાં એક વૃક્ષની છાયામાં પડેલા એક રોગી મનુષ્યને તેણે દીઠો. દીન મુખવાળા, આંખમાં ઝરતા અશ્રુવાળા, ધર્મકર્મવડે પવિત્ર, શુભ ભાવવાળા, રક્ષક વિનાના અને વિદેશી એવા તે શ્રાવકને જોઇને કૃપાળુ એવા રત્નપાળે વિચાર્યું કે-" આ મનુષ્ય અંતિમ અવસ્થાને પામેલો જણાય છે, તેથી તેનું સંરક્ષણ કરવા યોગ્ય છે, તેમજ આરાધના કરાવવા યોગ્ય છે. " આમ વિચારીને રત્નપાળે પુણ્યબુદ્ધિથી તેને કહ્યું કે-" હે ધર્મબંધુ! તું સર્વ જીવોને ખમાવ, નવકારમંત્રનું સ્મરણ કર, અરિહંત, સિદ્ધ, મુનિ ને ધર્મ એ ચારનું શરણુ કર, ભાવપૂર્વક સમ્યક્ત્વને તથા શીળને અંગીકાર કર. સ્ત્રી પુત્ર મિત્ર બંધુ ધન ધાન્ય ગૃહ અને અન્ય સર્વ ઉપરથી મમત્વ તજી દે. આ જીવને દેહ ગૃહ કુટુંબ અને લક્ષ્મી સર્વ પામવું સુલભ છે, પરંતુ જિનેશ્વરકથિત ધર્મની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે. કોઇના ઉપરોધથી, ભયથી, ક્રોધથી, લોભથી, ક્ષોભથી, કુતુહળથી જે કાંઇ મિથ્યા બોલાણું હોય તે આલોચના કરવાથી મિથ્યા થાઓ. જીવિતને અને મૃત્યુને-બંનેને જે આરાધે છે તેજ પુરૂષ છે,

બીજા તો પશુતુલ્ય છે. ”

“ હે બંધુ ! નિર્મળ મનવાળો થઈ, બંધુજનાદિ ઉપરના સ્નેહને તજી અંતિમ આલોચના ગ્રહણ કર, અનશન ગ્રહણ કરીને સર્વ વ્રતોને ફરીને અંગીકાર કર, સ્પૃહા તજી દે, સર્વ પ્રાણી-ઉપર કષાય રહિત હૃદયવાળો થઇ ત્રિવિધે ત્રિવિધે ખામણા કર, અને પંચ નમસ્કાર મંત્રનું ધ્યાન કર. આ પ્રમાણેની આરાધનાવડે જે મનુષ્ય પોતાના દેહને તજે છે તેને ધન્ય છે. ”

રત્નપાળે આ પ્રમાણે આરાધના કરાવવાથી તે શ્રાવક શુભ ધ્યાનવડે મૃત્યુ પામી દેવ થયો. પછી પરોપકારમા તત્પર એવા રત્નપાળ રાજાએ તેના શરીરને યોગ્ય સત્કાર કર્યો. “ઉપકારમાં તત્પર એવા સજ્જનો જગતમાં વિરલ હોય છે, અને ઉપકારને માનનારા તો હોય અથવા ન પણ હોય એમ લાગે છે.”

હવે રત્નપાળ ત્યાથી પૂર્વદિશા તરફ ચાલ્યો. કેટલુક ચાલતાં આગળ સાક્ષાત્ બીજું દેવપુર હોય તેવું એક નગર તેના જોવામાં આવ્યું. જેવો તે મનોહર નગરમાં રત્નપાળ પ્રવેશ કરે છે તેવામાં તેણે દૂરથી કાઇક પડહોદ્ઘોષણા થતી સાંભળી. એટલે કોઈક પુરૂષને તેણે પૂછ્યું કે-‘ આ પડહ શા કારણથી વાગે છે ? ’ તે પુરૂષ બોલ્યો કે-‘ આ નગરમાં **બળવાહન** નામે રાજા રાજ્ય કરે છે. તેને સમસ્ત સ્રીજનમાં શ્રેષ્ઠ એવી **રત્નવતી** નામની કન્યા છે તે યૌવનાવસ્થાને પામી છે. આજે તે જળક્રીડા કરવા માટે નગર બહાર ગઈ હતી. ત્યાં સરોવરમાં જળક્રીડા કર્યા પછી વિશેષ વિનોદ માટે તે વનમાં પેઠી. ત્યાં સખીઓની સાથે આનંદ કરતા અકસ્માત્ દૈવયોગથી

તેને દુષ્ટ સર્પે ડશી એટલે તરતજ તેને નગરમાં લઇ આવ્યા. પછી રાજાએ અનેક ઉપાયો મંત્ર ને ઔષધાદિકના વિષના નાશ માટે કર્યા, પરંતુ વિષ વિશેષ વ્યાપ્ત થઈ ગયેલ હોવાથી કાંઇપણ ગુણ થયો નહીં. તેથી રાજા નગરમાં પડહ ફેરવે છે કે-' જે કોઇ એ કન્યાને જીવાડશે તેને રાજા એ કન્યા આપશે.'

આ પ્રમાણેની હકીકત સાંભળીને રત્નપાળે તે પડહ ફરશ્યો એટલે રાજપુરૂષો તેને રાજા પાસે લઈ આવ્યા અને કન્યા દેખાડી. રત્નપાળે પૂર્વોક્ત ઔષધિના રસવડે તેને સિંચન કર્યું જેથી તત્કાળ કન્યા સજ્જ થઈ ગઇ. રાજાએ તેજ દિવસે સારા મુહૂર્તે રત્નપાળ સાથે તેનો વિવાહ કર્યો. હસ્તમોચન પ્રસંગે રાજાએ અર્ધ રાજ્ય અને હસ્તિ અશ્વ રથ તથા પત્તિરૂપ સેના આપી. તે વખતે ' આ રત્નપાળ રાજા છે ' એમ યાચકોએ તેને ઓળખ્યો. તે સાભળીને બળવાહન રાજા બહુ હર્ષિત થઇને બોલ્યો કે-' અહો ! ખરેખરા મારા ભાગ્યનો ઉદય થયો કે જેથી ઘેબરમાં ઘી ભળ્યું, દુધમાં સાકર ભળી અને કાચનમાં મણિ મળ્યું. આવો શ્રેષ્ઠ મારી પુત્રીનો ને રત્નપાળનો યોગ થયો. રાજ્યભ્રષ્ટ એવો રત્નપાળ રાજા રાજપુત્રી પરણ્યો અને વિદેશમાં પણ તેને રાજ્ય મળ્યું. 'પુણ્યના યોગથી શુ શું પ્રાપ્ત થતું નથી ?'

' ધર્મની સિદ્ધિથી જરૂર દ્યુમ્ન ને પ્રદ્યુમ્ન-અર્થ ને કામ બન્નેની પ્રાપ્તિ થાય છે, કેમકે દુધની પ્રાપ્તિ થયે દધિ ને ઘૃતની પ્રાપ્તિ સુલભજ છે. '

એકદા રત્નપાળ પાછલી રાત્રે જાગૃત થતાં તેને પિતાસંબંધી રાજ્ય સાંભરી આવ્યું કે જે દુષ્ટ મંત્રીએ પોતાને કબજે કર્યું હતું.

કહ્યું છે કે:–

બેટે જાયે કવણ ગુણ, અવગુણ કવણ મુએણ;
જઇ બપ્પીકી ભૂંહડી, ચંપી જઈ અવરેણ.

' પુત્ર થવાથી શું અને મરણ પામવાથી પણ શું ? પુત્ર છતાં જો બાપુકી જમીન બીજો દબાવી બેસે તો તે પુત્ર અપુત્ર સમાન છે. '

પછી શ્વસુરને જણાવી તેમની રજા લઇને રત્નપાળે ચતુરંગિણી સેના તથા રત્નવતી સહિત પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. પોતાનું રાજ્ય વાળવા માટે અવિચ્છિન્ન પ્રયાણ કરતાં એક રાત્રે કોઇ વનમાં સૈન્ય સહિત મુકામ કર્યું. રાત્રીએ જાગતાં રત્નપાળે સુંદર ગીતનો સ્વર સાંભળ્યો એટલે કૌતુકી એવો તે ઉઠીને શબ્દને અનુસારે ચાલ્યો. વંસી ને વીણા વિગેરેનો ધ્વનિ સાંભળતાં ને આગળ ચાલતાં પુણ્યયોગે એક પ્રાસાદ તેના જોવામાં આવ્યો. રાજા તે પ્રાસાદમાં પ્રવેશ કરે છે તેવામાં કેટલીક વિદ્યાધરીઓ ગીતનૃત્યાદિ વિનોદ પ્રભુપાસે કરી પ્રભુને નમીને પોતપોતાના સ્થાન તરફ ચાલી ગઇ. તે બધી વિદ્યાધરીઓમાં એક દિવ્ય વેષવાળી, રૂપની રેખાવડે મોહ પમાડનારી, વિમાનમાં બેઠેલી અને સખીઓથી પરવરેલી વિદ્યાધરીને રત્નપાળે દીઠી. રત્નપાળ તરત તો પ્રાસાદમાં પ્રવેશ કરી વિધિપૂર્વક જિનવંદન કરી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો. "સંસારના અખિલ સંકલ્પોને તજી દઈ એક ધ્યાને રહેનારા અને સદ્ધ્યાનવડે પરમાનંદપદને પામેલા હે જિનેશ્વર ! તમને નમસ્કાર થાઓ. કેવળજ્ઞાનરૂપ આદર્શમાં સંક્રાંત થયેલા લોકાલોકને

જોનારા અને પરમાત્મ સ્વરૂપ એવા તમને હે દેવ! મારો નમ્પૃણ્ય: થાઓ. હે પ્રભુ! મારી ઉપર પ્રસન્ન થઈને મારૂં વાત્સલ્ય તેમના મારાપર અનુકંપા કરો કે જેથી મારા દુર્વાર એવા ભાવરોગ સવ શમી જાય. જેઓ દારિદ્રથી હણાયેલા શરીરવાળા છે, દૌર્ભાગ્યથી દગ્ધ થયેલા છે, શત્રુઓથી ને કષ્ટોથી વિકળ થયેલા છે, મૂર્ખપણાથી તપેલા છે, જેઓ દુઃખના સમૂહથી અત્યંત પીડિત થયેલા છે તેઓને હે જિનેશ્વર! તૃષાતુરને જળની જેમ તમેજ એક શરણભૂત છો. ”

આ પ્રમાણે સ્તુતિ કરીને જગન્નાથ એવા આદિનાથ જિનેશ્વરને પોતાના નાથ માની-તેનાવડે પોતાને સનાથ ગણી રાજા પાછો વળ્યો. તેવામાં સૌભાગ્યમંજરીના નામવાળું એક વલય ત્યાં મંડપમાં પડેલું તેણે દીઠું. તે લઈને રત્નપાળ ત્યાંથી પોતાના સૈન્યમાં આવ્યો. પ્રાતઃકાળે સેના સહિત પ્રયાણ કર્યું અને ઉતાવળે પોતાના રાજ્યની હદમાં પ્રવેશ કર્યો. પછી પાટલીપુરપત્તને જયમંત્રી પાસે એક દૂતને મોકલ્યો. તે દૂતે જઈને કહ્યું કે-“ હે જયમંત્રી! તમારા રાજા રત્નપાળ અહીં આવ્યા છે, તો તમે સામા જઈ તેનું રાજ્ય તેને અર્પણ કરીને તેની સેવા કરો. ” તે સાંભળીને ક્રોધી અને માની એવો જયમંત્રી બોલ્યો કે-‘ રે દૂત! કોણ સ્વામી ને કોણ સેવક! આ પૃથ્વી તો વીરભોગ્યા છે.’ આમ કહીને તે લશ્કર સહિત લડવા માટે તૈયાર થયો. સૈન્ય સાથે નગર બહાર નીકળતાં બન્ને સૈન્ય વચ્ચે ઘોર યુદ્ધ થયું. પરિણામે જયમંત્રીનું સૈન્ય ભાગ્યું-પાછું હઠયું એટલે તે ક્રુદ્ધચિત્તવાળા મંત્રીએ રત્નપાળના સૈન્ય ઉપર અવસ્વાપિની નિદ્રા મુકી. પોતાના સૈન્યને નિદ્રાવડે ઘૂર્ણિત થતું જોઈને રત્નપાળ ચિંતાગ્રસ્ત થયો.

કહ્યું છે કે અહીં રત્નપાળે આરાધના કરાવેલો શુદ્ધ શ્રાવક મૃત્યુ પામીને દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો હતો. તેણે અવધિજ્ઞાનથી રાજાને ચિંતાતુર સ્થિતિમાં જોયા એટલે તે તરતજ ત્યાં આવ્યો અને પ્રગટ થઈને બોલ્યો કે–" હે રત્નપાળ! મને ઓળખો છો?" રત્નપાળે બહુ રીતે વિચાર્યું પણ તેને ઓળખ્યો નહીં તેથી મૌન રહ્યા–કાંઈ ઉત્તર આપ્યો નહીં. એટલે તેણે શ્રાવકનું રૂપ કરીને પૂછ્યું કે–" હવે મને ઓળખ્યો?" એટલે તેણે ઓળખીને કહ્યું કે–" હા ઓળખ્યો. મેં તમારી ગ્લાનપણામાં પરિચર્યા કરી હતી. તમે મારા શ્રાદ્ધમિત્ર છો. તમે પુણ્યયોગે દેવસ્વરૂપ થયા જણાઓ છો." પછી તે દેવના મહાત્મ્યથી સર્વ સૈનિકો ઉપરથી નિદ્રા દૂર થઈ અને બધા લડવા માટે સાવધાન થઈ ગયા. ફરીને યુદ્ધ શરૂ થતાં જયમંત્રી મરાણો અને તે મૃત્યુ પામીને સાતમી નરકે ગયો. ત્યાંથી ચ્યવીને સર્પ થશે અને પાંચમી નરકે જશે. એ પ્રમાણે ઘણા ભવોમાં તે પોતાના પાપનું ફળ ભોગવશે. 'પ્રાયે પાપાત્માઓ કષ્ટ ભોગવવાવડેજ પોતાના કર્મસંચયને ખપાવે છે.'

પછી રત્નપાળ ભૂપાળ કે જે સજ્જનો અને પ્રજાજનો ઉપર નિરંતર કૃપાળુ હતા તેણે પાટલીપુરમાં પ્રવેશ કર્યો. તે વખતે અનેક પ્રકારના વાજીત્રોના નાદથી આકર્ષિત થયેલી નગરની સ્ત્રીઓ સર્વ કાર્ય તજી દઈને પોતાના રાજાને જોવા માટે ચપળપણે જાળાંતરાળની સન્મુખ ચાલી. તેઓ રત્નપાળને જોઇને કહેવા લાગી કે–' હે નરેંદ્ર! સૂર્ય ઉપરાંત તેજ શું? વાયુ ઉપરાંત બળવાન કોણ? મોક્ષ ઉપરાંત સુખ શું? અને તમારાથી વધારે શૂરવીર કોણ? અર્થાત્ કોઈ નહીં.' તે વખતે મળેલા

બીજા અનેક લોકો કહેવા લાગ્યા કે-' તમારૂં પૂર્વકૃત પુણ્ય ફરીને પ્રગટ થયું. જગત્‌માં એક મંગળિક થયું. તમે પોતાના બળથી ગયેલું રાજ્ય વાળ્યું, દુષ્ટ એવા જયમંત્રીનો નાશ કર્યો, દેવતા મિત્ર થયો તેથી તેમજ તમારા બળથી બીજા અનેક પ્રબળ રાજાઓ પણ તમારી સેવા કરવા તત્પર થયા છે. ”

તે વખતે શૃંગારસુંદરી સતિ પોતાના ચિત્તમાં બહુજ પ્રસન્ન થઇ. તે મહા આકરો તપ કરતી હતી અને બ્રહ્મવ્રતમાં ખરેખરી દૃઢ હતી, પતિનું મુખ જોવા પછી તેણીએ પોતાના વિગયત્યાગાદિ તપનું પારણું કર્યું. સારા શૃંગારવાળી તે રાણીને રત્નપાળે પટ્ટ-રાણીતરીકે સ્થાપિત કરી. દેવની સાંનિધ્યથી અનમ્ર એવા અનેક રાજાઓને રત્નપાળે નમ્ર બનાવી પોતાને પગે લગાડ્યા અને નિષ્કંટકપણે પોતાનું રાજ્ય કરવા લાગ્યો. પ્રસન્ન થયેલા દેવે, રાજમંદિરમાં સાતસો કોટી સુવર્ણ ને રત્નની વૃષ્ટિ કરી. 'પુણ્યથી દેવો પણ વશ થાય છે.' પછી 'તમે એકછત્ર રાજ્ય આનંદથી કરો.' એવો રાજાને વર આપીને દેવ સ્વસ્થાને ગયો.

ધર્મબુદ્ધિવાળો રત્નપાળ રાજા પૂર્વપુન્યના પ્રભાવથી ઇંદ્રના રાજ્ય સમાન રાજ્ય પાળવા લાગ્યો. એકદા રાજા સભામાં બેઠેલો છે તેવામાં એક પુરૂષે આવીને વિનયપૂર્વક નિવેદન કર્યું કે-' હે નરેંદ્ર ! આપણા વનમાં એક શ્રેષ્ઠ હસ્તિ આવ્યો છે.' તે સાંભળીને રાજાએ પોતાના સુભટોને મોકલ્યા એટલે તેઓ વનહસ્તિને પકડી લાવ્યા અને રાજાને સ્વાધીન કર્યો. પછી રાજા તે હાથી ઉપર બેસીને બહાર વનમાં આવ્યા. તેવામાં તે હાથી રાજા સહિત આકાશમાં ઉડ્યો. ઘણે દૂર ગયા છતાં પણ તે ઉભો ન રહ્યો,'

એટલે રાજાને ચિંતા ઉત્પન્ન થઇ એટલે તેણે હાથી ઉપરથી ઉતરી જવા ધાર્યું. તેવામાં તો તે હાથી ઉપરથી એક સરોવરમાં પડ્યા. પછી સરોવરના જળમાં તરીને તે કીનારે આવ્યા.

આગળ ચાલતાં તેમણે સુવર્ણ ને રત્નમય તેમજ સુશોભિત તોરણવાળો એક પ્રાસાદ જોયો. રાજા કૌતુકથી તે પ્રાસાદમાં ગયા. અનુક્રમે સાતમા માળ સુધી ચડતાં છેવટ અગાશીમાં બે ભસ્મના પુંજ જોયા. તેની પાસે ગજદંત[1] સાથે લટકાવેલ એક રસથી ભરેલ કુંપો દીઠો. તે જોઇને રાજા વિચારવા લાગ્યા કે-' આ દિવ્ય પ્રાસાદ જેવો પ્રાસાદ અહીં કયાંથી ? આ રસનો કુંપો શેનો ? અને આ ભસ્મના પુંજ શેના ? આ બધું મોટા કૌતુક જેવું જણાય છે. ' આ પ્રમાણે વિચારીને રસના કુંપામાંથી થોડોક રસ કાઢીને તેણે હાથમાં લીધો એટલે તેમાંથી કેટલાક ટીપાં પેલા ભસ્મના રાશી ઉપર પડ્યા. ત્યાં તો તે બન્ને ઢગલામાંથી બે સ્ત્રીઓ દિવ્યરૂપને ધારણ કરનારી ઉત્પન્ન થઇ. તેને જોઇને રત્નપાળે પૂછયું કે-" તમે બન્ને કોણ છો ? આ ભસ્મમાંથી શી રીતે ઉત્પન્ન થઇ ? તમે શું શક્તિરૂપ છો, કીન્નરી છો, દેવાંગના છો, વિદ્યાધરી છો કે ભૂચરી છો ? જે સત્ય હકીકત હોય તે કહો."

આ પ્રમાણે રત્નપાળે પૂછવાથી તે બેમાંથી એક કન્યા બોલી કે-" હે સ્વામિન્ ! અમારી હકીકત વિનોદકારી છે તે હું કહું છું. આપ એક ચિત્તે સાંભળો કે જેથી આપનો સંશય દૂર થાય.

વૈતાઢ્ય પર્વત ઉપર વરચંદ્રા નામની નગરીમાં મહાબળ

---

૧ હાથીના દાંતની આકૃતિવાળી ખીંટી.

નામે વિદ્યાધર રાજા રાજ્ય કરે છે. તેની **પ્રેમવતી** નામે સ્ત્રી છે. તેની અમે બે પુત્રીઓ છીએ. અમારાં **મોહવલ્લી ને યત્નવલ્લી** નામ છે. અમને બન્નેને અમારા પિતાએ ભણાવી. અનુક્રમે અમે યૌવનાવસ્થા પામી. અમારૂં **નાગિલ** નામના દુરાત્મા ખેચરે ત્યાંથી હરણ કર્યું. તે અહીં લાવ્યો અને આ દિવ્ય પ્રાસાદ વિદ્યાના બળથી તેણે બનાવ્યો. તે જ્યારે કયાંઈ પણ બહાર જાય છે ત્યારે અમને ભસ્મપુંજરૂપે કરીને જાય છે અને પાછો આવે છે ત્યારે આ કુંપાના રસનું સીંચન કરીને મનુષ્યરૂપે કરે છે. હે નરોત્તમ ! આ પ્રમાણેની અમારી કથા છે. આજે પૂર્વના ભાગ્યોદયથી અમને તમારા દર્શનનો લાભ મળ્યો છે." આ પ્રમાણેની સ્નેહવાર્તા કરતાં તેમને પરસ્પર સ્નેહ ઉત્પન્ન થયો. 'પ્રાયે મનને મોહ પમાડવાનું સાધન પૂર્વભવનો સંબંધજ હોય છે.'

કહ્યું છે કેઃ—

> એ નયણા જાઇસરે, પૂવ્વભવ સમરંત;
> અપ્પિય દીઠે સુહ લીયે, પિયં દીઠે વિહસંત.

'આ નેત્રો જાતિસ્મરણથી પૂર્વભવને સંભારે છે. તેથી અપ્રિય મનુષ્યને દેખતાં સુખ લેવાઇ જાય છે અને પ્રિયને દેખવાથી હસે છે.

આ પ્રમાણે વાતો થાય છે તેવામાં તે બે કન્યાનો ઈચ્છક વિદ્યાધર વિવાહસામગ્રી લઇને ઉતાવળો ત્યાં આવ્યો. એટલે હાથીએ ત્યાં આવીને તે વિદ્યાધરને સુંઢવડે ઉપાડ્યો અને લીલાવડે આકાશમાં ઉત્પત્યો. પછી દૂર લઇ જઇને [illegible] સુંઢમાંથી જમીન ઉપર પડતો મૂક્યો અને તે નાગિલને [illegible]તો અને [illegible]લવડે અત્યંત પીડા ઉપજાવી મારી નાખ્યો.

હવે એ અવસરે પોતાની બે પુત્રીને શોધતો શોધતો મહાબળ વિદ્યાધર ત્યાં આવ્યો અને તેણે ત્યાં પોતાની બે પુત્રીઓને દીઠી. તે સાથે રત્નપાળને પણ જોઇને હર્ષ પામી મધુર વાણીથી તે બોલ્યો કે-" હે સાત્વિકશેખર ! સાંભળો. પૂર્વે મેં એક શ્રેષ્ઠ નૈમિત્તિકને પૂછ્યું હતું કે-'મારી આ પુત્રીઓનો વર કોણ થશે ? ' ત્યારે તેણે કહ્યું હતું કે-' નાગિલ નામનો એક દુષ્ટ વિદ્યાધર તમારી બન્ને પુત્રીઓનું હરણ કરશે. તે વિદ્યાવડે તેને ભસ્મરૂપ કરીને પાછી રસવડે તેને સ્ત્રી રૂપે કરશે. ત્યાં એક રત્નપાળ નામનો રાજા અકસ્માત્ આવી ચડશે. તેણે હાથમાં લીધેલા રસકુંપિકાના રસના પડેલા બિંદુઓથી તે પુત્રીઓ ભસ્મરૂપ મટી સ્ત્રીરૂપ થશે. તમારી બન્ને પુત્રીઓનો તે વર થશે. અને તેની સાંનિધ્ય કરનારો દેવ હસ્તિરૂપે નાગિલને ઉપાડી જઇને તેનો વિનાશ કરશે.' આ પ્રમાણેની તે નિમિત્તિયાની વાણી અત્યારે સફળ થઈ છે તો હવે આ વિમાનમાં બેસીને તમે મારી સાથે વૈતાઢ્ય પર્વતપર ચાલો. "

પછી તે વિમાનમાં બેસીને રત્નપાળ પ્રયાણ કરે છે તેવામાં પેલો શ્રાદ્ધદેવતા દેવરૂપે પ્રગટ થયો અને રત્નપાળને પ્રણામ કરીને બોલ્યો કે-" હે ઉપગારી ! સાંભળો ! આ બે કન્યાઓની તમને પ્રાપ્તિ કરી આપવા માટે હું હસ્તિરૂપે તમને અહીં લઇ આવ્યો અને નાગિલને તે રૂપેજ ઉપાડી જઇને તેનો વિનાશ કર્યો. આ પ્રમાણે પૂર્વે જેનાપર તમે ઉપકાર કર્યો છે તે હું દેવ થયેલો શ્રાવક છું. હવે આ રસની ઉત્પત્તિ અને પ્રભાવવર્તાંત્ય પસાંભળો-"પૂર્વે આ નાગિલે ૨૪ વર્ષ પર્યંત કંદમૂળ ફળાદિના આહાર કરીને, અધોમુખ રહી ધૂમ્રપાન કરીને,

ઋલિહોમાદિક સહિત મંત્રનો જાપ કરીને, ધરણેંદ્રને પ્રસન્ન કર્યા હતા. તેથી તેણે આ રસનો કુંપો આપેલો છે. આ રસના બિંદુ માત્રથી લોહનું સુવર્ણ થાય છે. સર્વ પ્રકારની બાધા શમે છે, કષ્ટ નાશ પામી દિવ્યરૂપ થાય છે, મૂર્છિત ને મૃતપ્રાય થયેલા ક્ષણમાત્રમાં સાવધ થાય છે, ભૂતપિશાચાદિ દુષ્ટ દેવો અને ગ્રહ નક્ષત્ર તેમજ તારાઓ આ રસના સ્પર્શમાત્રથી વશ થાય છે, મહાન્ અગ્નિ શમી જાય છે, સ્થાવર ને જંગમ વિષ નાશ પામે છે, વ્યાધિમાત્ર આ રસ છાંટવાથી શમી જાય છે અને સર્વ મનુષ્યો વશ થાય છે. આ રસનું તિલક કરીને સંગ્રામમાં જવાથી શત્રુ મિત્રપણાને પામે છે અને સિંહ તેમજ હસ્તિ વિગેરે પશુઓ વશ થાય છે."

આ પ્રમાણે આ રસ બહુજ પ્રભાવવાળો છે. તે તમને પુણ્યયોગે વિનાપ્રયાસે પ્રાપ્ત થયો છે. હું એ રસ તમને અર્પણ કરૂં છું, તેથી તે ગ્રહણ કરો. વળી અવસરે મને સંભારજો." એમ કહીને તે દેવ અદૃશ્ય થયો. આવું દેવનું સાંનિધ્ય જાણીને મહાબળ વિસ્મય પામ્યો. પછી પોતાની બે પુત્રીઓ સહિત રત્નપાળને પોતાના વિમાનમાં બેસારીને વૈતાઢ્યપર લઇ ગયો. અને તેની સાથે બન્ને પુત્રીઓને પરણાવી. પાણિગ્રહણ મહોત્સવ કર્યો. પછી ધન્ય એવો રત્નપાળ રાજા તે બન્ને વિદ્યાધરપુત્રીઓને પરણીને ત્યાં આનંદથી રહ્યો અને અત્યંત સુંદર સુખભોગ ભોગવવા લાગ્યો. અનેક વિદ્યાધરો તેની સેવા કરવા લાગ્યા.

તે અવસરે ગગનવલ્લભપુરમાં **સુગંધવલ્લભ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **હેમાંગદ** નામે પુત્ર હતો અને **સૌભાગ્ય-**

**મંજરી** નામે પુત્રી હતી. તે પુત્રી યૌવનાવસ્થા પામી, અનેક મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારી થઈ. તેને તેની કુળદેવીએ સર્વ વાંચ્છિતને આપનારૂં એક વલય આપ્યું. અન્યદા વનમાં કોઇ જિનાલયમાં સખીઓ સાથે નાટક કરતાં તેના હાથમાંથી તે વલય પડી ગયું. તે સ્વસ્થાને આવી, વલય મળ્યું નહીં, એટલે તેના વિયોગે તે મહા દુઃખ પામી, સરસ આહાર તજી દીધો અને આયંબિલ નીવી વિગેરે તપ કરવાવડે તેણીએ પોતાના શરીરને કૃશ કરી નાખ્યું. અન્યદા ત્યાં કોઇ નૈમિત્તિક આવતાં રાજાએ તેને પૂછયું કે–' મારી પુત્રીનું ખોવાયેલું વલય શી રીતે મળશે ? ' નૈમિત્તિક બોલ્યો કે–' હે નરાધીશ ! હું કહું તે સાંભળો. જેને તે વલય મળેલ છે તે પુરૂષ તમારી પુત્રીનો સ્વયંવર મંડપ કરશો એટલે તેમાં એક મંડળાધીશ તરીકે પોતાની મેળેજ આવશે, તમારી પુત્રીને તેજ વરશે અને તેની પાસેથી વલય મળશે.' આ પ્રમાણે તે જ્ઞાની નિમિત્તિઆના વચનો સાંભળીને રાજાએ તરતજ સ્વયંવર મંડપ તૈયાર કરાવ્યો અને અનેક વિદ્યાધર રાજાઓને આમંત્રણ કર્યું. તેમાં મહાબળ રાજાને પણ આમંત્રણ થવાથી તે રત્નપાળને લઈને ત્યાં આવ્યો.

રત્નપાળને વલય સહિત આવેલ જોઈને સ્વયંવર વખતે સૌભાગ્યમંજરીએ તેના કંઠમાંજ વરમાળાનું આરોપણ કર્યું. રત્નપાળને ઓળખીને હેમાંગદ વિગેરે સૌ ખુશી થયા. તે વખતે બીજા બધા ખેચરો એકઠા થઇને વિચારવા લાગ્યા કે–" જુઓ તો ખરા કે આપણને સૌ વિદ્યાધરોને મૂકીને આ કન્યા ભૂચરને વરી ! આ અયુક્ત થયુ છે. આ વાત કદી બની નથી. અમારા દેખતાં એક ભૂચર એક વિદ્યાધરકન્યાને પરણી જાય એ વાત બનવાની

નથી." આમ વિચારીને તે બધા એકત્ર થઇ રોષથી લાલ બની યુદ્ધ માટે તૈયાર થયા. પછી રત્નપાળને કહ્યું કે–" અરે અજ્ઞાની! તું બાળક જણાય છે અને તારો કાળ નજીક આવ્યો લાગે છે કે જેથી તેં ભૂમિચર થઇને વિદ્યાધરીને વરવાની હિંમત કરી છે!" રત્નપાળ તેનો જવાબ ન દેતાં લડવા માટેજ રસકુંપીના રસનું તિલક કરીને તૈયાર થયો. તે તિલકના પ્રભાવથી સર્વે ખેચરાધિપને જીતીને પોતાની આજ્ઞા માનનારા કર્યા. પછી સુગંધવલ્લભ રાજાએ તરતજ પોતાની પુત્રી તેની સાથે વિધિપૂર્વક પરણાવી.

હેમાંગદે રત્નપાળને રોહિણી પ્રજ્ઞપ્તિ વિગેરે સોળ વિદ્યાઓ આપી. રત્નપાળે થોડા દિવસમાંજ તેને સાધ્ય કરી. પછી વિદ્યાધરોની બન્ને શ્રેણિના તમામ રાજાઓને સાધ્ય કરીને મહાબળની બે પુત્રી તથા સૌભાગ્યમંજરી સહિત અનેક વિદ્યાધરોથી સેવાતો રત્નપાળ વિમાનમાં બેસીને પોતાને નગરે આવ્યો. મંત્રી વિગેરેએ ત્રણ પ્રિયાઓ સહિત રત્નપાળનો નગરપ્રવેશ સંબંધી મહોત્સવ બહુ આનંદથી કર્યો. સ્ત્રીઓ ઘરેઘરે ગાવા લાગી. બધે આનંદ વર્તાણો. રત્નપાળ સર્વ સ્ત્રીઓની સાથે કોઇપણ જાતના ઉપદ્રવ સિવાય સ્વર્ગના ભોગ સમાન સુખભોગ ભોગવવા લાગ્યો અને રાજ્યની પ્રતિપાલના કરવા લાગ્યો.

તે રાજાને દરરોજ પુષ્કળ સુવર્ણનો વ્યય થવા લાગ્યો. જે કોઈ રસવાળી અપૂર્વ કથા કહે તેને એક લક્ષ સુવર્ણ આપવાનું તેણે જાહેર કર્યું. હાથી, ઘોડા, વૃષભ, ઉંટ, દુકૂળ તથા વસ્ત્રો વિગેરે દરરોજ બત્રીશ લાખ સુવર્ણની કિંમતનું દાન

અપાતું હતું. દરરોજ સાત ક્ષેત્ર વિગેરે પુણ્યકાર્યમાં તે મહામનવાળો દક્ષ રાજા વીશ લાખ દ્રવ્યનો વ્યય કરવા લાગ્યો. સેવામાટે આવેલા રાજાઓ, મંત્રીઓ અને પુરોહિતોને તે દાનેશ્વરી દરરોજ ૩૬ લાખ સુવર્ણ આપીને પ્રસન્ન કરવા લાગ્યા. આર્ત, દીન, નિરાધાર, કુબ્જ, અંધ તેમજ અન્ય રોગીઓને દરરોજ અગ્યાર લાખ દ્રવ્ય અનુકંપાથી આપવા લાગ્યા.

આ પ્રમાણે દરરોજ એક કોટી સુવર્ણનો તે રાજા વ્યય કરતો હતો. તે સર્વ દ્રવ્ય રસકુંપીના રસના વેધવડે લોહમાંથી મળી શકતું હતું કોષાધ્યક્ષને આ પ્રમાણેનું સુવર્ણ બનાવવાનો નિરંતરને માટે આદેશ આપી રાખ્યો હતો, જેથી તે પોતાના કાર્યમાં તત્પરજ રહેતો હતો.

" દાન અને વિવેકના સંગમવાળી લક્ષ્મી, શ્રદ્ધામય માનસ, ક્ષમા ને દયામય ધર્મ, સુચરિતની શ્રેણિવાળું જીવિત, શાસ્ત્રમયી બુદ્ધિ, અમૃતસમાન વાગ્વૈભવનો વિલાસ અને પરાર્થના સાધન સહિત વ્યાપાર–આ સર્વ શ્રેષ્ઠ પુણ્યવડેજ પ્રાપ્ત થાય છે. "

આ પ્રમાણે અનેક રાજાઓથી સેવાતા ચરણકમળવાળો રત્નપાળ રાજા પ્રબળ રાજ્યની પ્રતિપાલના પોતાના પુણ્યબળથી કરતો હતો અને પોતાના તેજવડે રત્નતુલ્ય શોભતો હતો.

શ્રી ધર્મકલ્પદ્રુમ ગ્રંથની બીજી શીળ નામની શાખા
ઉપર રત્નપાળ ને શૃંગારસુંદરીના આખ્યાન યુક્ત
ચતુર્થ પલ્લવ સમાપ્ત.



# અથ પંચમ પલ્લવ પ્રારંભ.



"તૃ પણાનો છેદ કરો, ક્ષમાને ભજો, દયા કરો, પાપમાં રતિ ન લાવો, સત્ય બોલો, સાધુશ્રેણિના અનુયાયી થાઓ, વિદ્વજ્જનોની સેવા કરો, માન્યજનોને માન આપો, શત્રુનો પણ અનુનય કરો, પોતાના ગુણોને ઢાંકો, કીર્ત્તિનું રક્ષણ કરો, અને દુઃસ્થિત ઉપર દયા કરો. સજ્જનોના ચેષ્ટિત–આચરણ આવાં હોય છે."

"શીળ દુર્ગતિ જનારાઓને અપશુકન જેવું–દુર્ગતિએ જવા નહીં દેનારૂં, સદ્‌ભોગરૂપ વૃક્ષના અંકુર જેવું, કામરૂપી શુકને કબજે રાખવા પંજર સમાન, સંસારરૂપ ઉષ્માનો નાશ કરવા વર્ષાસમાન, નૃજન્મરૂપી સરોવરને શોભાવનાર જળસમૂહ જેવું, શોભાનું સ્થાન અને ગુણરૂપી સમુદ્રને ઉલ્લસિત કરવામાં ચંદ્રબિંબ સમાન છે. એવું શીળ નિરંતર પાલન કરવા યોગ્ય છે."

હવે તે નગરમાં એક જુગટીઓ કૃપારહિત ચિત્તવાળો, સત્ય ને અદત્તના ત્યાગ રહિત, કોડાગમે કપટમાં રક્ત અને નામે નરસંચા નામનો રહેતો હતો. તે દરરોજ દ્યૂત રમવામાં લક્ષ દ્રવ્ય પેદા કરતો હોવાથી લોભવડે અહર્નિશ રમતો હતો.

તે કોઇ દિવસ હારતો નહોતો, કેમકે તેને કોઇ દેવ તરફથી વરદાન મળેલું હતું; કદી તે હારતો તો માત્ર એક દ્રમના ત્રીજા ભાગ જેટલુંજ હારતો હતો. તે દ્યૂતકાર વેશ્યાગમનમાં આસક્ત હતો અને તે વ્યસનમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરતો હતો. તેમજ તે મૂઢ સ્વેચ્છાએ મદ્યપાન પણ કરતો હતો. દરરોજ મદિરા બનાવનારની ઝુંપડીઓમાં અનેક પ્રકારના ખાવાના પુડલા બનાવીને રાત્રીએ તે ચંડિકાના મંદિરમાં જતો હતો. તે ચંડિકા ભયંકર આકૃતિવાળી, દુઃખે સામું પણ જોવાય તેવી ને માઠા આશયવાળી હતી, છતાં આ દુષ્ટ બુદ્ધિવાળો, પાપી ને નિઃશુક દ્યૂતકાર તેના ખોળામાં એક પગ મૂકી બીજો પગ તેના ખભા ઉપર મૂકી તે દેવી પાસે કરેલા દીવાના તેલમાં બોળી બોળીને નિર્ભયપણે લાવેલા પુડલા ખાતો હતો.

આ પ્રમાણે દરરોજ તે દ્યૂતકારને પુડલા ખાતો જોઇને ચંડિકાએ વિચાર્યું કે–'હું આ પાપીને એકવાર ભય બતાવું.' આમ વિચારીને તે મોઢામાંથી જીભ બહાર કાઢીને રહી. એટલે દ્યૂતકારે તેના મોઢામાં પુડલા નાખવા માંડ્યા. દેવી તે પુડલા ગળી જઈને પાછી એમને એમ રહી. એટલે દ્યૂતકાર રૂષ્ટમાન થઈને બોલ્યો કે–"અરે રંડે ! આમ જીભ બહાર કેમ કાઢી છે ? તું મને બ્હીવરાવવા ધારતી હઇશ પણ હું તો ભય વિનાનો છું. હજુ એકવાર હું તને પુડલો ખાવા આપીશ પરંતુ ત્યારપછી પણ જો તું જીભ અંદર ખેંચી નહીં લે તો પછી હું ખાવા આપવાનો નથી. કેમકે લુબ્ધક જનને કોઈ કાંઇ આપતુંજ નથી. તેં શું પૂર્વે લોકોક્તિ સાંભળી નથી કે–સંતોષ વિના સુખ નથી અને લોલુપતા શિવાય બીજું દુઃખ

નથી. તું જીવ્હા અંદર ખેંચી લે કે ન લે પણ હું તને વધારે આવા આપવાનો નથી." આ પ્રમાણે કહ્યા છતાં પણ જ્યારે તેણે જીભ અંદર ખેંચી ન લીધી ત્યારે તે જુગારી બોલ્યો કે– "અરે ! ચંડિકે ! તું મારા ભોજનમાં લુબ્ધ થઇ છું પણ જો હું તેનું ફળ તને દેખાડું." એમ કહીને તેણે તેની જીભ ઉપર થુથુકાર કર્યો, એટલે દેવી વિલખી થઇ, પણ અપવિત્ર થયેલી જીવ્હા તેણે મોઢામાં ખેંચી લીધી નહીં. તેથી લોકમાં કહેવાણું કે–'દેવ કરતાં પણ દાનવ બળવાન હોય છે.'

હવે પ્રભાત થયે તે દેવીનો પૂજારી આવ્યો. તે દેવીની આવી સ્થિતિ જોઇને વિચારવા લાગ્યો કે–" આ નવું શું ? પ્રકૃતિની વિકૃતિ થાય તે જરૂર ઉત્પાતનું કારણ હોય છે. આ દેવીએ જીભ બહાર કાઢેલી છે તે કૌતુક જેવું છે અને તે ચિન્હ સારૂં લાગતું નથી." પછી દેવીમંદિરના બારણા દૃઢ રીતે બંધ કરીને તે પૂજારી ઉતાવળો નગરમાં આવ્યો અને નગરના લોકો પાસે દેવીની હકીકત નિવેદન કરી. પૂજારીની વાત સાંભળીને લોકોએ તે વાત અસંભવિત માની, તેથી લોકો ત્યાં જોવા આવ્યા. અને તે કૌતુક નજરે જોયું. પછી તેઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા કે–" આ હકીકત પૂર્વે કોઇવાર નહીં જોયેલી એવી બની છે અને એથી અવશ્ય કાંઈક ઉત્પાત થવાનું સંભવે છે." દેવીના મોઢામાંથી બહાર નીકળેલી જીવ્હા અત્યંત ભયંકર જાણીને કેટલાક બીરૂ લોકો તો ભયથી વિહ્વળ થઇને ત્યાંથી ભાગીજ ગયા. જેઓ નગરમાં મુખ્ય પ્રધાનપુરૂષો હતા તેમજ અધિકારી અને ધૈર્યતાવાળા હતા તેઓ ત્યાં ઉભા રહ્યા અને નિશ્ચય કર્યો કે–" જરૂર દેવીનો કોપ થયેલો છે."

પછી તેની શાંતિ માટે અનેક પ્રકારના શાંતિક પૌષ્ટિક કર્મ, જપ જાગરણ અને હોમવિધાન વિગેરે કર્યું પણ તે સર્વ નિષ્ફળ ગયું. દેવી 'તેની જીભ ઉપર જુગારી શુકેલો છે તેથી જીભ મોઢામાં ઘાલતી નથી' એ વાત કોઈ સમજી શકયું નહીં. પછી નગરલોકો એકઠા થઈને ફરી વિચારવા લાગ્યા કે-" જરૂર આ કાંઈક મોટો ઉત્પાત દેખાય છે, તેથી આ વિઘ્નની શાંતિ માટે નગરમાં ઢંઢેરો પીટાવીએ કે-'જે કોઈ બુદ્ધિમાન્ પુરૂષ આ દેવીની જીહ્વા પાછી મોઢામાં દાખલ કરાવશે તેને એક લાખ દીનાર આપવામાં આવશે.' આ પ્રમાણે વાગતો પડહ પેલા ધૂતકારે છબ્યો અને કહ્યું કે-' હું એ દેવીની જીભ મોઢામાં નખાવી દઈશ.' પછી ઘણા લોકો સહિત તે દેવીના મંદિર પાસે આવ્યો અને લોકોને બહાર રાખી દ્વાર બંધ કરીને દેવીને કહ્યું કે-'કેમ જીભ બહાર રાખી મૂકી છે? હજી તું મારા કર્ત્તવ્યને જાણતી નથી, હવે જોઈ લે.' એમ કહી મોટો ઘોકો ઉપાડી તે દેવીપ્રત્યે બોલ્યો કે-' રે રંડે! ચંડિકે! તું ફોગટ આત્માને શામાટે વિડંબના પમાડે છે? જીભ અંદર ખેંચી લે છે કે આ ઘોકાવડે તારી મૂર્ત્તિને ચૂર્ણ કરી નાખું?' આમ કહીને તે મોટા ઘોકાનો પ્રહાર તેના માથાપર કરવા જાય છે; તે વખતે પ્રચંડ એવી પણ તે ચંડિકા મનમાં વિચારવા લાગી કે-' આ દુષ્ટ અને નિઃશુક જરૂર અનર્થ કરશે અને એ દુષ્ટને હું શું કરીશ?' આમ વિચારી તરતજ એણે જીભ અંદર ખેંચી લીધી.

પછી ધૂતકારે દ્વાર ઉઘાડ્યા એટલે બધા લોકો એ પ્રમાણે જોઈને રાજી થયા. તેમની ચિંતા નાશ પામી અને બધા તે ધૂતકારની પ્રશંસા કરવા લાગ્યા. લોકોમાં તેનો જયજયારવ

થયો. લોકોએ તેને લાખ દીનાર આપ્યા. તેણે તેજ દિવસે જુગટામાં તે ગુમાવ્યા. 'વેશ્યાસક્તની, ચોરની, દ્યૂતકારની, પાપીની અને અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરનારની લક્ષ્મી સ્થિર રહેતી નથી.' તે જુગારીએ એક દિવસમાંજ લાખ દીનાર ગુમાવ્યા. 'દ્યૂત, વેશ્યાસંગ અને વિવાદ એ વિધિ વિપરીત હોય ત્યારેજ સૂઝે છે.' 'મહા ચંડિકા જેવી દ્યૂતક્રિયામાં જે આસક્ત થાય તે મોટો દ્રવ્યવાન્ હોય તે છતાં પણ દ્રવ્યરહિત થઈ જાય છે; તેમજ લંગોટી પહેરનાર, રજવડે વ્યાપ્ત શરીરવાળો, હાથમાં કપાળ લઈને ફરનારો અને વિરસ અન્ન (ભિક્ષાન્ન)નો ખાનારો થાય છે.'

હવે પેલો જુગારી તો ત્યારપછી પણ પ્રથમ કહ્યા પ્રમાણેજ દેવીના મંદિરમાં આવી તેના શરીરપર બે પગ મૂકીને પુડલા ખાય છે. તેથી દેવી વિચારવા લાગી કે–'આનું નિવારણ શી રીતે કરવું ? એ બાબત પાકો વિચાર કરવો પડશે. કારણ કે પ્રથમ એણે મારી વિડંબના બહુ કરી છે, તેથી મને મોટી ચિંતા રહ્યા કરે છે.' આમ વિચારતાં તેણે નિર્ધાર કર્યો કે– 'હું જાણું, તેનો ઉપાય જડ્યો. આજે તેના આવવાને વખતે દિવ્ય પ્રભાવથી દીવોજ બહાર કાઢવો. એટલે દીવો નહીં હોય ત્યારે તેલ ક્યાંથી મળવાનું હતું ? તેથી આને ભય લાગશે ને પ્રથમ પ્રમાણે નહીં કરે.' આ પ્રમાણે તે વિચારે છે તેવામાં તે જુગારી આવ્યો. તે દીવા પાસે ગયો ત્યાં તો દીવો મંદિરની બહાર નીકળ્યો, એટલે જુગારી ચકિત થઈને વિચારવા લાગ્યો કે–" આ શું ? આ દીવો આકાશમાં ચંદ્રબિંબની જેમ ક્યાં જાય છે ? અથવા દેવી મને બ્હીવરાવવા આમ કરતી જણાય છે, પણ મને નિર્ભયને ભય શો ? આ તો મારા ભયથી દીપક

બહાર જતો જણાય છે, પરંતુ દીવાના તેલ વિના લુખા પુડલા શી રીતે ખાઈશ ? માટે આ દીવાને જવા ન દઉં." આમ. વિચારી તે દીવાની પાછળ ચાલ્યો અને દીવાને કહ્યું કે-"અરે ! તું કયાં જાય છે ? તું જ્યાં જઈશ ત્યાં હું તારી પાછળ આવીશ અને તારૂં તેલ લઇને હું પુડલા ખાઇશ." આમ કહીને તે ઉતાવળો દીવાની પાછળ લાગ્યો. જ્યાં જ્યાં દીવો જાય છે ત્યાં ત્યાં આ જુગારી પણ જાય છે અને મુખે કહેતો જાય છે કે-"અરે પ્રદીપ ! ઉભો રહે, ઉભો રહે, કાયરની જેમ ભાગી કેમ જાય છે ? તેજવાળો છતાં શા માટે નાસે છે." તેના આવા શબ્દો સાંભળીને દેવીના પ્રભાવથી દીપક બોલ્યો કે-"અરે ! પણ મારી પાસે શું દેવાનું છે કે જેથી તું મારી પાછળ લાગ્યો છે ? રે કુમાનુષ ! રે ધૂર્ત ! લુખા પુડલા ખાઈ લે. હું તો સમુદ્ર કીનારે જાઉં છું. મારૂં તેલ તને મળવાનું નથી." આવા દીપકના વચન સાંભળીને જુગારી બોલ્યો કે-"લે લે ગૃહમણિ (દીપક) ! સાંભળ. હું એવું કોઈ નથી કે જે પવનથી પડી જાય, હું કુવાનો પારેવો નથી તેમ મઠનો પારેવો પણ નથી, કે જે પારેવા શબ્દમાત્ર કરવાથી કુવામાંથી ને મઠમાંથી જતા રહે છે."

આ પ્રમાણે સાંભળીને તેનો જવાબ આપ્યા સિવાય દીપક તો અવિચ્છિન્ન ચાલવાજ લાગ્યો, ક્ષણમાત્ર પણ થોભાણો નહીં. જુગારી પણ શીઘ્રગતિએ તેની પાછળ ચાલ્યો. વળી દીપક બોલ્યો કે-"અરે અનાચારવર્જિત ! અરે મૂર્ખ ! તું જાણતો નથી કે મનુષ્યનું સત્વ દેવસમાન હોય ખરૂં ? અને જે પોતાના સામર્થ્યનો વિચાર કર્યા સિવાય મોટાની સાથે-

વાદ વદે છે તે શીઘ્ર વિનાશ પામે છે એમ પંડિત પુરૂષો કહે છે. માટે હવે તું પાછો જા, હું તો સમુદ્ર કીનારે જવાનો છું. તું ગમે તે કરીશ પણ હું તને તેલ આપવાનો નથી, માટે ફોગટ શાસારૂ ખેદ પામે છે ?" દીપકના આવા વચન સાંભળીને જુગારી બોલ્યો કે–" અરે દીપક ! તું વારંવાર શું કામ બોલે છે ? તું જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં હું તારી પાછળ આવીશ. સત્વવાનને શું દુઃસાધ્ય છે ? સમુદ્ર પણ દુસ્તર નથી. મેરૂ પણ ત્યાંસુધીજ ઉંચો છે કે જ્યાંસુધી ઉદ્યમી પુરૂષ તેની ઉપર ચડવા ચહાતો નથી." આ પ્રમાણે પરસ્પર વાતો કરતાં તેઓ ચાલવા લાગ્યા. એમ કરતાં આખી રાત્રી વીતી ગઇ ને પ્રભાત થયો– સૂર્ય ઉગ્યો. તેની કાંતિથી ઉદ્યોત વિનાનો થયેલો દીપક ગાઢ વનમાં કોઈક જગ્યાએ તે ધૂર્તની દૃષ્ટિને ઠગીને સંતાઈ ગયો. ચેલો જુગારી વિચારવા લાગ્યો કે–" દીપક દેખાતો નથી તેથી જરૂર તે મને ઠગીને કાંઇક સંતાઇ ગયો લાગે છે. મને ધૂર્તને પણ તેણે ઠગ્યો. તેણે પોતાનું વચન સાચું કર્યું. 'દેવશક્તિ પ્રબળ હોય છે' આ લોકોક્તિ અન્યથા ન થઇ."

શીંકાપરથી પડેલા બીલાડાની જેમ, યૂથથી ભ્રષ્ટ થયેલા મૃગની જેમ, ઘા ચૂકેલા શૂરવીરની જેમ, તાળથી ચૂકેલા નટની જેમ, સત્યથી ચૂકેલા સત્પુરૂષની જેમ, શાખાપરથી પડેલા વાનરની જેમ, તેમજ ફાળ ચૂકેલા સિંહની જેમ તે જુગારી ખેદમાં નિમગ્ન થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે–" હું ધૂર્ત છતાં દીપકથી ઠગાણો એટલે 'કાગડાને ઠગનાર પણ કોઇક મળે છે.' એ લોકવાણી સાચી થઇ. દીવાની પછવાડે મને કાઢીને વનમાં દૂર જતો કરીને ચંડિકા દેવીએ મને મારી નિઃશુકતાનું ફળ

આપ્યું. મેં એની અવજ્ઞા કરી અને તેના દીવાનું તેલ લીધું તેથી તેણે મને વૈરી ગણીને મારી પૂરેપૂરી વિડંબના કરી; તો હવે આજ પછી તેવી અવજ્ઞા તેની ન કરવી."

હવે તે જુગારી ચિંતાતુરપણે તે વનમાં ભમે છે તેવામાં તેણે એક અગ્નિકુંડ જાજ્વલ્યમાન્ અગ્નિવાળો આશ્ચર્યકારી જોયો. તે કુંડની પાસે તેણે નવયૌવનવાળી અતિ મનોહર અને રૂપવડે દેવાંગનાનો પણ તીરસ્કાર કરે તેવી બે કન્યાઓ જોઇ. તેની સમીપે વિકળાકૃતિવાળો, દીન મુખવાળો અને કૃશ શરીરવાળો એક પુરૂષ જોયો. તેને જોઇને પેલો જુગારી બોલ્યો કે-"અરે ભદ્રે ! તમે બન્ને કોણ છો અને આ પુરૂષ કોણ છે ? આ વનમાં તમે ક્યાંથી આવ્યા છો ? મારી પાસે તમારૂં વૃત્તાંત કહો, મને તે સાંભળવાનું કૌતુક છે." આમ પૂછ્યા છતાં તેને ધૂર્ત્ત આકૃતિવાળો જાણીને તે કન્યાઓએ ઉત્તર આપ્યો નહીં; મૌનજ રહી. એટલે જુગારી પોતાના પગલાને અનુસારે પાછો ચાલ્યો અને અનુક્રમે પોતાને સ્થાને પહોંચ્યો.

એ જુગારીએ રાજસભામાં જઇને રત્નપાળ રાજાને તે બે કન્યાઓની અપૂર્વ વાર્તા કરી. રાજાએ અપૂર્વ વાત કહેનારને લક્ષ દીનાર આપવાનું જાહેર કર્યું હતું તેથી એ જુગારીને લક્ષ દ્રવ્ય આપ્યું.

પછી કૌતુકી એવો રત્નપાળ રાજા તે જુગારીની સાથે પેલા વનમાં આવ્યો અને ત્યાં બે કન્યાઓને જોઇને તેણે આદરપૂર્વક પૂછ્યું કે-" હે સ્ત્રીઓ ! તમે કોણ છો ? આ વિકળ પુરૂષ કોણ છે ? અને આ વનમાં તમે શા માટે બેઠી છો ?

આ અગ્નિકુંડ શેનો છે ? તેની સમિપે તમે કેમ સ્થિત થયેલી છો ? મને તમારું સર્વ વૃત્તાંત કહો, મને તે સાંભળવાનું કૌતુક છે. હું રત્નપાળ નામે પાટલીપુત્ર નગરનો સ્વામી છું."

આ પ્રમાણે રાજાએ પૂછયે સતે કાંઈક વિચાર કરીને તે એમાંથી એક કન્યા બોલી કે-"હે નૃપ ! તમે અમારી કથા સાંભળો-વૈતાઢ્યની ઉત્તરશ્રેણિમાં **વિશ્વાવસુ** નામના નગરમાં **વસુગંધર્વ** નામે રાજા રાજ્ય કરે છે. તેને શીલાદિ ગુણવાળી **સુરસેના** નામે પ્રિયા છે. તેને **દેવસેના** ને **ગંધર્વસેના** નામે બે પુત્રીઓ છે. તેને વિવાહયોગ્ય થયેલી જાણીને રાજાએ એક નિમિત્તિઆને પૂછયું કે-'મારી આ પુત્રીઓનો વર કોણ થશે ? તે જ્ઞાનવડે જાણીને કહો.' નૈમિત્તિકે કહ્યું કે-'હે રાજન્ ! તમારી પુત્રીનો વર કોણ થશે ને કયાં મળશે તે કહું છું. પાટલીપુત્ર નગરની સમિપે પૂર્વ દિશાના મોટા વનમાં એક અગ્નિકુંડ અજ્વળિત અગ્નિવાળો કરો. તેની સમિપે આ તમારી બન્ને પુત્રીઓને તપ કરતી બેસાડો, પછી મણિ મંત્ર કે ઔષધિના સાંનિધ્ય વિના જે પુરૂષ પોતાના સત્વથી એ અગ્નિકુંડમાં સ્નાન કરશે તે તમારી પુત્રીનો વર થશે.'

આ પ્રમાણે તે નૈમિત્તિકના મુખેથી સાંભળીને અમારા પિતા અમને લઈને અહીં આવ્યા અને આ દેવાધિષ્ટિત અગ્નિકુંડ બનાવી અમને તેની પાસે બેસાડી. આ પુરૂષ કોઈ વિદ્યાધર છે, તે અમને વરવા ઇચ્છે છે, પણ સત્વવર્જિત હોવાથી તે આ અગ્નિકુંડમાં ઝંપા દઇ શકતો નથી; તેથી એ વિકળ અને દીનમુખવાળો દેખાય છે." આ પ્રમાણેની તેની વાત સાંભળીને

આશાભર્યો આવેલો વિદ્યાધર કાર્યસિદ્ધિ કર્યા વિના લજ્જિત થઇને અધોમુખે સ્વસ્થાને ચાલ્યો ગયો.

હવે સત્વવાન્ એવા રત્નપાળ રાજાએ સાહસ કરીને એકદમ તે ભયંકર એવા અગ્નિકુંડમાં ઝંપાપાત કર્યો. તે વખતે તેના સત્વથી તે અગ્નિકુંડ સુધારસ સમાન જળથી પરિપૂર્ણ થઇ ગયો. એટલે તેમાં સ્નાન કરીને જેનું કાર્ય સિદ્ધ થયું છે એવો કુમાર બહાર નીકળ્યો. તે વખતે જ્ઞાની નૈમિત્તિકવડે આ વૃત્તાંત જાણીને વસુગંધર્વ વિદ્યાધર ત્યાં આવ્યો અને વિવાહયોગ્ય સકળ સામગ્રી તૈયાર કરીને રત્નપાળનો પોતાની બે પુત્રીઓ સાથે પાણિગ્રહણ મહોત્સવ કર્યો. તે વખતે કેટલાક બીજા વિદ્યાધર રાજાઓ પણ ત્યાં આવ્યા. અને વિદ્યાધરની પુત્રીઓ ભૂચર પરણી જાય તે સહન ન થવાથી કોપવડે વિચાર કરવા લાગ્યા કે–'આ અયોગ્ય થયું છે.' આ હકીકત જાણીને વસુગંધર્વે તેમને કહ્યું કે–'હે ખેચરાધિપો ! સાંભળો. મને એક વિદ્વાન્ નૈમિત્તિકે કહ્યું હતું કે–'તમારી બે પુત્રીનો વર રત્નપાળ થશે.' તેથી હું તમને કહું છું કે–આ કાર્ય અયોગ્ય થયું નથી. માટે વિના કારણ આવા રંગમાં ભંગ કરવો તે દુરાશય મનુષ્યનું કામ છે. વળી બધી રીતે આ વર પસંદ કરવા લાયક છે, તેથી અમારે બીજાનું પ્રયોજન નથી." આ પ્રમાણેના તેના વાક્યથી આવેલા વિદ્યાધર રાજાઓ મૌન થઇ ગયા.

પછી વસુગંધર્વ વિદ્યાધર પોતાની બે પુત્રીઓ સહિત રત્નપાળને લઇને વૈતાઢ્યપર આવ્યો. બીજા વિદ્યાધરો પણ સાથે આવ્યા. ત્યાં બધાની સમક્ષ ફરીને વિવાહમહોત્સવ કરીને

રત્નપાળ રાજાને તેણે બે કન્યાઓ સહિત તેના નગરે પહોંચાડ્યો. સાથે સેંકડો વિદ્યાધરોને પણ મોકલ્યા. રત્નપાળે વિવાહપ્રસંગમાં પ્રાપ્ત થયેલા દ્રવ્યમાંથી સોળ લાખ દ્રવ્ય પેલા જુમારીને આપ્યું. કેમકે રત્નપાળ રાજા દાનશૂર હતો. પછી સાથે આવેલા વિદ્યાધરોનું પણ યોગ્ય રીતે સન્માન કરી સંતોષ પમાડીને તેને સ્થાને વિદાય કર્યા. ક્રોડો સુભટોથી સંયુક્ત અને અનેક ખેચર તથા ભૂચર રાજાઓથી નમસ્કાર કરાતો રત્નપાળ રાજા ઉચે પ્રકારે શોભી રહેતો હવો. કર્ત્તા કહે છે કે–' પુણ્યનો વૈભવ આશ્ચર્યકારી હોય છે.'

અન્યદા સ્વામીપણાની લીલાથી સંયુક્ત અને સુરેંદ્રની જેવી શોભાવાળો રત્નપાળ રાજા સભા ભરીને બેઠો છે તેવામાં શ્રાદ્ધવર્ગને વંદાવવા માટે તે સભામાં આકાશમાર્ગથી ચારણમુનિ પધાર્યા. તે વખતે આસનથી ઉઠી ચારણમુનિને આસનપર બેસારી રત્નપાળ રાજાએ તેમને વિધિયુક્ત વંદના કરી. પછી હાથ જોડીને બોલ્યો કે–" આજે હું કૃતાર્થ થયો, આજે મારૂં જીવિત સફળ થયું, પૂર્વપુણ્યનો ખરેખરો ઉદય થયો કે જેથી મને આપના દર્શનનો લાભ મળ્યો. આજે મારો પુણ્યરૂપી કલ્પવૃક્ષ અચિંત્ય એવા મહાફળે કરીને ફળ્યો, સંસારરૂપી સમુદ્રમાં મને અવિકળ એવું યાનપાત્ર ( પ્રવહણ ) પ્રાપ્ત થયું. શિવપુરે જવા માટે આજે મને આકાશગામિની વિદ્યા પ્રાપ્ત થઇ, કેમકે તપથી થયેલા કૃશ શરીરવાળા સુસાધુ મારે ઘરે પધાર્યા. પૂર્વભવે આચરેલા શુભવડે અત્યારે મારા પાપનો નાશ થયો છે અને આગામી શુભનો ઉદય થયો છે, કેમકે મનુષ્યોને તમારૂં દર્શન ત્રણે કાળની યોગ્યતા પ્રગટ કરે છે.

જ્યાં સજ્જનોની અભ્યુથ્થાન ક્રિયા થતી નથી, જ્યાં મધુર વાણીએ બોલાવવાપણુ નથી અને જ્યાં ગુણદોષની સાચી વાર્તા થતી નથી તેના મકાને જવું તે યોગ્ય નથી. જડ પણ સજ્જનને જોવાથી સંતુષ્ટ થાય છે. જુઓ ! ચંદ્રમા ઉગવાથી કુમુદાકર (કુમુદ સમૂહ) વિકસ્વર થાય છે. સંતજનો પણ અન્ય સદાચરણી મનુષ્યને આવતા દેખી ઉભા થાય છે. જુઓ ! ચંદ્રમાના ઉદયથી-તેના આકાશમાં આવવાથી સમુદ્ર તેને મળવા માટે ઉછળે છે. હે મુનિરાજ ! આપ જેવા મહાત્માના દર્શન થયા પછી જેનો છેડો આવતો નથી તેવા તપથી શું ? કીર્ત્તિના આડંબરવાળા દાનથી શું ? અને જળાશયાદિ તીર્થના દર્શનથી શું ? ( કોઈની પણ અપેક્ષા રહેતી નથી. ) ”

આ પ્રમાણે રાજાએ સ્તુતિ કર્યા પછી આવેલ ચારણ-મુનિએ દેશના દેવા માંડી અને સભામાં બેઠેલા તમામ રાજા વિગેરે સાંભળવા લાગ્યા.

“ આરોગ્ય, ભોગસંપત્તિ, પ્રિયજનોનો અવિયોગ, દુઃખશ્રેણિનો વિયોગ અને અવિચ્છિન્ન સ્વર્ગગમન એ જિનપૂજાના ફળ છે. વૃક્ષમાં જેમ કલ્પવૃક્ષ, સદ્ગુણોમાં વિવેક, ગ્રહોમાં સૂર્ય, વ્રતોમાં બ્રહ્મચર્ય, ધર્મમાં દયાધર્મ અને વિદ્યાઓમાં લક્ષણ-શાસ્ત્ર શ્રેષ્ઠ છે તેમ શ્રાવકના સર્વ ધર્મોમાં દેવપૂજા શ્રેષ્ઠ છે. તેથી દૌર્ભાગ્ય, દીનભાવ અને પરગૃહગમન પ્રાપ્ત થતું નથી, શરીરે વિરૂપતા પ્રાપ્ત થતી નથી, શોકાદિ દુઃખ પ્રાપ્ત થતા નથી અને ઉચ્ચકુળમાં વૈભવવાળો અને રૂપ લાવણ્ય યુક્ત તે મનુષ્ય થાય છે કે જે વિતરાગ ભગવંતનું ભક્તિયુક્ત ચિત્તે પૂજન કરે છે.

જે મહાશય નિરંતર જિનપૂજન કરે છે તેના પાપો નાશ પામે છે અને તે **વૃદ્ધાકુમારની** જેમ સુખને પ્રાપ્ત કરે છે. તેની કથા કહું છું તે સાંભળો.

અહીં સમુદ્રના કીનારાપર **સુવિશાળપુર** નામનું નગર છે. તે લક્ષ્મી, વિલાસ અને સદ્ધર્મવડે જાણે સ્વર્ગનો ખંડ આવેલો હોય તેવું શોભે છે. ત્યાં ગુણોવડે ચંદ્રમા જેવો નિર્મળ **ચંદ્ર** નામે રાજા છે. તે રાજાને પ્રિય અને બુદ્ધિશાળી એવો **જિનદાસ** નામે શ્રેષ્ઠિ ત્યાં રહે છે. તે પરમ શ્રાવક છે. તેને **મનોરમા** નામની જિનધર્મમાં રક્ત અને જિનપૂજાપરાયણ ભાર્યા છે. અંતરાયકર્મના યોગથી તેમનો ઘણો કાળ સંતતિ રહિત ગયો. પ્રાંતે વૃદ્ધાવસ્થામાં તેમને એક પુત્ર થયો. એ પુત્ર વૃદ્ધાવસ્થામાં થયેલો હોવાથી શ્રેષ્ઠિ વિગેરે સ્વજનોએ મોટો મહોત્સવ કરીને તેનું **વૃદ્ધાકુમાર** નામ પાડયું. અનુક્રમે તે વૃદ્ધિ પામ્યો, ભણ્યો અને યૌવનાવસ્થા પામ્યો એટલે શ્રેષ્ઠિએ તેને કોઇ શ્રેષ્ઠિની પુત્રી સાથે પરણાવ્યો.

તે શ્રેષ્ઠિપુત્ર એકદા રથમાં બેસીને સ્ત્રી સહિત વનમાં કૌમુદી-ક્રીડા કરવા પોતાના પરિવાર સહિત જતો હતો, તેવામાં તેણે માર્ગમાં લોકોના મુખથી સાંભળ્યું કે–" નિષ્પુણ્ય મનુષ્યની જેમ આ કુમાર પોતે તો કાંઇ પેદા કરતો નથી અને આટલી વયે પણ માતાનું સ્તનપાન કરવાની જેમ પિતાની ઉપાર્જેલી લક્ષ્મીનો ઉપભોગ કરે છે." આ પ્રમાણેની વાત સાંભળીને તે ક્રીડા કરવા ન જતાં પાછો વળ્યો અને માતાપિતાની રજા મેળવીને સારે દિવસે તેણે સાર્થસહિત પ્રવહણમાં બેસીને વ્યાપારનિમિત્તે સમુદ્રમાર્ગે

પ્રયાણ કર્યું. આગળ ચાલતાં મહા વાયુના યોગથી તે વહાણ ફરતા પર્વતોવાળા મોટા આવર્તમાં સપડાઈ ગયું. તે આવર્તમાંથી ઘણો પ્રયાસ કર્યા છતાં કોઈ રીતે નીકળી શક્યું નહીં. પછી વૃદ્ધાકુમાર અને લોકો વહાણમાંથી ઉતરીને નજીક રહેલા પર્વતપર ચડી એક આંબાના ઝાડ નીચે બેઠા.

તે આંબાની શાખા ઉપર એક શુક પોતાની પ્રિયા સાથે બેઠો હતો. તે શુક પ્રત્યે શુકી કહે છે કે–" હે વલ્લભ ! હું કહું તે સાંભળો. આ વહાણના લોકોને દુઃખી દેખ્યા છતાં તમે નિરૂદ્યમી થઈને કેમ બેસી રહ્યા છો ? આવો પરોપકાર કરવાનો વખત મળવો દુર્લભ છે. કહ્યું છે કે–પોતાના પ્રાણવડે પણ જે પરના પ્રાણનું રક્ષણ કરે છે તે શ્રેષ્ઠ ગણાય છે. જુઓ ! લવણ પરના દોષની શાંતિ માટે પોતે અગ્નિમાં બળે છે. માટે આ લોકો પાસેથી લેખ લખાવીને તમે સિંહલેશ પાસે શીઘ્ર જઈને આપો, પછી બધું સારૂં થઈ રહેશે." શુકીના આ પ્રમાણેના કહેવાથી શુક તરતજ ત્યાંથી ઉડીને વૃદ્ધાકુમારના ખોળામાં જઈને બેઠો. વૃદ્ધાકુમારે શુકીની વાત સાંભળી હતી તેથી તરતજ પોતાના દુઃખની હકીકતનો પત્ર લખીને તે શુકને ગળે બાંધ્યો. એટલે તેણે તરતજ ત્યાંથી ઉડીને તે પત્ર સિંહલેશ પાસે જઈને આપ્યો. તે પત્ર વાંચતાં તેમાં લખેલી હકીકત જાણીને સિંહલરાજાએ તરતજ પટહોદ્‌ઘોષણા કરાવી કે–' જે કોઈ આ મહાવર્તમાં પડેલા પ્રવહણને કાઢશે તેને એક લક્ષ દ્રવ્ય, દેવસાક્ષીએ આપવામાં આવશે. ' આ ઉદ્‌ઘોષણા સાંભળીને કોઈ કલ્પવેત્તા પુરૂષે તે પટહ છબ્યો. પછી હરણનું પુચ્છ લઈ છ મહિનાસુધી તેને તેલમાં રાખી તે પુરૂષ રાજાના આદેશથી તે પુચ્છ સહિત

વૃદ્ધાકુમાર પાસે આવ્યો. ત્યાં દષ્ટિ કરતાં વૃદ્ધાકુમારે શિવાય બીજું કોઇ સાત્વિક મનુષ્ય ન જણાવાથી તેણે તેને કલ્પશાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું બીલ બતાવ્યું. પછી તે પુચ્છ વૃદ્ધાકુમારને આપીને કલ્પશાસ્ત્રમાં કહેલો વિધિ બધો સમજાવ્યો. તેની મતલબ એ હતી કે–"આ મૃગપુચ્છની દીપિકા કરીને સત્ત્વવંત પુરૂષે પેલા બીલમાં પ્રવેશ કરવો. તેમાં કેટલેક દૂર જતાં એક ઉદ્યાન આવશે. ત્યાં સુંદર એવી વાવડીઓ તથા પ્રાસાદો છે. તે ઉદ્યાનના મધ્યમાં એક સુવર્ણમય શ્રેષ્ઠ જિનપ્રાસાદ છે. તેમાં બીરાજેલા શ્રી યુગાદિદેવને નમસ્કાર કરીને તેમની પૂજા કરવી. ત્યારપછી તેના પૂર્વદ્વારમાં રહેલી એક મોટી ઘંટા છે તે પૂરતા જોરથી વગાડવી. તે ઘંટા વાગવાથી ત્યાં રહેલા બીજા બધા દેવાધિષ્ઠિત વાજીત્રો એકસાથે સ્વયમેય વાગશે, તેનો અત્યંત તીવ્ર નિર્ઘોષ સાંભળીને તેના ત્રાસથી ત્યાં રહેલા હજારો ભારંડ પક્ષીઓ ઉડશે. તેના પવનથી સમુદ્રનું જળ બહુજ ઉછળશે. એટલે તેની પ્રેરણાથી આવર્ત્તમાં પડેલું પોત તરતજ તેમાંથી બહાર નીકળી જશે. અને સમુદ્રમાં પોતાને ઇચ્છિત માર્ગે ચાલવા લાગશે. હે વૃદ્ધાકુમાર ! આ કલ્પમાં કહેલી હકીકત મેં આપને કહી, હવે આપને યોગ્ય લાગે તેમ કરો."

વૃદ્ધાકુમાર ઘણો સાહસિક અને સત્વવંત હોવાથી તેની કહેલી વાત સાંભળીને તરતજ મૃગપુચ્છની દીવી સળગાવીને ચાલ્યો અને તે પુરૂષે બતાવેલા બીલમાં પેઠો. પછી તેણે બતાવ્યા પ્રમાણે બધું કર્યું એટલે વહાણ આવર્ત્તમાંથી નીકળી રસ્તે પડ્યું. અનુક્રમે તેઓ કલ્પજ્ઞ પુરૂષ સહિત સિંહળદ્વીપે આવ્યા. વૃદ્ધાકુમાર બીલમાં રહ્યો. રાજાએ 'વૃદ્ધાકુમાર ક્યાં છે ?' એમ પૂછતાં તેની હકીકત જાણવાથી તે કલ્પજ્ઞ પુરૂષ ઉપર બહુજ

કોપાયમાન થયા. તેને કહ્યું કે–' અરે દુષ્ટ ! તેં આ શું કર્યું ? ખાસ વૃદ્ધાકુમારનેજ ત્યાં રાખ્યો !' પછી તેને કબજે કરીને રાજા દુઃખે દુઃખે કાળ વ્યતિક્રમાવવા લાગ્યો.

અહીં વૃદ્ધાકુમાર દેહ વસ્ત્ર અને આત્માનું વાપિકામાં પ્રક્ષાલન કરી પવિત્ર થઇ વનમાંથી સુંદર ફુલો લાવીને દરરોજ ભક્તિપૂર્વક શ્રી યુગાદિદેવની પૂજા કરવા લાગ્યો. અન્યદા ત્યાં એક કન્યા આવી. તે વૃદ્ધાકુમારને જોઈને તેના રૂપથી મોહ પામી. તેણે તરતજ પોતાને સ્થાને જઇને પોતાની માતાને તે વાત જણાવી. તેણીએ પોતાના સ્વામીને તે વાત કહી. વિદ્યાધર તે વાત સાંભળીને તરતજ જિનમંદિરે ગયો અને ત્યાથી વૃદ્ધાકુમારને સન્માનપૂર્વક પોતાને મંદિરે લઇ આવ્યો. પછી સ્નાન, ભોજન તેમજ વસ્ત્રાદિકથી તેનો સારી રીતે સત્કાર કર્યો. વિદ્યાધરની પ્રિયાએ એકાંતમાં વૃદ્ધાકુમારને કહ્યું કે–' તમને અમારી પુત્રી પરણાવવાની છે પરંતુ તેના કરમોચન સમયે તમે તમારા શ્વસુર પાસેથી દેવાધિષ્ઠિત પલંગ આકાશગામી છે તે માગી લેજો.' પછી વિદ્યાધરે કુમારને પોતાની પાસે બોલાવીને કહ્યું કે–' હે કુમાર ! મને પૂર્વે એક નિમિત્તિઆએ કહ્યું હતું કે–અહીં એક સાહસિક અને રૂપવંત એવો કોઇ પુરૂષ એકાકી આવશે, તે અહીં દેવાલયમાં જિનપૂજા કરીને પછી ત્યાં રહેલી ઘંટા વગાડશે. તે વૃદ્ધાકુમાર નામનો પુરૂષ તમારી પુત્રીનો પતિ થશે.' આજે તે બધી વાત મળી છે અને હું તે માટેજ તમને અહીં લઈ આવ્યો છું. તો હવે હે મહાશય ! આનંદથી તમે મારી પુત્રીનું પાણિગ્રહણ કરો." વૃદ્ધાકુમારે તેનું વચન માન્ય કર્યું એટલે વિદ્યાધરે તેનો પાણિગ્રહણ મહોત્સવ કર્યો. કરમોચન પ્રસંગે અનેક

સુવર્ણરત્નાદિ આપ્યા. વૃદ્ધાકુમારે આકાશગામી પલંગ માગ્યો તે પણ તેણે આપ્યો.

પછી વૃદ્ધાકુમાર પોતાના સાર્થને મળવા માટે જવા ઉત્સુક થયો, એટલે તેના શ્વસુર વિદ્યાધરે કહ્યું કે–" મારી મૂળ સ્થિતિ તો વૈતાઢ્ય પર્વત ઉપર છે. અમારો ધન ભંડાર ત્યાં છે. અહીં તો સ્વલ્પ માત્ર ધન રાખીએ છીએ અને આ મનોહર મકાન માત્ર ક્રીડા કરવા માટે અહીં આવીએ ત્યારે રહેવા સારૂ બનાવ્યું છે. તેથી તમારે કોઈ અવસરે ત્યાં આવવું કે જેથી અમે તમારો વિદ્યા અને દ્રવ્યાદિવડે સારી રીતે સત્કાર કરશું." આ વાતનો સ્વીકાર કરીને વૃદ્ધાકુમાર પ્રિયાસહિત પલંગ ઉપર આરૂઢ થઈ સ્વર્ણ રત્નાદિ શ્વસુરે આપેલું લઇ આકાશમાર્ગે સિંહળદ્વીપ તરફ ચાલ્યો. ક્ષણમાત્રમાં તે ઉત્તમ એવા સિંહળદ્વીપે આવ્યો. વૃદ્ધાકુમારને આવેલ જોઇને સિંહલનૃપતિ હર્ષિત થયા. પછી પેલા કલ્પજ્ઞ વણિકને કારાગ્રહમાંથી છુટો કર્યો અને કુમારના ગુણથી રંજીત થઈને તેનું દાણ છોડી દીધું. રાજાએ ખીલમાં પ્રવેશ કર્યા પછીની હકીકત પૂછી એટલે તેણે ત્યારપછીનું પોતાનું બધું સ્વરૂપ કહી સંભળાવ્યું. તે સાંભળીને રાજાએ વૃદ્ધાકુમારને મહા ભાગ્યશાળી જાણ્યો. તેથી તેણે પોતાની પુત્રી **કર્પૂરમંજરી** સાથે તેનો વિવાહ કર્યો. તે વખતે પણ મહાન્ ઉત્સવ થયો. રાજાએ કરમોચન પ્રસંગે પુષ્કળ દ્રવ્ય આપ્યું. કેટલાક દિવસ ત્યાં આનંદમાં રહ્યા પછી વૃદ્ધાકુમારે સિંહલપતિને કહ્યું કે–' જો આપની આજ્ઞા હોય તો હું મારે નગરે જવા ઈચ્છું છું.'

રાજાએ આજ્ઞા આપવાથી વૃદ્ધાકુમાર બે પત્ની સહિત પલંગપર બેસી આકાશમાર્ગે પોતાના નગર તરફ ચાલ્યો અને

યોગે શૂળના વ્યાધિથી તે સેવક અકસ્માત મરણ પામ્યો અને પુણ્યયોગથી તમારે ત્યાંજ પુત્રપણે ઉત્પન્ન થયો.'

આ પ્રમાણેનું પોતાનું પૂર્વ વૃત્તાંત સાંભળીને વૃદ્ધાકુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી ગુરૂમહારાજનું કહેલુ સર્વ તથારૂપે જાણ્યું. તેમજ આ બધું જિનાર્ચનનું ફળ છે એમ પણ નિરધાર થયો. પછી તે ગુરૂમહારાજને વાંદી પોતાના પિતાની સાથે ઘરે આવ્યો. અનુક્રમે વૃદ્ધાકુમાર તે નગરનો રાજા થયો. અને જિનપૂજાદિ તેમજ દાનાદિ અનેક પ્રકારના ધર્મકાર્ય વિશેષ પ્રકારે કરવા લાગ્યો. એવી રીતે ઘણા વર્ષો પર્યંત ધર્મારાધન સાથે રાજ્યની પ્રતિપાલના કરી. પ્રાંતે ગુરૂમહારાજ પાસે ચારિત્ર લઇને મોક્ષલક્ષ્મીનું ભાજન થયો. "જિનેશ્વરની પૂજા કલ્યાણ કરે છે, દુરિતને હરે છે, લક્ષ્મીની વૃદ્ધિ કરે છે, પુણ્યનો સંચય કરે છે, માન્યપણું ઉપજાવે છે અને કર્મશત્રુને હણે છે-એવી રીતે તે અનેક પ્રકારના સુખ આપનારી થાય છે."

ઇતિ વૃદ્ધાકુમાર કથા.

"હે રત્નપાળ રાજા ! તમે નિરંતર જિનપૂજન એકાગ્રચિત્તે કરો કે જેથી મહાસૌખ્યનું ભાજન થાઓ." આ પ્રમાણે જિનપૂજાનું ફળ સાંભળીને ઘણા ભવ્ય પ્રાણીઓ હર્ષિત થયા અને તેઓએ ગુરૂમહારાજ પાસે જિનાર્ચન કરવાનો નિયમ ગ્રહણ કર્યો. પછી રત્નપાળ રાજા ગુરૂવંદન કરીને પોતાને સ્થાને આવ્યો અને ગુરૂમહારાજાએ અન્ય ભવ્ય જીવોને પ્રતિબોધ આપવા માટે અન્યત્ર વિહાર કર્યો.

હવે રત્નપાળ રાજા તે દિવસથી વિશેષ પ્રકારે જિનપૂજન કરવા લાગ્યો. તે સાથે બીજા પણ ધર્મકાર્યો કરવા લાગ્યો. અન્યદા ગ્રીષ્મકાળે જળક્રીડા કરવા માટે તે ગંગા કીનારે ગયો અને એકલા નાવામાં બેસીને ગંગામાં પ્રવેશ કર્યો. તેને ક્રીડા કરતાં જે અકસ્માત બનાવ બન્યો તે સાંભળો:—

' અકસ્માત્ મહા બળવાન વાયુ નીકળ્યો અને તે વાયુવડે ઉછળતી નાવા એકદમ ઉતાવળી ચાલી. આગળ ચાલતાં બન્ને બાજુએ નવા નવા ગામો રત્નપાળ રાજા જોવા લાગ્યા. તેમજ નાવાના શિઘ્રગમનથી અનેક નગર, દ્વીપ, પર્વતો અને વૃક્ષો પણ જોવા લાગ્યા. એમ કરતાં કરતાં એક મુહૂર્ત્તમાં તો તે નાવા પૂર્વ સમુદ્ર સુધી પહોંચી ગઇ. પરંતુ ત્યાં કીનારો આવવાથી નાવા સ્વયમેવ ઉભી રહી. એટલે રાજા સ્વસ્થ થયા અને નાવામાંથી ઉતરીને કીનારા ઉપર ગયા. ત્યાં એક પુરૂષ ઉતાવળો તેની પાસે આવ્યો અને બોલ્યો કે—" હે મહારાજ ! તમે જરા પણ વિષાદ કરશો નહીં, તમે અહીં દૂર વિદેશમાં આવ્યા છો તેથી તમારૂં કાંઇ પણ અશ્રેય થયું નથી. તમે મનમાં એમ ન વિચારશો કે હું અહીં ગામની સીમ, જન, જનપદ વિગેરે કાંઈ પણ જાણતો નથી, તો હું શું કરીશ ? ને કયા જઇશ ? કેમકે તમારૂં તો સર્વદા સર્વત્ર સર્વ પ્રકારે શુભજ થવાનું છે. હું તમારો સહાયભૂત છું. તમારૂં હિત કરનારો છું. જેથી પરિણામે તમારૂં સર્વ પ્રકારે શ્રેયજ થશે. હે સુંદર ! હું તમને એક વાત કહું તે સ્વસ્થ થઇને સાંભળો કે જે સાંભળવાથી તમારા ચિત્તને સારી રીતે આશ્વાસન મળશે.

વહાણુ કરીઆણાવડે ભરીને બીજા વણિકો સમુદ્રમાર્ગે ચાલ્યા. સાથે ચાલતાં બીજે દિવસે વૃદ્ધાકુમારે પોતમાં બેઠેલા વણિકોને કહ્યું કે–'હું વૈતાઢ્ય પર્વત ઉપર જવા ઇચ્છું છું, ત્યાંથી તમે આપણે નગરે પહોંચશો તે વખતે હું પણ પહોચીશ.' એમ કહીને તે પલંગ સાથે વૈતાઢ્ય તરફ ચાલ્યો.

વિમાનની જેમ શય્યા ઉપર બેસી વૈતાઢ્યે જઇ તેના શ્વસુરને મળ્યો. તેઓએ તેનું બહુમાન કર્યું અને બીજા વિદ્યાધરોએ અનેક કન્યાઓ તેને આપી. તેમજ સ્નેહવડે પ્રસ્ફૂરિત મનથી મણિમુક્તાફળ વિગેરે પણ પુષ્કળ આપ્યું. પછી સાધન કરેલી અનેક વિદ્યાઓ તેને આપી. એ પ્રમાણે શ્રેષ્ઠ વસ્તુઓની પ્રાપ્તિથી હર્ષિત થઇને તેણે પોતાને નગરે જવાની રજા માગી. પછી વિદ્યાધરોએ વિમાન રચ્યું એટલે અનેક વિદ્યાધરો સાથે તેમાં બેસીને તે પોતાના નગર તરફ ચાલ્યો. સમુદ્રમાર્ગે ચાલેલા વહાણની અગાઉ તે પોતાને નગરે પહોંચ્યો અને બહુ કન્યાઓ તથા પુષ્કળ લક્ષ્મીસહિત તેણે પોતાના મંદિરમાં પ્રવેશ કર્યો. તેને એવી રીતે આવેલો જોઇ તેના માતાપિતા અત્યંત હર્ષિત થયા. પછી વૃદ્ધાકુમારે સાથે આવેલ વિદ્યાધરોનો સત્કાર કરીને તેમને રજા આપી. અનુક્રમે વહાણ પણ ત્યાં આવી ગયું. તેમાં રહેલ દ્રવ્ય જેનું તેને આપીને પોતાનું પોતે ગ્રહણ કર્યું અને સુખે કરીને કાળ નિર્ગમાવવા લાગ્યો. 'પુણ્યવંતને શું દુષ્કર છે?'

અન્યદા તે નગરીના ઉદ્યાનમાં જ્ઞાની ગુરૂમહારાજ પધાર્યા. તે હકીકત સાંભળીને વૃદ્ધાકુમાર પિતા સહિત ગુરૂમહારાજને

વાંદવા આવ્યો. ગુરૂએ ધર્મોપદેશ આપ્યો. તે સાંભળ્યા પછી વૃદ્ધાકુમારના પિતા જિનદાસે ગુરૂમહારાજને પૂછ્યું કે-"વૃદ્ધાકુમારે પૂર્વભવે શું પુન્ય કર્યું હતું કે જેથી તે વિદ્યાધરીઓ સ્ત્રીપણે પામ્યો અને તેને પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થઇ ?"

ગુરૂમહારાજે કહ્યું કે-" આ વૃદ્ધાકુમાર પૂર્વભવે તમારે ત્યાં કર્મકર હતો. અન્યદા તમારે શરીરે કોઈ વ્યાધિ ઉત્પન્ન થયો કે જેથી તમે દેવાર્ચા કરવાને પણ અસમર્થ થઇ ગયા. તે જાણીને પેલા સેવકે કહ્યું કે:-'હે તાત! જો આપની આજ્ઞા હોય તો હું આપની વતી જિનપૂજા કરૂં. હું તમારો સેવક છું, તેથી જે પ્રમાણે આપ કરતા હતા તે પ્રમાણે હું કરી શકીશ; માટે મને આજ્ઞા આપો.' પછી તમારા કહેવાથી તેણે જિનપૂજા કરવા માંડી. તે દિવસથી તમારી પ્રિયા સારા વિચારવાળી હોવાથી તે કર્મકર ઉપર પુત્રવત્ પ્રેમ ધરાવવા લાગી અને તેનું હિત કરવા લાગી. અનુક્રમે તમે સાજા થયા એટલે પાછા તમે જિનપૂજા કરવા લાગ્યા. ત્યારથી તે કર્મકર દિવસે દિવસે શરીરે ક્ષીણ થવા લાગ્યો. એક દિવસ તમે તેને પૂછ્યું કે-'હે વત્સ ! તારૂ શરીર ક્ષીણ કેમ થતું જાય છે? તને શું કોઇ વ્યાધિ પીડા કરે છે?' ત્યારે તે બોલ્યો કે-'હે તાત ! મારે શરીરે કોઈ પ્રકારની બાધા નથી, પરંતુ આપે જિનપૂજા કરવા માંડી ત્યારથી હું કરી શકતો નથી તેથી હું ક્ષીણ થાઉં છું. હે સ્વામી! તે કારણથી મારા ચિત્તમાં મોટી અરતિ રહ્યા કરે છે.' તે સાંભળીને તમે કહ્યું કે-'હે વત્સ ! તું પણ ખુશીથી જિનપૂજા કર.' પછી તે દરરોજ ઘણા ભાવપૂર્વક જિનપૂજા કરવા લાગ્યો. તમે પણ તેને પુત્રપણે માનવા લાગ્યા. અનુક્રમે કાળ-

ચોગે શૂળના વ્યાધિથી તે સેવક અકસ્માત મરણ પામ્યો અને પુણ્યયોગથી તમારે ત્યાંજ પુત્રપણે ઉત્પન્ન થયો.'

આ પ્રમાણેનું પોતાનું પૂર્વ વૃત્તાંત સાંભળીને વૃદ્ધાકુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી ગુરૂમહારાજનું કહેલું સર્વ તથારૂપે જાણ્યું. તેમજ આ બધું જિનાર્ચનનું ફળ છે એમ પણ નિરધાર થયો. પછી તે ગુરૂમહારાજને વાંદી પોતાના પિતાની સાથે ઘરે આવ્યો. અનુક્રમે વૃધ્ધાકુમાર તે નગરનો રાજા થયો. અને જિનપૂજાદિ તેમજ દાનાદિ અનેક પ્રકારના ધર્મકાર્ય વિશેષ પ્રકારે કરવા લાગ્યો. એવી રીતે ઘણા વર્ષો પર્યંત ધર્મારાધન સાથે રાજ્યની પ્રતિપાલના કરી. અંતે ગુરૂમહારાજ પાસે ચારિત્ર લઇને મોક્ષલક્ષ્મીનું ભાજન થયો. "જિનેશ્વરની પૂજા કલ્યાણ કરે છે, દુરિતને હરે છે, લક્ષ્મીની વૃદ્ધિ કરે છે, પુણ્યનો સંચય કરે છે, માન્યપણું ઉપજાવે છે અને કર્મશત્રુને હણે છે–એવી રીતે તે અનેક પ્રકારના સુખ આપનારી થાય છે."

ઇતિ વૃદ્ધાકુમાર કથા.

" હે રત્નપાળ રાજા ! તમે નિરંતર જિનપૂજન એકામચિત્તે કરો કે જેથી મહાસૌખ્યનું ભાજન થાઓ." આ પ્રમાણે જિનપૂજાનું ફળ સાંભળીને ઘણા ભવ્ય પ્રાણીઓ હર્ષિત થયા અને તેઓએ ગુરૂમહારાજ પાસે જિનાર્ચન કરવાનો નિયમ ગ્રહણ કર્યો. પછી રત્નપાળ રાજા ગુરૂવંદન કરીને પોતાને સ્થાને આવ્યો અને ગુરૂમહારાજાએ અન્ય ભવ્ય જીવોને પ્રતિબોધ આપવા માટે અન્યત્ર વિહાર કર્યો.

હવે રત્નપાળ રાજા તે દિવસથી વિશેષ પ્રકારે જિનપૂજા કરવા લાગ્યો. તે સાથે બીજા પણ ધર્મકાર્યો કરવા લાગ્યો. અન્યદા ગ્રીષ્મકાળે જળક્રીડા કરવા માટે તે ગંગા કીનારે ગયો અને એકલા નાવામાં બેસીને ગંગામાં પ્રવેશ કર્યો. તેને ક્રીડા કરતાં જે અકસ્માત બનાવ બન્યો તે સાંભળોઃ–

' અકસ્માત્ મહા બળવાન વાયુ નીકળ્યો અને તે વાયુવડે ઉછળતી નાવા એકદમ ઉતાવળી ચાલી. આગળ ચાલતાં બન્ને બાજુએ નવા નવા ગામો રત્નપાળ રાજા જોવા લાગ્યા. તેમજ નાવાના શિઘ્રગમનથી અનેક નગર, દ્વીપ, પર્વતો અને વૃક્ષો પણ જોવા લાગ્યા. એમ કરતાં કરતાં એક મુહૂર્ત્તમાં તો તે નાવા પૂર્વ સમુદ્ર સુધી પહોંચી ગઇ. પરંતુ ત્યાં કીનારો આવવાથી નાવા સ્વયમેવ ઉભી રહી. એટલે રાજા સ્વસ્થ થયા અને નાવામાંથી ઉતરીને કીનારા ઉપર ગયા. ત્યાં એક પુરૂષ ઉતાવળો તેની પાસે આવ્યો અને બોલ્યો કે–" હે મહારાજ ! તમે જરા પણ વિષાદ કરશો નહીં, તમે અહીં દૂર વિદેશમાં આવ્યા છો તેથી તમારૂં કાંઇ પણ અશ્રેય થયું નથી. તમે મનમાં એમ ન વિચારશો કે હું અહીં ગામની સીમ, જન, જનપદ વિગેરે કાંઈ પણ જાણતો નથી, તો હું શું કરીશ ? ને કયાં જઇશ ? કેમકે તમારૂં તો સર્વદા સર્વત્ર સર્વ પ્રકારે શુભજ થવાનું છે. હું તમારો સહાયભૂત છું. તમારૂં હિત કરનારો છું. જેથી પરિણામે તમારૂં સર્વ પ્રકારે શ્રેયજ થશે. હે સુંદર ! હું તમને એક વાત કહું તે સ્વસ્થ થઇને સાંભળો કે જે સાંભળવાથી તમારા ચિત્તને સારી રીતે આશ્વાસન મળશે.

આ પૂર્વસમુદ્રના પ્રદેશમાં **રત્નપુર** નામનું નગર છે. અહીંની જમીન સ્વર્ગલોક જેવી સર્વને સુખ આપનારી છે. અહીં **મહાસેન** નામે રાજા રાજ્ય કરે છે તે દશે દિશામાં પ્રસિદ્ધ છે. પૂર્વ દિશાના દેશોનો સ્વામી છે અને સુવર્ણસમાન કાંતિવાળો છે. તે રાજાને પ્રેમવાળી, સારી સ્ત્રીઓમાં શિરોમણિ પાંચ હજાર સ્ત્રીઓમાં મુખ્ય અને દક્ષ એવી **પ્રેમવતી** નામે પટરાણી છે. આ રાજાને નગર ગ્રામ અને પુર દશ ક્રોડ છે, દશ લાખ હાથી છે, દશ લાખ રથો છે, વીશ ક્રોડ પાયદળ છે, ત્રીશ લાખ તુરંગમો છે, ભંડારમાં ગણી ન શકાય તેટલું દ્રવ્ય છે, પણ ખામી માત્ર એક છે કે તેને કુળ ને રાજ્યની ધુરાને ધારણ કરનાર પુત્ર નથી. પુત્રપ્રાપ્તિ માટે રાજાએ અનેક ઉપાયો કર્યા પરંતુ પૂર્વકર્મના અનુભાવથી તેને પુત્ર થયો નહીં. મણિ, મંત્ર, ઔષધિ, યંત્ર, દેવોની આરાધના–એ સર્વ પુણ્યનો યોગ હોય તોજ ફળે છે, તે વિના નિષ્ફળ થાય છે. ' મોઢું પહોળું કરીને દાંત બતાવતો, હાસ્ય કરતો, કાલું કાલું બોલતો, રમણિય વચનો સંભળાવતો, ખોળામાં રમતો અને આનંદ કરતો એવો બાળક પોતાના પગની રજવડે જેના ખોળાને ધૂળિધુસર કરે છે એવા પુત્રની માતાને ધન્ય છે. ' " વંધ્યપણું, બાળરાંડપણું, મૂઢપણું, અંગનું હીનપણું, કુષ્ટ અને પાંડુરોગીપણું-એ સર્વ પાપના યોગથી પ્રાપ્ત થાય છે. "

રાજાએ સંતાનપ્રાપ્તિને માટે અનેક પ્રકારના પુણ્યકાર્યો આરંભ્યા છે અને દરરોજ અનેક દુઃખી તેમજ દીનજનોને દાન આપે છે. દેવપૂજા કરે છે. વિશેષે કરીને સુપાત્રને દાન આપે છે. આ પ્રમાણે કરતાં તેનું અંતરાયકર્મ કાંઇક પાતળું પડ્યું. અનુક્રમે

તે રાજાની પટરાણી પ્રેમવતી સગર્ભા થઇ, જેથી રાજા રાણી અને લોકો અત્યંત હર્ષિત થયા. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે રાણીએ બે પુત્રીને જન્મ આપ્યો. રાજાએ બહુ હર્ષ પામીને તેની વધામણી આપી તેમજ જન્મમહોત્સવ કર્યો. રાજા સંતાન વિનાનો હતો તેથી પુત્રીઓ થવાથી પણ એવો ખુશી થયો કે જેવો અરણ્યમાં જળની પ્રાપ્તિ થવાથી તૃષાર્ત્ત મનુષ્ય ખુશી થાય. જેમ વૃક્ષ વિનાના ગામમાં એરંડો પણ મહાવૃક્ષ ગણાય છે, તેમ રાજા અપુત્રવાળો હોવાથી પુત્રીનો જન્મ પણ તેને સો પુત્રના જન્મ જેવો ઇષ્ટ લાગ્યો. બન્ને પુત્રીઓનો જન્મોત્સવ કર્યા બાદ યોગ્ય સમયે તેના **કનકમંજરી** ને **ગુણમંજરી** નામ પાડ્યા. શુક્લ પક્ષમાં જેમ ચંદ્ર વૃદ્ધિ પામે તેમ દાસીઓવડે લાલનપાલન કરાતી તે બન્ને કન્યાઓ વૃદ્ધિ પામવા લાગી. બુદ્ધિગુણવાળી તે બન્ને કન્યાઓને સર્વ કળાઓ શીખવવામાં આવી. અનુક્રમે તે રૂપલાવણ્યના મંદિરરૂપ તરૂણાવસ્થાને પામી. નેત્રને આનંદ આપનારી તે બે પુત્રીને જોઇને રાજા તેના વિવાહને માટે ચિંતા કરવા લાગ્યો. તેવામાં અકસ્માત શું બન્યું તે સાંભળો:—

એક પુત્રી ગળતકુષ્ટવાળી થઇ ગઇ અને બીજી પુત્રી અંધ થઇ ગઇ. તે જોઇને દુઃખના પુરથી પ્લાવિત થયેલો રાજા વિચારવા લાગ્યો કે–' અહો ! આ બન્ને પુત્રીઓને અકસ્માત આ શું થયું ? દૈવે આ કન્યારત્નને દૂષિત કરી નાખ્યાં. આ બાબત કોને પૂછું ને શું કરૂં ?' આ પ્રમાણે દુઃખને ધારણ કરતો રાજા રાજ્યની ચિંતાથી પણ વિમુખ થયો. એટલે પ્રધાનપુરૂષોએ તેમને વિનયપૂર્વક કહ્યું કે–" હે રાજન્ ! વિષાદ શામાટે કરો છો ? વિષાદનું કાંઇ ફળ નથી. કર્મની ગતિ વિષમ છે. દૈવને ઉપા-

લંભ દેવાથી પણ શું ? માટે મનને દૃઢ કરો, અને અનેક વૈદ્યોને બોલાવીને તેઓ કહે તે પ્રમાણે આ રોગની શાંતિને માટે વિવિધ પ્રકારની ચિકિત્સા કરાવો. આ બાબતમાં પ્રમાદ ન કરો; કારણકે ઋણ, રિપુ ને રોગનો તો ઉગતાજ છેદ કરવો જોઇએ. જેઓ તે બાબતમાં પ્રમાદ કરે છે તે પાછળથી પસ્તાય છે–વિનાશ પામે છે, એ સંશય વિનાની વાત છે.”

આ પ્રમાણેની પ્રધાનોની વચનશ્રેણિને હૃદયમાં ધારણ કરી સ્વસ્થ મનવાળા થઇને રાજાએ તરતજ પોતાના સેવકોને વિચક્ષણ એવા વૈદ્યોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. રાજાની આજ્ઞા થતાં સેવકોના બોલાવવાથી અનેક વૈદ્યો ત્યાં આવ્યા અને તેમણે પરસ્પર વિચાર કરીને તે બન્ને કન્યાઓની અનેક પ્રકારે ચિકિત્સા કરવા માંડી.

વૈદ્યોએ અનેક પ્રકારના ઉપચારો કર્યા પણ તે બધા નિષ્ફળ ગયા, તેનાથી કોઇ પ્રકારનો લાભ થયો નહીં. તેથી રાજાએ મંત્ર, યંત્ર, ગૃહાદિની શાંતિ, પૂજા, પૃચ્છા, બળી, હોમવિધાન તથા અનેક પ્રકારના શાંતિક પૌષ્ટિક કર્મ કર્યા ને કરાવ્યા પણ તે સર્વ નિરર્થક થયા. એટલે રાજા પરિવાર સહિત નિરાશ થઈ ગયો. આ દુઃખને લીધે પોતાના આત્માને અધન્ય માનતો રાજા રાણી સહિત અનેક પ્રકારના વિલાપ કરતો આ પ્રમાણે બોલ્યો કે–'પૂર્વજન્મે અમે તેમજ આ પુત્રીઓએ એવું શું દારૂણ પાપકર્મ કર્યું હશે કે જેથી આવા દુઃખના ભાજન થયા ? શું બાળકોને માતાના ખોળામાંથી ખેંચી લઇને વિયોગ કરાવ્યો હશે ? કે શું મુનિવર્ગને મહાન્ ઉપસર્ગ કર્યો હશે ? અથવા

ગાયોના બાળકોને દુધ પીતાં છોડાવ્યા હશે ? કે સરોવરનું શોષણ કરાવ્યું હશે ? અથવા વનમાં દાવાનળ દીધો હશે ? શું કર્યું હશે ? કાંઈ સમજાતું નથી. ” આ પ્રમાણે બહુ રીતે રાજા દિન-પ્રતિદિન વિશેષ વિશેષ શોક કરવા લાગ્યો અને તે પુત્રીઓના દુઃખે આખું રાજકુળ દુઃખિત થઇ ગયું.

હવે તે બન્ને રાજપુત્રીઓ દુઃખ ન સહન થવાથી મરવાને તૈયાર થઈ. કારણ કે ‘ જેણે પ્રથમ સુખ ભોગવ્યું હોય છે તે પાછળથી આવું દુઃખ ભોગવી શકતા નથી. ’ તે પુત્રીઓ વિચારે છે કે–‘ જેમનું શરીર સરોગી છે તેમનો જન્મ ને જીવિત નિષ્ફળ છે. તેઓ જીવતાં છતાં પણ મૃતકતુલ્ય છે કારણકે તેમની ગર્હા પણ અનેક પ્રકારની લોકોમાં થાય છે. ’ એક દિવસ તે બન્ને પુત્રીઓએ રાજા પાસે જઇને કહ્યું કે–‘ અમારે માટે કાષ્ટ-ભક્ષણ કરવાની તૈયારી કરાવો અર્થાત્ ચિતા રચાવો. અમારે આ રાજ્યસુખથી શું અને આ જીવિતથી પણ શું ? કારણકે-શરીરે આવો વ્યાધિ ભોગવવા કરતા મરણ પામવું તેજ શ્રેષ્ટ છે. ”

તે સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે–“ હા ! હા ! આ શું થયું ? આખા જગતને અકાળે દુઃખ આપનારા વક્ર એવા દૈવને ધિક્કાર છે ! મને આ પુત્રીઓ ઉપર અત્યંત મોહ છે, હું તેના વિના જીવી શકું તેમ નથી અને મારા વિના મારી પ્રિયા જીવી શકે તેમ નથી. આ તો અકાળે આખા કુટુંબનો વિનાશ પ્રાપ્ત થયો. આ રાજ્યથી, ભંડારથી, પુરોથી ને પત્તનોથી મને શો લાભ છે ? બધું નકામું છે. આ હાથીઓથી, ઘોડાઓથી, રથોથી, પાયદળથી, અંતઃપુરીઓથી અને ઘણા મંત્રીઓથી શું ?

અત્યારે તે બધા નિરૂપયોગી થઇ પડ્યા છે. એક પુત્ર વિના આ બધું નિરર્થક છે. અત્યારે તો આ પુત્રીઓની સાથે મારે પણ મરણ પામવું તેજ ઠીક લાગે છે." આ પ્રમાણે વિચારીને રાજા પણ મરવા માટે તૈયાર થયો અને મંત્રીઓને બોલાવીને તેણે પોતાનો વિચાર જણાવ્યો. એટલે મંત્રીઓ બોલ્યા કે-'હે સ્વામિન્! આવું અસમંજસ બોલો નહીં, કારણકે હે વિશ્વનાયક! આ રાજ્ય બધું તમારે આધારે છે. હે નાથ! તમારા વિના આ શૂન્ય એવું રાજ્ય શી રીતે ટકી શકે? વળી તમારા વિના અમારૂં નિયોગીપણું પણ સર્વથા અયોગ્ય થઈ પડે, માટે તમારે આવું વચન તો બોલવુંજ નહીં.'

રાજા કહે-'હે મંત્રીઓ! અનેક પ્રકારની ચિકિત્સા કર્યા છતાં પણ આ પુત્રીઓનો વ્યાધિ નાશ પામ્યો નહીં, તેથી તે વ્યાધિના દુઃખથી પીડિત પુત્રીઓ મૃત્યુ પામવા ઇચ્છે છે. વળી મારે એક પણ અપત્ય નથી, તો આ દુઃખ હું શી રીતે સહન કરૂં?' મુખ્ય મંત્રી બોલ્યો કે-'હે સ્વામી! હું કહું તે સાંભળો. પુત્રીના રોગની શાંતિ માટે આપણા રાજ્યની રક્ષા કરનારી શક્તિને તમે આરાધો. તમારા પૂર્ણ સદ્ભાવથી તે ભક્તવત્સલ દેવી જ્યારે તમારી ઉપર તુષ્ટમાન થશે ત્યારે તે પુત્રીના રોગનો નાશ કરીને-અથવા તેનો ઉપાય બતાવીને તમારા કાર્યની સિદ્ધિ કરશે. વળી હે સ્વામિન્! મારૂં એક વચન સાંભળો. દુઃખ આવી પડ્યે સ્ત્રીજનને ઉચિત એવું મરણનું શરણ ઇચ્છવું તે કાયરનું કામ છે, બીજાનું નહીં. 'સંપત્તિમાં જેને હર્ષ નથી, વિપત્તિમાં વિષાદ નથી અને રણમાં ધીરપણું છે એવા ત્રણ ભુવનના તિલકરૂપ પુત્રને તો કોઈ વીરલ માતાજ જન્મ આપે

છે.' ' જે પુરૂષો સત્યર્થ: સંયુક્ત છે, સર્વ કાર્યમાં વિચક્ષણ છે અને કષ્ટ પ્રાપ્ત થયે પણ અકાય કરતા નથી, એવા ઉત્તમ પુરૂષોથીજ આ પૃથ્વી શોભે છે.' વળી કાયર થવાથી ને મૃત્યુ પામવાથી કાંઈ દુઃખનો નાશ થતો નથી, માટે હે નાથ! તમે સ્થિર ચિત્તવાળા થઇને ગોત્રદેવીનું આરાધન કરો, કાયરપણું તજી દ્યો અને હૃદયમાં ધૈર્યતાને ધારણ કરો."

આ પ્રમાણેના મંત્રીના વચનો સાંભળીને રાજાએ વિચાર્યું કે–' આ મંત્રી સર્વદા મારો હિતચિંતક છે, તેથી તેણે અત્યારે અને ખરેખરો ઉપાય બતાવ્યો છે.' આ પ્રમાણે વિચારી હર્ષમાં આવીને રાજા બોલ્યો કે–' હે મંત્રી! તારૂં કહેવું સત્ય છે. તો હું ગોત્રજનું આરાધન કરૂં તેમાં તું મારો સાંનિધ્યકારી થા કે જેથી મને કોઈ પ્રકારનો ક્ષોભ થાય નહીં. સમર્થ અને તેજવી પણ સહાય વિના કાર્ય કરી શકતા નથી. જુઓ! પવનની સહાય વિના અગ્નિ વૃદ્ધિ પામતો નથી, ઉલટો ઠરી જાય છે; માટે તારે મારી આદરપૂર્વક સહાય કરવી. હવે તું તેના આરાધનની સામગ્રી સત્વર તૈયાર કરાવ." આ પ્રમાણે મુખ્ય મંત્રીને કહી જુદા જુદા મંત્રીને યોગ્ય રીતે જુદી જુદી શિક્ષા આપીને રાજા પવિત્ર થઈ શુભ વસ્ત્ર ધારણ કરી કુળદેવતાના સ્થાનમાં આવ્યો. ત્યાં નિશ્ચળ મનથી શુભ ધ્યાનમાં તત્પર થઇ આહાર નિદ્રા વિગેરેનો ત્યાગ કરી નિશ્ચળ થઈને બેઠો. તે વખતે રાજા મહાધ્યાની, મહામૌની, માયામાન વિનાના અને સ્થિરચિત્તવાળા કોઈ મુનીંદ્રની સ્થિતિને પામ્યો. અમાત્ય પણ સ્થિર ચિત્તવાળો થઇને તેની પાસે બેઠો અને કર્પૂર, અગુરૂ તથા કસ્તુરી વિગેરે સુગંધી દ્રવ્યોનો ભોગ આપવા લાગ્યો. અર્થાત્ તેવી સુગંધી વસ્તુનો ધૂપ કરવા

લાગ્યો. જાપ, હોમ અને બળિ આપીને તેમજ છેવટે પૂર્ણ આહૂતિ આપીને પછી રાજા દેવીને નમી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"હે આદિશક્તિ! તમને નમસ્કાર થાઓ. હે વિશ્વના વિઘ્નસમૂહને હરનારી! તમે વિશ્વનું પાલન કરનારી છો અને ભક્તજનોને સિદ્ધિ આપનારી છો. સર્વ સત્વોને સુખભોગ આપનારી છો, સર્વ ભૂતોને જય આપનારી છો, સર્વજ્ઞ છો, સર્વગત છો, સર્વનું કલ્યાણ કરનારી છો. તમે એક છતાં સર્વ જીવોના દેહમાં જુદે જુદે રૂપે રહેલી છો. સર્વ ઇંદ્રિયોની અધિષ્ટાતા તમેજ એક કહેવાઓ છો. અણિમાદિ લબ્ધિઓની પ્રાપ્તિમાં તમેજ એક કારણ છો. તમે તુષ્ટમાન્ થયે સતે મહારાજ્યને આપનારી છો. પાદલેપ તેમજ અંજનાદિ, નિધાન, ઔષધિ, ધાતુઓ અને ઇચ્છિત આપનારી ગુટિકા વિગેરે તમારા પ્રસાદથી પ્રાપ્ત થાય છે તેમજ સિદ્ધ થાય છે. ચિંતામણિ, કલ્પવૃક્ષ, કામધેનુ, કામઘટ—એ બધા તમારા મહાત્મ્યથીજ વાંછિતને પૂરે છે. પરસૈન્યોને ક્ષોભ પમાડવો, સ્વસૈન્યનું રક્ષણ કરવું અને પરશસ્ત્રનું સ્ખલન કરવું તે તમારો ઉપાસક કરી શકે છે. યોગીઓને યોગની આપનારી, જ્ઞાનેચ્છુને જ્ઞાન આપનારી અને વંધ્યાને પુત્ર આપનારી આ ભૂતળપર તમેજ એક છો. અતિત, અનાગત ને વર્તમાનનું જ્ઞાન, ઉપદ્રવોનું શમન, ગ્રહોનો નિગ્રહ, દુષ્ટોનું ઉત્થપાન અને આર્ત્ત મનુષ્યોની આર્ત્તિ( પીડા )નો નાશ-ઇત્યાદિ જે કાંઈ બની શકે છે તે સર્વ તમારા આશ્રયથીજ બને છે."

આ પ્રમાણે સાત દિવસ સુધી અહર્નિશ સ્તવાયેલી તે દેવી સાતમે દિવસે રાત્રીએ દિવ્યરૂપ ધારણ કરીને આકાશમાં

પ્રત્યક્ષ થઈ. તેને જોઇને પ્રફુલ્લિત નેત્રકમળવાળો થયેલો એવો રાજા પ્રણામ કરી હાથ જોડીને બોલ્યો કે–' આજે મારો જન્મ, મારો તપ ને મારૂં ધ્યાન તમારૂં દર્શન થવાથી સફળ થયેલ છે. હે દેવી! બહુ કહેવાથી શું? સારભૂત એવું મારૂં એક વચન સાંભળો. મારૂં વાંચ્છિત મને આપો અને મને વ્યગ્રને સ્વસ્થ કરો. ' રાજાના વચનામૃતથી સંતૃપ્ત થયેલી–પોતાના મનમાં સંતુષ્ટ થયેલી દેવી બોલી કે–" હે મહાસત્વવાન્ રાજેંદ્ર! સાંભળો. તમે જે એકાગ્ર ચિત્તે મારી ભક્તિ સ્વશક્તિ અનુસાર કરી છે, તેથી હુ તમારી ઉપર તુષ્ટમાન થઈ છું અને તમારા દુઃખનું નિવારણ કરવા ઇચ્છું છું. તમે કહો કે તમે શા કાર્ય માટે મને સંભારી છે? બાકી એક વાત કહી દઉં છું કે વિધાતા તુષ્ટમાન્ થઇ જાય તોપણ તમારા ભાગ્યમાં પુત્ર ન હોવાથી તે દઈ શકે તેમ નથી. પૂર્વે ઉપાર્જન કરેલું–બાંધેલું કર્મ જ્યારે ફળોદયની સ્થિતિમાં આવે છે ત્યારે સુરાસુરો પણ કોઇ પ્રકારે તેનું નિવારણ કરી શકતા નથી. પશુ પંખી અને મનુષ્યોના બાળકોનો વિયોગ કરાવવાવડે જેણે પાપ બાંધ્યું હોય છે તે અપત્ય વિનાનાજ થાય છે અને જો પુત્ર થાય છે તો તેનો વિયોગ થાય છે–અથવા નાશ પામે છે. દયાવડે કરીને ગાયો તથા ભેંશોના વત્સોને જે પુણ્યાત્મા પાળે છે તેને પુત્રો થાય છે, માટે હે રાજા ! તમે પુત્રપ્રાપ્તિની વાત શિવાય બીજું કાંઇ કાર્ય હોય તો તે મને કહો કે જેથી તેનો પ્રત્યુત્તર હું તરતજ આપું."

આ પ્રમાણેના દેવીના વચનો સાંભળીને રાજા બોલ્યો કે–" હે દેવી! મારે બે પુત્રીઓ છે, પણ કર્મયોગે તેમાંથી એક કુષ્ટવાળી થયેલી છે અને એક અંધ થયેલી છે. તેથી તેના નિવારણ

માટે જો તું મારાપર તુષ્ટમાન થઈ છો તો દિવ્ય ઔષધ, દિવ્ય રસ કે દિવ્ય અંજન આપ કે જેથી તેના રોગનો ક્ષય થાય."

રાજાના આ પ્રમાણેના વચનો સાંભળીને દેવી આકાશમાં રહી સતી બોલી કે-'રાજા વિગેરે હે પ્રજાજનો! તમે મારૂં વચન સાંભળો.' દેવીના આવા વચનથી સર્વે લોકો સ્વસ્થ ચિત્તે કાન દઈને અમોઘ એવી તેની વાણી સાંભળવા તત્પર થઈ ગયા. દેવીએ કહ્યું કે-' આ બન્ને કન્યાઓના વ્યાધિને દૂર કરે તેવો સત્ય ઉપાય હું કહું છું. પાટલીપુર નગરના રાજા રત્નપાળને જળક્રીડા કરતા સતા હું સવારે નદીમાર્ગે અહીં લઈ આવીશ. તેનું સન્માન કરીને તમારે તેને મહોત્સવપૂર્વક નગરમાં લઈ આવવો, બહુમાન આપવું ને પછી તમારૂં કાર્ય તેને કહેવું. હે રાજન્! તમારી બન્ને કન્યાને તે રોગરહિત કરશે અને પૂર્વજન્મના સ્નેહથી તે તમારી બન્ને કન્યાનો ભર્ત્તાર થશે."

આ પ્રમાણે કહીને દેવી તરતજ અદશ્ય થઇ ગઈ; તેના વચનોથી લોકો ખુશી થયા અને મંત્રીઓ વિશેષ રાજી થયા. રાજા રાણી અને બે કન્યાઓ રોગશાંતિની હકીકત સાંભળીને વર્ષાના આગમનથી મયૂર હર્ષ પામે તેમ અત્યંત હર્ષ પામ્યા. પછી રાજાએ દેવીનું ધ્યાન સમાપ્ત કરી પરિવાર સહિત તપનું પારણું કર્યું.

રત્નપાળ રાજાની પાસે મનુષ્યરૂપે દેવી બે કન્યાઓ સબંધી ઉપર પ્રમાણે કથા કહીને કહે છે કે-" હું તમને પવનપ્રેરિત નાવાવડે કરીને બહુ દૂર લઈ આવી છું. અહીંથી તમારૂં નગર સો યોજન દૂર છે. હું અહીંના રાજાની અધિષ્ઠાયિકા દેવી છું.

તમને પૂર્વોક્ત સંબંધ જણાવવા માટે હું પુરૂષરૂપે તમારી પાસે આવી છું, તો હવે તમે બન્ને કન્યાઓના વ્યાધિ દૂર કરીને તેની સાથે પાણિગ્રહણ કરો. હું તમારી સહાયકારી છું, તમને છેતરનારી નથી. હે રાજન્ ! પૂર્વના પુણ્યથીજ દેવદર્શનની પ્રાપ્તિ થાય છે; તેમજ ભાગ્ય વિના દેવો મનુષ્ય ઉપર તુષ્ટમાન્ પણ થતા નથી. કહ્યું છે કે–' દિવસે વિદ્યુત થાય તે અમોઘ, રાત્રિનો ગર્જારવ અમોઘ, સજ્જનોની વાણી અમોઘ અને દેવનું દર્શન અમોઘ હોય છે. ' હે ભૂપ ! તમારે કિંચિત્ પણ ભય પામવો નહીં અને હું કયાં આ પરભૂમિમાં આવી પડ્યો એવી ચિંતા પણ કરવી નહીં. તમારે કાંઈપણ કાર્ય હોય તો મને સંભારવી. તમારા પુણ્યપ્રભાવથી હું તરતજ આવીશ અને બધું સારૂં થશે અર્થાત્ હું તમારૂં શ્રેય કરીશ તમારે કાંઈ પણ અરતિ ન કરવી અને આ બધું મેં કર્યું છે એમ તમારે કહેવું. એમાં તમારૂં ભાવીહિત રહેલું છે મારા ખબર આપવાથી હમણાજ ઉત્સાહિત થઈને અહીંના રાજા વિગેરે તમને લઇ જવા માટે તમારી સામે આવશે. તેમના આમંત્રણથી તમારે તેની સાથે તરતજ જવું, તેમાં કાંઇ વિચાર કરવો નહીં. ભાવી તમારૂં સર્વ પ્રકારે હિત થવાનું છે એમ સમજશો. દેવવાણી અન્યથા થતી નથી."

દેવીની કહેલી આ પ્રમાણેની સર્વ હકીકત સાંભળીને રત્નપાળ રાજાએ કહ્યું કે–' હે દેવી ! તમે કહ્યું તે તો ઠીક પણ મારે તે બન્ને કન્યાઓને આરોગ્ય શી રીતે કરવી ? તે કાંઇ હું જાણતો નથી. ' દેવી કહે–' હે મહાસત્વ ! એમ ન બોલો, તમારી પાસે જે સિદ્ધરસ છે તેથી ક્ષણમાત્રમાં તે કન્યા આરોગ્ય થઇ જશે. ' રાજાએ કહ્યું કે–' તે વાત ઠીક છે, પણ તે રસનો

કુંપો તો મારા ભંડારમાં છે.' દેવી કહે કે 'તે તરતમાંજ લાવી દઉં છું.'. એમ કહી દેવીએ ક્ષણુમાત્રમાં તે રસનો કુંપો લાવીને રાજાને આપ્યો. અને કહ્યું કે–'રાજપુત્રીને ગુણુ કરનાર રસકુંપિકા જાળવીને રાખજો.' એમ કહી તે અદશ્ય થઇ ગઇ. દિવ્યાનુભાવથી રાજા તરતજ મૂર્છિત થયો અને પાછો સાવધ થયો. પછી મનમાં વિચારવા લાગ્યો કે–' આ તે ઇંદ્રજાળ કે શું ? આ મારા ચિત્તની ચપળતા શી ? આ મેં સ્વપ્ન જેવું શું દીઠું ? અને તે પુરૂષરૂપધારી દેવ કયાં ગયો ?' આ પ્રમાણે આંખો મીંચીને વિચારવા લાગ્યો અને ચારે દિશાએ જોવા લાગ્યો.

અહીં રત્નપાળ રાજા આ પ્રમાણે રહેલો છે તે વખતે દેવી તેની પાસેથી નગરમાં જઇ આકાશમાં રહીને બોલી કે–' હે લોકો! સાંભળો. રાજકન્યાને ગુણુ કરનાર ઉત્તમ પુરૂષને હું અહીં લઇ આવી છું. તે સમુદ્રકીનારે વહાણુમાં બેઠેલ છે.' આ પ્રમાણે સાંભળીને સર્વે હર્ષિત થયા અને મહાસેન રાજા એકદમ સંભ્રમ-સહિત ઉભો થઇ ગયો. પછી સમુદ્રકીનારે જ્યાં રત્નપાળ રાજા પ્રવહણુમાં રહેલ છે ત્યાં તે પરિવાર સહિત તરતજ આવ્યો. અને રત્નપાળ સામે બે હાથ જોડી સાષ્ટાંગ નમસ્કાર કરીને વિનયપૂર્વક મહાસેન રાજા બોલ્યો કે–" હે ભૂપતિ ! આજે અમારે ત્યાં કુસુમ આવ્યા વિના ઉત્તમ વૃક્ષ ફળ્યું, વગર વાદળે અત્યંત વૃષ્ટિ થઇ, મારવાડની ભૂમિમાં કલ્પવૃક્ષ ઉગ્યો, દરિદ્રને ઘરે સુવર્ણનો સમૂહ પ્રગટ થયો અને તમને જોવા માત્રથી અમૃતનું પાન કરનારની જેમ અમારૂં હૃદય પ્રસન્ન થયું. હે પરોપકારીમાં શ્રેષ્ટ ! મારૂં વચન સ્વીકારો અને તમારા ચરણુની રજવડે આ નગરને પવિત્ર કરો. ".

આ પ્રમાણેના તે રાજાના યુક્તિયુક્ત વચનો સાંભળીને રત્નપાળ બોલ્યો કે-" મને અજ્ઞાત કુળશીળવાળાને તમે શા હેતુથી આટલું બધું માન આપો છો?" મહાસેન રાજાએ કહ્યું કે-" તમારા ઇંગિત આકારથી મેં આપનું કુળ શીળ જાણી લીધું છે. 'વિચક્ષણો એ રીતે જાણી શકે છે.' વળી મારી કુળદેવીએ પણ મને તમારૂં આગમન જણાવેલું છે. હે નરાધિપ! મેં તેને આરાધી હતી અને તેટલા ઉપરથીજ તે તમને અહીં લઇ આવી છે, માટે તમે સ્વસ્થ તેમજ પ્રસન્ન ચિત્તવાળા થઇને મારા નગરમાં પધારો અને મારી ઉપર કૃપા કરીને મારી બન્ને પુત્રીને આરામ થાય તેમ કરો." આ પ્રમાણે કહીને ત્યાં એક હસ્તિરત્ન બધી રીતે શોભાવેલ લાવવામાં આવ્યો અને તેની ઉપર આરોહણ કરવાની મહાસેન રાજાએ વિજ્ઞપ્તિ કરી. રાજાના આ પ્રમાણેનો આગ્રહ જોઇને રત્નપાળે તેની વિજ્ઞપ્તિ સ્વીકારી અને નાવામાંથી કીનારે ઉતરી હસ્તિ ઉપર આરૂઢ થયો. તેમજ ઘણા મહોત્સવસાથે નગરમાં પ્રવેશ કર્યો. તે વખતે કેટલાક હાથી ઉપર, કેટલાક અશ્વ ઉપર, કેટલાક રથ ઉપર અને કેટલાક સુખપાળમાં બેસીને સાથે ચાલ્યા, કેટલાક પાદચારીપણે ચાલ્યા. મહાસેન રાજા તો તેની આગળ પાદચારીપણે ચાલ્યો. 'પોતાનો કાર્યાર્થી એવો કોઇ પણ મનુષ્ય વિનયી થાયજ છે.' અનેક પ્રકારે દાન દેવાતે અને અનેક પ્રકારના વાજીત્રો વાગતે મહોત્સવપૂર્વક રત્નપાળે નગરમાં પ્રવેશ કર્યો.

પછી રાજમહેલ પાસે આવતાં હસ્તિરત્નપરથી ઉતરીને રત્નપાળે રાજમહેલમાં પ્રવેશ કર્યો. મહાસેન રાજાએ રાજસભામાં લઇ જઇ મુખ્ય આસનપર તેમને બેસાડી અંજલિપૂર્વક વિજ્ઞપ્તિ

કર કે-" હે રત્નપાળ રાજા! તમે મારૂં વચન હૃદયમાં ધારણ કરો. ઉત્તમ પુરૂષો હીન દીન તેમજ આર્ત્તજનો ઉપર નિરંતર કૃપાળુજ હોય છે. તમે તમારા નેત્રવડે મારી સદોષ એવી બન્ને પુત્રીઓને જુઓ. તમારા નેત્રામૃતના સીંચનથીજ તે નિરોગી થઈ જશે. આ કાર્યથી તમને આ લોકમાં લાભ છે અને પરલોકમાં પણ શુભનો બંધ છે." આ પ્રમાણે સાંભળીને રત્નપાળે કહ્યું કે-' તે બન્નેને અહીં તેડાવો.' એટલે તે બન્નેને રાજાએ ત્યાં તેડાવી. તેઓ ત્યાં આવતાં રત્નપાળે તેને જોઇને ચિંતવ્યું કે-"અહો! દુર્દૈવે આ કન્યારત્નનો વિનાશ કર્યો છે. કર્મના પ્રભાવથીજ બન્નેનો યોગ એક સ્થળે થયો જણાય છે."

પછી રત્નપાળે આડંબરને માટે એક દિવ્ય મંડળ આળેખ્યું. તેમાં પ્રણવ ( ૐકાર ) ની સ્થાપના કરી. પછી તે મંડળમાં એક શ્રેષ્ઠ આસન ઉપર બન્ને કન્યાઓને બેસારી અને પોતે મંત્રોચ્ચારપૂર્વક તેની તરફ અક્ષત છાંટવા માંડ્યા. તે સાથે કૃષ્ણાગુરૂ વિગેરે ઉત્તમ દ્રવ્યો મંગાવી તેનો ધૂપ કર્યો. હોમ, બળિ, નૈવેદ્ય વિગેરે કરવામાં આવ્યું. જે જે ઉત્તમ વસ્તુઓ ગણાય તે બધી ત્યાં મંગાવીને મંડળમાં તેમજ તેની સામે ધરવામાં આવી. પછી યોગ્ય અવસર જોઇને લઘુલાઘવી કળાથી રત્નપાળે રસકુંપાના રસવડે એક કન્યાને તિલક કર્યું અને બીજીના નેત્રમાં તેનું અંજન કર્યું. તત્કાળ તે બન્ને રોગરહિત અને દિવ્યરૂપવાળી બની ગઇ-તેમજ પદ્મ સમાન નેત્રવાળી અને લાવણ્ય રસની કુંપિકા જેવી થઇ ગઇ. અગ્નિથી તપાવેલું સુવર્ણ જેમ વધારે પ્રભાને ધારણ કરે છે તેમ આ બે કન્યા પણ ગતદોષવાળી થવાથી વધારે શોભાયુક્ત થઇ.

આ પ્રમાણે તાત્કાળિક ગુણ થયેલો જોઇ મહાસેન રાજા, સભાજનો તેમજ બન્ને કન્યા બહુજ આશ્ચર્ય પામી. મહાસેન રાજાએ પોતાની પત્ની પ્રેમાવતી સહિત રત્નપાળના લુછણા લીધા અને હર્ષોત્કર્ષના વશથી હાથ જોડીને બોલ્યો કે-" હે રાજન્! તમારી જેવાનો જન્મજ પરોપકાર માટે હોય છે. તમે અત્યારે આ પુત્રીના દોષનુંજ નિવારણ કર્યું નથી પરંતુ મારા હૃદયમાં દીર્ઘકાળથી રહેલા દુઃખરૂપી શલ્યનો પણ ઉદ્ધાર કર્યો છે." પછી રાજાએ નગરમાં બધે શોભા કરાવી, ભેરી પ્રમુખ વાજીત્રોના નાદવડે સુંદર ધ્વની સર્વત્ર થવા લાગ્યો અને તેના નાદવડે દિશાઓ પૂરાઈ ગઈ. દાનશાળા મંડાવી, અષ્ટાન્હિકોત્સવ શરૂ કર્યો. પોતાના દેશમાં તેમજ નગરમાં અમારી પડહ વગડાવ્યો. બન્ને રાજપુત્રીઓ રત્નપાળને જોઇને હર્ષિત થઇ સતી પોતાના આત્માને ધન્ય માનવા લાગી. પછી તે કન્યાઓ મધુર વાણીવડે ઉચિત જાળવીને બોલી કે-' હે સુભગ! તમે અત્યારે અમારો જન્મ સફળ કર્યો છે. અમે પૂર્વજન્મમાં જે પુન્ય, ઉપાર્જન કરેલું તે અત્યારે જાગૃત થયું છે. તેથીજ અમને, તમારાં દર્શન થયા છે.' આ પ્રમાણે કહીને તે બન્ને રાજપુત્રીઓએ ઉત્કંઠા સહિત તેમના કંઠમાં વરમાળા આરોપણ કરી. પછી મોતીવડે વધાવી હાથ જોડીને બોલી કે-" આ ભવમાં તમેજ અમારા પતિ છો, બીજા બધા પુરૂષો બંધુ સમાન છે. તમેજ, અમારા સ્વામી છો અને શરણભૂત છો, તેથી અમારા પિતાની અમારા પાણિગ્રહણ સંબંધી પ્રાર્થનાનો લોપ કરશો નહીં, પરંતુ તેને સ્વીકારશો."

ઉપર પ્રમાણે કહીને તે બન્ને રાજપુત્રી રાજમહેલના

અંદરના ભાગમાં ગઈ, કાર્યસિદ્ધિ થવાથી તે અતિ હર્ષિત થઈ. પછી મહાસેન રાજા વિનિતપણે બોલ્યા કે–" હે ભૂપતિ ! મારા આગ્રહથી તમે મારી પુત્રીઓનું પાણિગ્રહણ કરવાનું સ્વીકારો. દેવીએ તમનેજ તેના વરપણે કહેલા છે. દેવનું વચન અન્યથા હોતું નથી." રત્નપાળે તે વિજ્ઞપ્તિનો સ્વીકાર કર્યો એટલે સેંકડો મહોત્સવો સાથે મહાસેન રાજાએ તેમની સાથે પોતાની બન્ને કન્યાઓનો વિવાહ કર્યો. કરમોચન પ્રસંગે પોતાને પુત્ર ન હોવાથી મહાસેન રાજાએ પોતાનું આખું રાજ્ય તેને અર્પણ કર્યું. બીજું સુવર્ણાદિક દ્રવ્ય પણ ઘણું (કોટીગમે) આપ્યું. એ રીતે રત્નપાળ રાજાને તેમણે પ્રસન્ન કર્યા. સુપક્ષવાળા અને દક્ષ એવા રત્નપાળ પ્રસન્ન થયા. મહાસેન રાજાએ ઉત્સાહપૂર્વક જામાતાને કહ્યું કે–" આ રાજ્ય ને દ્રવ્ય બધું તમારે સ્વાધીન છે, તમે તેનો યથેચ્છ ઉપભોગ કરો."

રત્નપાળ રાજા ત્યાં રાજમહેલમાં રહ્યો સતો અનેક પ્રકારના સુખોપભોગ બન્ને સ્ત્રીઓ સાથે ભય શંકારહિતપણે ભોગવવા લાગ્યો. મહાસેન રાજા પણ બે કન્યાઓને પરણાવીને નિશ્ચિંત થવાથી બહુજ આનંદમાં રહેવા લાગ્યો. રત્નપાળનું અત્યંત વિનિતપણું જોઇને હર્ષિત થયેલ મહાસેન રાજાએ આનંદયુક્ત ચિત્તે એકવાર રત્નપાળને આ પ્રમાણે કહ્યું કે–" મને ચોથી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છતાં પુત્ર થયો નથી. પ્રાયે અપુત્રની લક્ષ્મીનો સ્વામી અન્ય મનુષ્યજ થાય છે. મારૂં પૂર્વભવનું પુણ્ય પ્રગટ થયું કે જેથી મને તમારૂં દર્શન થયું, તેમજ સંયોગ થયો. મેં બધી ઉષ્ણતામાં આ મહા શીતળતા પ્રાપ્ત કરી. હું હવે વૃક્ષના પાકા પત્રની જેમ વૃદ્ધ થયો છું અને અસાર

સંસારમાં સાર માત્ર સુકૃતનું સાધન કરવું તેજ છે. લક્ષ્મી જળકલ્લોલની જેવી ચપળ છે, સંગમો સ્વપ્ન જેવા છે અને પવને ઉડાડેલા આકડાના તુલ જેવું યૌવન છે. આ પ્રમાણે જાણીને હું રાજ્યથી વિરક્ત થયો છું, તેથી શીઘ્રપણે સંયમ ગ્રહણ કરીને પરલોક સાધવા ઈચ્છું છું. મારા આ રાજ્યનો ભાર તમામ તમારે માથે છે. તમારે તેનો નિર્વાહ કરવાનો છે. શાસ્ત્રમાં પુત્રમાં ને જામાતામાં અંતર કહ્યું નથી. હે સુતાપતિ ! તું ધન્ય છે, કૃતપુન્ય છે, પૂજ્ય છે, વિવેકી છે, ગુણવાન્ છે, તેથીજ મેં કરમોચન સમયે તમને રાજ્ય આપેલું છે, આજે તેનું પુનરાવર્તન માત્રજ કરૂં છું. ”

આ પ્રમાણેના સદ્વાક્યોથી તેને પ્રસન્ન કરીને પછી પોતાની પુત્રીઓને બોલાવી મહાસેન રાજાએ કહ્યું કે–“ હે વત્સે ! હું ચોથા આશ્રમને પ્રાપ્ત થયો છું; તેથી અત્યારે દીક્ષા લેવાનો અર્થી બન્યો છું. તમારા વ્યાધિનો ક્ષય થવાથી અને યોગ્ય પતિ સાથે વિવાહ થવાથી હું કૃતકૃત્ય થયો છું, તો હવે મને દીક્ષા માટે અનુજ્ઞા આપો. તમારે સારી રીતે રહેવું, મારી આપેલી શિક્ષા પ્રમાણે વર્તવું, પતિના ચિત્તને અનુસરવું. તેના વચનને ક્યારે પણ લોપવું નહીં. હે પુત્રીઓ ! ‘ જે સ્ત્રી પતિ ઘરે આવે ત્યારે ઉભી થાય છે, તેની સાથે બોલવામાં નમ્રતા વાપરે છે, તેના પગ તરફ નીચી દૃષ્ટિ રાખીને ઉભી રહે છે, બેસવા માટે આસન ધરે છે, તેની પરિચર્યા પોતેજ કરે છે, તેના જમ્યા પછી જમે છે અને તેમના સુતા પછી સુવે છે, તેજ ઉત્તમ સ્ત્રી કહેવાય છે. ’ પ્રાજ્ઞ પુરૂષોએ કુળવધુના આ સિદ્ધધર્મો કહેલા છે. એ રીતે ભર્ત્તારની ભક્તિ હૃદયમાં ધારણ કરવી, ક્યારે પણ અરતિ ન

કરવી, મેં તમારા હિતમાટેજ મારા પૂર્વપુરૂષોથી આપેલું આ રાજ્ય તમારા પતિને અર્પણ કરેલું છે."

આ પ્રમાણે પોતાના અંતઃપુર વિગેરેને પણ યોગ્ય શિક્ષા આપીને તેમજ સર્વને માથે યોગ્ય ભારનું આરોપણ કરીને મહાસેન રાજા ચારિત્ર લેવા માટે ઉત્સુક થયો. તેવા અવસરે, પવિત્ર, સુચારિત્રવાન, છત્રીશ ગુણ સંયુક્ત અને પાપકર્મથી વિમુક્ત એવા **સય્યંભવ** નામના આચાર્ય પૃથ્વીતળપર વિચરતા પાંચસો શિષ્યોથી પરવરેલા ત્યાં–તે નગરે પધાર્યા. વનપાળે તરતજ રાજાને વધામણી આપી. રાજા તે સાંભળીને હર્ષિત થયો. વનપાળકને પ્રીતિદાન આપ્યું. યોગ્ય અવસરે ગુરૂમહારાજનું પધારવું થવાથી રાજા બહુ હર્ષિત થયો અને પ્રથમ તો ભાવવંદન વડે ત્યાં રહ્યા રહ્યા વંદન કર્યું. પછી પોતાના બધા મંત્રીઓને તેમજ નગરવાસી લોકોને સુશિક્ષાપૂર્વક બધી હકીકત રીતસર જણાવીને, પૂજ્યોની પૂજા કરીને, તેમને યોગ્ય દાનમાનાદિ આપીને, ગીત વાજીત્ર તેમજ નાટ્યાદિ સંયુક્ત જિનાલયમાં જિનપૂજા કરીને, કેટલાક નવા જિનાલયો કરાવીને, કેટલાકનો જીર્ણોદ્ધાર કરીને, સાધર્મીજનોનું દાનાદિવડે વાત્સલ્ય કરીને, દીન અનાથ વિગેરે લોકોને અનુકંપાવડે પુષ્કળ દાન આપીને, સર્વ પ્રાણીઓના હિતમાટે સર્વત્ર અમારીપડહ વગડાવીને, આમનગરાદિકમાં અનેક જનોને ઋણમુક્ત કરીને તેમજ બીજા પ્રકારે પણ ગૃહસ્થ ધર્મને આરાધીને મહાસેન રાજા દીક્ષા લેવા માટે તત્પર થયો.

પછી સારે દિવસે શિબિકામાં બેસીને, પ્રૌઢ ઉત્સવ સહિત ચતુરંગિણી સેના સમેત, સચિવાદિકથી પરવરેલો, માથે છત્ર

ધરાવતો, બે બાજુ શ્વેત ચામરોવડે વીંજાતો, કેટલાક અશ્વારૂઢ અને કેટલાક નાગારૂઢ[૧] સેનાની યુક્ત મહાસેન રાજા વૈરાગ્ય રસથી સંપૂર્ણ એવા અને રત્નપાળ સહિત દીક્ષા લેવા માટે ચાલ્યા. માર્ગમાં સ્થાને સ્થાને લોકો અનેક પ્રકારે તેનું સન્માન કરે છે, અર્થી મનુષ્યોને પુષ્કળ દાન દેવાય છે, લોકો સુવર્ણવડે તેમજ વસ્ત્રાદિકવડે લુંછણા કરે છે, રાજાની પાછળ બેઠેલી તેમની બહેન લુણ ઉતારે છે, બંદીજનો જયજય શબ્દ બોલી રહ્યા છે, ગંધર્વો અનેક પ્રકારના ગાયનોવડે રાજાના ગુણોનું ગાન કરે છે, વિચિત્ર જાતિના વાજીત્રો અનેક પ્રકારે વાગી રહ્યા છે, વારાંગનાઓ આગળ નૃત્ય કરતી ચાલે છે, પંડિતજનો તે મહારાજાની અનુમોદના કરે છે, પોતપોતાના ઘરના ગોખમાં બેઠેલી તેમજ રસ્તાપર ઉભેલી પતિ સહિત તેમજ એકલી સ્ત્રી આ રાજાની સામે એક દૃષ્ટિએ જોઈ રહી છે, તેમાંની કેટલીક મુક્તાફળવડે અને કેટલીક અક્ષતવડે નૃપને વધાવે છે, કેટલીક ચીરંજીવ, ચીરનંદ એમ આશીષ આપે છે, આખુ નગર શણગારેલું છે, દરેક દુકાને તોરણ ને ધ્વજાઓ બાંધેલી છે, માર્ગમા પુષ્પના પ્રકરો કરેલા છે કે જેથી રાજા આ માર્ગે જવાના છે એમ જણાય છે.

આ પ્રમાણેના ઉત્સવ સહિત મહાસેન રાજા નગર બહારના ઉદ્યાનમાં જ્યાં ગુરૂમહારાજ રહેલા છે ત્યાં આવ્યા અને તરતજ શિબિકામાંથી ઉતર્યાં. પછી નિસિહી કહી ગુરૂમહારાજને ત્રણ પ્રદક્ષિણા દઇ મસ્તકે અંજળી કરીને રાજાએ હર્ષિત ચિત્તે વિધિપૂર્વક વંદન કર્યું.

---

૧ હસ્તિપર બેઠેલા

પછી પાંચ પ્રમાદને તેમજ મદમત્સરને તજીને રત્નપાળ-સહિત રાજા યથાસ્થાને બેઠા. ગુરૂમહારાજે મહાસેન રાજા વિગેરેને ધર્મલાભરૂપ આશીષ આપી અને વિવેકરૂપી દીપકને પ્રગટ કરનારી દેશના આપવી શરૂ કરી—

" ભો ભવ્યો ! સમ્યગ્ અને અસમ્યગ્ એવું આ સંસારનું ચેષ્ટિત સાંભળો. આ સંસારમાં સુખ સર્ષવ જેટલું છે ને દુઃખ મેરૂ સમાન છે. વિભૂતિ ( સંપદા ) ચપળ છે, જીવિત ચંચળ છે, યૌવન અકાળે વિનાશ પામે તેવું છે, આ શરીર અનેક પ્રકારના વ્યાધિનું સ્થાન છે, તેથી જેમ બને તેમ નિરંતર ધર્માગ્ધનમાં પ્રયત્ન કરો. મનુષ્ય ભવ, આર્ય દેશ, પ્રશસ્ત જાતિ, ઉત્તમ કુળ–એ બધી દુર્લભ વસ્તુને પામીને રાત્ર દિવસ પૂણ્યકાર્ય કરો કે જેથી તેના ઉદયવડે તમારૂં ઇચ્છિત કાર્ય થઇ શકે. જેમ કોઇ મૂર્ખ સુતરના તાતણા માટે રત્નની માળાને તોડે, ભસ્મ માટે ચંદનને બાળે, લોહના ખીલા માટે ભરસમુદ્રમાં પોતે બેઠેલા પ્રવહણને ભાગે, અક્ષય નિધાન પામ્યા છતાં નિત્ય ભિક્ષાનો અભિલાષી થઈ તે નિધાનને તજી દે, એવા મૂર્ખની જેવો જે મનુષ્ય મહા દુર્લભ એવી મનુષ્યભવાદિ સામગ્રી પામીને, તેને ઐહિક સુખનો અભિલાષી થઇ ફોગટ ગુમાવે છે અને ધર્મ કરતો નથી તે છે.

આ અપાર અને દુસ્તર સંસારસમુદ્ર પણ જેઓ કાષ્ટની જેવા હળુકર્મી છે તેઓ તરે છે અને લોહ અથવા લોષ્ટની જેવા ભારેકર્મી હોય છે તે તેમાં બુડે છે. જેમ પ્રવહણના સાધનવડે સમુદ્રનું અવગાહન કરનાર મનુષ્ય યથેપ્સિત સ્થાને પહોંચીને વ્યાપારાદિવડે ઇચ્છિત લાભ મેળવે છે, તેમ ગુરૂમહારાજના ઉપ-

દેશરૂપ સાધનવડે ધર્મરૂપ અવલંબનને પામીને ભવ્ય પ્રાણીઓ દુષ્પ્રાપ્ય એવા ઉત્કૃષ્ટ ધર્મને પ્રાપ્ત કરે છે. આ સંસારરૂપ સમુદ્રમાં અત્યંત દુર્લભ એવા બોધિરત્નને પામીને તેનું પ્રયત્નવડે રક્ષણ કરવું કે જેથી તેને કોઈ હરી જાય નહીં."

આ પ્રમાણેની ગુરૂમહારાજની દેશના સાંભળીને સંયમાર્થી એવા મહાસેન રાજા વિશેષ પ્રતિબોધ પામ્યા અને ગુરૂમહારાજને હાથે વિધિપૂર્વક ચારિત્ર ગ્રહણ કર્યું. પછી જ્ઞાનરૂપ હસ્તિપર આરૂઢ થઇ, શીળરૂપી દૃઢ બખ્તર પહેરી, ધ્યાનરૂપ ખડ્ગ ગ્રહણ કરી, સંવેગરૂપ શસ્ત્રને સ્વીકારી, ગુર્વાજ્ઞારૂપ ટોપ મસ્તકપર ધારણ કરી, ક્રૂરકર્મનો નાશ કરવા માટે કોપાયમાન થઇને અને વિચિત્ર પ્રકારની ક્ષમાને ધારણ કરીને તે મોહરૂપ શત્રુને મારવા ઉત્સુક થયો. સંમોહરૂપી રાજાની સંસ્મૃતિરૂપ વધુને વૈધવ્યપણાની દીક્ષા આપી અર્થાત્ મોહરાજાને મારીને તેને વિધવા કરી. ચતુર્વિધ સંઘે તથા ગુરૂમહારાજાએ આપી છે સહાય જેને એવા તે મહાસેન મુનિએ ગુરૂમહારાજની આજ્ઞારૂપ નિર્મળ છત્રને મસ્તકપર ધારણ કરી, પ્રવ્રજ્યારૂપ પોતાના સ્વરાજ્યને મોટા મહિમાવાળું કર્યું. પાંચ મહાવ્રતો, પાંચ આચાર, પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિઓને યથાર્થપણે તે પુણ્યાત્મા નિરંતર પાળવા લાગ્યા. તે વખતે રત્નપાળે પુણ્યપ્રભાવી એવા તે રાજાનો મહાન્ દીક્ષામહોત્સવ કર્યો. પોતે ઉત્તમ શ્રાવકપણું અંગીકાર કર્યું. પછી સય્યંભવસૂરિએ મહાસેન રાજર્ષિ સહિત અન્યત્ર વિહાર કર્યો અને રત્નપાળ રાજા સ્વસ્થાને આવ્યો.

પોતાના નગરમાં આવીને રત્નપાળ રાજાએ મહાસેન રાજાના દીક્ષાપ્રસંગને અંગે અમારીઘોષણાપૂર્વક અષ્ટાહ્નિકા મહોત્સવ

મુખ્ય જિનાલયમાં કરાવ્યો. અને 'વર માગો, વર માગો અર્થાત્ ઇચ્છિત માગો' એવી ઉદ્‌ઘોષણાપૂર્વક દાનમંડપમાં બેસીને પુષ્કળ દાન આપ્યું. 'દાનથી કીર્તિ વિસ્તરે છે, આર્ત્તિ નાશ પામે છે અને સંપત્તિમાં વૃદ્ધિ થાય છે, માટે બુધજનોએ અવિચ્છિન્નપણે દાન આપવા યોગ્ય છે.' જુઓ ! 'સંગ્રહ કરવામાં તત્પર એવા સમુદ્રને રસાતળમાં જવું પડયું અને દાન કરવામાં તત્પર મેઘને આકાશમાં સ્થાન મળ્યું તેથી તે ગર્જારવ કરે છે.'

અન્યદા શુભ દિવસે અન્ય રાજાઓએ મળીને રત્નપાળનો વિવિધોત્સવપૂર્વક પટ્ટાભિષેક કર્યો. સીમાપર આવેલા તમામ રાજાઓને તેણે નમાવ્યા. અનેક ગજાદિ વસ્તુઓ તે રાજાઓએ ભેટ ધરી. ભક્ત એવા સેવકો અને અમાત્યોથી સંસેવિત છે ચરણકમળ જેના એવો રત્નપાળરાજા રાજાના ગુણો યુક્ત થઈ ન્યાયવડે પ્રજાની પ્રતિપાલના કરવા લાગ્યો. "વાસ્તવિક એવો સ્વામી શત્રુમાં સૂર્ય જેવો પ્રતાપી હોય છે, સુહૃદોને આનંદ આપનાર ચંદ્રસમાન હોય છે, પાત્રાપાત્રની પરીક્ષામાં સુરગુરૂ (બૃહસ્પતિ) જેવો હોય છે, દાનમાં કર્ણ જેવો હોય છે, નીતિમાં રામ સમાન હોય છે, સત્યમાં યુધિષ્ઠિર સમાન હોય છે, લક્ષ્મીવડે ધનદ જેવો હોય છે અને પોતાના ગણાતા મનુષ્યોમાં પક્ષપાતી હોય છે. સૌભાગ્યવાન્ સ્વામી આવો હોય છે." ક્ષમાવાન્, દાતા અને ગુણગ્રાહી સ્વામી દુઃખે પ્રાપ્ત થઇ શકે છે; તેમજ અનુરક્ત, શુચિ અને દક્ષ એવા ભૃત્ય પણ દુઃખે મળી શકે છે. સત્વસંપન્ન અને ધર્મનિષ્ઠ રાજા સતે અકાળમૃત્યુ, વ્યાધિ, દુર્ભિક્ષ ને તસ્કરો ઉત્પન્ન થતા નથી. જે રાજાને ગુણમાં રાગ,

વ્યસનમાં અનાદર, ન્યાયમાં રતિ અને દીનપર દયા હોય છે તે રાજા છત્રચામરાદિવડે વિભૂષિત એવી રાજ્યસંપદાને ચીરકાળ ભોગવે છે. રત્નપાળ રાજાએ ચોર તથા અન્ય આતંક[1] રહિત બનાવીને પૌરજનને સંતોષી કર્યા હતા, નિરંતર ન્યાયવડે તેનું પ્રતિપાલન કરતો હતો, તેના રાજ્યમાં કોઇ પીડિત થતું નહોતું. તેની પ્રજા પણ ચિંતવતી હતી કે-'અહો! અમારા પૂર્વભવના પુણ્યથીજ અમને આવા રાજા મળ્યા છે.' એ પ્રમાણે એ સ્રીસહિત રાજ્ય પાળતાં અને સુખભોગ ભોગવતાં તેમને ઘણો કાળ વ્યતિક્રમ્યો. એ પ્રમાણે પાંસસો વર્ષ વ્યતીત થતાં કનકમંજરી રાણીને સિંહસમાન પરાક્રમી પુત્ર થયો. તેનું સિંહવિક્રમ નામ પાડયું.

તે પુત્ર અનુક્રમે પચીશ વર્ષનો થયો, બહોંતેર કળાયુક્ત અને રૂપવડે કામદેવ જેવો સુંદર થયો. તેમજ પવિત્ર, વિકસિત નેત્રોવાળો, મહાસ્કંધ, મહાભૂજ, દુષ્ટ અને પાપીષ્ટોને દુર્દાંત અને ધર્મિષ્ટોમાં ધનદ જેવો થયો. સર્વ સૌમ્યગુણોનો આધાર, કૃપાવાન્, ક્ષમાવાન્, પુણ્યકાર્યમાં પ્રવીણ, સર્વ વિદ્યાવિશારદ, છત્રીશ પ્રકારના આયુધોના અભ્યાસવાળો, વિજ્ઞાનનો સાગર, મંત્રતંત્રાદિના તત્ત્વનો જાણ, દક્ષમાં મુખ્ય અને દાનેશ્વરી થયો. સિંહવિક્રમ નામનો આ કુમાર શ્રેષ્ઠ પરાક્રમવાળો વિવિધ પ્રકારની ક્રીડાઓવડે ક્રીડા કરતો લીલાવડે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

અન્યદા અલ્પ રાત્રી શેષ રહી તેવે વખતે રત્નપાળ રાજા નિદ્રામુક્ત થવાથી ચિત્તમાં નમસ્કારનું ચિંતવન કરવા લાગ્યા.

---

૧ ઉપદ્રવો.

તે વખતે તેમને પિતા સંબંધી રાજ્યનું સ્મરણ થયું. પ્રભાતે મંત્રી સામંતાદિકને એકત્ર કરીને તેણે કહ્યું કે-'હું આ રાજ્ય પર પુત્રને સ્થાપન કરીને માતાપિતા સંબંધી રાજ્યને સંભાળવા માટે જવા ઈચ્છું છું.' આ પ્રમાણેનું તેમનું વચન સાંભળીને પરિજનો બોલ્યા કે-"હે વિભો! રાજ્ય ઉપર બાળ રાજા શોભતો નથી. આ સંબંધમાં સ્મૃતિમાં કહ્યું છે કે-'જ્યાં બાળ રાજા હોય, બે રાજા હોય, સ્ત્રી રાજા હોય અથવા મૂર્ખ રાજા હોય ત્યાં રહેવું નહીં.' "તે સભાજ નહીં કે જે સભામાં વૃધ્ધો ન હોય, તે વૃદ્ધો નહીં કે જે ધર્મને ન કહે, તે ધર્મજ નહીં કે જેમાં સત્ય ન હોય અને તે સત્યજ નહીં કે જ્યાં અન્યની રક્ષા ન હોય." દાન, પ્રજાનું રક્ષણ, ન્યાય, દ્રવ્ય અને લોકોનું રંજન-આ રાજ્યરૂપી કલ્પવૃક્ષની વિપુળ ફળસંપદા જાણવી. કુળ શીળ ને ગુણયુક્ત, સત્યધર્મમાં પરાયણ, રૂપવંત ને પ્રસન્ન એવો રાજ્યનો અધ્યક્ષ (રાજા) કરવો. એવા રાજાવાળા રાજ્યમાં પ્રાજ્ઞ એવો અમાત્ય રાખેલ હોય તો રાજાને યશ, સ્વર્ગમાં નિવાસ અને પુષ્કળ ધનાગમની પ્રાપ્તિ થાય છે. પુરાતન અને પ્રવીણ અમાત્ય હોય છે તો રાજ્યલક્ષ્મી સ્થિર થાય છે. જુઓ! નવા સરાવલામાં નાખેલું જળ તેમાં વિલયજ પામે છે. મૂર્ખ અમાત્યની યોજના રાજ્યમાં કરી હોય તો રાજાને અપયશ, સ્વર્ગનો નાશ અને નરકમાં પતન પ્રાપ્ત થાય છે.

રાજ્યની અંદર કોષાધ્યક્ષ ક્રમાગત, શુચિ, ધીર, સર્વ રત્નનો પરીક્ષક, બુદ્ધિમાન્ અને રાજભંડારના રક્ષણમાં તત્પર હોવો જોઈએ. ઇંગિતાકારથી તત્ત્વને જાણનાર, પ્રિય વચન બોલનાર, પ્રિયદર્શનવાળો, એકવાર કહેતાંજ સમજી જાય તેવો અને

દક્ષ **પ્રતિહાર** હોવો જોઇએ. અર્થાત્ આવા માણસની તે સ્થાનકે યોજના કરવી જોઈએ. બુદ્ધિમાન, મીઠું બોલનાર, દક્ષ, પારકા ચિત્તને ઓળખે તેવો, ધીર અને યથાર્થવાદી–આવા ગુણવાળો **દૂત** હોવો જોઇએ. ધર્મશાસ્ત્રના અર્થમાં કુશળ, કુલીન, સત્યવાદી અને શત્રુમિત્રમાં સમાન દૃષ્ટિવાળા એવા રાજાના **સભાસદો** હોવા જોઇએ. હે રાજન્! હે વિચારજ્ઞ ! આ પ્રમાણેની રાજ્યસ્થિતિનો આપ વિચાર કરો. બાળ રાજા આવી વાત કેમ સમજે ? અને રાજ્યનો ભાર ઉપાડવાને સમર્થ કેમ થાય ? ”

રાજાએ કહ્યું કે–" હે સભ્યો ! તમે આ શું કહ્યું ? તમે શું લોકોક્તિ નથી સાંભળી કે–ગુણને માટે નાના મોટાનો નિરધાર નથી ? જુઓ ! હસ્તિ ઘણા સ્થૂળ શરીરવાળો હોય છે છતાં તે નાના સરખા અંકુશને વશ થાય છે, શું અંકુશ હાથી જેવડો હોય છે ? નાના સરખા વજ્રથી હણાયેલા પર્વતના શિખરો ત્રુટી પડે છે, તો શું પર્વતના શિખરો જેવડું વજ્ર હોય છે ? નાનો સરખો દીપક સળગાવતાં આખા ઓરડામાંથી અંધકાર નાશ પામે છે તો શું અંધકાર જેવડો દીપક હોય છે ? માટે જેનામાં તેજ હોય તેજ બળવાન ગણાય છે, એમાં મોટાનું મહત્વ નથી. નાના કે મોટા દેહમાં શું વિશ્વાસ કરવો ? કાલિંગડું મોટું હોય છે ને મરચું નાનું હોય છે પણ તેમાં તેજ વધારે હોય છે. વળી સાંભળો! તમારી જેવા વૃદ્ધોથી પરવરેલો તે બાળકરાજા પણ સુપક્ષવાળો હોઇને ગુણાગ્રણી થશે. ' સારા પક્ષવાળો માર્ગણ ગુણહીન છતાં પણ લક્ષને પામે છે અને પક્ષહીન માર્ગણ ગુણપૂરિત છતાં નિર્લક્ષ થાય છે–લક્ષ પામતો નથી. આ શ્લોક દ્વીઅર્થી હોવાથી માર્ગણ, પક્ષ અને ગુણ શબ્દે બાણ

વિગેરે સમજી તેને અનુસરતો પણ અર્થ કરવો. સારી પક્ષ (પાંખ) વાળો પક્ષી વૃક્ષપર રહ્યો સતો પણ સ્વાદુ ફળનું આસ્વાદન કરે છે અને પક્ષ (પાંખ) વિનાનો કેશરીસિંહ દૂર રહ્યો રહ્યો જોયા કરે છે."

આ પ્રમાણે દૃષ્ટાંતો કહી મંત્રી વિગેરેની અનુમતિ મેળવીને શુભ મુહૂર્ત્તે રત્નપાળે પોતાના પુત્રને ત્યાંના રાજ્યપર સ્થાપન કર્યો. અને 'આજથી મહાનંદપુરમાં સિંહવિક્રમ રાજા થયેલ છે' એવી સર્વત્ર ઉદ્ઘોષણા કરાવી. નવા રાજા થાય ત્યારે રાજ્યસ્થિતિ પણ નવી થાય છે તેજ પ્રમાણે તે નવા રાજાએ મહાનંદપુરનું નામ રત્નપુર ઠરાવ્યું. મૂળ પ્રધાનોમાં જે મુખ્ય હતો તેને રત્નપાળ રાજાએ શિક્ષા આપી કે-"તમારે નિરંતર રાજ્યની રક્ષા કરવી અને મારા પુત્રની સંભાળ રાખવી. એ લઘુ છતાં તેની સારી રીતે સેવા કરજો. તેની આજ્ઞા સર્વદા મસ્તકપર ધારણ કરજો. હું પોતાને સ્થાને ગયા છતાં પણ અહીંની ખબર રાખ્યા કરીશ." અમાત્યાદિને એ રીતે કહી, વસ્ત્રાભરણથી સારી રીતે સંતોષ પમાડી, પ્રજાને પણ અનેક રીતે પ્રસન્ન કરી. પછી પેલી દેવીને સંભારી કે જે નાવાવડે અહીં લાવી હતી. દેવી પ્રગટ થઇને બોલી કે-'હે નૃપ! મને કેમ સંભારી છે?' રાજાએ કહ્યું કે-'હે શક્તિ! મેં તારી ભક્તિ કરવા માટે અહીં મારા પુત્રને મૂક્યો છે તેની પ્રયત્નવડે સંભાળ રાખજે. તે રાજાની અહર્નિશ તારે સંભાળ લેવી. તે તારી નિરંતર સેવા કરશે ને તારો ભક્ત થશે. હવે મારે માટે એક આકાશગામી વિમાન તૈયાર કરી દે કે જેમાં બેસીને હું આકાશમાર્ગે આનંદપૂર્વક મારે નગરે જાઉં.'

દેવીએ કહ્યું કે–'તમારા પુત્રની નિરંતર હું ચિંતા ધરાવીશ. તમારે તે સંબંધી ફીકર કરવી નહી.' આ પ્રમાણે કહી એક નવું વિમાન રચી રત્નપાળને આપ્યું અને દેવી સ્વસ્થાને ગઈ. પછી રત્નપાળે પ્રજાવર્ગને તેમજ પોતાના પુત્રાદિક સ્વજનોને જણાવીને વિમાનમાં બેસી પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. હાથી, ઘોડા, રથ અને પાયદળ વિગેરે ચતુરંગિણી સેના ભૂમિમાર્ગે તેના નગર તરફ ચાલી. તે વખતે અનેક વાજીંત્રોના નાદવડે આકાશ પૂરાઈ ગયું. વિમાનમાં બેઠેલો રત્નપાળ રાજા અનેક મનુષ્યો તથા ખેચરોથી સ્તવાતો દેવસમાન શોભવા લાગ્યો. વિમાનમાં બેઠેલા રાજા સ્વલ્પ સમયમાં પોતાના નગરે પહોંચ્યા. ઘણે વખતે પોતાના રાજાને આવેલા જોઈને તેની પ્રજા બહુજ હર્ષિત થઈ.

મંત્રી વિગેરે સામા આવ્યા અને રાજાના પગમાં પડ્યા. પછી બે રાણીઓ સહિત રાજાએ મહોત્સવપુરઃસર પોતાના નગરમાં પ્રવેશ કર્યો. સારા શૃંગાર ધારણ કરેલી સ્ત્રીઓ ઘરે ઘરે રાજાના ગુણગાન કરવા લાગી, નગરના લોકો તેમની પાસે ભેટણું ધરીને વધાવવા લાગ્યા, નિષ્કંટક અને નિરૂપદ્રવ એવું રાજ્ય રત્નપાળ રાજા આનંદથી કરવા લાગ્યા અને પુણ્યાત્મા છતાં પણ નવા નવા પુણ્યકાર્યો કરવા લાગ્યા.

આ ચરિત્રમાં જેનો વિવાહસંબંધ વર્ણવ્યો છે એવી તે રાજાને મુખ્ય નવ રાણીઓ થઈ. ૧ શૃંગારસુંદરી, ૨ રત્નવતી, ૩ પત્રવલ્લી, ૪ મોહવલ્લી, ૫ સૌભાગ્યમંજરી, ૬ દેવસેના, ૭ ગંધર્વસેના, ૮ કનકમંજરી, ને ૯ ગુણમંજરી. નવ નિધાનની

જેવી આ નવ તેની પૂર્વભવની પ્રિયાઓ હતી. તે સિવાય બીજી ૩૦૦૦૦ રાણીઓ થઇ. ૩૬ ક્રોડ ગામ, ૬૦ ક્રોડ પાયદળ, ૩૦ લાખ રથ, ૩૦ લાખ હસ્તિ, ૩૦ લાખ અશ્વો અને પાટણ, દુર્ગ, દ્વીપો, વેલાકૂળ, કર્બટ, ખેટ ને દ્રોણમુખ ૨૦ હજાર થયા. હેમાંગદ વિગેરે અનેક વિદ્યાધર રાજાઓ તેની સેવા કરનારા થયા. તેઓ સારી રીતે ભક્તિ યુક્તિ સહિત સેવા કરતા હતા. તે રાજા નિરંતર એક ક્રોડ દ્રવ્યનો વ્યય કરતો હતો. ( તેની વિગત અગાઉ આપી છે. ) પોતાના પરિવારને વસ્ત્રાભરણાદિ પુષ્કળ આપતો હતો. રસકુંપીના રસના પ્રભાવથી તેને પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થતી હતી અને તે રસના પ્રભાવથીજ તેના રાજ્યમાં દુર્ભિક્ષ પડતો નહોતો તેમજ બીજા ઉપદ્રવો પણ થતા નહોતા. વ્યાધિ, ઇતિઓ, દૌસ્થ્ય અને પરપીડન-પ્રજાજનોમાં બીલકુલ થતા નહોતા, સૌ સુખમાં ને આનંદમાં કાળ નિર્ગમાવતા હતા. તે નરેંદ્ર છતાં પણ દેવેંદ્રની જેવા ભોગ ભોગવતો હતો અને ચક્રવર્તીની જેવું એકછત્ર રાજ્ય કર્યું હતું.

આ પ્રમાણે રત્નપાળ રાજાને દશ લાખ વર્ષ વ્યતિક્રમ્યાં, અને ગૃહસ્થપણારૂપ વૃક્ષના ફળ તરીકે સો પુત્રની પ્રાપ્તિ થઇ. તે પુત્રોના મેઘરથ, હેમરથ વિગેરે નામ થયા. તે બધા શુભ લક્ષણ સંયુક્ત, સર્વાંગ સુંદર, સુરૂપ, સુભગ, સૌમ્ય અને સર્વ વિદ્યામાં વિશારદ થયા. તેઓ યૌવન પામતાં તેમનો યથાયોગ્ય પાણિગ્રહણ મહોત્સવ કરવામાં આવ્યો. એવી રીતે રત્નપાળ રાજા સાંસારિક ને ધાર્મિક કાર્યો કરે છે તેમજ પુણ્યબંધ કરે છે.

તેવામાં એકદા **સુમતિસેન** નામના કેવળજ્ઞાની મુનિ-

મહારાજ ત્યાં પધાર્યા. તેમને આવેલા જાણીને રાજા બહુ હર્ષિત થયા અને પરિવાર સહિત વંદન કરવા માટે વનમાં આવ્યા.

ગુરૂમહારાજને નમસ્કાર કરીને રાજા યોગ્ય સ્થાને બેઠા એટલે ગુરૂમહારાજે ભવ્યજીવો રૂપ કમળને બોધ કરનારી દેશના આપવી શરૂ કરી. " અહો ભવ્ય જીવો ! આ સંસારમાં જીવો કોટીગમે ભવો કરે છે, તેટલા જન્મ મરણ પામે છે, છતાં તેમાં નામમાત્ર ખરૂં સુખ પામતા નથી. આ સંસારની વિભૂતિ ચપળ છે, યૌવન ક્ષણભંગુર છે, જીવિત કૃતાંતના દાંતમાં રહેલા અન્નની જેવું વિનાશી છે, તે છતાં પણ આ જીવની પરલોકના સાધનમા અવજ્ઞા-ઉપેક્ષા વર્તે છે તે ખાસ વિસ્મયકારી છે. આ મનુષ્યલોકમાં અનેક મનુષ્યો યત્નપૂર્વક પાપ આચરે છે અને પ્રસંગ પ્રાપ્ત થયા છતાં પણ ધર્મ આચરતા નથી તે આશ્ચર્ય છે. કેમકે તેઓ ક્ષીર તજીને વિષનું પાન કરે છે. પુનઃ પ્રભાત ને પુનઃ રાત્રી, પુનઃ ચંદ્રોદય ને પુનઃ સૂર્યોદય-આ પ્રમાણે કાળ જતો નથી પણ જીવિત જાય છે-ઘટે છે, તથાપિ જીવો પોતાના હિતને ઓળખતા નથી. બુદ્ધિમાનો પોતાના હિતને માટેજ દાન, શીળ, તપ ને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મનું આરાધન કરે છે ને પુન્ય બાંધે છે. જે જનો દ્રવ્ય પ્રાપ્ત થયે દાન આપે છે અને દુષ્કર એવા શીલ ને ચિત્તની સ્થિરતાપૂર્વક પાળે છે તેઓ સ્વર્ગગામી છે એમ સમજવું. પ્રાણાંતે પણ જે વિવેકીજનો શીલને તજતા નથી તેઓ રત્નમાળાની જેમ શીળના પ્રભાવથી પ્રાંતે મોક્ષસુખ પામે છે."

આ પ્રમાણે સાંભળીને રત્નપાળે પૂછ્યું કે-" તે રત્નમાળા

કોણ થયેલ છે કે જેણે વિષમ સ્થિતિમાં પણ શીળ પાળ્યું ? તેની કથા કહો.' ગુરૂમહારાજ કહે છે કે-સાંભળો !

" આ ભરતક્ષેત્રમાં પૃથ્વીભૂષણ નામના નગરમાં જન્મેજય નામે રાજા ન્યાયપૂર્વક રાજ્ય કરતો હતો. અન્યદા કોઈ બીજા રાજાએ તેને એક અશ્વ ભેટ તરીકે મોકલ્યો. રાજાએ પરીક્ષા કરવા માટે તેની ઉપર આરોહણ કર્યું. તે અશ્વ વિપરીત શિક્ષાવાળો હોવાથી તેને જેમ જેમ ચલાવવા લાગ્યા તેમ તેમ તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. રાજાએ વિચાર્યું કે-'ચાલવાના વેગ વિનાનો અશ્વ શા કામનો ?' આમ વિચારી કાયર થઈને લગામ છુટી મૂકી એટલે અશ્વ એકદમ વેગથી ઉછળ્યો અને વાયુવેગે ચાલવા લાગ્યો. એ પ્રમાણે બહુ પૃથ્વીનું અતિક્રમણ કરીને તે ભીમાટવીમાં આવીને ઉભો રહ્યો. એટલે રાજા તેની લગામ તજીને નીચે ઉતર્યો અને બહુ શ્રમિત થઈ ગયેલ હોવાથી તે એક ઝાડ નીચે સુતો. તે કાંઈક નિદ્રીત થયો તેવામાં આકાશમાર્ગે જતી કોઈ વ્યંતરીએ ત્યાં આવી રાજાના મસ્તકે એક જડીબુટી બાંધી દીધી. તે જડીના પ્રભાવથી રાજા અત્યંત શ્યામ વર્ણી શરીરવાળો થઇ ગયો. ક્ષણ પછી રાજા જાગૃત થયો એટલે પોતાનું શરીર શ્યામ થઈ ગયેલું અને શોભીતા વસ્ત્રાલંકાર વિનાનું થયેલું જોઇને તે વિસ્મય પામ્યો 'સતો વિચારવા લાગ્યો કે-' આ શું થઇ ગયું ? હું આ વનમાં એકાકી અને દુઃખિત સ્થિતિમાં તો છું, તેમાં આ બનાવ જ્વરમાં હેડકી, ક્ષત ઉપર ક્ષાર અને દાઝયા ઉપર ડાંભ દીધા જેવો બન્યો છે.' રાજા આમ વિચારે છે તેવામાં તેનું સૈન્ય જે તેની ખબર લેવા માટે પાછળ આવતું હતું તે ત્યાં આવી

પહોંચ્યું. તેના અગ્રગામી સુભટોએ રાજાને કોઈ પલ્લીશ ધારીને પૂછ્યું કે-'રે પલ્લીશ ! તેં આ રસ્તે જતા અમારા રાજા જન્મેજયને દીઠા છે ?' રાજા બોલ્યો કે-' અરે મૂઢો ! શું તમે મને ઓળખતા નથી ? હું જન્મેજય રાજાજ છું.' સુભટો બોલ્યા કે-'તમે જન્મેજય હો તો આવા કાળા કેમ ? વળી તમારા શરીરપર વસ્ત્રાલંકાર હતા તે કયાં છે ?' રાજાએ કહ્યું કેઃ-' વિધિના વિપરીતપણાથી આ બધું બની ગયું છે.' સુભટોએ તેની વાત માની નહીં અને કહ્યું કે-' અરે શઠ ! તું આવું મિથ્યા શા માટે બોલે છે ? અમારો રાજા તે આવો હોય ?' આ પ્રમાણે કહી ઘોડા લઇને તેઓ પાછા વળ્યા. રાજા ખિન્નવદનવાળો થઇને બીજી બાજુ તરફ ચાલ્યો.

કેટલેક દૂર જતાં કોઇક તાપસના આશ્રમો આવ્યા. તાપસોએ તેને ગુણવાન્ જાણીને તેનું સારી રીતે આતિથ્ય કર્યું. પછી તાપસોના કુળપતિએ યુક્તિપૂર્વક વિદ્યાદેવીને આરાધીને વિવાહસામગ્રી તૈયાર કરાવી અને પછી વિધિપૂર્વક તે રાજાની સાથે **રત્નમાળા** નામની પોતાની કન્યાનો વિવાહ કર્યો. કરમોચન પ્રસંગે તે રાજાને પ્રીતિપૂર્વક યુદ્ધમાં વિજય આપનારી વિદ્યા આપી. રત્નમાળા તો પૂર્વભવના સ્નેહના યોગથી વિરૂપ એવા ભર્ત્તારને પણ રૂપવંત માનીને તેની ભક્તિમાં તત્પર થઈ. તેઓ એક રમણિક મકાનમાં આનંદથી રહેવા લાગ્યા અને સ્વેચ્છાએ સુખભોગ ભોગવવા લાગ્યા.

એકદા રત્નમાળા ભર્ત્તારના કેશ દુરસ્ત કરવા બેઠી. કેશને બરાબર કરતાં પેલી દેવીએ બાંધેલી જડી ત્રુટીને ભૂમિપર પડી

એટલે રાજા પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયો અને બહુ સૌભાગ્યવાન્ દેખાવા લાગ્યો. એવા દિવ્યરૂપવાળા પતિને જોઇને રત્નમાળા બહુજ હર્ષિત થઇ. તે હકીકત તેની પ્રિયવાદિની નામની સખીએ કુળપતિને જણાવી. તે પણ પોતાના ચિત્તમાં હર્ષિત થયા. પછી સર્વ તાપસોએ મળીને મંગળધ્વનિપૂર્વક ફરીને તેનો વિવાહમહોત્સવ કર્યો.

અહીં તાપસના આશ્રમમાં કોઈ વિદ્યાધર પોતાના સૈન્ય સહિત આવ્યો. તે રત્નમાળાને બહુ રૂપવંત જોઇને તેનું હરણ કરવા તૈયાર થયો. એટલે તાપસો તેની સામે થયા. તેણે તે તાપસોને વિડંબના પમાડી અને તેનો આશ્રમ ભાગી નાખ્યો. તે જોઈને જન્મેજય રાજા તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. તે રાજાને પ્રૌઢ પરાક્રમવાળો જાણીને ખેચર સુભટો ભાગ્યા. ચારે દિશામાં પલાયન કરી ગયા. માત્ર તેનો સ્વામી ખેચર એકલો રહ્યો. પછી તે ખેચર ને જન્મેજય દિવ્યાસ્રોવડે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તેમાં પણ જન્મેજયે થોડા વખતમાં ખેચરને જીતી લીધો. 'ન્યાયધર્મથી જય થાય છે; અન્યાયથી જય થતો નથી.' હારેલો ખેચર એકદમ અદશ્ય થઇને જતો રહ્યો. તે વખતે આકાશમાંથી દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી અને 'જન્મેજય રાજા જીત્યા.' એવી ઉદ્ઘોષણા કરી. આ પ્રમાણે થવાથી રત્નમાળા વિશેષે તેના ઉપર રાગવાળી થઇ અને યથેચ્છપણે પરસ્પર સુખભોગ ભોગવવા લાગ્યા.

અન્યદા શરદઋતુમાં રાજા રાણી સહિત વનમાં જઇને કામદેવની જેમ અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યો. એટલામાં પેલા

દ્વેષી વિદ્યાધરે રોષવડે. તે બન્નેને ત્યાંથી ઉપાડીને કોઇ પર્વતની કંદરામાં મૂકી દીધા. તે વખતે જન્મેજય રાજા વિચારવા લાગ્યો કે–'મારૂં પૂર્વભવનું કર્મ એવું દુસ્તર છે કે જેનાવડે વારંવાર નવું નવું દુઃખ પ્રાપ્ત થયા કરે છે. મને અહીં સ્ત્રી સહિત કયા વૈરીએ ઉપાડીને મૂક્યો ? ખબર પડતી નથી કે તે પાછો કયાં ગયો ? આ વાત કોને કહેવી ? ' એવામાં રત્નમાળાએ તૃષાતુર થઈને કહ્યું કે–' હે સ્વામી ! મને પાણી લાવીને પાઓ, કેમકે પ્રાણી પાણી વિના રહી શકતો નથી. ' પછી તે કંદરામાંથી સ્ત્રી સહિત બહાર નીકળી એક આંબાના વૃક્ષ નીચે રત્નમાળાને બેસાડી રાજા પાણી શોધવા નીકળ્યો. ઘણી જગ્યાએ ફરી પાણી મેળવી તે લઇને રાજા આંબાના વૃક્ષ પાસે આવ્યો ત્યા પોતાની પ્રિયાને દીઠી નહીં. તેને પેલો વૈરી ત્યાંથી હરી ગયો હતો. રાજા પ્રાણપ્રિયાને ન જોવાથી દિલગીર થઈને વિલાપ કરવા લાગ્યો કે–' હે પ્રિયે ! તું મને મૂકીને કયાં ગઇ ? હું શું કરૂં ? કયાં જાઉ? તારો વિરહ હું કેમ સહન કરી શકીશ ? ' આ પ્રમાણે વિલાપ કરતો અને શૂન્ય ચિત્તવાળો થયેલો રાજા આગળ આગળ ભ્રમવા લાગ્યો. ભ્રમતાં ભ્રમતાં તેણે એક દરવાજા તથા કીલ્લાવાળું શૂન્ય નગર દીઠું.

રાજાએ તે નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં બળી ગયેલી ઘરોની શ્રેણિઓ દીઠી. આગળ ચાલતા રાજમહેલ જેવું એક મકાન દીઠું, એટલે તેણે તેમાં પ્રવેશ કર્યો અને ઉપર ચઢ્યો. ઉપરના માળમાં તેણે શય્યામાં સુતેલી, ક્ષામોદરી[1] અને સુરૂપા એક

---

૧ દુર્બળ પેટવાળી.

બાળાને દીઠી. એટલે રાજાએ તેને પૂછયું કે:-'હે ભદ્રે ! તું અહીં એકલી કેમ છે ? અને આ નગર શૂન્ય કેમ છે ? તે કહે, હું તે સાંભળવા ઈચ્છું છું.' એટલે તે બાળા બોલી કે-'હે સત્પુરૂષ ! સાંભળો.

આ પૃથ્વીપીઠ ઉપર **કૌશાંબી** નામની પ્રસિદ્ધ નગરી છે. ત્યાં **કુશધ્વજ** નામે રાજા છે. તેને **પુણ્યમાળા** નામે રાણી છે. તે રાજાને **સુર** ને **વીર** નામના બે સૌભાગ્યશાળી પુત્રો છે, અને **રત્નમાળા** તથા **જયમાળા** નામની બે પુત્રીઓ છે. રાજાએ વૃદ્ધાવસ્થાએ ચારિત્ર ગ્રહણ કર્યું અને તે નિરતિચાર પાળીને મોક્ષે ગયા. ત્યારપછી તેમના બે પુત્રો રાજ્યને માટે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તે બન્નેનો વિરોધ જોઈને હેમમાળા નામની ધાવમાતા રત્નમાળાને તાપસના આશ્રમે લઈ ગઈ અને ત્યાં તાપસ પાસે રાખી. રત્નસિંહ નામના તાપસના કુળપતિએ તેનું પુત્રીની જેમ પાલન કર્યું. મને જયમાળાને અહીં રત્નપુરે લાવીને ચંદ્રકેતુ નામના મારા મામાને સોંપી. તેણે મારૂં પુત્રીવત્ પાલન કર્યું. એકદા હું રાજમહેલના ગોખમાં સખીઓ સાથે ક્રીડા કરતી હતી, તેવામાં કોઈ કપાળીએ મને દીઠી. તેણે મારાપર મોહ પામીને મારા મામા પાસે મારી માગણી કરી. મારા મામાએ તેની માગણી સ્વીકારી નહીં તેમજ તેને નગરમાંથી કાઢી મૂકયો તેથી દુભાઈને તેણે વિદ્યાબળે મારા મામાને મારી નાખ્યા. તેમજ ક્રોધાયમાન થઈને આ નગરને ભસ્મીભૂત કરીને શૂન્ય કરી નાખ્યું અને તે દુરાત્માએ મને અહીં એકલી રાખી. એ રીતે તે પાપીએ મારી આશાથી આ કાર્ય કર્યું."

આ પ્રમાણે કહીને તે બોલી કે-"હે સત્પુરૂષ ! તે પાપીને

આવવાનો વખત થયો છે તેથી તમે કાંઈક જતા રહો. કેમકે તે દુરાત્મા મહા દુષ્ટ ને નિર્દય હોવાથી તમને મુગ્ધને હણી નાખશે; માટે તમે સંતાઈ જાઓ. જીવતો નર સેંકડો કલ્યાણ જોઈ શકે છે." કન્યાના આ પ્રમાણે કહેવાથી તે રાજા પેલા જોગીને જોવાની ઈચ્છાથી નજીક પડેલા નિર્માલ્યના ઢગલામાં સંતાઈ ગયો. એટલામાં આકાશમાં થતો ડમરૂનો ધ્વનિ સંભળાણો અને રાતા નેત્રવાળો, ભયંકર આકૃતિવાળો, કન્યા ને દંડાયુધ હાથમાં રાખનારો એક યોગી એક સ્ત્રીને એક હાથમાં ઉપાડીને ત્યાં આવ્યો. પછી તે વિકરાળ નેત્રવાળો કપાળી એક વેદિકા ઉપર બેઠો અને પેલી સાથે લાવેલી બાળાને સામે બેસાડીને બોલ્યો કે-" તારો પતિ તારે માટે પાણી લેવા ગયો અને તું કોમળ પાંદડાના સંથારા ઉપર નિદ્રા આવવાથી સુઈ ગઈ. તેવામાં પેલા અમિતતેજા વિદ્યાધરે તારી ઉપરના રાગથી ત્યાં આવીને તને ઉપાડી. મેં બળાત્કારે તેની પાસેથી તને છોડાવી અને અહીં લાવ્યો. હે સુભ્રૂ ! મેં તને તેની પાસેથી એક પ્રકારની વિડંબનામાંથી છોડાવી છે તો તું હવે મારી સાથે સુખભોગ ભોગવ, જો તું મારૂં કહ્યું નહીં માને તો હું તને મારી નાખીશ." આ પ્રમાણેના તેના વચનો સાંભળીને તે સ્ત્રી બોલી કે-" અરે પાપી ! દુષ્ટ બુદ્ધિવાળા ! કદી અચળ એવા મેરૂની ચૂલિકા ચળાયમાન થાય તોપણ હું પ્રાણાંતે શીળનું ખંડન કરૂં તેમ નથી."

આ પ્રમાણેનો તેનો આગ્રહ જાણીને યોગીએ તેને મારવા માટે ખડ્ગ તૈયાર કરી ફેરવવા માંડયું. રાજાએ સ્વર ઉપરથી પોતાની પ્રિયા જાણીને તેનો વિનાશ ન થવા દેવા માટે ગુફામાંથી જેમ કેસરીસિંહ બહાર નીકળે તેમ નિર્માલ્યમાંથી એકદમ બહાર

નીકળ્યો. ' પ્રિયાને થતી પીડા કોણુ સહન કરી શકે ? ' કહ્યું છે કેઃ–" લક્ષ્મી, સ્ત્રી અને ધાન્યના અપહારથી મનુષ્યો અત્યંત દુઃખી થાય છે અને ચિત્તમાં ખીન્ન થયા સતા તેના નિવારણ માટે બનતો પ્રયત્ન કરે છે. " અહીં જન્મેજય રાજાએ યોગીને કહ્યું કે–" અરે પાપીષ્ટ ! આ શું આરંભ્યું છે ? ઉઠ, મારી સામે થઈ જા. " આમ કહેવાથી યોગી સામે આવ્યો કે તરતજ તેને ખડ્ગના પ્રહારવડે દ્વીધા કરી નાખ્યો. ' પૃથ્વીતળ ઉપર અન્યાયી જો વૃદ્ધિ પામતા હોત તો પછી લોકો પુન્ય ને પાપનું અંતર શી રીતે જાણી શકત ? '

અહીં જયમાળા જે બધું જોયા કરતી હતી તે પોતાની બેન રત્નમાળાને ઓળખીને એકદમ તેની પાસે આવી તેને ગળે વળગી પડીને પ્રણામ કર્યા. પછી તે બન્ને બહેનોએ પરસ્પર એક બીજાની વાતો કરી અને રત્નમાળાએ જયમાળાના પોતાના પતિસાથે ગાંધર્વવિવાહ કર્યો. રતિપ્રીતિસમાન તે બે સ્ત્રીઓની સાથે આનંદથી કામદેવની જેમ સુખભોગ ભોગવતા જન્મેજય રાજા કેટલાક વખત સુધી તે મહેલમાં રહ્યા. પછી એક દિવસ રાજા બન્ને પ્રિયાઓને લઈને ત્યાંથી પૂર્વ દિશા તરફ ચાલ્યા. આગળ જતાં કોઈક ક્રીડાવનમાં ક્ષુધાતુર થવાથી વિસામો ખાવા બેઠા. બે સ્ત્રીઓ થાક લાગેલો હોવાથી નિદ્રાવશ થઈ એટલે રાજા ફળ લેવા માટે વનમાં ગયો. તે ફળો લઈને આવ્યો ને જુએ છે તો રત્નમાળા ત્યાં દેખાતી નથી. રાજાએ જયમાળાને જગાડીને પૂછ્યું કે–' તારી બહેન કયાં ગઈ ? ' તેણે કહ્યું કે– ' મને ખબર નથી, હું તો નિદ્રામાં હતી. ' રાજા વિચારે છે કે– ' મારો આ કેવો પાપનો ઉદય છે કે જેથી વારંવાર ભાર્યાનો

વિયોગ થાય છે ?' પછી જયમાળાને કોઇ સ્થાને રાખીને રાજા વિરહાર્ત્તપણે પોતાની પ્રિયાને શોધવા માટે ફરવા લાગ્યો. ભમતાં ભમતાં તે મલય નામના ઉદ્યાનમાં આવ્યો. ત્યાં તેણે એક ઘણું મોટું જિનાલય દીઠું. તે જોઇને હર્ષ પામેલા રાજાએ ઉત્સાહિત થઇને તે જિનમંદિરમાં પ્રવેશ કર્યો અને ત્યાં બીરાજેલા યુગાદીશ પ્રભુને તેણે વંદના કરી.

એટલામાં ગરૂડના વાહનવાળો કોઇ વિદ્યાધર આકાશમાર્ગે ત્યાં આવ્યો અને તેણે પણ જિનેશ્વરને નમસ્કાર કર્યો. પછી વિધિપૂર્વક જિનેશ્વરનું સ્નાત્ર કરીને તે સ્નાત્રજળથી એક કુંપો ભરી તે ખેચર મંડપમાં આવ્યો એટલે રાજાએ તેને પૂછ્યું કેઃ– 'તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? આ કુંપામાં સ્નાત્રજળ ભરીને શા માટે લઇ જાઓ છો ? અને આ તમારા સ્કંધ ઉપર સ્ત્રીનું વસ્ત્ર કેમ છે ?' ખેચર બોલ્યો કે–" હે સાધર્મિકોત્તમ ! હું તમને મૂળથી મારી બધી હકીકત કહું છું તે સાંભળોઃ–

વૈતાઢ્ય પર્વતની ઉત્તરશ્રેણિમાં રત્નચૂડ નામે રાજા રાજ્ય કરે છે. તેનો મણિચૂડ નામે હું ભાઇ છું. બંધુપરના પૂર્ણ સ્નેહવાળો છું. કર્મયોગે મારા બંધુને દાહજ્વર થયો છે. આ સ્નાત્રના જળથી જ્વરાદિક અનેક વ્યાધિઓ નાશ પામે છે. અહીં સ્નાત્રજળ માટે આવતાં મેં માર્ગમાં જન્મેજય રાજાની પ્રિયા રત્નમાળાનું હરણ કરી જતા અમિતતેજાને જોયો. તે સતિ અમિતતેજાની ભોગની પ્રાર્થના સ્વીકારતી નહોતી તેથી તે તેની અનેક પ્રકારની વિડંબના કરતો હતો. મેં તેને અનેક પ્રકારે સમજાવ્યો પણ તે સમજ્યો નહીં અને તે દુષ્ટાત્માએ પરમ

શીળવતી તે સતિને છોડી નહીં. રૂદન કરતી કરતી તે જતી હતી તે વખતે તેનું વસ્ત્ર પડી ગયું તે હે નરોત્તમ ! મેં લઈ લીધું છે.” આ પ્રમાણેની હકીકત સાંભળીને જન્મેજય રાજાએ પોતાનું બધું વૃત્તાંત તેને કહી બતાવ્યું એટલે પેલા ખેચરે રત્નમાળાનું વસ્ત્ર તેમને આપ્યું. જન્મેજય રાજાએ પેલા વિદ્યાધરને કહ્યું કે–‘ હે મિત્ર ! તમે ઉત્તમ પુરૂષ જણાઓ છો, તો તમે તે દુષ્ટ વિદ્યાધરને જીતવામાં મને મદદ કરો.’ પેલા ખેચરે તે વાત કબુલ કરી એટલે તે બન્ને વૈતાઢ્યપર આવ્યા અને અમિતતેજા પાસે દૂત મોકલ્યો. દૂતે જઈને અમિતતેજાને કહ્યું કે–‘ હે પ્રભો ! તમે જન્મેજય રાજાની પ્રિયાને મૂકી દ્યો, તેની સાથે વિરોધ કરવામાં તમારૂં શુભ નથી.’ દૂતના આવાં વચન સાંભળીને કોપાયમાન થયેલો અમિતતેજા બોલ્યો કે–‘ શું હું તેને પાછી આપવા લાવ્યો છું ? વારંવાર હરણ કરતાં આ વખતજ બરાબર તે મારા હાથમાં આવી છે.’ દૂતે આ હકીકત જન્મેજય રાજા પાસે જઇને નિવેદન કરી. પછી બન્ને રાજાઓએ લશ્કર એકઠું કર્યું અને બન્ને પક્ષ વચ્ચે રામ રાવણ જેવું યુદ્ધ શરૂ થયુ. એ પ્રમાણે છ મહિના પર્યંત યુદ્ધ ચાલતાં અંતે ખેચરમિત્રની સહાયથી, રત્નમાળાના શીળના પ્રભાવથી અને દિવ્ય અસ્ત્રો મળેલા હોવાથી જન્મેજય રાજાએ જીત મેળવી. પછી રત્નમાળાને લઈને તેમજ જયમાળાને પણ લઈને ખેચરમિત્ર સહિત તે પોતાને નગરે આવ્યા.

પોતાના રાજાને આવેલા જોઈને મંત્રીઓ, સ્વજનો અને પ્રજાવર્ગ સૌ ઘણા ખુશી થયા અને પ્રણામ કરવા પૂર્વક રાજાને મળ્યા. પછી પ્રજાવર્ગે પૂછ્યું કે–‘ હે સ્વામિન્ ! તમને

'ઈંદ્રજાળની જેમ એકાએક શું થયું ? અશ્વ કયાં લઈ ગયો ? અને પછી શો વૃત્તાંત બન્યો ? ' રાજાએ પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી મંત્રીને રાજાએ પૂછયું કે-' તમે મારા વિના રાજ્યનું રક્ષણ શી રીતે કર્યું ? ' એટલે મંત્રી બોલ્યો કે-હે ભૂપતિ ! સાંભળો ! આપના ગયા પછી એક નૈમિત્તિક મળતાં મેં તેને પૂછયું કે-મારા સ્વામી અમને કયારે મળશે ? તેણે કહ્યું કે-બાર વર્ષે મળશે. પછી મેં તમારે સ્થાને એક યક્ષની મૂર્તિનું સ્થાપન કર્યું અને તમારી આજ્ઞાનું પૂર્ણ ભક્તિથી અત્યારસુધી સર્વ પ્રજાએ અખંડ પાલન કર્યું. " પછી મહોત્સવપૂર્વક રાજાએ પોતાના નગરમાં પ્રવેશ કર્યો. સાથે આવેલા વિદ્યાધરોનું સન્માન કરીને તેમને રજા આપી અને પોતે પ્રથમની જેમ રાજ્યધુરા ધારણ કરી. અનુક્રમે રત્નમાળાને **ચંદ્રોદય** નામનો પુત્ર થયો અને તે પુણ્યયોગે વૃદ્ધિ પામ્યો.

અન્યદા નગર બહારના ઉદ્યાનમાં જ્ઞાની ગુરૂ પધાર્યા. રાજા અંતઃપુર સહિત વંદન કરવા ગયો. ત્રણ પ્રદક્ષિણા દઈને ગુરૂ પાસે બેઠો. ગુરૂમહારાજે દેશના આપી. દેશનાની પ્રાંતે રાજાએ હાથ જોડીને પૂછયું કે-' હે ગુરૂમહારાજ ! મને કયા પૂર્વકર્મથી બાર વર્ષ પર્યંત દુઃખ પડયા કર્યું ? અને રત્નમાળા સાથે વારંવાર વિયોગ કયા કર્મથી થયો ?' ગુરૂમહારાજ કહે " હે રાજન્ ! તમારો પૂર્વ ભવ કહું છું તે સાંભળો.

**શાળિ** નામના ગામમાં પૂર્વે અનેક ગોકુળનો સ્વામી **ભદ્ર** નામનો ખેડુત રહેતો હતો. તેને **રૂક્મિણી** નામે સ્ત્રી હતી. બન્નેને પરસ્પર ઘણો સ્નેહ હતો. શરત્કાળે એક દિવસ

તે બંન્ને ક્ષેત્રની રક્ષા કરવા ગયા. તેમણે એક કયારા પાસે હંસીયુક્ત હંસને સ્વેચ્છાએ ક્રીડા કરતો અને પોતાના બચ્ચાંઓને રમાડતો જોયો. તેમાંથી રાજહંસીને પકડીને તેણે પોતાની પ્રિયાના હાથમાં આપી. તેણે વિનોદ માત્રથી તેને કુંકુમવાળી કરીને મૂકી દીધી. રક્તવર્ણી થયેલી હંસીને હંસે કેટલાક વખત સુધી ઓળખી નહીં તેથી તેણે તેને ગ્રહણ કરી નહીં. તેને જોઇ જોઇને તે પાછો જતો ને મોહથી પાછો આવતો, પણ તેની સાથે રમતો નહીં, તેમજ સ્પર્શ પણ કરતો નહીં. આ પ્રમાણે ભમતાં તે પક્ષી બહુ ખેદ પામ્યો. એમ બાર ઘડી સુધી તે હંસ હંસીનો વિયોગ રહ્યો. તે સ્થિતિ જોઇને રૂક્મિણીએ હંસીને લઇને કુંકુમ ધોઈ નાખ્યું અને મૂકી દીધી, એટલે હંસે તરતજ તેને ઓળખી તેથી તે તેની સાથે આનંદપૂર્વક મળ્યો. આ પ્રમાણે કરવાથી તે ખેડુત ને તેની સ્ત્રીએ અંતરાય કર્મ બાંધ્યું. ત્યારપછી ભદ્રનો જીવ દાનપુન્યાદિ કરવાથી તું રાજા થયો, રૂક્મિણી શીળધર્મના પ્રભાવથી રત્નમાળા થઇ, હંસનો જીવ ભવમાં ભમીને અમિતતેજા થયો અને હંસી શુભકર્મના યોગથી વનદેવી થઈ. હે રાજન્ ! તું જ્યારે અશ્વથી અપહરાયેલ વનમાં આવ્યો ત્યારે તે વનદેવીએ એક જટી તારા કેશમાં બાંધીને તને શ્યામવર્ણવાળો કરી દીધો અને અમિતતેજાએ વારંવાર રત્નમાળાનું હરણ કર્યું તે પૂર્વભવે તેં હંસને સંતાપિત કર્યો હતો તેના ફળરૂપ હતું. પૂર્વભવે બાર ઘડી હંસ હંસીનો વિયોગ કરાવ્યો હતો તેના ફળ તરીકે આ ભવમાં બાર વર્ષ સુધી તમારે વિયોગદુઃખ વચ્ચે વચ્ચે ભોગવવું પડ્યું. પૂર્વભવે શુભ કે અશુભ જે કર્મ બાંધ્યું હોય છે તે કોટાભવે પણ ભોગવ્યા સિવાય છુટી શકતું નથી. આ જીવ હસતાં હસતાં સહેજે કર્મ

બાંધે છે, પરંતુ તે આગામી ભવે રોતાં રોતાં ભોગવવા પડે છે."

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને તેમજ અલ્પ-કર્મનાં ફળ ભારે ભોગવવાં પડે છે એમ જાણીને જન્મેજય રાજા પ્રિયાસહિત પ્રતિબોધ પામ્યો અને તરતજ પોતાના રાજ્યપર **ચંદ્રોદય** કુમારને સ્થાપન કરીને બન્ને પ્રિયાઓ સહિત જ્ઞાની મુનિની પાસે તેણે ચારિત્ર અંગીકાર કર્યું.

પેલો અમિતતેજા વિદ્યાધર આર્ત્તધ્યાનથી મરણ પામીને કોઇક વનમાં પ્રચંડ એવો સાંઢ થયો. તે વનમાં અન્યદા જન્મે-જય મુનિ આવ્યા અને સ્થિર મનથી કાયોત્સર્ગે રહ્યા. પેલો સાંઢ ભમતો ભમતો ત્યાં આવ્યો. મુનિને જોતાંજ તેને પૂર્વભવના વૈરથી દ્વેષ ઉત્પન્ન થયો, એટલે તે મુનિને મારવા દોડ્યો. શીંગ-ડાના ઘાતવડે મુનિને પાડી દીધા, પછી પગવડે કેટલીક લાતો મારી, પરંતુ મુનીશ્વરે શાંતપણે તે સર્વ સહન કર્યું, જરા પણ ચળાયમાન થયા નહીં. પ્રાંતે પ્રાણાંત ઉપસર્ગ સહન કરીને તે મુનિ સર્વ કર્મો ખપાવી અંતકૃત્ કેવળી થયા અને આયુષ્ય પૂર્ણ કરી પરમપદને પામ્યા. પેલો સાંઢ સિંહવડે હણાયો સતો મરણ પામીને નરકે ગયો. ત્યાંથી નીકળીને તિર્યંચ થયો ને પાછો નરકે ગયો. આ પ્રમાણે ઘણો કાળ સંસારમાં પરિભ્રમણ કર્યું. રત્નમાળા અને જયમાળા બન્ને સાધ્વીઓ સારી રીતે ચારિત્ર પાળીને સ્વર્ગે ગઈ, ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ તીર્થંકરને હાથે ચારિત્ર પામી અક્ષય એવા મોક્ષસુખને પામશે.

" આ પ્રમાણે સંકટમાં પણ રત્નમાળાએ જેવું શિયળ પાળ્યું, તેવું મોક્ષાર્થી જનોએ નિર્મળ શીયળ પાળવું. "

આ પ્રમાણેની ગુરૂમહારાજની કહેલી રત્નમાળાની કથા સાંભળીને રત્નપાળ રાજાએ ગુરૂમહારાજાને નમીને કહ્યું કે- "હે પ્રભો ! પૂર્વકર્મ સંબંધી હું કેટલાક સવાલો પૂછું છું તેના ઉત્તર આપવા કૃપા કરશો. મારૂં બળવાનનું રાજ્ય જયમંત્રીએ મારા કયા કર્મના ઉદયથી ગ્રહણ કર્યું ? જયમંત્રીએ શૃંગારસુંદરીને કયા કર્મથી વિડંબના પમાડી ? કયા કર્મથી મારૂં ગયેલું રાજ્ય મેં પાછું પ્રાપ્ત કર્યું ? મને સર્વ કાર્યસિદ્ધિ કરનારો અમૂલ્ય રસ કયા કર્મથી પ્રાપ્ત થયો ? કનકમંજરી કયા કર્મથી કુષ્ટરોગવડે પીડિત થઇ ? કયા કર્મથી ગુણમંજરી અંધ સ્થિતિને પામી ? અને કયા કર્મથી તે બન્નેને અલ્પ પ્રયત્નમાત્રથી ગુણ થયો ? આ બધી બાબતોના કારણો આપ કૃપા કરીને કહો."

કેવળી બોલ્યા કે-" હે રાજન્! આ ભરતક્ષેત્રમાં **રત્નપુર** નગરમાં પૂર્વે **રત્નવીર** નામે રાજા હતો. તેને **શ્રીદેવી** પ્રમુખ નવ રાણીઓ હતી. તે નગરમાં **સિદ્ધદત્ત ને ધનદત્ત** નામના બે વ્યાપારી વસતા હતા. અદત્તાદાનના યોગથી તે બન્ને દારિદ્રથી પીડિત થયા. લોકોક્તિ છે કે-" અદત્ત દ્રવ્ય લાંબો વખત ટકતું નથી.' તે બન્ને અન્યદા પરસ્પર વિચારવા લાગ્યા કે-'આપણે ધનપ્રાપ્તિ માટે કાંઇક ઉદ્યમ કરીએ કે જેથી સદ્ભાગ્ય કે દુર્ભાગ્યના અંતરની આપણને ખબર પડે.'

ઉપર પ્રમાણે વિચારીને તેમણે શુભભાવથી કોઇ દેવીને આરાધી. વીશ ઉપવાસને અંતે દેવી પ્રત્યક્ષ થઈ અને બોલી કે-' હે વત્સો! તમે લક્ષ્મી ને વિવેક એ બેમાંથી એક માગો.

હું એક આપીશ; બે નહીં આપું.' તે સાંભળી સિદ્ધદત્તે લક્ષ્મી માગી અને ધનદત્તે વિવેક માગ્યો. તે પ્રમાણે વર આપીને દેવી અદૃશ્ય થઈ. દેવીના પ્રભાવથી સિદ્ધદત્તને નિર્વિવેકવાળી લક્ષ્મી પ્રાપ્ત થઇ. ધનદત્તને સર્વ સંપદાનું ભાજન એવો વિવેક પ્રાપ્ત થયો. અન્યદા સિદ્ધદત્તને ઘરે કોઇક કપાળી આવ્યો. મધ્યાન્હ થયેલ હોવાથી તેણે તે કપાળીને જમાડીને પ્રસન્ન કર્યો. તુષ્ટમાન થયેલા એવા તેણે સુમંત્રથી મંત્રિત કરેલા કેટલાક ત્રપુષીના[1] ફળો સિદ્ધદત્તને આપ્યા. યોગીએ કહ્યું કે-' આ ફળો વાવ્યા સતા બે ઘડીમાં ઉગે છે. એની વેલડી યત્નપૂર્વક કોઇક મંડપ ઉપર ચડાવવી. આના પુષ્પ ફળો અમૃત જેવા સ્વાદિષ્ટ થશે અને તે ખાવાથી ક્ષુધા તૃષા અને બીજી સર્વ પ્રકારની પીડા નાશ પામશે; તેમજ ૮૪ પ્રકારના વાયુ, ૭૬ પ્રકારના નેત્રના રોગ, ૧૮ જાતિના કુષ્ટ અને ૧૩ જાતિના સન્નિપાત પણ તેનાથી નાશ પામે છે. વળી તે ફળના મહાત્મ્યથી સ્થાવર-જંગમ વિષની ઉપાધિ પણ નાશ પામે છે. ''

આ પ્રમાણે કહીને યોગી સ્વસ્થાને ગયો પછી સિદ્ધદત્ત વિચારવા લાગ્યો કે-' અહો ! આજે મને આ ફળો મારા મોટા ભાગ્યથી પ્રાપ્ત થયા છે. ' પછી તેણે તેને વિધિપૂર્વક વાવ્યા એટલે થોડા ક્ષણમાંજ તે ઉગ્યા. પછી સિદ્ધદત્તે આખા નગરમાં સાદ પડાવ્યો કે-' જેઓ કોઇ પણ જાતની વ્યાધિવાળા હો તે મારે ત્યાં આવજો, હું તેને તેના રોગના નિવારણનું સિદ્ધ ઔષધ આપીશ. ' આ હકીકત સાંભળીને ઘણા વ્યાધિવાળા જનો તેને ત્યાં આવ્યા. તેને સિદ્ધદત્તે લોભથી યથાયોગ્ય સો બસો પાંચસો

૧ તરબુજ અથવા ચીભડું.

કે હજાર દ્રવ્ય લઇને તે ફળ આપ્યા. તે ફળના સેવનથી તેમના વ્યાધિ નાશ પામ્યા અને સિદ્ધદત્ત તે દ્રવ્યના સંયોગથી મોટો મહર્દ્ધિક થઇ પડ્યો.

અન્યદા સિદ્ધદત્ત વધારે ધનના લોભથી વહાણમાં કરીઆણા ભરીને અન્ય દ્વીપ તરફ સમુદ્રમાર્ગે ચાલ્યો. જ્યાં જવું હતું ત્યાં જઈને પાછા વળતાં માર્ગમાં માઠા વાયુવડે વ્યાપ્ત થયેલાં સમુદ્રના કલ્લોલથી વહાણ ડોલવા લાગ્યું અને ધ્વજાઓ નાચવા લાગી, લોકોએ વહાણમાંથી ભાર ઘટાડવા માટે તેમાંથી કેટલાક કરીઆણા સમુદ્રમાં નાખી દીધા, એટલે હલકું થયેલું વહાણ એક શૂન્ય દ્વીપ પાસે કીનારે પહોંચ્યું. લોકો કીનારા ઉપર ઉતર્યા. અનુક્રમે ધાન્ય થઇ રહેવાથી સિદ્ધદત્તે ત્યાં પોતાની પાસેનાં ફળ વાવ્યા, તે તરતજ ઉગ્યા, એટલે લોકો તે ખાવાથી તૃપ્ત થયા તેમજ વિશેષ સ્વસ્થ થયા.

અન્યદા સમુદ્રમાંથી એક જળમાનુષી ત્યાં આવી અને તે ત્યાંના ફળો ખાવા લાગી એટલે સિદ્ધદત્તે તેને વારી અને એક રત્ન હાથમાં લઇને તેને બતાવ્યું. તે જોવાથી જળમાનુષી એમ સમજી કે-'આ ફળના બદલામાં રત્ન માગે છે.' એટલે તે તરતજ સમુદ્રમાં પાછી ગઇ અને એક રત્ન લાવીને સિદ્ધદત્તને આપ્યું. સિદ્ધદત્તે તેને એક ફળ ખાવા આપ્યું. પછી તે જેટલાં રત્ન લાવે તેટલાં ફળ સિદ્ધદત્ત તેને આપે. એમ ક્રમ ચાલ્યો. એમ બહુ રત્નો એકઠા થવાથી સિદ્ધદત્ત તે રત્નો વહાણમાં ભરીને સમુદ્રમાર્ગે પોતાને નગરે આવ્યો. રત્નના લોભથી રત્નવીર રાજાએ તે વહાણને બાર દિવસ રોકવાનો હુકમ કર્યો. તેરમે

દિવસે રાજાએ ન્યાયનો વિચાર કરીને યોગ્ય દાણ લઈ વહાણને મુક્ત કર્યું, એટલે સિદ્ધદત્ત બહુ ખુશી થયો. એ રીતે દેવીના પ્રભાવથી તે ૯૯ ક્રોડ રત્નનો સ્વામી થયો, પણ વિવેક વિનાનો હોવાથી તેને સન્માર્ગની ખબર પડી નહીં. 'કુવંશમાં પડેલો રાજા, પંડિત થયેલો નિર્વિવેકી પુત્ર અને અકસ્માત ધન પામેલો દરિદ્રી-જગતને તૃણ સમાન માને છે.' 'લક્ષ્મી શ્રુતવાળા જનોની દૃષ્ટિ પણ ફેરવી નાખે છે, તો સામાન્ય મનુષ્યનો શો દોષ ? કેમકે તે ગરલ (વિષ) રૂપ સહોદરની બહેન છે, છતાં તરતમાં મારતી નથી તેજ આશ્ચર્ય છે.'

લક્ષ્મીવંત મનુષ્ય મદવાળો થવાથી મળવા યોગ્ય (મેળાપી) મનુષ્યો સાથે મળતો નથી, ઉપકાર કરતો નથી અને સ્વજનોમાં પણ આવીને બેસતો નથી. વળી તે દેવભક્તિમાં, ગુરૂસેવામાં, ધર્મના આરાધનમાં અને કુટુંબના નિર્વાહમાં નિર્વિવેકીપણાથી એક કાણી કોડીનો પણ ખર્ચ કરતો નથી. સિદ્ધદત્તના કૃપણ-પણાથી સર્વે લોકો તેના દ્વેષી થયા અને લોકોમાં તે ધનાંધ-પણે વિખ્યાતિ પામ્યો. મૂઢ મનુષ્ય ગર્વના વશથી કાંઈ જોઈ કે જાણી શકતો નથી અને પશુની જેવો નિર્વિવેકી તે માત્ર ધનનું ઉપાર્જનજ કરે છે.

હવે ધનદત્ત દેવી પાસેથી વિવેકનું વરદાન પામીને તેના પ્રભાવથી સારી રીતે વિવેકવાળો થયો. 'તે ભક્તિવડે દેવગુરૂને સદા નમે છે, હર્ષિત ચિત્તે દાન આપે છે, હિંસા કરતો નથી, અસત્ય બોલતો નથી, કોઇનું અદત્ત કાંઇ લેતો નથી, પરસ્ત્રીનો ત્યાગ કર્યો છે, ગર્વ કરતો નથી અને પારકી નિંદા કરતો નથી.

આવો ધનદત્ત વિનયી, દક્ષ, અલ્પલોભી, ક્ષમાવાન્ તેમજ શુદ્ધાત્મા થયો. મહાજન જ્યારે જ્યારે મળે છે ત્યારે ત્યારે એ વિવેકી ધનદત્તને બોલાવે છે અને તેનું હિતકારી વચન સૌ માન્ય કરે છે.

અન્યદા તે નગરે કોઈ પરદેશી વણિક આવ્યો, તે રોગાર્ત્ત હોવાથી મઠમાં સુઇ રહેતો હતો, તેની સંભાળ લેનાર કોઇ નહોતું. કહ્યું છે કે–'જે ગામ કે નગરમાં આપણું કોઈ ન હોય ત્યાં ક્ષણમાત્ર પણ શુભના ઇચ્છક એવા બુદ્ધિમાને રહેવું નહી.' પેલા વણિકને અનાથ જાણીને ધનદત્તે પોતે તેની સારી રીતે સુશ્રૂષા કરી, પરંતુ કર્મયોગે તે મરણ પામ્યો. તેને અગ્નિસંસ્કાર કરવા માટે લોકો એકઠા મળ્યા, તે વખતે તેઓએ સિદ્ધદત્તને બોલાવ્યો, પણ તે અભિમાનના આવેશથી આવ્યો નહીં. પછી પરદેશી વણિકોએ તે મૃતકને સ્મશાનમાં લઈ જઈને તેને માટે ચિતા રચી. પરંતુ તે અજ્ઞાત ગોત્રી હોવાથી તેને અગ્નિ મૂકવા કોઈ તૈયાર થયું નહીં, તેને માટે અંદર અંદર વિવાદ કરવા લાગ્યા. લોકોનો એવો સ્વભાવજ છે કે આવી સાધારણ ક્રિયા પણ ગાંભિર્ય ધારણ કરીને કોઇ એક જણ પોતાની મેળે કરતું નથી. પછી બધાએ મળીને ધનદત્તને કહ્યું કે–'તું અગ્નિ મૂક.' તેણે તે સ્વીકાર્યું.

પછી બધા લોકો છેટે ગયા એટલે ધનદત્તે અગ્નિ મૂકવા માટે ઉપરનું વસ્ત્ર આઘું કર્યું, તેવામાં એક ગાંઠ બાંધેલી જોઈ. તેણે તે છોડીને જોયું તો તેમાં પાંચ રત્ન મોટા મૂલ્યવાળા દીઠા. પણ તેણે વિવેકબુદ્ધિથી વિચારતાં પારકા હોવાથી ગ્રહણ કર્યાં

નહીં. તેણે તે લઇને બીજા બધા લોકો આવ્યા હતા તેને બતાવ્યાં. તેઓ તેની નિર્લોભતા જોઇને ચમત્કાર પામ્યા. તેઓએ તુષ્ટમાન્ થઈને કહ્યું કે–' અમે બધા મળીને આ રત્નો તમને આપીએ છીએ, માટે તમે ગ્રહણ કરો.' તે સાંભળી ધનદત્ત બોલ્યો કે– ' અનાથના દ્રવ્યનો સ્વામી રાજા કહેવાય છે. વળી આ પરદેશી માણસનો કોઈ ગોત્રી હોય તો તેનો પણ આ રત્નો ઉપર હક્ક થાય છે, તેથી હું તો તે લઈશ નહીં.' પછી તે રત્નો એક લુગડામાં બાંધીને જુદા મૂકયા અને તે મૃતકને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. બધા લોકો સ્વસ્થાને ગયા.

ધનદત્ત તે રત્નો લઇને ગામમાં આવ્યો અને તરતજ રાજા પાસે જઇ તમામ હકીકત કહીને તે રત્નો રજુ કર્યા. રાજાએ કહ્યું કે–' હે ભદ્ર ! તેં એ માણસની સેવા ચાકરી કરી છે, તો તે રત્નો તુંજ ગ્રહણ કર. તારા ભાગ્યથી તને એ પ્રાપ્ત થયા છે.' આ પ્રમાણે કહીને રાજાએ બહુ આગ્રહથી તે રત્નો તેને આપ્યા, એટલે ધનદત્તે તે લઇને વેચ્યા, તેનું છ ક્રોડ દ્રવ્ય ઉપજ્યુ.

તે દ્રવ્યવડે વ્યાપાર કરવાને ઈચ્છતા એવા ધનદત્તે પ્રથમ પોતાના પુણ્યપાપની પરીક્ષા કરવાનું ધાર્યું. પોતાના દિવસો હાલ શુભ છે કે અશુભ છે ? તે જાણવા માટે તેણે પ્રથમ નાનો નાનો વેપાર કરવા માંડ્યો. પણ તેમાં કાંઇ પેદા કર્યું નહીં. થોડા થોડા આહાર કરતાં છતા અજીર્ણ થવા માંડ્યું, થોડા ઉંચેથી ઠેકડો મારતાં પણ વધારે પીડા થઇ, થોડા કરીઆણા લઇને વેચતાં પણ હાનિ થઇ–કમાણી ન થઈ. એક બોકડીને ઘર બહાર રાખી તો તેને વૃક ખાઇ ગયો. આ પ્રમાણે દરરોજ

થોડી થોડી પરીક્ષા કરતાં પણ તેને 'પોતાના દિવસો મધ્યમ છે' એમ લાગ્યું. આમ જણાવાથી થોડા દિવસ સુધી સ્વસ્થ રહીને તેણે વ્યવસાય બીલકુલ ન કર્યો અને ધર્મકાર્ય વિશેષે કર્યું.

એ પ્રમાણે કેટલાક દિવસ વ્યતિક્રમ્યા પછી પાછી પોતાના દિવસોની પરીક્ષા કરવા માટે તેણે એક બકરી ખરીદ કરી. તે બકરીને તે દિવસેજ બે બચ્ચાં આવ્યાં એટલે એકના ત્રણ થયા. તે દિવસથી તેણે જે વસ્તુ ખરીદ કરી તે ત્રણગણી કિંમતવાળી થવા માંડી. આ પ્રમાણે થવાથી 'પોતાના દિવસો શુભ વર્તે છે' એમ ધારી ધનદત્તે વિવેકપૂર્વક સારે મુહૂર્તે શક્તિઅનુસાર વેપાર કરવા માંડ્યો. અન્યદા દેશાંતરથી આવેલા સાર્થમાંથી તેણે પાચ કોટી સુવર્ણવડે તમામ કરીઆણું ખરીદ કર્યું. ત્યારપછી સાતમે દિવસે કોઈ બીજો સાર્થવાહ આવ્યો તેણે તે તમામ કરીઆણું બમણું મૂલ્ય આપીને ખરીદ કર્યું. આ પ્રમાણે દિવસે દિવસે તેને વ્યાપારમાં વૃદ્ધિજ થવા માંડી. થોડા દિવસમાં તેની પાસે ૧૮ કોટી દ્રવ્ય થયું. આ પ્રમાણે વિવેકથી ધનદત્ત મોટો ધનવાન થયો. વળી તે દાનેશ્વરીમાં પણ શ્રેષ્ટ હોવાથી કલ્પવૃક્ષપણે પ્રખ્યાત થયો.

અન્યદા સિદ્ધદત્ત ધનદત્તની સાથે રાજમાર્ગે ચાલ્યો જતો હતો, તેવામાં રાજપુત્રોને અંદર અંદર કલેશ કરતા જોયા. રાજાનો નાનો ને મોટો દીકરો પરસ્પર વિવાદ કરતા હતા. તે જોઇને ધનદત્ત વિવેકબુદ્ધિથી તે રસ્તે ન જતાં બીજે રસ્તે ચાલ્યો. સિદ્ધદત્ત વિનોદબુદ્ધિથી રાજપુત્રોની પછવાડે પછવાડે ચાલ્યો, એટલે તેઓએ તેને સાક્ષી રાખ્યો અને રાજા પાસે તેને લઇ

ગયા. રાજાએ ધનદત્તને પૂછયું કે–' આ રાજપુત્રોએ તને સાક્ષી રાખ્યો છે તો કહે કે આ બેમાં ન્યાય કોનો છે ને અન્યાય કોનો છે ? ' તે બોલ્યો કે–" હે રાજન્ ! તમારો મોટો પુત્ર ઉત્કટ છે અને નાનો બાળબુદ્ધિ હોવાથી જેમ તેમ બોલે છે." સિદ્ધદત્તે અવિવેકવડે રાજસભામાં પોતાના પુત્રો માટે આ પ્રમાણે કહ્યું તેથી તે છળ પામીને રાજાએ તેનો વીશ કોટી દ્રવ્યનો દંડ કર્યો. ઘણાની સાથે દ્વેષ કરેલો હોવાથી કોઇએ તેનો પક્ષ કરી રાજાને કાંઈ કહ્યું પણ નહીં. ધનદત્ત વખતનો જાણ ને વિવેકી હોવાથી સુખી થયો.

એકદા તે બન્ને મંત્રીના મહેલની નીચેથી ચાલ્યા જતા હતા. તેવામાં ગોખમાં બેઠેલી મંત્રીની સ્ત્રી રતિશ્રીએ તેમને દીઠા. તેમને રૂપવંત અને યુવાન જોઇને તે મૃગલોચના તેમના-પર મોહ પામી તેથી સરાગીપણે જોવા લાગી. ધનદત્ત તરતજ તેની ચેષ્ટા સમજી ગયો, તેથી સૂર્યના બિંબની જેમ અથવા સર્પની જેમ તેમજ કુત્સિત વસ્તુની જેમ અને શત્રુની જેમ તેની તરફ ફરીને જોયુંજ નહીં, અને તે જિતેંદ્રિય હોવાથી, કુળ મલિન થવાના ભયથી, વ્રતભંગની ભીતિથી તેમજ વિવેક-બુદ્ધિથી તેણે ચક્ષુને પાછાજ ખેંચી લીધા.

સિદ્ધદત્ત નિર્વિવેકી હોવાથી વારંવાર તેની સામે જોવા લાગ્યો અને સરાગીપણે વાંકો વળી વળીને દેખવા લાગ્યો. આ પ્રમાણે તેને જોતો જોઇને આરક્ષક પુરૂષોએ તેને પકડીને રાજા પાસે રજુ કર્યો. તેને આવો અન્યાયકારી જાણીને રાજાએ તેનો દશકોટી દ્રવ્ય દંડ કર્યો.

તે નગરમાં અન્યદા કોઇક ચોર આવ્યો. તેની પાસે દશ રત્નો સવાક્રોડ દ્રવ્યની કિંમતવાળા હતા. તે ચોરે ધનદત્ત પાસે જઈ તેને એકાંતે બોલાવીને તે રત્નો બતાવ્યા અને એકેક હજારમાં એકેક રત્ન આપવા કહ્યું. તે સાંભળીને તેમજ રત્નો જોઇને ધનદત્તે વિચાર્યું કે–' આ રત્નો બહુ મૂલ્યવાળાં જણાય છે છતાં આ ઓછી કિંમતે આપે છે તેથી એ વેચનાર માણસ ચોર જણાય છે, તે આ રત્નો કોઇનાં ચોરીને લાવ્યો જણાય છે, તે સિવાય આવી અલ્પ કિંમતે આપી શકે નહીં. આમાં જો કે લાભ ઘણો છે પણ તે મારે લેવા યોગ્ય નથી. ' આ પ્રમાણે વિચારીને તેણે તે રત્નો ન લીધાં ને તેને રજા આપી. એટલે તે સિદ્ધદત્ત પાસે ગયો અને એકાંતમાં તે રત્નો બતાવી અલ્પ કિંમતે આપવા જણાવ્યું. લોભાભિભૂત એવા તેણે તે રત્નો અલ્પ મૂલ્યથી ગ્રહણ કર્યા. કેટલેક દિવસે આરક્ષકોએ તે ચોરને પકડ્યો અને તેના પાપના પ્રયોગથી યષ્ટિમુષ્ટિવડે સારી રીતે પરાભવ પમાડીને પછી તેને રાજા પાસે લઇ ગયા. રાજાએ તેને પૂછ્યું કે–' અરે પાપીષ્ટ ! તેં ચોરેલ વસ્તુઓ કયાં છે ?' તે માન્યો નહીં એટલે તેનાપર વધારે માર પડ્યો. પ્રાંતે તેણે પોતાને મકાને આરક્ષકોને લઈ જઇને ચોરી લાવેલ બધી વસ્તુઓ અર્પણ કરી. પછી રાજાએ ફરીને પૂછ્યું કે–' તેં ઘણા વખત અગાઉ મારા ભંડારમાંથી જે રત્નો ચોરેલાં છે તે કયાં છે ? લઇ આવ. ' ચોર બોલ્યો કે–' તે રત્નો હું ધનદત્તને આપવા ગયો હતો, તેણે લીધાં નહોતાં, પણ સિદ્ધદત્તને આપવા જતાં તેણે લીધા છે ને મેં અલ્પ મૂલ્યથી તેને વેચાણ આપેલા છે.'

આ પ્રમાણેની હકીકત સાંભળીને રાજાએ તરતજ સિદ્ધદત્તને

બોલાવ્યો અને તેનું સર્વસ્વ લુંટી લઇને તેને ચોરની સાથે છોડી દીધો. નિર્ધનપણાને પામવાથી અત્યંત ખેદયુક્ત થયેલો સિદ્ધદત્ત સંસારથી ખેદવાળો થઇને વિચારવા લાગ્યો કેઃ–' પૂર્વે લોકોમાં મારી લઘુતા તો થઇ હતી, અત્યારે વધારે હલકાઇ થઈ છે, તો નિર્ધનપણામાં જે ગાર્હસ્થ્ય તે તુષના ફોતરા કરતાં પણ અસાર છે, માટે આ સંસાર છોડી દેવો તેજ યોગ્ય છે.' આમ વિચારીને તે વનમાં જઇને વૈરાગ્યવાળો જટાધારી તેમજ ભિક્ષાહારી તાપસ થયો.

અહીં રાજાએ ધનદત્તને બોલાવીને પૂછયું કેઃ–' આ રત્નો મોટી કિંમતના છતાં અલ્પ કિંમતે મળતા હતા તે તેં કેમ ન લીધા?' ધનદત્તે કહ્યું કેઃ–' હે સ્વામિન્! મારે ગુરૂનો આપેલો નિયમ છે કે–અદત્ત તેમજ ચોરાઉ ચીજ મારે લેવી નહીં. વળી હું પરનારીથી પરાઙ્મુખ છું અને કોઇ પણ પ્રકારના વ્યસનોમાં પણ આસક્ત નથી.' રાજા તેના આવા અપ્રતિમ ગુણોથી બહુ રાજી થયો અને તેને નગરશેઠની પદવી આપી. તેમજ સુખપાળમાં બેસારીને તેને ઘરે મોકલ્યો.

આ પ્રમાણેના વિવેકવાળા વર્તનથી તેની સંપદા દિનપરદિન વૃદ્ધિ પામી. તે ખરો વિવેકી હોવાથી એવું કરતોજ નહોતો કે જેથી રાજા તેની ઉપર કોપાયમાન થાય. અન્યદા તે નગરમાં કોઇ ધૂર્ત્ત આવ્યો તે કોટી મૂલ્યના રત્નો લઇને રાજસભામાં આવ્યો. તેણે કહ્યું કે–' આ પાંચ રત્નો હું તેને આપી દઇશ કે જે સમુદ્રમાં જળ કેટલું છે ને કાદવ કેટલો છે? તે કહી દેય. મારા ચિત્તમાં એજ સંશય છે કે–સમુદ્રમાં પાણી વધારે છે કે કાદવ વધારે છે? જે દક્ષ હશે તે આ બાબતનો ખુલાસો

કરી રત્નો લઇ લેશે.' એ ધૂર્તનો સંશય સભામાંથી તો કોઇએ ભાંગ્યો નહીં પણ તે વખતે દેવીના પ્રભાવથી ધનદત્તને તેનો ઉત્તર સૂઝી આવ્યો. તેથી તેણે સભામાં પેલા વાદી પાસે આવીને કહ્યું કે:-'હે ભદ્ર ! તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળો–સમુદ્રમાં કાદવ ઘણો છે ને પાણી થોડું છે. આ વાતમાં જો સંશય રહેતો હોય તો ગંગા વિગેરેના જળને સમુદ્રના જળથી જુદા કરીને સમુદ્રનું જળ ને પંક ત્રાજવાવડે તોળી જુઓ. જો મારા કહેવામાં ફેર પડે તો કહેજો અને જો તેમ ન કરો તો હું કહું છું તે કબુલ કરો, કેમકે મારો જવાબ ખરેખરો છે.'

પેલા ધૂર્તે પ્રથમ ધારેલું કે-'મારા પ્રશ્નનો ઉત્તર કોઈ દઇ શકશે નહીં; એટલે હું આ કળાવડે આખા નગરમાં સૌને ઠગીશ.' પણ અહીં તો યુક્તિયુક્ત ઉત્તર મળી ગયો એટલે તે તેને કબુલ કરવો પડ્યો. પછી રાજાએ તેની પાસેથી પાંચ રત્નો લઇ ધનદત્તને અપાવીને તે ધૂર્તને નગરમાંથી કાઢી મૂકયો અને ધનદત્તનો વિશેષે સત્કાર કરી તેને ઘેર મોકલ્યો. તેમજ તેની સદ્બુદ્ધિથી ચિત્તમાં ચમત્કાર પામ્યો.

અન્યદા કોઇ સાર્થવાહ બાર ક્રોડ દ્રવ્યનો સ્વામી સાર્થસહિત ત્યાં ધૂર્તપણાથી આવ્યો. તે સાર્થવાહ રૂપવંત, યૌવનાવસ્થાવાળો અને સુશોભિત વસ્ત્રાલંકારવાળો હતો. પ્રથમ તે **અનંગલેખા** નામની વેશ્યાને ત્યાં ગયો. તેને મોટો ગૃહસ્થ જાણીને વેશ્યાએ ઘણું સન્માન આપ્યું અને હૃદયમાં કપટ રાખીને માયાવડે તે આ પ્રમાણે બોલી કે-'અહો ! આજે મારૂં પૂર્વનું સદ્ભાગ્ય જાગૃત થયું કે જેથી જંગમ કલ્પવૃક્ષ જેવા તમે મારે મંદિરે પધાર્યા. હે સ્વામિન્ ! આજે સ્વપ્નમાં મેં જોયું છે કે

તમારાથી મને બાર કોટી દ્રવ્યની પ્રાપ્તિ થઈ. તે હકીકત તમને જોતાં સત્યજ થશે એમ લાગે છે.' તે ધૂતારી વેશ્યાના આવા વચનો સાંભળીને પેલો ધૂર્ત બોલ્યો કે:-" મારી વાત સાંભળ. આજે મેં સ્વપ્નમાં જોયું છે કે તારે ઘરે મેં અઢાર કોટી દ્રવ્ય મૂક્યું છે તેથી તે લેવા માટે હું અહીં આવ્યો છું અને મારે તારે ત્યાં અઢાર વર્ષ રહેવું છે. પણ હે સુંદરી ! મારી એક વાત સાંભળ. હમણા હું મોટો સાર્થ લઈને વ્યવસાય માટે તેમજ લાભ મેળવવા માટે પરદેશગમન કરવા તૈયાર થયો છું. તેથી મારી અઢાર કોટીની થાપણમાંથી મને બાર કોટી દ્રવ્ય આપ કે જેથી હું સુખેસુખે દેશાંતર જઈ શકું. દેશાંતરમાંથી પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરીને હું જેમ બનશે તેમ વહેલો આવીશ અને પછી તારે ઘરે આનંદથી રહીશ." પેલા સાર્થવાહના આવા વાક્યો સાંભળીને પેલી વેશ્યા બોલી કે-' અરે ધૂર્ત ! દીધા લીધા વિના ફોગટ શેનું માગે છે ?' આમ કહીને તેણે તેને કાંઈ આપ્યું નહીં, એટલે તે વેશ્યાને પકડીને ચૌટામાં લઈ આવ્યો. બજાર વચ્ચે પણ તે બન્ને પરસ્પર વાદ કરવા લાગ્યા. એક માગે છે ને બીજી ના કહે છે. તે બન્નેનું નિવારણ કોઈ કરી શક્યું નહીં. તેમનો વાદ બંધ થયો નહીં એટલે પેલી વેશ્યા બોલી કે-' આ અમારો વાદ જે ભાંગશે ને મારો ઉપદ્રવ દૂર કરશે તેને હું એક કોટી દ્રવ્ય આપીશ. આ મારી કબુલાત લોકસાક્ષીપૂર્વકની છે તે હું અવશ્ય પાળીશ.'

વેશ્યાની આવી કબુલત સાંભળીને ધનદત્તે વિવેકબુદ્ધિ જાગૃત થવાથી બાર કોટી દ્રવ્યની કિંમતના રત્નો લઈને ત્યાં આવ્યો અને ડાબા હાથમાં દર્પણ રાખીને પેલા ધૂર્તને કહ્યું કે-' આ દર્પણમાં પ્રતિબિંબ પડેલા બાર કોટી કિંમતના રત્નો ગ્રહણ કર.'

પેલો ધૂર્ત બોલ્યો કે-'તું આ મને શું આપે છે ? શું દર્પણમાં પડેલા પ્રતિબિંબ તે ગ્રહણ કરાતા હશે ?' ધનદત્ત બોલ્યો કે-" શું તમે એવી લોકોક્તિ સાંભળી નથી કે જેવી ચિત્તમાં ભાવના હોય તેવી સિદ્ધિ થાય છે. વળી જેવો પ્રાસાદ તેવા દેવ ને જેવા દેવ તેવી પૂજા. એ પ્રમાણે જેવું તમે સ્વપ્નમાં દ્રવ્ય આપ્યું છે. તેવું હું તમને દર્પણનાં પ્રતિબિંબરૂપે આપું છું. આમાં મારો કાંઇ દોષ નથી. કારણકે ધૂર્તની સામે ધૂર્તતા કરવીજ પડે છે. "

આ પ્રમાણે બરાબર જવાબ મળવાથી પેલો ધૂર્ત વિલખો થઇને ભાગી ગયો. વેશ્યાએ ધનદત્તને કોટી દ્રવ્ય આપ્યું, તે તેણે દાનમાં આપી દીધું.

અન્યદા તે નગરમાં કોઇ રાક્ષસ આવ્યો, તે અકસ્માત રાજાને સખ્ત પ્રહાર કરીને આકાશમાં સ્થિત થયો. તેના પ્રહારથી રાજાની મૃતતુલ્ય સ્થિતિ જોઇને પ્રજા બધી ખેદગ્રસ્ત થઈ ગઈ અને મંત્રીઓએ અનેક પ્રકારના શાંતિક પૌષ્ટિક કર્મો કર્યા, ભોગ ધર્યા તેમજ બળિદાન આપ્યા. તે વખતે પ્રત્યક્ષ થઈ આકાશમાં રહીને રાક્ષસ બોલ્યો કેઃ-' હે લોકો ! મને જો કોઈ પુરૂષ પોતાના શરીરનું બળિદાન આપે તો હું તેના માંસથી તુષ્ટમાન થઇને રાજાને મૂકી દઉં, તે શિવાય મૂકું એમ નથી.' તે સાંભળીને લોકો તેની કહેલી હકીકત અસાધ્ય જાણી નીચું જોઈ રહ્યા. એ અવસરે ધનદત્ત ત્યાં આવ્યો અને તે પરોપકારમાં તત્પર હોવાથી તેમજ વિશેષે કરીને રાજાપરના વાત્સલ્ય ભાવથી અને સ્વામીના કાર્યમાં પૂર્ણપણે તત્પર હોવાથી બોલ્યો કે-' હે રાક્ષસ ! આ રાજાના બદલામાં તું મારા શરીરને ગ્રહણ કર ને

સંતુષ્ટ થા.' તેના આવા સત્ત્વવાન્પણાથી રાક્ષસ તુષ્ટમાન થયો અને રાજાને સ્વસ્થ કરીને સ્વસ્થાને ચાલ્યો ગયો. તે વખતે બીજા દેવોએ ધનદત્તને ઘરે બાર કોટી સુવર્ણની વૃષ્ટિ કરી. 'દેવતાઓ પુણ્યને વશ હોય છે.'

રાજાએ ધનદત્તને પોતાનો જીવિતદાયક માનીને મુખ્ય મંત્રી બનાવ્યો અને તે મહામતિવાનને સર્વ મંત્રીઓમાં શ્રેષ્ઠ ઠરાવ્યો. એ રીતે ધનદત્ત અનુક્રમે છપન કોટી દ્રવ્યનો માલેક થયો. તે ધર્મનું ફળ પ્રત્યક્ષ જાણીને વિશેષ પ્રકારે વિવેકપૂર્વક ધર્મકાર્યો કરવા લાગ્યો.

એકદા વસંતઋતુમાં રાજા પોતાના અંતઃપુર સહિત મોટા આનંદ સાથે વનમાં ગયા. ત્યાં ક્રીડા કરતાં મધ્યાન્હ થયો એટલે ભોજનની સામગ્રી તૈયાર કરવામાં આવી. તેવામાં કોઇ મુનિ સાર્થથી ભ્રષ્ટ થયેલા, બાર યોજન દૂરથી ચાલ્યા આવતા, ક્ષુધા તૃષા અને મહાતાપથી પીડિત થયેલા અને બહુજ થાકી ગયેલા તે ત્યાં એક વૃક્ષની નીચે બહુ શ્રમિતપણે થાક ખાવા બેઠા. તે મુનિને જોઇને રાજા પોતાની રાણીઓ સહિત તેમની પાસે આવ્યો અને ઘણા વિનયથી ભાવપૂર્વક વંદના કરી. પછી વિનંતિ સાથે પોતાના સ્થાને લઈ જઈ પ્રાસુક અન્નપાન સારી રીતે વહોરાવ્યું. મુનિ આહાર કરીને સ્વસ્થ થયા, એટલે પાછો રાજા તેમની પાસે આવ્યો અને તેમનો ઉપદેશ સાંભળી તેમની પાસે શ્રાવકપણું અંગીકાર કર્યું.

એવી રીતે બીજીવાર પણ વસંતઋતુમાંજ વનમાં ગયે છતે બે મુનિઓ સાર્થભ્રષ્ટ થયેલા અને અતિ તૃષાર્ત્ત થયેલા ત્યાં આવ્યા. રાજાએ તંદુળના જળથી તેમનું પાત્ર ભરી દીધું.

સાધુ તે પીને તૃપ્ત થયા. પછી સ્વસ્થ થઈને અન્યત્ર વિહાર કર્યો.

રત્નવીર રાજા આદરેલા જિનોક્ત ધર્મનું સારીરીતે આરાધન કરીને આયુક્ષયે મૃત્યુ પામી તમે રત્નપાળ થયા છો. શ્રીદેવી રાણી મરણ પામીને તમારી રાણી શૃંગારસુંદરી થઈ છે. સિદ્ધદત્ત તમારા તાપથી તાપસ થઈ અજ્ઞાન તપ કરી મરણ પામીને જયમંત્રી થયો છે, તે તમારા રાજ્યનો ધણી થઈ પડ્યો હતો. પૂર્વે તમે એનું વહાણ બાર દિવસ રોકી રાખ્યું હતું તેથી આ ભવમાં બાર વર્ષ સુધી તે તમારૂં રાજ્ય પચાવી પડ્યો. પૂર્વે તમે એને બહુ દંડ્યો હતો તેથી તે આ ભવમાં તમારો વૈરી થયો. શૃંગારસુંદરીએ પૂર્વભવે માર્ગમાં કાયોત્સર્ગધ્યાને રહેલા કોઈ મુનિને તેનાપર ધુળિ નાખવા વિગેરેથી ઉપદ્રવ કર્યો હતો, તે પાપના ઉદયથી આ ભવમાં જયમંત્રીએ તેની વિડંબના કરી. 'મહામુનિઓને અલ્પ પણ ઉપસર્ગ કર્યો હોય તો તે મહા દુઃખને આપનાર થાય છે.' ધનદત્તનો જીવ પરદેશી પુરૂષ થયો. જેને રોગીપણામાં તમે વનમાં આરાધના કરાવી હતી, તે મરણ પામીને દેવ થયો. તેણે પૂર્વભવની પ્રીતિથી તમને મંત્રી સાથેના સંગ્રામમાં સારી સાંનિધ્ય કરી. હે નૃપ! તમને મુનિદાનથી થયેલા પુણ્યના પ્રભાવથી ફરીને ભોગસુખને આપનાર સ્વરાજ્ય અને ત્રિખંડાધિપતિત્વની પ્રાપ્તિ થઈ. તમે તંદુળના જળવડે મુનિયુગ્મને પાત્ર ભરી આપ્યું હતું તે પુણ્યવડે તમને આ ભવમાં રસકૂપીકાની પ્રાપ્તિ થઈ. પૂર્વભવે કનકમંજરીએ પોતાના સેવકને 'અરે કુષ્ટી! મારૂં કહ્યું કેમ કરતો નથી?' એમ કહ્યું હતું તેથી આ ભવમાં તે કુષ્ટી થઈ. તેમજ ગુણમંજરીએ પોતાના સેવકને 'અરે અંધ! શું જોઇ શકતો નથી?' એમ કહ્યું હતું, તેથી આ

ભવમાં તે અંધ થઇ. તે કર્મના વિપાક ભોગવ્યા પછી તેને તમારાથી ગુણ થયો. હે નૃપ ! બાંધેલું કર્મ આળોવ્યા વિનાનું હોય તે ભોગવ્યેજ છુટકો થાય છે. ”

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને તેમજ કર્મના વિપાક શુભાશુભ ફળરૂપ જાણીને રત્નપાળ રાજા ધર્મને વિષે વિશેષ ઉદ્યમવંત થયો. પછી રાજાએ તે કેવળજ્ઞાની ગુરૂને આગ્રહ કરીને પોતાના નગરમાં ચતુર્માસ કરાવ્યું અને ભક્તિપૂર્વક ધર્મની પ્રભાવના કરી. ઘણા દેશોમાં અમારી પ્રવર્તાવી અને પોતાની આજ્ઞાવડે સાત વ્યસનોનું નિવારણ કરાવ્યું. જિનમંદિરોમાં ગીત નૃત્ય વાજીત્રપૂર્વક ધ્વજાદિક અનેક મહોત્સવો કર્યા અને નિરંતર મહા પૂજા કરાવી.

એકદા કોઇક પર્વ દિવસે રાજા પૌષધ ગ્રહણ કરીને ગુરૂમહારાજ પાસે બેઠો અને ગુરૂમહારાજને ‘ સંસારનું ચેષ્ટિત કેવું હોય છે ? ’ એમ પૂછ્યું. ગુરૂમહારાજ બોલ્યા કે-“ હે નૃપ ! આ સંસાર અતિ ગહન છે કે જેમાં સંસારી જીવો કર્મના ઉદયથી વારંવાર જુદી જુદી ગતિમાં જન્મ ધારણ કરે છે. તેજ જીવ તિર્યંચ થાય છે, તેજ નારકી થાય છે, તેજ મનુષ્યપણું પામે છે અને તેજ દેવ પણ થાય છે. વળી પિતા મરીને પુત્ર થાય છે, પુત્ર પિતા થાય છે, માતા વધુ થાય છે, વધુ માતા થાય છે. બંધુ વૈરી થાય છે અને વૈરી બંધુ થાય છે. આમ ભવાંતરમાં-જુદા જુદા ભવોમાં થયા કરે છે. સંસારમાં કોઇ કોઇનું નથી, સંસારી જીવ ફોગટ મોહ ધરાવે છે. આ સંબંધમાં વસુદત્તના પુત્રની કથા છે. ‘ પુત્રના બીજા ભવમાં સ્વચ્છંદપણે વનના લતામંડપમાં ક્રીડા કરતાં પુત્રરૂપ પોપટને પિતાએ પાસવડે બાંધ્યો

અને જનની ખાઈ ગઇ.' તેની કથા આ પ્રમાણે-

**કંચનપુર** નામના નગરમાં **વસુદત્ત** નામે સાર્થવાહ રહેતા હતા. તેને **વસુમતિ** નામે ભાર્યા હતી અને **અરૂણ** નામે પુત્ર થયો હતો. તે પુત્ર માતાપિતાને બહુજ પ્રિય હતો. તેના વિના એક ક્ષણ પણ તેઓ રહી શકતા નહોતા. અન્યદા બહુજ આગ્રહ કરીને તે પુત્ર દેશાંતર વેપાર કરવા માટે ગયો. ત્યાંથી લાખોગમે દ્રવ્ય પેદા કરીને તે પાછો ઘર તરફ વળ્યો. માર્ગે આવતાં ભીમાટવીમાં તે શૂળના રોગથી મરણ પામ્યો અને રાજશુક થયો. તેનું કેટલુંક ધન ચાલ્યું ગયું અને કેટલુંક લોકોએ આવીને તેના પિતાને આપ્યું. પુત્રના મરણના સમાચાર સાંભળીને તેની માતા અત્યંત શોકવડે હૃદય ફાટી જવાથી મરણ પામી અને તે પોતાના ઘરમાંજ બીલાડી થઈ. વસુદત્ત શેઠ અન્યદા વેપાર માટે પરદેશ ગયો અને ત્યાંથી લાભ મેળવીને પાછા વળતાં ભીમાટવીમાં આવ્યો. પૂર્વજન્મનો તેનો પુત્ર અરૂણ જે રાજશુક થયેલો છે તે જે આંબાના વૃક્ષ પર રહેલો છે ત્યાંજ ભવિતવ્યતાને યોગે તે આવ્યો. વસુદત્તે આંબાના વૃક્ષ ઉપર તેને દીઠો એટલે મોહવડે પાસ નાખી તેમાં તે શુકને પકડીને તે પોતાને ઘરે લઈ આવ્યો. પછી સુંદર પાંજરામાં નાખીને તેને રાખ્યો અને તેનું પુત્રની જેમ પાલન કરવા લાગ્યો. તેને તે પોતાની સાથે જમાડવા લાગ્યો અને રાત દિવસ ભણાવવા લાગ્યો. એક દિવસ શેઠ તેનું પાંજરૂં બંધ કરવું ભૂલી ગયા એટલે પેલી માર્જારીએ લાગ મળી જવાથી તે શુકને મારી નાખ્યો. વસુદત્તને તે વાતની ખબર પડવાથી અત્યંત શોક થયો, જેથી અહર્નિશ તે શોકાકુળ રહેવા લાગ્યો.

અન્યદા ત્યાં કોઇ કેવળી ભગવંત પધાર્યા. વસુદત્ત તેમને વાંદવા ગયો અને પોતાને શુક ઉપર આટલો બધો મોહ કેમ થયો ? તેનું કારણ પૂછયું, એટલે કેવળીએ તે શુક સાથેનો પિતાપુત્ર તરીકેનો સંબંધ કહી સંભળાવ્યો. તેથી વૈરાગ્ય પામીને વસુદત્તે ચારિત્ર લીધું અને તે ચારિત્ર પાળીને મોક્ષે ગયો. ”

હે રત્નપાળ ! આ સંસારની ચેષ્ટા આવી વિચિત્ર છે. જુઓ ! પોતાનો પ્રિયપુત્ર શુક થયેલો તેને માતા થયેલી બીલાડી ખાઈ ગઇ. આ પ્રમાણે સંસારનું વૃત્તાંત કહીને કેવળીએ કહ્યું કે-“ હે રાજન્ ! સંસારનો ઉચ્છેદ કરવા માટે પ્રથમ મન, વચન, કાયાને સ્થિર કરવા. મનુષ્યને વિશુદ્ધ મન, વાણીનો સંયમ અને ઇંદ્રિયોનો નિગ્રહ-એ ત્રણ તીર્થરૂપ છે. તેની આરાધના કરવાથી તે સ્વર્ગ તેમજ મોક્ષને દેખાડે છે-આપે છે. લીલો ને સુકો બે માટીના ગોળા કોઇએ એક ભીંત તરફ ફેંકયા, તેમાં લીલો ગોળો ભીંત સાથે ચોટી ગયો અને સુકો હતો તે અથડાઇને ભોંયે પડ્યો. તે રીતે જેઓ દુર્બુદ્ધિવાળા અને કામલાલસાવાળા મનુષ્યો હોય છે તેઓ સસારમાં ચોટે છે અને જેઓ વિરક્ત હોય છે તેઓ સુકા ગોળાની જેમ તેમાં ચોટતા નથી, તેનાથી છુટા પડે છે.”

આ પ્રમાણેનો ગુરૂમહારાજનો ઉપદેશ સાંભળીને શુભમતિવાળો રત્નપાળ રાજા સંસારથી વિમુખ થયો અને દીક્ષાનો અભિલાષી થયો. પછી તેણે મેઘરથ નામના મોટા પુત્રને પોતાને સ્થાને સ્થાપન કર્યો-મુખ્ય રાજ્ય આપ્યું, અને હેમરથાદિ બીજા સો પુત્રોને જુદા જુદા દેશ આપ્યા. પછી લોકોને વાંછિત દાન આપીને સૌને ઋણરહિત કરી દીધા. પુષ્કળ દ્રવ્ય અનેક તીર્થોમાં વાપર્યું અને સત્પાત્રોનું પોષણ કર્યું. પછી સારે દિવસે

હસ્તિપર બેસીને સર્વ સૈન્યસહિત મહોત્સવપૂર્વક રાજા વ્રત લેવા-માટે ગુરૂમહારાજ પાસે આવ્યો અને એક હજાર રાજાઓ, નવ પોતાની રાણીઓ અને બીજા કેટલાક પુરૂષોની સાથે રત્નપાળ રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું.

તેણે પ્રથમ બાહ્ય રાજ્યને પામીને બાહ્ય શત્રુને જીત્યા હતા. હવે અંતરંગ શત્રુઓને જીતવા માટે સંયમ સામ્રાજ્ય ગ્રહણ કર્યું. વળી તેણે ભાવરિપુને જીતવા માટે ક્ષમારૂપ ખડ્ગ, જિનાજ્ઞારૂપ માથે ટોપ અને શીળરૂપ બખ્તર ધારણ કરીને જ્ઞાનરૂપ હસ્તિપર આરોહણ કર્યું. મેઘરથ વિગેરે પુત્રો પિતાને નમીને પોતાને સ્થાને ગયા અને રત્નપાળ રાજર્ષિએ કેવળી ભગવંતની સાથે વિહાર કર્યો. થોડા વખતમાં સર્વ સિદ્ધાંતના પારગામી થવાથી ગુરૂએ તેમને સૂરિપદ આપ્યું. તેમણે ઉપદેશરૂપ પ્રભાવડે સૂર્યની જેમ ભવ્યજીવોરૂપ કમળના વનને પ્રફુલ્લિત કર્યું. અન્યદા ક્ષપક-શ્રેણિપર આરોહણ કરી ઘાતિકર્મ ખપાવીને તેઓ કેવળજ્ઞાન પામ્યા. ત્યારપછી પાંચ હજાર મુનિઓથી પરવરેલા તે રત્નપાળ કેવળી ૮૫ લાખ વર્ષનું આયુ પાળી, અનેક જીવોને ધર્મોપદેશ આપી, પ્રાંતે અનંતનાથ ને ધર્મનાથના આંતરામાં સર્વ કર્મ ખપાવી સિદ્ધિપદને વર્યા. શૃંગારસુંદરી સાધ્વી પણ ૫૦૦ સાધ્વી-સહિત મોક્ષસુખને પામી. ”

આ પ્રમાણે શીળધર્મના મહાત્મ્ય ઉપર શૃંગારસુંદરીની કથા કહી અને પ્રસંગે રત્નપાળ રાજાના પુણ્યપ્રભાવનું પણ વર્ણન કર્યું. તેમજ તેની બીજી આઠ રાણીઓની કથા પણ શીળના સંબંધવાળી અને બોધદાયક કહી. શ્રી વીરપરમાત્મા કહે છે કે–“ હે ભવ્યો ! શીળધર્મના મહાત્મ્ય ઉપર રત્નપાળ રાજા

ને તેની પ્રિયાની કથા સાંભળીને શીળધર્મ ત્રિવિધે ત્રિવિધે પાળવા તત્પર થાઓ. શીળધર્મ ઉપર શ્રીમલ્લીજિનેશ્વર, નેમિનાથ, જંબૂસ્વામી કેવળી, સમ્યગ્દર્શનવાળા સુદર્શન શેઠ, શ્રી સ્થૂળિભદ્રમુનિ, અચ્ચંકારી, સરસ્વતિ, સુલસા, સીતા અને સુભદ્રાદિક જેઓ થઈ ગયા છે અને થવાના છે તેમના દૃષ્ટાંતો જાણવા." અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે કે–" જેમનું મન બ્રહ્મની વિચારણામાં ક્ષણમાત્ર પણ સ્થિરતા પામ્યું, તેણે સર્વ તીર્થોમાં સ્નાન કર્યું, સર્વ પૃથ્વી દાનમાં આપી, હજારો યજ્ઞો કર્યા, સેંકડો દેવોને સંતોષ્યા અને પોતાના પિતૃઓને સંસારના દુઃખમાંથી ઉદ્ધર્યા તેમજ તે ત્રણ ભુવનને વંદ્ય થયો." શીળ ભાગ્યરૂપી લતાનું મૂળ છે, કીર્તિનદીને નીકળવાના ગિરિરૂપ છે અને ભવસમુદ્ર તરવા માટે યાનપાત્ર સમાન છે.

આ પ્રમાણે ધર્મરૂપી કલ્પવૃક્ષની શીળરૂપી બીજી શાખાનું વર્ણન શ્રી વીરપરમાત્માને મુખેથી સાંભળીને અનેક ભવ્યજીવો આનંદ પામ્યા.

શ્રી વીરપરમાત્માની દેશનામાં ચાર શાખાયુક્ત ધર્મરૂપ કલ્પવૃક્ષની બીજી શીળધર્મરૂપ શાખામાં શ્રી રત્નપાળ-
પ્રિયા શૃંગારસુંદરીની કથારૂપ
પંચમ પલ્લવ સમાપ્ત.

(દ્વિતીય શાખાનું વર્ણન સંપૂર્ણ.)



# અથ ષષ્ઠઃ પલ્લવઃ



ધર્મવૃક્ષ તૃતીય તપરૂપ શાખા વર્ણન.



ચક્રવર્તી રાજાને, વાસુદેવને, બળદેવને, અન્ય વિદ્યાધરેંદ્રોને, ધરણેંદ્રે કરેલા વિદ્યાપ્રસાદવાળા અનેક વિદ્યાધરોને, તેમજ વ્યંતર, ભવનપતિ, જ્યોતિષી અને વૈમાનિકોના ઇદ્રોને પણ જેમના ચરણકમળની સેવા પૂર્વના પુણ્યવડેજ પ્રાપ્ત થઇ શકે છે એવા શ્રી તીર્થકરો જયવંતા વર્તો. નિદ્રાને દૂર કરનાર સૂર્ય જે નિયમિત ઉગે છે, સમુદ્રની ભરતી જે મર્યાદામાં રહે છે, સૂર્યના તાપની આપત્તિને જે અંબુદ સમાવે છે, દિવ્ય કરવાથી જે શુદ્ધિ થાય છે, સૂર્યના તેજને પણ હરે તેવી શરીરની કાંતિ પ્રાપ્ત થાય છે અને આ વિશ્વમાં જે પંચમહાભૂત પોતપોતાની મર્યાદામા રહે છે તે બધો ધર્મનોજ પ્રભાવ છે. જે મનુષ્ય બુદ્ધિમાન્, કુળવાન્, ક્ષમાવાન્, વિનયવાન્, દાતા, કૃતજ્ઞ, પંડિત, રૂપવંત, ઐશ્વર્યયુક્ત, દયાળુ, અશઠ, દાંત, પવિત્ર, લજ્જાવાન્ સદ્‌ભોગી, દૃઢ સૌહૃદવાન્, મધુરવક્તા, સત્યવ્રતી, નીતિમાન્ અને બંધુઓના સમૂહવાળો હોય છે તેનોજ મનુષ્યજન્મ સફળ સમજવો. પરભવમાં પણ તેનેજ ભાગ્યશાળી માનવો.

હવે ગૌતમસ્વામી ભગવંત મહાવીર પ્રત્યે નમસ્કાર કરી અંજલી જોડીને કહે છે કે-" હે પ્રભુ ! તમારી કૃપાથી શીળ-ગુણનું વર્ણન તો અમે સાંભળ્યું, હવે ધર્મરૂપ કલ્પવૃક્ષની ત્રીજી શાખા જે તપરૂપ છે તેનું ફળ સાંભળવા હું ઇચ્છું છું, તેમજ અત્રે બેઠેલા બીજા ભવ્યજનો પણ તે સાંભળવા ઇચ્છે છે, માટે તે કહેવા કૃપા કરો." આ પ્રમાણેની ગૌતમસ્વામીની વિજ્ઞપ્તિ સાંભળીને મેઘસમાન ગંભીર અને સર્વ જનોના સંશયને હરનારી વાણીવડે ચરમ તીર્થંકર વીરપરમાત્મા બોલ્યા કે-" હે ભવ્ય જીવો ! મનુષ્ય ભવ પામીને બાર પ્રકારનો તપ યથાશક્તિ અવશ્ય કરવો. તપ સર્વ અર્થને સાધી આપનાર છે, તેજના ધામરૂપ છે ને દુઃખનો નાશ કરનાર છે. ત્યાં સુધીજ ભુવનોદરમાં નિર્ભયપણે કર્મરૂપી હસ્તિ ગર્જારવ કરી શકે છે કે જ્યાં સુધી ચિત્તરૂપી ગુફામાં નિવાસ કરનાર તપરૂપ સિંહ સાવધાન થઇને ખેલતો નથી. અમે પણ જે પ્રવજ્યા ગ્રહણ કરી, કેવળજ્ઞાન મેળવ્યું અને મોક્ષ મેળવશું તે બધો તપનોજ શ્રુતિ ને વાચાને અગોચર એવો મહા પ્રભાવ છે. તે ત્રણે કલ્યાણક વખતે તપ કરવામાં આવે છે.

(સુમતિનાથે એક ભક્તે, વાસુપૂજ્યે ચતુર્થભક્તે, પાર્શ્વનાથ ને મલ્લીનાથે અઠ્ઠમે અને બાકીના પ્રભુએ છઠ્ઠ તપ કરીને ચારિત્ર અંગીકાર કર્યું છે. શ્રી ઋષભદેવ, મલ્લીનાથ ને પાર્શ્વનાથે અઠ્ઠમ કરીને, વાસુપૂજ્યસ્વામીએ ચતુર્થભક્ત કરીને અને બાકીના પ્રભુએ છઠ્ઠ તપ કરીને કેવળજ્ઞાન મેળવ્યું છે. છ ઉપવાસ કરીને ઋષભદેવ, બે ઉપવાસે વીરપ્રભુ અને બાકીના પ્રભુ માસક્ષપણ કરીને મોક્ષે ગયા છે.)

શરીરના બાહ્ય ભાગપર લાગેલ મળની શુદ્ધિ જેમ જળથી થાય છે, આહારથી શરીરમાં થયેલા મળની શુદ્ધિ ઔષધથી થાય છે, દુર્વચનરૂપ મળની શુદ્ધિ દિવ્યથી થાય છે, તેમ દુષ્કર્મ-રૂપ મળની શુદ્ધિ તપવડે થાય છે. જ્ઞાનીઓએ અનેક પ્રકારના તપ કહ્યા છે. તેમાં વીશ સ્થાનકનો તપ તીર્થંકરનામકર્મનો બાંધનાર કહ્યો છે. તે આ પ્રમાણેઃ-

અરિહંતની પ્રતિમાની અંગપૂજા અને સ્તુતિસ્તવનાદિવડે ભાવપૂજા કરવાથી જીવ વર્ણાદિવિરહિત મોક્ષસ્થાનને પ્રાપ્ત કરે છે.૧

સિદ્ધિસ્થાનમાં રહેલા સિદ્ધોની સ્તુતિ કરવાથી, તેમના ઉત્સવ, પ્રતિજાગરણાદિ કરવાથી તેમજ તેમના ૩૧ ગુણો સ્તવવાથી બીજા પદનુ આરાધન થાય છે. ૨.

સમ્યગ્ પ્રકારે પ્રવચનની ઉન્નતિ કરવી, ગ્લાન તેમજ ક્ષુલ્લક સાધુની સેવા કરવી, તેમજ જૈન શાસનની મનોજ્ઞ રીતે ભક્તિ કરવી તે ત્રીજું સ્થાનક છે. ૩.

ગુરૂમહારાજને હાથ જોડીને વસ્ત્રઆહારાદિ આપવું, તેમની અસમાધિ દૂર કરવી તેમજ અન્ય પ્રકારે ભક્તિ કરવી તે ચોથું સ્થાનક છે. ૪.

સ્થવિરો બે પ્રકારના છે-વયસ્થવિર ને ગુણસ્થવિર. તે બંનેની યથાયોગ્ય ભક્તિ કરવી તે પાંચમું સ્થાનક છે. ૫.

બહુશ્રુત, સર્વશ્રુતના અર્થના જ્ઞાતા અને તત્ત્વશાળી એવા ઉપાધ્યાયની પ્રાસુક અન્નપાનાદિવડે ભક્તિ કરવી તે છઠ્ઠું સ્થાનક છે. ૬.

સદા ઉત્કૃષ્ટ તપના કરનારા તપસ્વી મુનિઓનું વિશ્રામણાદિવડે વાત્સલ્ય કરવું તે સાતમું સ્થાનક છે. ૭.

જ્ઞાનનો સતત્ ઉપયોગ રાખવો, દ્વાદશાંગરૂપ આગમના સૂત્ર, અર્થ તેમજ ઉભયનું જાણવું અને તે જ્ઞાનની ભક્તિ કરવી તે આઠમું સ્થાનક છે. ૮.

શંકાદિ દોષરહિત અને સ્થૈર્યાદિ ગુણસહિત શમાદિ લક્ષણવાળા દર્શન અને દર્શનીની ભક્તિ કરવી-તેને ધારણ કરવું તે નવમું સ્થાનક છે. ૯.

જ્ઞાનનો, દર્શનનો ને ચારિત્રનો વિનય તેમજ ઉપચાર-વિનય-આ ચાર પ્રકારનો વિનય કરવો તે દશમું સ્થાનક છે. ૧૦.

ઈચ્છામિચ્છાદિ દશ પ્રકારની સમાચારીનું તેમજ આવશ્યકાદિનું આરાધન કરવું તે ૧૧ મું ક્રિયા સ્થાનક છે. ૧૧.

નવ ગુપ્તિ સહિત વિશુદ્ધ શીળવ્રતને નિરતિચારપણે પાળવું તે બારમું સ્થાનક છે. ૧૨.

ક્ષણેક્ષણે ને લવેલવે જે શુભ ધ્યાન કરવું ને પ્રમાદનું પરિવર્જન કરવું તે તેરમું સ્થાનક છે. ૧૩.

શક્તિના પ્રમાણમાં બાહ્ય અભ્યંતર બાર પ્રકારના તપ કરવો અને અસમાધિને તજી દેવી એ ચૌદમું સ્થાનક છે. ૧૪.

શુદ્ધ અન્નપાનવડે જે તપસ્વી એવા અતિથિ(મુનિ)વિગેરેની ભક્તિ કરવી અર્થાત્ સુપાત્રદાન દેવું તે પંદરમું સ્થાનક છે. ૧૫.

ગચ્છની અંદર રહેલા બાળાદિક દશેનું ભક્તપાનવડે તેમજ વિશ્રામણાદિવડે જે વૈયાવૃત્ય કરવું તે સોળમું સ્થાનક છે. ૧૬.

સર્વ લોકોને તેની પીડાદિકના નિવારણવડે દ્રવ્ય સમાધિ અને ભાવ સમાધિ ઉપજાવવી તે સતરમું સ્થાનક છે. ૧૭.

સૂત્ર, અર્થ અને ઉભય એ ત્રણ ભેદથી અપૂર્વ જ્ઞાનનું જે ગ્રહણ કરવું તેને સર્વજ્ઞોએ ૧૮ મું સ્થાનક કહ્યું છે. ૧૮.

પુસ્તકો લખાવવા વિગેરેથી તેમજ તેનું વ્યાખ્યાનાદિ કરવાથી શ્રુતની ભક્તિ કરવી તે ૧૯ મું સ્થાનક કહ્યું છે. ૧૯.

વિદ્યા, વાદ, નિમિત્તાદિવડે આઠ પ્રકારે પ્રવચનની જે પ્રભાવના કરવી-જૈન શાસનની ઉન્નતિ કરવી તે ૨૦ મું સ્થાનક કહેલું છે. ૨૦

આ વીશ પૈકી એકેક સ્થાનનું આરાધન પણ જિનનામ-કર્મના બંધનું કારણ છે. પૂર્વે થયેલા તીર્થંકરોએ તે વીશપૈકી એક, બે, ત્રણનું તેમજ કોઇએ સર્વ સ્થાનકોનું આરાધન કરેલું છે. "જેમ તારાનું તેજ હરવામાં સૂર્ય, અંધકારને દૂર કરવામાં ચંદ્ર, વનની વેલડીઓના વિનાશમાં હાથી, શીતને દૂર કરવામાં અગ્નિ, વરસાદને હઠાવી દેવામાં પવન, પર્વતોનો નાશ કરવામાં વજ્ર, અપયશને દૂર કરવામાં દાન, ઝેરને દૂર કરવામાં મણિ, અને વ્યાધિમાત્રને દૂર કરવામાં અમૃત-અમોઘ ઉપાયરૂપ છે, તેમ વારંવાર સંસારમાં જન્મ લેનારા પ્રાણીઓના પાપને દૂર કરવામાં તપ અમોઘ ઉપાય છે. વિશુદ્ધિપૂર્વક તપેલો તપ ત્રિભુવનાધિપતિની પદવીરૂપ સૌભાગ્ય આપે છે, અદ્‌ભૂત રૂપ આપે છે, અનર્ગળ લક્ષ્મી આપે છે, કુંદના પુષ્પ સરખો ઉજ્વળ યશ વિસ્તારે છે, દેવ અને મનુષ્યોના સુખભોગ આપે છે તેમજ પ્રાંતે મોક્ષસુખ પણ આપે છે. એવું આ જગતમાં શું છે કે જે તપ

આપી શકતો નથી ? સર્વ આપે છે. તપના મહાત્મ્યથી પ્રાણીઓને તમામ પ્રકારના વાંચ્છિતાર્થની સિદ્ધિ જેમ પૂર્વે પુરૂષોત્તમ રાજાને થઇ હતી તેમ થાય છે. ”

આ પ્રમાણેના વીરપ્રભુના વચનો સાંભળીને ગૌતમ ગણધરે વિનયપૂર્વક પૂછયું કે-“ હે પ્રભુ ! પુરૂષોત્તમ રાજાને, તપના પ્રભાવથી વાંચ્છિતની સિદ્ધિ શી રીતે થઇ તે પ્રકાસો.”, ગૌતમસ્વામીની એ કથા જાણવાની ઇચ્છા જાણીને, મેઘનું જળ જ્યાં જાય ત્યાં વસ્તુના વર્ણ સમાન થઈ જાય છે તેમ સર્વ પ્રાણીઓ પોતપોતાની ભાષામાં સમજે એવી વાણીથી પ્રભુએ આ પ્રમાણે તેની કથા કહી –

' “ આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પદ્મા (લક્ષ્મી)ના સુંદર મંદિર જેવું **પદ્મિનીપુર** નામે નગર છે. ત્યાં લાખોગમે લક્ષાધિપતિ ને ક્રોડાધિપતિઓ વસે છે અને ભોગી પુરૂષો ત્યાં પરમાનંદથી પ્રપૂરિતપણે સુખભોગ ભોગવે છે. ' દુધથી ધેનુ, કુસુમથી વલ્લી, શીલથી નારી, જળથી સરોવર, સારા સ્વામીથી સભા અને શમથી વિદ્યા શોભે છે તેમ તે નગરી ધનવડે શોભે છે. ' તે નગરીમાં સુધર્મશીળ એટલે ધર્મયુક્ત આચારવાળા, વિશુદ્ધ ચિત્તવાળા, તીર્થમાં અને પાત્રમાં દ્રવ્યનો વ્યય કરનારા, ભય વિનાના, વિયોગ ને શોકરહિત-એવા અનેક વિવેકી લોકો વસે છે. બુદ્ધિમાન્ મનુષ્યો જ્યાં ગુણીઓ, સત્યવાદીઓ, પવિત્રતાવાળાઓ, આબરૂદાર અને ગુણનું ગૌરવ કરનાર મનુષ્યો વસતા હોય ત્યાં તેમજ જ્યાં અપૂર્વ જ્ઞાનનો લાભ થાય તેમ હોય ત્યાંજ વસે છે. જેમ ધની પુરૂષો પૂર્વે ઉપાર્જન કરેલું દ્રવ્ય વાપરે છે ને નવું પેદા

કરે છે તેમ વિવેકીજનો પૂર્વભવના પુણ્યથી મળેલ સુખ ભોગવે છે અને નવું પુણ્ય ઉપાર્જન કરે છે. ત્યાં લોકોને પોતાના યશોગાનમાં કૃપણતાનું, ગુણગણના ઉપાર્જનમાં લોભનું અને ધર્મના સેવનમાં અવિચ્છિન્ન તૃષ્ણાનું વ્યસન લાગેલું હતું. તે નગરનું **પદ્મોત્તર** નામે રાજા પ્રતિપાલન કરતો હતો. કમળની જેમ તેના ગુણની સુગંધથી આખું વિશ્વ વાસિત થયેલું હતું. "તેજ, સત્વ, નીતિ, વ્યવસાય, વૃદ્ધિ, ઇંગિતનું જ્ઞાન, પ્રાગલ્ભ્ય, સુસહાય, કૃતજ્ઞતા, મંત્ર (છુપી વાત)નું રક્ષણ, ત્યાગ (દાન), જનરાગ, પ્રતિપત્તિ (સેવા), મિત્રાર્જન, કરૂણાભાવ, નિરભિમાન અને આશ્રિતજનનું વાત્સલ્ય-આ સત્તર ગુણો પૂર્વપુણ્યથી પ્રાપ્ત થયેલી પ્રભુતાવાળામાંજ હોય છે."

તે રાજાની સદ્ધર્મચારિણી **મનોહરા** નામે રાણી હતી. તે પાંચ હજાર રાણીઓમાં મુખ્ય હતી. એકદા રાત્રીએ તે રાણીએ સ્વપ્નમાં શોભાવાળો, બળવાળો, પ્રચંડ અને પર્વત સમાન આકૃતિવાળો મોટો હસ્તિ જોયો. પ્રભાતે તેણે તે સ્વપ્નની હકીકત પોતાના સ્વામી રાજા પાસે નિવેદન કરી અને પૂછયું કે- 'હે સ્વામી! આ સ્વપ્નનું ફળ મને શું પ્રાપ્ત થશે?' પોતાની બુદ્ધિની કુશળતાથી રાજાએ કહ્યું કે-'હે પ્રિયે! આ સ્વપ્નના પ્રભાવથી તને એક ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થશે.' તે સાંભળીને રાણી અત્યંત હર્ષ પામી. તેજ રાત્રીએ કોઇક દેવ સ્વર્ગથી ચ્યવીને તેની કુક્ષિમાં ઉત્પન્ન થયો. તે ગર્ભને ધારણ કરતી રત્નગર્ભા પૃથ્વી રત્નને ધારણ કરવાથી અને શુક્તિ (છીપ) મુક્તાફળના સમૂહને ધારણ કરવાથી શોભે તેમ રાણી વિશેષે શોભવા લાગી. ગર્ભના પ્રભાવથી રાણીને ઉત્તમ દોહદો થયા.

રાજાએ તે સંપૂર્ણ કર્યા. અનુક્રમે શુભ દિવસે ભાગ્યવંત અને શુભાકૃતિવાળા પુત્રને તેણે પ્રસવ્યો. પુત્રપ્રાપ્તિ થવાથી રાજાને એટલો બધો હર્ષ થયો કે તેના શરીરમાં સમાણો નહી. તેણે ઘણા વિસ્તારથી તેનો જન્મોત્સવ કર્યો. તે પુત્રનું **પુરૂષોત્તમ** નામ પાડવામાં આવ્યું. ધાત્રીઓથી લાલનપાલન કરાતો તે આઠ વર્ષનો થયો. તેણે થોડા વખતમાં સર્વ કળાઓ જાણે પૂર્વે શીખેલ હોય તેમ ગ્રહણ કરી. 'સ્વર્ગથી આવેલા મનુષ્યને શું દુષ્કર હોય ?'

'કવિત્વ, આરોગ્ય, અત્યંત બુદ્ધિ, સ્રીનું પ્રિયપણું, બહુ રત્નનો લાભ, દાનેશ્વરીપણું અને સ્વજનોમાં માનનીયપણું-એ સ્વર્ગમાંથી આવેલા જીવના લક્ષણો (ચિન્હો) છે. તેમજ સુધર્મી, સુભગ, નિરોગી, દયાળુ, ન્યાયી, કવી, સુસ્વપ્ની અને પાત્રમાં દાન કરનાર-એ સ્વર્ગમાં જનારના ચિન્હો છે.' પ્રસ્તાવથી અન્ય-ગતિમાં જનાર આવનારના ચિન્હો પણ બતાવે છે.

'બંધુજનોમાં વિરોધ, નિત્ય સરોગીપણું, મૂર્ખજનોનો સંગ, અત્યંત ક્રોધી અને વાણીમાં કટુતા-એ નરકમાંથી આવેલા મનુષ્યના ચિન્હો છે. સરોગી, સ્વજન દ્વેષી, કટુવાણી, મૂર્ખની સંગત, નિર્દયતા, કૃતઘ્નતા અને અભિમાનીપણું-એ નરકમાં જનારના ચિન્હો છે.'

'ઘણું ખાનારો, સંતોષ વિનાનો, માયાવી, લુબ્ધ, ક્ષુધાતુર, દુઃસ્વપ્ની, આળસુ અને મૂઢતા-એ તિર્યંચગતિમાથી આવેલાના ચિન્હો છે. માયી, લોભી, ક્ષુધાળુ, અકાર્યસેવી, કુસંગનો કરનાર, બંધુનો દ્વેષી અને દયાહીનપણું-એ તિર્યંચ ગતિમાં જનારના ચિન્હો છે.'

'સરલ, વિનીત, દયાળુ, દાનરૂચી, કોમળ, સહર્ષી અને મધ્યદર્શી–એ મનુષ્ય ગતિમાંથી આવેલાના ચિન્હો છે. નિર્દંભી, દયાળુ દાની, દાંત, દક્ષ, મૃદુ, સાધુજનનો સેવક અને જનતામાં ઉત્સાહ ઉપજાવનાર–તે આગામી ભવે મનુષ્ય થનારના ચિન્હો છે.'

સાભિમાની, ગુણે કરીને શ્રેષ્ઠ, વ્યવહારમાં ધાર્મિક અને વૈભવનો અભાવ છતાં સંતુષ્ટ (સંતોષી) હોય તેને માનવપણાના અંશવાળા મનુષ્યો સમજવા. ધીરોદ્ધત્ત, અલ્પ ગુણે કરીને પણ મોટાઈવાળા, આરાધ્યની સાથે પણ ગર્વિત અને લોકને ઉપતાપ ઉપજાવવામા પ્રવીણ હોય તેવાઓને દાનવપણાના અંશવાળા મનુષ્યો સમજવા. લોકોત્તર ગુણોવડે યુક્ત, નમ્ર, પોતાની કીર્ત્તિ સાંભળીને પણ લજાતા અને પરાર્થનેજ સ્વાર્થ માનનારા–તેવા પુરૂષોત્તમને દેવના અંશવાળા મનુષ્યો સમજવા. સાત્વિક, સુકૃતી ( પંડિત ) ને દાની; રાજસી પ્રકૃતિવાળા, વિષયી ને ભ્રમી; તામસી, પાતકી ને લોભી–આ ત્રણ પ્રકારની ત્રિપુટીમાં સાત્વિકી ત્રિપુટી ઉત્તમ છે

શાસ્ત્રકળા ને શસ્ત્રકળાના અભ્યાસમાં પ્રવીણ થયેલો અને સાત્વિક ગુણોવડે પૂર્ણ એવો તે કુમાર અનુક્રમે પાવન એવી યૌવનાવસ્થાને પામ્યો પૂર્વપુણ્યના પ્રભાવવડે મહાલીલાવાળા પુરંદર જેવો તે કુમાર સરખેસરખા મિત્રોની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો.

તે સમયમાં કર્ણાટક દેશમાં શ્રી વિશાળપુર નામના નગરમાં રૂપવડે કામદેવને પણ જીતે એવો પદ્મરથ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને શીળરૂપી શૃંગારને ધારણ કર-

નારી, વિનીત, અન્ય વનિતાઓમાં શ્રેષ્ટ અને ગુણવતી **પદ્મશ્રી** નામે રાણી હતી. તેને સેંકડો માનતાઓથી **પદ્માવતી** નામે પુત્રી થઇ, કે જેનામાં પદ્મિનીના લક્ષણો છે અને પદ્મને મૂકીને જાણે પદ્મા ( લક્ષ્મીજ ) સાક્ષાત્ આવી હોય તેમ જણાય છે. સેંકડો મનોરથની સાથે તે વૃદ્ધિ પામી, ચોસઠ કળા સંયુક્ત થઈ અને અનુક્રમે યૌવનાવસ્થા પામી. તેને વિવાહયોગ્ય થયેલી જોઈને રાજાને તે સંબંધી ચિંતા ઉત્પન્ન થઇ. તેથી તેનો સ્વયંવર કરવાને માટે તે ઉદ્યમ કરવા લાગ્યો. તે વખતે પદ્માવતી બોલી કે-' હે પિતાજી ! મારે એવી પ્રતિજ્ઞા છે કે જે રાધાવેધ સાધે તેને પરણવું. ' એ હકીકત જાણીને રાજાએ સ્વયંવર મંડપમાં રાધાવેધની પણ ગોઠવણ કરી. પછી અનેક દેશના રાજાઓને અને રાજકુમારોને આમંત્રણ કરવા માટે પોતાના મંત્રીઓને મોકલ્યા. તેથી રાજાઓ પણ અનુક્રમે આવવા લાગ્યા. મંત્રીના આમંત્રણથી પુરૂષોત્તમ કુમાર પણ મિત્રો અને સૈન્ય સહિત અનેક પ્રકારની શોભાના આડંબર સાથે ત્યાં આવ્યો. બધા રાજાઓ સ્વયંવર મંડપમાં જુદા જુદા આસન ઉપર બેઠા. તે વખતે ઋદ્ધિમાં અને રૂપમાં પદ્મોત્તર રાજાનો પુત્ર પુરૂષોત્તમ સર્વ કરતાં વધારે શોભવા લાગ્યો.

હવે પદ્માવતી કન્યા સારા શૃંગારને ધારણ કરી પૃથ્વી ઉપર આવેલી દેવાંગનાજ ન હોય તેવી શોભતી સખીજનોથી પરવરેલી સુખાસનમાં બેસીને ત્યાં આવી. પછી સુખાસનમાંથી ઉતરીને સર્વ રાજાઓને જોતી અને લજ્જાવડે કાંઈક ઢાળેલા નેત્રવાળી પદ્માવતી હાથમાં વરમાળા લઇને સ્વયંવર મંડપમાં આવી. તેને જોઇને બધા રાજાઓ કામદેવના બાણોવડે વીંધાયા.

તેઓ એક સરખી (મેષોન્મેષ રહિત) દષ્ટિથી તેની સામે જોવા લાગ્યા, જેથી તેમની દૃષ્ટિઓ સ્થંભિત થઇ ગઈ હોય એમ લાગ્યું.

તે સ્વયંવર મંડપના મધ્યમાં એક મોટો સ્તંભ ઉભો કર્યો હતો, તેની નીચે સ્થંભને લગતી એક તપાવેલા તેલની કડાહ મૂકવામાં આવી હતી, સ્તંભની ઉપર બાર આરાવાળું ચક્ર ગોઠવ્યું હતું, તે અવિચ્છિન્ન ફર્યા કરતું હતું, તે ચક્રની ઉપર એક પુતળી રાખી હતી, તે નાટક કરતી સતી ભમ્યા કરતી હતી. તે પુતળીનું પ્રતિબિંબ તેલની કડાહમાં પડતું હતું. તેની તરફ નીચી દૃષ્ટિ રાખીને જે ઉપર બાણ મૂકી તે પુતળીની ડાબી આંખની કીકી વીંધે તેણે રાધાવેધ કર્યો કહેવાય છે.

પદ્મરથ રાજાએ બધા રાજાઓના બેસી ગયા પછી કહ્યું કે–' મારી પુત્રીએ જે રાધાવેધ સાધે તેને વરવાની પ્રતિજ્ઞા કરેલી છે. તેથી આપનામાંથી જે રાધાવેધ સાધી શકો તેમ હો તે તેને માટે પ્રયત્ન કરો.' તે સાંભળીને ત્યાં આવેલા રાજાઓનો મોટો ભાગ રાધાવેધ સાધવામાં અજ્ઞાત હોવાથી શ્યામ મુખવાળો થઈને નીચું જોઇ રહ્યો. તેવામાં ધનુર્વેદમાં કુશળ, શબ્દવેધી બાણ મારી જાણનાર અને પ્રવીણ એવો પુરૂષોત્તમ કુમાર પોતાના આસનપરથી ઉભો થઇને જ્યાં રાધાવેધનો સ્તંભ છે ત્યાં આવી ઉભો રહ્યો. પછી ધનુષ્ય ગ્રહણ કરી, પણછ ચડાવી, તેની સાથે બાણને જોડી દઇને નીચે કડાહમાં જોતાં ઉપર બરાબર બાણ છોડી રાધાપુતળીની ડાબી આંખ વીંધી નાખી. તે વખતે ' આણે અસાધ્ય કાર્યને સાધ્ય કર્યું તેથી તેનો જય થાઓ !' એવી આકાશમાં વાણી થઈ અને દેવોએ પુષ્પોની વૃષ્ટિ કરી.

પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી જોઇને પદ્માવતી હર્ષથી પ્રફુલ્લિત નેત્રવાળી થઇ સતી ચિંતવવા લાગી કે-" હું આ પુરૂષોત્તમ કુમારને પ્રથમ જોતાંજ તેના રૂપથી મોહ પામી હતી, અને તે માટે સાભિલાષ થઈ હતી, તેણેજ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી, તેથી મારે તો 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' એમ થયું છે." આ પ્રમાણે વિચારીને તેણે તેમની પાસે જઇને તેમના કંઠમાં વરમાળા આરોપણ કરી. પદ્મોત્તર રાજાએ તરતમાંજ વિવાહની સામગ્રી તૈયાર કરાવીને પુરૂષોત્તમ કુમાર સાથે રાજપુત્રીનો પાણિગ્રહણ મહોત્સવ કર્યો. પછી તેણે બીજા સર્વે રાજાઓને સારી રીતે સત્કાર કરીને રવાને કર્યા અને પુત્રીને યોગ્ય શિક્ષા આપીને પુરૂષોત્તમ કુમારની સાથે વિદાય કરી. પુરૂષોત્તમ કુમાર પણ સ્ત્રી સહિત આનંદ સાથે પોતાને નગરે આવ્યો. પિતાએ તેને સારી રીતે પુરપ્રવેશ કરાવ્યો. પદ્મોતર રાજા પણ પુત્રવધુને જોઇને તેના રૂપ ને ગુણથી પ્રસન્ન થયો સતો પોતાના પુત્રને ભાગ્યશાળી માનવા લાગ્યો.

" શીળ, માર્દવ, આર્જવ, કુશળતા, નિર્લોભતા, લજ્જા, વાત્સલ્ય, સ્વપર ને અતિથિ વિગેરેમાં યોગ્ય વર્તન કરનાર, સેવકોના મનનું પણ આવર્જન કરનાર, સાસરાના ઘરમાં રહી સતી ઉચિત જાળવવામાં સ્થિર મનવાળી અને તેના દૂષણોને ઢાંકનારી-આવી સ્ત્રી જે હોય તેને કુળના મંડનરૂપ જાણવી. તેવા ગુણો વિનાની હોય તેને ભારભૂત જાણવી." કુમારે ત્યારે રાધાવેધ સાધ્યો એ વાત સાંભળીને રાજા વિશેષ પ્રસન્ન થયા અને તે વિનીત કુમારનું યુવરાજપદે સ્થાપન કર્યું.

અન્યદા રાજા પુત્રસહિત સભામાં બેઠા છે, છત્રીશ રાજ-

કુંળી મળીને રાજાના ચરણકમળનું સેવન કરી રહી છે, તેવામાં કોઇક કપાળી રાજસભામાં આવ્યો. તેણે ઉંચા હાથ કરીને રાજાને આશીષ આપી, રાજાએ તેને કહ્યું કે-' હે યોગીંદ્ર ! તમારૂં અહીં આવવાનું જે કારણ હોય તે મારી ઉપર કૃપા કરીને કહો.' યોગીએ કહ્યું કે-" હે રાજેંદ્ર ! હે પરોપકાર કરવામાં તત્પર ! મારી પાસે એક મંત્ર છે, તે સાધવામાં તમે મને સહાયક થાઓ. આ અસાર સંસારમાં બુદ્ધિમાન્ મનુષ્યો આયુ, શરીર અને લક્ષ્મીનો સાર પરોપકારવડેજ ગ્રહણ કરે છે. કહ્યું છે કે-' વિવેકી મનુષ્યો શાસ્ત્ર બોધને માટે, ધન દાનને માટે, જીવિત ધર્મને માટે અને કાયા પરોપકારને માટેજ ધારણ કરે છે.' વળી આ સંસારમાં મનુષ્યજન્મ પામવો તે સુલભ નથી. તે પામ્યા છતાં પુરૂષપણું, પુરૂષપણું પામ્યા છતાં કુલિનપણું (સુકુળમાં જન્મ), કુલિનપણું પામ્યા છતાં બહુવિદ્યપણું, બહુવિદ્યપણું પામ્યા છતાં તેના અર્થજ્ઞપણું, અર્થજ્ઞપણું પામ્યા છતાં વિચિત્ર એવી વાક્પટુતા, વાક્પટુતા પામ્યા છતાં લોકજ્ઞપણું, લોકજ્ઞપણું પામ્યા છતાં સુધર્મતા અને સુધર્મીપણું પામ્યા છતાં બ્રહ્મજ્ઞતા-પ્રાપ્ત થવી તે અત્યંત દુર્લભ છે. આ જગતમાં બે પુરૂષોજ શ્રેષ્ઠ અને જગત્રયમાં શિરોમણિ ગણાય છે. એક ઉપકાર કરનાર અને બીજો ઉપકારને નહીં લોપનાર."

યોગીની આ પ્રમાણેની હકીકત સાંભળીને રાજાએ કહ્યું કે-' આ મારો પુત્ર તમને સહાય કરશે.' કપાળીએ તે હકીકત કબુલ કરી, એટલે કુમાર તેનીસાથે કૃષ્ણપક્ષની અષ્ટમીને રવીવારની રાત્રે સ્મશાનમાં ગયો. ત્યાં યોગીએ પૂરેલા મંડળની રક્ત પુષ્પવડે પૂજા કરી, પછી યોગીએ રાજપુત્રને કહ્યું કે-' એક અક્ષતાંગવાળું

શબ લઈ આવો.' રાજપુત્ર કહે-' તેવું શબ ક્યાં હશે ?' યોગીએ કહ્યું કે-' સ્મશાનના અમુક ભાગમાં વડના વૃક્ષની સાથે બાંધેલું લટકે છે તે લઇ આવો, એટલે કુમાર તે શબ લેવા ચાલ્યો. વડ પાસે આવી તેની ઉપર ચડીને પાસ છેદી શબને નીચે નાખ્યું. પછી પોતે નીચે ઉતર્યો. ત્યાં તો શબને પાછું લટકેલું જોયું, એટલે બીજીવાર વૃક્ષપર ચડીને નીચે નાખ્યું. બીજીવાર ઉતરીને જોતાં પાછું લટકેલું દીઠું, એટલે એમાં દેવી ચમત્કાર જાણી ત્રીજીવાર ઉપર ચડી શબને બગલમાં રાખીનેજ નીચે ઉતર્યો. પછી શબ લઇને આગળ ચાલતાં તેણે આકાશવાણી સાંભળી કે-' હે કુમાર ! તું શબ લઇને જવું રહેવા દે, કારણકે તે યોગી તને મારી નાખશે.' આ પ્રમાણે સાંભળીને તે ઉંચે તેમજ આગળ પાછળ જોવા લાગ્યો. તેવામાં તેની આગળ એક દિવ્ય રૂપને ધારણ કરનારી સ્ત્રી પ્રગટ થઇને બોલી કે-' હું આ રાજ્યની અધિષ્ઠાયિકા છું અને તારૂં રક્ષણ કરવાને માટે આવી છું. આ યોગી ધૂર્તશિરોમણિ છે અને તે તને વિઘ્ન કરવા માટે લઈ આવ્યો છે, માટે તું તેની પાસે જવું રહેવા દે, શબને અહીં મૂકીને ચાલ્યો જા.' રાજપુત્રે કહ્યું કે-" મારી પ્રતિજ્ઞા મિથ્યા ન થાઓ. હું તેને સહાય કરવા આવ્યો છું તો તેને છોડીને ચાલ્યો કેમ જાઉં ? દિગ્ગજ, કૂર્મ ( કાચબો ), કુળાચળ અને ફણિપતિએ ધારણ કરેલી આ પૃથ્વી કદી ચલાયમાન થાય, પરંતુ નિર્મળ મનવાળા મનુષ્યો અંગીકાર કરેલ પ્રતિજ્ઞાથી યુગાંતે પણ ચલિત થતા નથી. કહ્યું છે કે-' લક્ષ્મી નાશ પામો, સમગ્ર ગોત્રનો વિનાશ થાઓ, મસ્તકનો છેદ થાઓ, ચારે બાજુથી વિપત્તિ આવી પડો અને વિવેકરૂપી સૂર્યની જ્યોતિ મહામોહના અંધકારથી નાશ પામો; તથાપિ બુદ્ધિમાન્ મનુષ્યો પોતે સ્વીકારેલી

હકીકતથી ચલાયમાન થતા નથી.' દુઃખી મનુષ્યોની સેવા, કંદમૂળ ફળનું ભક્ષણ અને જટાધારીપણું એ જેમ વનવાસીનું વ્રત છે તેમ પોતાના સત્યવ્રતથી પ્રલયકાળે પણ ચ્યુત ન થવું તે મહિપતિઓનું વ્રત છે. સામાન્ય મનુષ્યો વિઘ્નના ભયથી કોઇ પણ કાર્યનો પ્રારંભજ કરતા નથી, મધ્યમ મનુષ્યો કાર્યનો પ્રારંભ કરીને વિઘ્ન આવે કે તરત તજી દેય છે, પરંતુ વિઘ્નોથી વારંવાર હણાયા છતાં પણ ઉત્તમ જનો પ્રારંભેલા કાર્યને તજતા નથી."

રાજપુત્રના આ પ્રમાણેના વાક્યો સાંભળીને દેવીએ કહ્યું કે—" હે વત્સ! જો તારો એવો આગ્રહજ છે તો મારી એક વાત શંકારહિત થઇને સાંભળ. 'જે કુળમાં જે પુરૂષ પ્રધાન (શ્રેષ્ઠ) હોય તેનું યત્નવડે પણ રક્ષણ કરવું, કેમકે તેનો વિનાશ થવાથી આખું કુળ વિનાશ પામે છે. જુઓ! ગાડાંના પૈડાંની નાભી ભગ્ન થયે સતે આરાઓ પૈડાંને ચલાવી શકતા નથી.' તે માટે હે વત્સ! તારા હિત માટે તને શિક્ષા આપું છું કે જ્યારે તને મંડળના મધ્યમાં બેસવાનું યોગી કહે તે વખતે તારે ૐકાર પૂર્વક પંચપરમેષ્ટીમંત્રનું સ્મરણ અવિચ્છિન્ન કરવું. જેણે કરીને વિકટ એવા વિઘ્નો પણ નિશ્ચે શાંત થાય છે. ' જેમ સિંહથી મદાંધ એવા હાથીઓ, સૂર્યથી રાત્રી સંબંધી અંધકાર, ચંદ્રથી તાપની શ્રેણિ, કલ્પવૃક્ષથી સર્વ ઉપાધિ, ગરૂડથી સર્પો અને વરસાદથી દાવાગ્નિ નાશ પામે છે તેમ પરમેષ્ટી મંત્રના પ્રભાવથી પ્રાણીઓના ઉપદ્રવો માત્ર નાશ પામે છે.' ' સંગ્રામ, સમુદ્ર, હસ્તિ, સર્પ, સિંહ, દુર્વ્યાધિ, અગ્નિ, શત્રુ અને બંધનથી ઉત્પન્ન થતા તેમજ ચોર, ગ્રહ, ભ્રમ, નિશાચર ( રાક્ષસ ) અને શાકિનીથી ઉત્પન્ન થતા ઉપદ્રવો ( ભયો ) પંચપરમેષ્ટી નમ-

સ્કારવડે નાશ પામે છે. ' હે વત્સ ! તારે મારા કહેલા આ મંત્રનું એકાગ્રચિત્તે ધ્યાન કરવું." આ પ્રમાણે કહીને તે દેવી તરતજ અદૃશ્ય થઈ ગઇ.

ત્યારપછી શબને સ્કંધપર ઉપાડીને પુરૂષોત્તમ કુમાર ચેલો યોગી જ્યાં બેઠેલો છે ત્યાં સ્મશાનભૂમિમાં આવ્યો. યોગીએ શબને પાણીવડે પ્રક્ષાલીને તેમજ રક્તચંદનવડે તેની પૂજા કરીને અગ્નિકુંડ પાસે મૂક્યું અને તેના હાથમાં એક ખડ્ગ આપ્યું. પછી કુમારને તે શબના પગે તેલનું અભ્યંગન કરવા બેસાડીને યોગી ધ્યાન હોમાદિવડે મંત્રસાધક બન્યો-અર્થાત્ મંત્ર સાધવા લાગ્યો. તે વખતે કુમારે વિચાર્યું કે-' આમાં જરૂર કાંઇક કપટ જણાય છે.' તેથી દેવીના વચનને યાદ કરીને તે એકચિત્તે નમસ્કાર મંત્ર ગણવા લાગ્યો. થોડીવાર થઇ ત્યાં શબ ખડ્ગ લઇને ઉંચું થયું પણ પાછું પડી ગયું; કુમારનું વિરૂપ કરી શક્યું નહીં. અર્થાત્ ખડ્ગનો પ્રહાર કરી ન શક્યુ. તે જોઈ યોગીએ વિચાર્યું-' હું કાંઈક મંત્રસાધનમાં ભૂલી ગયો હઇશ જેથી શબ પાછું પડયું.' આમ વિચારીને ફરીથી સાવધાનપણે જાપપૂર્વક તેણે આહુતિ આપી. ફરીને પણ શબ ખડ્ગ લઇને ઉંચું થયું, પરંતુ કુમારે ચિંતવના કરાતા નમસ્કારમંત્રના પ્રભાવથી તે પાછું પડી ગયું. એટલે યોગીએ ત્રીજીવાર જાપપૂર્વક આહુતિ આપી, એટલે શબમાં રહેલ વ્યંતર યોગી ઉપર રૂષ્ટમાન થઈને પોતાની પાસેના ખડ્ગવડે યોગીનો શિરચ્છેદ કરી હસતો હસતો ચાલ્યો ગયો. યોગીનું મસ્તક સમીપના અગ્નિકુંડમાં પડયું એટલે તે તરતજ સુવર્ણમય થઇ ગયું. તે જોઈને કુમારે યોગીનું શરીર પણ તે કુંડમાં નાખી દીધું, તે પણ પ્રજ્વલિત થઈને સુવર્ણપુરૂષરૂપ બની ગયું. કુમારે તે

સ્વર્ણપુરૂષને સ્કંધ ઉપર ઉપાડીને પોતાને ઘરે લઈ આવ્યો. પછી સ્વર્ણપુરૂષને યોગ્ય સ્થાને મૂકીને કુમાર પોતાના પિતા પાસે ગયો અને સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. કુમારનો ભાગ્યોદય જોઇને રાજા બહુજ હર્ષિત થયો.

અન્યદા તે નગરના ઉદ્યાનમાં સાતસો સાધુના પરિવારે પરવરેલા ગુણાકર નામના આચાર્ય પધાર્યા. તે હકીકત સાંભળીને પદ્મોત્તર રાજા પુત્ર સહિત ચતુરંગિણી સેના લઇને તેમની સામે ગયો અને ગુરૂમહારાજને વંદના કરી. ગુરૂમહારાજે ધર્મલાભ આપીને ધર્મદેશના આપવા માંડી. તેમાં કહ્યું કે–"હે રાજન્! તમારા જેવા સુજ્ઞો આ સંસારમાં પરિભ્રમણ કરે તો પછી બીજાને માટે શું કહેવું? સંપત્તિ જળના તરંગ જેવી ચપળ છે, યૌવન ત્રણ ચાર દિવસનુ છે અને આયુષ્ય શરદઋતુના વાદળાં જેવું ચંચળ છે તો તે ધન મેળવવાથી શું કે જેનાવડે પરહિત ન કર્યું? અરિહંતની ભક્તિવાળા, ગુરૂમહારાજનું સ્મરણ કરનારા, ક્રોધાદિ શત્રુઓના દ્વેષી, ભક્તિવડે નમસ્કારમંત્રનો જાપ કરનારા, દાનાદિ ધર્મને આરાધનારા અને પર્યંત સમયે કર્મરૂપી રજનો પણ નાશ કરનારા એવા મનુષ્યો સિદ્ધિના કારણભૂત કાર્યોમાં ઉદ્યમવાળા હોય છે, તેવા યશસ્વી મનુષ્યનું મૃત્યુ પણ શ્લાઘ્ય છે. જીવોને પુણ્યવડેજ સર્વ શુભની પ્રાપ્તિ થાય છે; તે વિના થતી નથી. તેમજ અસાધ્ય કાર્ય પણ પુણ્યવડે શિઘ્રપણે સાધ્ય થાય છે, આ પ્રસંગ ઉપર ધીર નામના પુરૂષનું દૃષ્ટાંત છે તે સાંભળો.

પુંડરિકીણી નામની નગરીમાં પૂર્વે કાયરની જેવા ચરિત્રવાળો અને પરાક્રમના અભ્યાસ વિનાનો ધીર નામનો એક

રાજપુત્ર (રજપુત) વસતા હતા. તે માત્ર નામથીજ ધીર હતા, તેનામાં ધૈર્યતા બીલકુલ નહોતી, તેથી તે લજ્જાયમાન થયો સતો ઘરની બહારજ જતો નહીં. **વીરપુત્રી** નામે તેને પ્રિયા હતી, તે પણ પતિના ભીરૂપણાથી દુઃખિત થઈ સતી પોતાના સખીવૃંદમાં લાજતી હતી અને ચિત્તમાં ખેદાયા કરતી હતી. કાયરપણાથી કોઇની નોકરી પણ નહીં પામતા એવા તે રાજપુત્રને તેની પ્રિયાએ મધુર વાણીવડે મનમાં કપટ રાખીને કહ્યું કે–" આ રાજ્યમાં નગરજનોએ તમારૂં શૌર્ય અદ્યાપિ જાણ્યું નહીં, તમારી પરીક્ષા કરી નહીં, તો હવે તમે અન્ય દેશમાં જાઓ અને કોઇની સેવા કરો. પરદેશમાં ત્યાંના રાજાઓ તમારી શરીરપુષ્ટતાને જોઇને તમારા ચરિત્રને નહીં જાણતા હોવાથી તમારાપર મોહ પામશે અને તમારી ઉપર કૃપા કરીને સારી નોકરી આપશે."

પોતાની સ્રીનું આ પ્રમાણેનું કથન સ્વીકારીને સર્વ શસ્રોથી સજ્જ થઇ સ્રીએ આપેલું ભાતું બાંધી **ધીર** પરદેશ તરફ ચાલ્યો. પોતાની નગરી મૂકીને થોડે દૂર જતાં અન્યાય, લંપટ અને ચોરપણે પ્રસિદ્ધિ પામેલ સાત ચોરોએ તેને રોકયો. તેને જોઇને તે ભીરૂ દશ આંગળીઓ મોઢામાં નાખીને દીનવાણીથી બોલ્યો કે–" મારાં વસ્ર, ભાતું અને શસ્રો લઇને મને રાંકને છોડી મૂકો. હે રાજેંદ્રો ! અનાથ, અશરણ, દીન, ભયથી કંપતા અને તમારા કિંકર જેવા મને કેમ છોડી દેતા નથી ? હે દયાળુ ! તમે મારા જીવિત વિના બીજું બધું લઈ લ્યો. મારી સ્રી ઘરે એકલી છે અને તેનો ભર્તાર હું પણ એકલો છું."

આ પ્રમાણેના ધીરના વચનો સાંભળીને તેના પરાક્રમથી ખુશી થયેલા ચોરોએ માત્ર વસ્રો રહેવા દઇને હાથીના કાનની

જેવી કંપતી સ્થિતિમાં તેને છોડી મૂકયો. તેના ગયા પછી ધીરની સ્ત્રીએ જેમાં વિષ નાખેલું છે એવું ભાતું તે ચોરોએ બહુ ભુખ્યા થયેલા હોવાથી યમની સેવા કરવા જવાના ઇચ્છકપણે ખાવ તેમ ખાધું. તે આહારની અંદર નાખેલા વિષથી તે ચોરો દીર્ઘનિદ્રામાં પડ્યા અર્થાત્ મરણ પામ્યા. ધીર વિશ્રમથી શ્રાંત થયો સતો પાછો તેની પાસે આવ્યો, પણ પવનવડે તેમના કેશોને ઉડતા જોઇને તેને જીવતા માનતો તે પાછો ત્યાંથી ભયાતુર થઈને દૂર જતો રહ્યો. તેવામાં ' અરે ધૂર્તો ! વિશ્વાસી એવા આ માણસનું તમે બધું લઇ લીધું, પણ તેનું ફળ ભોગવો. ' એમ કહેતા ન હોય તેમ કાગડાઓએ તરતમાંજ ત્યાં આવીને ધીરનો સંશય દૂર કર્યો. પછી જેની ફરતા કાગડાઓ ફરી વળેલા છે એવા અને મરણ પામેલા તે ચોરના મસ્તકો મંડળાગ્રવડે[1] છેદીને પોતાની કડે બાંધવાથી પેલો ધીર દુર્ભાગ્યરૂપી નદીને તરવા માટે કડે તુંબડા બાંધ્યા હોય તેની જેવો શોભવા લાગ્યો.

પછી તે ચોરોના શસ્ત્રો અને વસ્ત્રો વિગેરે લઈને મહોન્મત્ત થયેલો ધીર હસ્તિનાપુરમાં શ્રીહર્ષ રાજાના રાજમહેલ પાસે આવ્યો અને રાહુના રૂપજેવા મસ્તકોને રાજદ્વારે મૂકીને તે ધીર રાજા પાસે જઈ પોતાના પરાક્રમના વખાણ વિસ્તારથી કરવા લાગ્યો. રાજા પણ આખા દેશમાં ઉપદ્રવ કરનારા અને અજેય એવા તે દુર્ધર સાતે ચોરોને મારી નાખ્યાની હકીકત સાંભળી અત્યંત વિસ્મય પામ્યો. પછી રાજાએ તેને નોકરી લેવા કહ્યું, એટલે તેણે પોતાના પરાક્રમની વાત કરીને ' જેવા તેવા કાર્ય

૧ ખડ્ગવડે.

માટે મને ન મોકલવો.' એમ રાજાને કહ્યું. 'વળી તમારા શરીરને કાંઇ ઉપાધિ આવી પડે તે વખતે મને કહેવું, અને મારૂં ચમત્કારી પરાક્રમ જોવું.' એમ પણ કહ્યું. રાજાએ તે વાત કબુલ કરીને ઘણા આગ્રહ સાથે વાર્ષિક લક્ષ દ્રવ્ય આપવાનું ઠરાવીને તેને સર્વ સુભટોના અગ્રણી તરીકે નીમ્યો. રાજાનો માનનીય થવાથી તે રાજ્યના ધનનો પ્રતિદિન ઉપભોગ કરતો હતો તેથી પ્રથમના ક્ષત્રીઓને તે શલ્યરૂપ થઈ પડ્યો.

અન્યદા તે નગરે તેના કર્મોદયથી કોઇ દુષ્ટ સિંહ આવીને મહા ઉપદ્રવ કરવા લાગ્યો. તે મનુષ્યો તેમજ પશુઓ રાત્રીએ જે નગરની બહાર રહી ગયેલ હોય તેને મારી નાખતો હતો. તેથી નગરના બધા દરવાજા સાંજે બંધ કરી દેવામાં આવતા હતા. તે સિંહે અનેક ખડ્ગધારી તેમજ ધનુર્ધર સુભટોને તેમજ પરાક્રમી વીરોને યમમંદિરમાં પહોંચાડી દીધા; કોઇ તેને હણી શક્યું નહીં. એટલે મંત્રીએ રાજાને ઘણા શોકમાં બેઠેલા જોઇને કહ્યું કે-' હે સ્વામી ! શોક શા માટે કરો છો ? જે વાર્ષિક લાખ દીનાર ખાય છે તે શૂરવીરને આ કામ સોંપો.' સિંહના અપરાધથી ક્રોધાયમાન થયેલા રાજાએ ધીરને બોલાવીને બીડું આપી શૂરવીરોને પણ દુષ્કર એવું સિંહનો વધ કરવાનું કામ સોંપ્યું. આવા હુકમથી ભયવડે ધ્રુજતો ધીર મનમાં વિચારવા લાગ્યો કે- 'હવે શું કરવું ?' પછી તે ક્રોધ કરીને રાજા પ્રત્યે બોલ્યો કે:-'મારી જેવાને એક પશુનો વધ કરવાનું કામ સોંપતા આપને લજ્જા આવતી નથી ? અથવા કુસ્વામીની સેવાથી શૂરવીરનું શૂરાતન નિષ્ફળજ જાય છે.' આમ કહીને તે નગરની બહાર નીકળ્યો એટલે દ્વારપાળે દરવાજા બંધ કરી દીધા.

ધીર નગરની બહાર રહ્યો રહ્યો બહુ વિષાદ કરવા લાગ્યો. તેણે નગરમાંથી સુભટોને બોલાવવાનું ધાર્યું, પણ તે ન બન્યું. તે વિચારે છે કે-' ભયંકર રાત્રીમાં શિયાળોથી પણ હું બીનારો છું, હવે હું કોને કહું ને કયાં જાઉં ? આ વનમાં મને શરણભૂત કોણ થશે ? ' આ પ્રમાણે વિચારતાં કંઠગત પ્રાણ, એવો તે પગલે પગલે મૂર્છા ખાવા લાગ્યો. પછી તેણે વિચાર્યું કે-' કોઈ ઉંચા ઝાડ ઉપર ચડીને આ રાત્રી તો વ્યતીત કરૂં, પછી સવારે જે થવાનું હશે તે થશે.' આ પ્રમાણે વિચારીને તે કોઇક ઝાડ ઉપર ચડયો. તેવામાં પેલો કેશરી દાઢ કડકડાવતો અને બુત્કાર કરતો અનુક્રમે ત્યાંજ આવ્યો અને પેલા ઝાડ પાસે આવતાં ત્યાં મનુષ્યની ગંધ આવવાથી તે ઝાડ નીચે જ બેઠો. તેને જોઇને ધ્રુજતા એવા ધીરના હાથમાંથી ભાલું એકદમ નીચે પડયું. તે તિક્ષ્ણ ભાલાના મર્મસ્થાનમાં વાગવાથી અને ધીરના પુણ્યોદયથી એક મુહૂર્ત્તમાં તે સિંહ મૃત્યુ પામ્યો.

પ્રભાતે ધીર ધ્રજતો ધ્રૂજતો વૃક્ષપરથી નીચે ઉતર્યો, તેવામાં તેના મિત્રની જેવા કાગડાઓએ સિંહના શરીર ઉપર બેસીને તે મૃત્યુ પામેલ છે એમ સમજાવ્યું. પછી બીતાં બીતા પોતાનું ભાલું ખેંચી લઈને ત્યાંથી દૂર જઇ વિશેષ વાત કરનારા જનોને તેણે વિભ્રમથી વ્યાપ્ત થઈ અભિમાનપૂર્વક કહ્યું કે-' રે જનો ! નગરમાં જાઓ, જઇને રાજાજીને તેમજ મારી ઈર્ષ્યા કરનારાઓને આ વાત કહો અને મારી કૃપાથી હવે નગરલોકો નિર્ભયપણે રહો.' લોકોએ જઇને રાજાને તે હકીકત નિવેદન કરી અને કહ્યું કે-' ધીર શિરોમણિ ધીર બળવાન સિંહને મારીને હે દેવ ! નગરના દ્વારપાસે રહેલો છે અને તમારા તરફથી માન મળવાની આશા.

રાખે છે.' લોકો પાસેથી એ વાત સાંભળીને પ્રસન્ન થયેલો રાજા પોતેજ તેની સામે ગયો અને તે માનધારી ધીરને મોટા મહોત્સવ સાથે નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રાજાએ આપેલા દેશનું સ્વામીપણું ભોગવતો, લોકોમાં પરાક્રમની વાતોથી વિખ્યાતિ પામેલો અને વાણીમાં શૂરવીર એવો ધીર પૂર્વના પુણ્યવડે વિશે-વિશેષ લક્ષ્મીને મેળવનાર થયો.

ઇતિ ધીર કથાનકમ્

'પુણ્યવડે મનુષ્યને માટે અસંભાવ્ય વાત પણ સંભવે છે. જુઓ! મોટા મોટા પર્વતો પણ શું રામચંદ્રના પુણ્યથી સમુદ્રમાં નથી તર્યા? તર્યા છે.'

ધર્મ અર્થ ને કામ-એ ત્રણ પુરૂષાર્થ કહ્યા છે. તે ત્રણમાં ધર્મપુરૂષાર્થ મુખ્ય છે. તેજ સેવવા યોગ્ય છે. ધર્મથી અર્થની પ્રાપ્તિ થાય છે, ધર્મથી કામની પ્રાપ્તિ પણ થાય છે અને ધર્મથી પરિણામે મોક્ષ પણ મળે છે. સર્વ વસ્તુ ધર્મના આરાધનમાં રહેલી છે. જેને ધર્મ પ્રસન્ન છે, તેને તે અન્ય વસ્તુના આકર્ષક મંત્ર તુલ્ય થાય છે. રાજલક્ષ્મી વિગેરે સુખની પ્રાપ્તિ તેને દુર્લભ નથી. હે રાજન્! સાંસારિક સુખ અને રાજ્યાદિ આ જીવે પૂર્વે અનંતીવાર પ્રાપ્ત કરેલાં છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી, માટે હવે તો ધર્મના આરાધનમાં એવી પ્રવૃત્તિ કરો કે જેથી મોક્ષની પ્રાપ્તિ થાય."

આ પ્રમાણેની ગુરૂમહારાજની દેશના સાંભળીને સંસારની અસારતા જાણી રાજા મોક્ષાર્થના સાધન માટે ઉત્સુક થયો.

મહીં સ્વસ્થાને જઈ મુખ્ય અમાત્યને બોલાવીને રાજાએ કહ્યું કે-"હે મંત્રિન્ ! હું સંસારથી ભય પામ્યો છું, તેથી વ્રત ગ્રહણ કરવા ઇચ્છું છું અને તમારા રાજા તરીકે પુરૂષોત્તમ કુમારને સ્થાપન કરવા ધારૂં છું." મંત્રીએ તે વાત કબુલ કરી, એટલે રાજાએ પુરૂષોત્તમ કુમારને બોલાવી પોતાના આસનપર બેસારી પોતાને હાથે શુભ મુહૂર્તે રાજ્યતિલક કર્યું, મંત્રી વિગેરેએ રાજ્યાભિષેક કર્યો, જયઢક્કા વગાડવામાં આવી અને પુરૂષોત્તમ રાજાની આજ્ઞા સર્વત્ર પ્રવર્ત્તાવી.

પદ્મોત્તર રાજાએ પુરૂષોત્તમ કુમારને રાજ્યપર સ્થાપન કરીને આ પ્રમાણેની સમ્યગ્ પ્રકારની હિતશિક્ષા આપી કે જે પૂર્વે વિદગ્ધ પુરૂષો કહી ગયેલ છે. "હે વત્સ ! જે પોતાની ભૂમિને સંભાળતો નથી-તેનું રક્ષણ કરતો નથી તે રાજા નકામો છે, જે ગુરૂ પોતાના શિષ્યોને હિતનો ઉપદેશ કરતા નથી તે ગુરૂ વૃથા છે, જે પોતાના અપત્યોને પાળતી નથી તે માતા નકામી છે અને તે પિતા પણ શા કામનો છે કે જે પુત્રનો હિતાર્થી કહેવાયા છતાં સારી શિક્ષા આપતો નથી? વળી પૂર્વે ઘણા રાજાઓ આ પૃથ્વીને મૂકીને ગયા છે. જાય છે અને જશે, પણ આ પૃથ્વી તેમાંના કોઈની સાથે ગઈ નથી, જતી નથી અને જવાની નથી. આ જગતમાં જે પદાર્થો છે તે બધા વિનાશી છે; સ્થાયી રહેનાર તો એક કીર્ત્તિજ છે, તેથી રાજાઓએ કોઈ પણ પ્રકારે પોતાની કીર્ત્તિનો લોપ થવા દેવો નહીં. સગરાદિ ઘણા રાજાઓએ આ પૃથ્વીને ભોગવી છે. જ્યારે જ્યારે આ પૃથ્વી જેની હતી ત્યારે ત્યારે તેને ફળ આપતી હતી. તારે પ્રજાને વશ કરવા માટે તેની સાથે કોમળપણાથી વર્તવું.

જુઓ ! આકાશમાં અસંખ્ય તારાઓ વિગેરે શીતરશ્મીવાળા ચંદ્રની સેવા કરે છે, સૂર્યની સેવા કોઈ કરતું નથી."

આ પ્રમાણે પુત્રને શિક્ષા દઈ તેને રાજ્ય સોંપીને રાજા ગુરૂમહારાજ પાસે આવ્યા અને ચારિત્ર ગ્રહણ કર્યું. શુભ ભાવે નિરતિચાર ચારિત્ર પાળીને અંતે તેઓ મોક્ષે ગયા.

પુરૂષોત્તમ રાજા સામ્રાજ્ય સંપદાને પામીને ગર્વ ન ધારણ કરતાં પિતાની શિક્ષા પ્રમાણે પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યો. 'વરસાદની જેમ રાજા પ્રાણી માત્રનો આધાર છે. વરસાદના અભાવ વખતે રાજા આધારભૂત થાય છે.' અન્યદા રાત્રી અલ્પ બાકી રહી હતી તેવે વખતે ચોથે પહોરે પુરૂષોત્તમ રાજાએ સુખસય્યામાં સુતા સતા આ પ્રમાણેનું સ્વપ્ન દીઠું. "પૃથ્વીપર ભમતાં રાજા કોઈ નગરે ગયો. ત્યાં નગરની નજીકના કોઈ દેવકુળમાં તેમણે એક તપસ્વીનીને દીઠી. તેની સમીપે રહેલા એક મહેલમાં એક સુરૂપ અને સુભગ એવી શ્રેષ્ઠ કન્યાને તેણે દીઠી. તેને જોતાંજ તે તેનો રાગી થયો."

આ પ્રમાણેનું સ્વપ્ન જોઈને તે જાગ્યો અને તેનુંજ હૃદયમાં ચિંતવન કરવા લાગ્યો. પછી તે પ્રભાત સંબંધી કૃત્ય કરીને હજુ સભામાં ગયો નથી તેવામાં મુખ્ય મંત્રી ત્યાં આવ્યો. તેણે પૂછ્યું કે-'હે સ્વામિન્ ! હજુ સુધી સભામાં કેમ પધાર્યા નથી ?' સ્વપ્નની ચિંતામાં નિમગ્ન થયેલા રાજાએ તેનો ઉત્તર કાંઇ આપ્યો નહીં, એટલે તે સુમતિ મંત્રીએ ફરીને પૂછ્યું કે-'આજે તમે ચિંતાતુર કેમ દેખાઓ છો ?' રાજાએ કહ્યું કે-'હે મંત્રી ! આજે રાત્રીએ મેં આવું સ્વપ્ન દીઠું છે અને

તેમાં દીઠેલી કન્યા ઉપર મોહિત થયો છું તેથી તે કેમ મળે ? એની ચિંતા કરૂં છું.'

મંત્રી કહે છે કે-" હે દેવ ! સ્વપ્નમાં દીઠેલી વસ્તુની ચિંતા શી કરવી ? સ્વપ્ન સારૂં દીઠું હોય તો શુભ થાય છે. સ્વપ્ન-શાસ્ત્રમાં સ્વપ્નો અનેક પ્રકારના કહ્યા છે. સમધાતુવાળાને, પ્રશાંતને, ધાર્મિકને, નિરોગીને અને જિતેંદ્રિયને શુભ કે અશુભ જે સ્વપ્ન આવે તે સાચું પડે છે. અનુભવેલું, સાંભળેલું, દીઠેલું, પ્રકૃતિના વિકારથી આવેલું, સ્વભાવથી આવેલું, ચિંતાની શ્રેણિથી ઉદ્ભવેલું, દેવતાદિકના ઉપદેશથી આવેલું, ધર્મકાર્યના પ્રભાવથી આવેલું અને પાપના અતિશયપણાથી આવેલું-એમ સ્વપ્ન નવ પ્રકારનું હોય છે. તેમાંના પ્રથમના છ કારણથી આવેલું સ્વપ્ન શુભ હો કે અશુભ હો પણ તે નિરર્થક સમજવું અને પાછલા ત્રણ કારણથી આવેલું સત્ય એટલે શુભાશુભ ફળ આપનારૂં સમજવું. રાત્રીના ચાર પહોર પૈકી પહેલે પહોરે આવેલું બાર મહિને, બીજા પહોરમાં આવેલું છ મહિને, ત્રીજા પહોરમાં આવેલું ત્રણ મહિને અને ચોથા પહોરમાં આવેલું એક મહિને ફળે છે. બે ઘડી રાત્રી હોય ત્યારે આવેલું દશ દિવસે ફળે છે અને સૂર્યોદય વખતે દીઠેલું સ્વપ્ન નિશ્ચયે તરતજ ફળ આપે છે. ઉપરાઉપર દીઠેલા ( માળા ) સ્વપ્નો, આધિવ્યાધિના કારણથી આવેલ સ્વપ્નો અને મળમૂત્રાદિકની બાધાથી આવેલ સ્વપ્નો નિરર્થક હોય છે."

આ પ્રમાણે કહીને પ્રધાને કહ્યું કે:-'શું આપે સાંભળ્યું નથી કે દીઠેલા સ્વપ્નની પાછળ દોડવું તે નકામું છે ?' સ્વપ્નના સંબંધમાં હે રાજન્ ! એક કથા કહું તે સાંભળો:-

" કોઈ ગામની બહાર એક મઠમાં એક કાપડી રહેતો હતો. એકદા તેણે સ્વપ્નમાં પોતાનો મઠ આખો પકવાન્નોથી ભરેલો દીઠો. તે જાગ્યા પછી સવારે વિચારવા લાગ્યો કેઃ–'અહો મારા મઠમાં આટલું બધું પકવાન ભર્યું છે તો આખું ગામ હું શા માટે ન જમાડું ? ' આમ વિચારીને તેણે ગામમાં જઇ સર્વ લોકોને એકઠા કરીને આમંત્રણ કર્યું. પછી ગામના લોકો જમવા આવ્યા એટલે કાપડી સુઈ ગયો. લોકોએ તેને પૂછયું કે–' અમે બધાં જમવા આવ્યા છીએ ને તમે સુઇ કેમ જાઓ છો ? ' ત્યારે તે બોલ્યો કે–' મને કાલે રાત્રે સ્વપ્ન આવ્યું હતું તેમાં મેં આખો મઠ લાડુથી ભરેલો જોયો હતો, તેથી અત્યારે સુઈ જાઉં છું કે જેથી કાલ જેવું સ્વપ્ન આવે કે તરત તે લાડુ લઇ લઇને તમને જમાડું.' કાપડીની આવી વાત સાંભળીને આવેલા લોકો બધા તેની મૂર્ખાઇ ઉપર હસતા હસતા સ્વસ્થાને ગયા. આ પ્રમાણે સ્વપ્નના વિશ્વાસથી તે કાપડી વિડંબના પામ્યો. "

માટે હે સ્વામિન્ ! તમે ઉઠીને રાજકાર્ય કરો, અને સ્વપ્નની ચિંતા તજી દઇને સુખી થાઓ. " રાજા બોલ્યા કે– ' હે મંત્રિન્ ! મારા મનને કામદેવ અત્યંત બાધા કરે છે. તે દૈત્યની જેવો દુર્જય છે. કહ્યું છે કે–'નીતિ, વિનીતપણું, બુદ્ધિ, શીલ, કુલીનતા, વિવેક, ઔચિત્ય, પાંડિત્ય, લજ્જા, તત્ત્વનિર્ણય, તપ, જપ, શમ, દયા, દાન, સંસારથી ભય, સત્ય, તત્ત્વ અને સંતોષ–આ બધાં ત્યાંસુધી સ્થિત રહે છે કે જ્યાંસુધી કામદેવ પીડા કરતો નથી. કદર્પે બીજાનો દર્પ ન રહેવા દેવા માટે જ્યારે પોતાના બ્રહ્માસ્ત્રની વિસ્ફુર્જના કરી ત્યારે પારાસરઋષિ માછણ સાથે, ગાધીઋષિ ચંડાળણી સાથે, બ્રહ્મા પોતાની પુત્રી

સાથે, ચંદ્રમા પોતાના ગુરૂની સ્ત્રી સાથે, કુંતિની કન્યાવસ્થામાં રવિ તેની સાથે, પુરૂષોત્તમ (કૃષ્ણ) આભીરી સાથે અને સુરપતિ જે ઇંદ્ર તે તાપસણી સાથે લુબ્ધ થયા. તેથી કંદર્પસમાન અન્ય કોઇ બળવાન નથી. કામવિકળ મનુષ્યો માતાપિતાને કે કુળને સંભારતા નથી, પરણેલી સ્ત્રીનો સ્નેહ ગણતા નથી, કોનું ઘર છે તે પણ વિચારતા નથી, પાત્રાપાત્રને જોતા નથી અને પોતાના કે પરના કોઈને છોડતા નથી: અર્થાત્ કામની વિકળતાથી જીવ અનેક પ્રકારની ન કરવા યોગ્ય ચેષ્ટાઓ કરે છે વિષય ને વિષ-એ બેમાં મોટું અંતર છે. વિષ તો ખાનારને હણે છે પણ વિષય તો સ્મરણમાત્રથી હણે છે. માટે હે સુમતિ મંત્રી ! તું તારી મતિથી કાંઇક વિચાર કરીને એવો ઉપાય કર કે જેથી મને સ્વપ્નમા દીઠેલી સ્ત્રી મળે ”

પછી મંત્રીએ સ્વપ્નમા રાજાએ દીઠા પ્રમાણે એક નગરની રચના કરી અને તેની પાસે માણસોને જમાડવા માટે દાનશાળા માંડી. ત્યા જે પરદેશી આવે તેને જમાડીને પછી મંત્રી નવું નગર બતાવી પૂછતો કે-‘ તમે આવુ નગર કાંઇ દીઠું છે અથવા સાંભળ્યું છે ? ’ એ પ્રમાણે ઘણો વખત વીતી ગયો. રાજા પણ રાજકાર્ય કરવા લાગ્યો. અન્યદા કોઇ પરદેશી ત્યા આવ્યો. તેને જમાડીને મંત્રીએ નગર બતાવીને તે વિષે પૂછ્યું, એટલે તે રોવા લાગ્યો મંત્રીએ તેને રોવાનું કારણ પૂછ્યું. કેમકે તેના આમ રોવાથી ઉલટું તેને કૌતુક થયું હતું. પેલો પરદેશી બોલ્યો કે-‘ મારી જન્મભૂમિની નગરી આવીજ છે. ત્યાં મારા માતાપિતા વસે છે. આ નગરી જોવાથી મને તેનું સ્મરણ થયું, તેથી તેનો વિરહ જાગૃત થતાં મને રૂદન આવી ગયું. ’

મંત્રીએ કહ્યું કે-"હે પરદેશી ! તું કહે કે તે નગરીનું નામ શું છે ? તે કેટલી અહીંથી દૂર છે ? ત્યાં રાજા કોણ છે ? અને એના સંબંધમાં કાંઈ અપૂર્વ વાત સંભળાય છે ? " પથિક બોલ્યો કે-" હે સુમતિ મંત્રી ! ઉત્તરાપથમાં **પ્રિયંકરા** નામની નગરી છે. ત્યાં **સત્યશેખર** નામનો રાજા છે. તે રાજાને **સત્યશ્રી** નામની દેવાંગના જેવી પટરાણી છે. તે શીળરૂપ સન્નાહસંયુક્ત છે અને ભાગ્ય સૌભાગ્યવડે અલંકૃત છે. તે રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી **કમળશ્રી** નામની વિચક્ષણ પુત્રી છે. તે સ્ત્રીવર્ગમાં સીમાતુલ્ય અર્થાત્ શ્રેષ્ઠ છે પરંતુ તે નરમત્સરા-પુરૂષદ્વેષિણી છે. ' વિધાતાએ ચદ્રમાને વિષે કલંક, પદ્મની નાળમાં કાંટા, સમુદ્રનું જળ ખારૂં, પંડિતમાં નિર્ધનતા, સ્નેહીજનોનો વિયોગ, રૂપવંતમાં દુર્ભાગીપણું અને ધનવંતમાં કૃપણતા-આ પ્રમાણે દોષો સ્થાપન કરીને સર્વ રત્નને દૂષિત કર્યા છે. '

તે નગરીની પૂર્વ બાજુએ એક શ્રેષ્ઠ દેવમંદિર છે. તેની નજીકના મઠમાં બે પરિવ્રાજિકાઓ વસે છે. તેમાંની એક અનેક પ્રકારની મહાવિદ્યા લબ્ધિ અને સિદ્ધિથી વિરાજિત તેમજ મંત્રતંત્રાદિમાં ને કપટકળામાં પ્રવીણ છે. તે મઠની પાસે એક ઘણો ઉંચો અને મનોહર મહેલ છે. તેમાં તે રાજપુત્રી પુરૂષ ઉપરના દ્વેષથી એકલી રહે છે. તે મહેલની પાસેના મઠમાં તે વારંવાર ગમનાગમન કરે છે અને તે પરિવ્રાજિકાની પાસે નવા નવા શાસ્ત્રો શીખે છે. શાસ્ત્રના અભ્યાસથી તે અનેક વિદ્વાનોના હૃદયને આહ્લાદ ઉત્પન્ન કરે તેવી છે, ગીતગાનવડે અભિમત એવા સખીવર્ગને આનંદ પમાડે છે, પદ્માના પુત્રને સુગંધી પુષ્પવડે નિરંતર પૂજે છે અને ચિત્તની શુદ્ધિવડે અનુ-

પ્રેમ મંત્રનું આરાધન કરે છે. પોતાના મહેલમાં રહી સતી પરિચિત એવી સખીઓ સાથે આલાપ સંલાપ કરે છે. નિરંતર હર્ષિત ચિત્તે મધુર વચન બોલનારી સારિકાને રમાડે છે અને પરદેશથી આવેલા તેમજ તે નગરમાં રહેનારા પુરૂષો ઉપર દ્વેષ ધરાવે છે. એ રીતે પોતાના અભીષ્ટને સાધ્ય કરતી તે આનંદથી કાળ વ્યતિક્રમાવે છે. ”

આ પ્રમાણે તમામ હકીકત કહીને પેલો પરદેશી ત્યાંથી રવાને થયો. પછી સુમતિ મંત્રીએ રાજા પાસે જઈને બધી હકીકત નિવેદન કરી. તે દિવસે રાત્રીએ સુમતિ મંત્રીએ આવું સ્વપ્ન દીઠું કે–‘ હેમની માળા સહિત પોતાના રાજા ઉત્તર દિશામાંથી આવ્યા. ’ મંત્રીએ સવારે એ વાત રાજા પાસે નિવેદન કરી એટલે રાજા વધારે હર્ષિત થયા અને ઉત્સાહી બન્યા. પછી પુરૂષોત્તમ રાજા પ્રસ્તાવોચિત સામાન્ય વેશ ધારણ કરીને સુમતિ મંત્રીને સાથે લઇ ઉત્તરાપથ તરફ ચાલ્યા. અનુક્રમે અતિ મનોહર એવી પ્રિયંકરા નગરીએ પહોચ્યા. તે નગરીને જોઈને રાજા વિચારે છે કે–“ આ તે શું લંકાપુરી છે કે દેવનાયકની ઇંદ્રપુરી છે ? અથવા શું દ્વારિકા છે કે નાગકુમારિકાઓએ ક્રીડા કરવા માટે આ નગરી વસાવી છે ? અથવા દેવેંદ્રે કે વિદ્યાધરે કૌતુક પૂર્ણ કરવા માટે આ નગરી સરજી છે ? ત્રણ જગતમાં પણ આવી નગરી નજરે પડતી નથી. ” રમણિક નગર, સુંદર હવેલીઓ અને શોભીતા માર્ગ વિગેરે સ્વપ્નમાં જોયા પ્રમાણે સર્વે અહીં રાજાએ દીઠું. તે જોઈને રાજા બહુજ હર્ષિત થયો.

પછી પેલા દેવકુળ પાસેના મઠમાં જઈને બે તાપસીઓને તેણે જોઇ. તે વખતે તેની પાસે બેઠેલી રાજકન્યાને પણ દીઠી.

તેને જોઈને રાજા બહુ ચમત્કાર પામ્યો સતો વિચારવા લાગ્યો કે–" આવું અપૂર્વ રૂપ વિશ્વકર્માએ કયા દ્રવ્યો એકઠા કરીને બનાવ્યું હશે ? તારૂણ્યરૂપી વૃક્ષની મંજરી જેવી, કંદર્પને સજીવન કરનાર મંત્ર જેવી, લાવણ્યરૂપ નિધાનની ભૂમિ જેવી અને સંપૂર્ણ ચંદ્રમાની કાંતિ જેવી આ રાજપુત્રી શું કિન્નરી છે, અમરી છે કે વિદ્યાધરી છે ? આ કન્યાને કોણે, કયારે, કેટલે વખતે અને કેટલા પ્રયાસે નિર્માણ કરી હશે ?" આ પ્રમાણે વિચારતો રાજા ફરીને તેની સામે જુએ છે તેવામાં તો તે રાજપુત્રી પુરૂષની ઈર્ષ્યાથી ત્યાંથી એકદમ ઉઠીને પોતાના મહેલમાં જતી રહી.

તેના ગયા પછી બંને તપસ્વીનીને નમસ્કાર કરીને રાજા તેની પાસે બેઠો. એટલે આશીષ દઇને પેલી તાપસણીએ રાજાને પૂછ્યું કે–" હે નરોત્તમ ! તમને કુશળ છે ? તમે કોઇ ઉત્તમ પુરૂષ જણાઓ છો તો કહો કે–અહીં શા કાર્ય માટે આવ્યા છો ? અને કયાં જવાના છો ? " તેના આ પ્રશ્નોના ઉત્તરમાં રાજા ફરીને પ્રણામ કરીને બોલ્યો કે–" હું પદ્મિનીપુર નગરથી આવું છું અને કૌતુકથી દેશાંતર જોવાને માટે પૃથ્વીપર પર્યટન કરૂં છું." પછી રાજાએ અશનાદિ ચાર પ્રકારનો આહાર તથા વસ્ત્રાદિ તે બન્ને પરિવ્રાજિકાઓને આપ્યા અને તેઓ પ્રસન્ન થાય તેમ કર્યું.

ત્યારપછી રાજા સરોવરને કીનારે પ્રધાન સહિત ગયો. ત્યાં અંગપ્રક્ષાલનાદિ કરી ભોજન લઇને ( જમીને ) રાજા પોતે દેવાલયમાં આવ્યો, ત્યા ભક્તિપૂર્વક દેવને નમસ્કાર કરીને એક બાજુ તે સુખે કરીને સુતો. તેવામાં ત્યાં કોઇ વિદ્યાધર પોતાની સ્ત્રી સંહિત આવ્યો, તેણે વિદ્યાધરીને પુષ્પો લાવવા માટે વાડીમાં મોકલી

અને પોતે દેવમંદિરમાં આવ્યો, એટલે તેણે ત્યાં રાજાને સુતેલો દીઠો. તેને જોઇને વિદ્યાધર વિચારવા લાગ્યો કે ' આ નરોત્તમ કોણ છે ? આનુ રૂપ નિરૂપમ દેખાય છે. આવું રૂપ કોઈ જગ્યાએ દેખવામાં આવતું નથી. મારી ભાર્યા જો આ પુરૂષશ્રેષ્ઠને જોશે તો જરૂર તે એમાપર મોહ પામી જશે અને મારી સાથે વિરક્તપણું ધારણ કરી કુવિકલ્પો કરશે. ' સ્ત્રીજાતિમાં અસત્યતા ને ચચંળતા સ્વભાવેજ હોય છે. તેમજ માયાભાવ અને અવિશ્વાસીપણું હોય છે તેમજ તે વિશ્વને મોહ ઉત્પન્ન કરે છે. વિધાતાએ હાથીના કાન, વિદ્યુતની જ્યોતિ, ખળનો પ્રેમ અને લક્ષ્મીની સ્થિતિ બનાવતાં વધેલા દ્રવ્યવડેજ સ્ત્રીને બનાવી જણાય છે. જે કાર્ય કરવાને નિયતિ ( ભવિતવ્યતા ) પણ સમર્થ થતી નથી તે કાર્ય **સુશર્મા** રાજાની પટરાણીની જેમ સ્ત્રી તત્કાળ કરે છે. તે સુશર્મા રાજાની પટરાણીની કથા આ પ્રમાણે છે.

**માળવા** નામનો ઘણો સુંદર દેશ છે. ચોતરફથી શોભતો છે. તે દેશમાં ઋદ્ધિવડે સ્ફાર અને ગુણનો આધાર એવી **ધારા** નામે નગરી છે. તે નગરીમાં **અરિદમન** નામે રાજા હતો. તે બે પક્ષે શુદ્ધ હોવાથી દ્વિગુણ, શૈશવાદિ અવસ્થાથી ત્રિગુણ અને કળાવડે ચંદ્રની કળા કરતાં સાર્ધચઉગુણ અર્થાત્ ૭૨ કળા યુક્ત હતો અને પૃથ્વીતળને શોભાવનારો હતો. તે રાજા દેવોમાં સુશર્મા (ઇંદ્ર)જેવો હોવાથી તેનું બીજું નામ **સુશર્મા** હતું. તે રાજાને તેના ચિત્તરૂપી હસ્તિને કબજે કરનારી અને રૂપવડે રતિને પણ જીતનારી, મૃગ સરખા નેત્રવાળી **મૃગાવતી** નામે માન્ય એવી રાણી હતી. તે રાણી પૂર્ણપણે શીયળવ્રત પાળવાની ઇચ્છાથી રાજા શિવાય બીજાનું મુખ પણ જોતી નથી અને પુરૂષ નામનું

ધાન્ય પણ ખાતી નથી. આ પ્રમાણેના માયાભાવથી તેણીએ રાજાના હૃદયને કબજે કરી લીધું છે.

અન્યદા દીપોત્સવી ( દીવાળી ) ને દિવસે લોકો રાજાને ભેટ કરવા સારૂ પોતપોતાના વંશને ઉચિત એવી અનેક વસ્તુઓ લાવ્યા; તે પ્રસંગે માછીઓએ પાણીવડે ધોઈ સાફ કરીને મત્સ્યોની માળા ( શ્રેણિ ) રાજા પાસે ભેટ ધરી, રાજાએ તે માળા રાણી પાસે મોકલી. તેને જોઇને રાણી બોલી કે-' આમાં મત્સ્યો છે તે પુરૂષવેદી છે તેથી હું તેની સામે પણ નહીં જોઉં. ' આવા રાણીના વાકયથી તે મત્સ્યો માહેનો એક મત્સ્ય ખડખડ હસી પડ્યો. તેથી વિસ્મય પામેલી રાણી પોતાના ચિત્તમાં ખેદ પામી., તે મત્સ્યનું વૃત્તાંત જાણવા માટે ઉત્સુક થયેલી મૃગાવતી ખાવા માટે પણ ન ઉઠી. અહીં પ્રાણ વિનાનો પણ મત્સ્ય હાસ્યથી વિરમ્યો નહીં (હસ્યા કર્યો). કોઇ તંત્રજ્ઞ, કોઇ શાસ્ત્રજ્ઞ, કોઇ જ્ઞાની, કોઈ ભૂતવિદ્યા જાણનાર અને બીજા કોઇ બુદ્ધિમાન્માં શ્રેષ્ઠ ગણાતા મનુષ્ય પણ આ મત્સ્યના હાસ્યનું કારણ સમજી શકયા નહીં. રાણીના આગ્રહથી રાજાએ પંડિતોને કહ્યું કે-' તમે આ મત્સ્યના હાસ્યનું કારણ નથી કહેતા ત્યાંસુધી હું યંત્રમાં પીલાતાની જેમ પીડાઉં છું, માટે તમે તેનું કારણ શોધીને તાકીદે મને કહો. ' પંડિતો આ બાબતમાં બુદ્ધિ ન ચાલવાથી ક્ષીણબુદ્ધિવાળા થયા સતા વાડામાં રાખેલા પશુ જેવા થઇ ગયા. પછી તેમણે રાજા પાસે ત્રણ દિવસની મુદત માગી.

રાજાએ ત્રણ દિવસની મહેતલ આપી, તેઓ ઘરે આવ્યા એટલે તેમાંના એક પંડિતની પુત્રવધુ તે હકીકત સાંભળીને બોલી

કે-' તમે ચિંતા ન કરો, હું રાજાની રાણીને સમજાવી દઇશ.' પછી વિનીત એવી તે રાજમહેલમાં નિવિડ આગ્રહવાળી રાણી પાસે એકલી ગઇ. ત્યાં જઈને તે સ્ત્રી મર્મને ભેદનારા એવા મધુર વાકયોવડે તે દંભી રાણીને શાંત કરવા લાગી. પરંતુ સારી વાણી-રૂપ નીરવડે જેમ જેમ તે રાણીને સીંચવા લાગી તેમ તેમ તે રાણની ગ્રંથીની જેમ કઠીન થવા લાગી. એટલે પંડિતની પુત્ર-વધુ બોલી કે-' હે દેવી ! જે અધમ પુરૂષો પોતાની અધમ વૃત્તિથી કોઇ કાર્ય કરવા ઇચ્છે છે તેઓજ પાછા મૂર્ખદ્વિજના બે પુત્રોની જેમ કાર્યની મતલબ જણાતાં સીદાય છે-દુઃખી થાય છે.' રાણીએ તેને પૂછયું કે-' હે મુગ્ધે! તે દ્વિજપુત્રો કોણ હતા? તે કહે.' એટલે રાણીને પ્રતિબોધ થવા માટે આવેલી વિપ્રવધુએ આ પ્રમાણે તેની કથા કહી.

નંદી નામના ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને બે પુત્રો હતા. તે ભિક્ષાવડે કરીને પોનાના દિવસો વ્યતિક્રમાવતા હતા. એકદા કયાંક જતાં કરંબાના પાત્રવાળી એક ગાડીને જોઈને તે બંન્ને અત્યંત ખુશી થઈને નાચવા લાગ્યા. પછી ક્ષુધાવડે કરીને કરંબો ખાવાની ઈચ્છાથી તે વિચારવા લાગ્યા કે ' આ કરંબો આપણને કયારે ખાવા મળશે ?' આમ વિચારતા નદી કીનારે આવ્યા જાય છે, તેવામા તેણે એક માણસને કરંબાથી ભરેલો પાંદડાનો પડીઓ ગાડામાંથી લઈને નદીમા મૂકતાં જોયો. તેણે તેની પાસે આવીને તેમ કરવાનું કારણ પૂછ્યું એટલે તે બોલ્યો કે-" મારા સ્વામી ( શેઠ ) ના ઉદરમાં વ્રણ પડેલ છે, તેને પીડા ઘણી થાય છે, તેની શાંતિને માટે તેની ઉપર કરંબો બાંધવામાં આવે છે. તે છોડ્યા પછી તેનું કોઇ ઉલંઘન ન કરે તેટલા માટે

તેના પડીકા બાંધીને નદીમાં વહેતા મૂકી દેવામાં આવે છે. ” આ પ્રમાણેની તેના મુખેથી હકીકત સાંભળીને તેવો કરંબો ખાવાની આશા કરેલી હોવાથી તે બન્ને બહુ ખેદ પામ્યા અને આપણે આ સર્વજનને નિંદિત એવી ઇચ્છા કરી માટે આપણને ધિક્કાર છે!' એમ વિચારતા એવા તે બન્ને નદીમાં પડીને મરણ પામ્યા. ”

આટલા માટે “ હે રાણીજી ! કોઈપણ કાર્યનું કારણ બહુ પૂછવું નહીં અને આ કથાનો સાર મનમાં વિચારવો. પછી તમારો આગ્રહજ હશે તો હું મત્સ્યને હસવાનું કારણ કહીશ. ” આ પ્રમાણે જુદી જુદી કથાઓ કહીને તે પંડિતની પુત્રવધુએ નૃપપ્રિયાને બહુ રીતે સમજાવી, પણ તે કોઇ રીતે સમજી નહિ. કારણકે ‘ સ્ત્રીમાં બુદ્ધિ ક્યાંથી હોય ? ’ પછી તેનો બહુ આગ્રહ હોવાથી રાજાની આજ્ઞાવડે તે વધુએ મીનના હાસ્યનો સંકેત જણાવવા માટે એક ઉંડો ખાડો ખોદાવ્યો. પછી મૃગાવતીની બધી દાસીઓને બોલાવીને તે વિપ્રવધુએ કહ્યું કે-“ તમે મારૂં અમૃત જેવું વાકય સાંભળો—આ ખાડામાં તમે બધી ખુબ જોરથી એક એક પથરો નાખો, તેમાં જેનો પથરો એકદમ ખાડાને તળીએ પહોંચશે તેને રાજા મોતીનો હાર બક્ષીશ આપશે.’ તે સાંભળીને એકશિવાય બધી દાસીઓએ એકેક પથરો પૂરા જોરથી તેમાં નાખ્યો. પછી તે વિપ્રવધુએ રાણીને કહ્યું કે-‘ આ દૃષ્ટાંતથી તમે સમજી જાઓ. ’ તે સાંભળીને કોપાયમાન થયેલી અને જેનાં હૃદય ને નેત્ર અંધ થઈ ગયેલા છે એવી રાણી બોલી કે-‘એકદમ મારા દુઃખનું નિવારણ કરનારૂં મીનના હાસ્યનું કારણ કહે.’

વિપ્રવધુ બોલી કે-‘ આપનો આગ્રહજ છે તો કાલે કહીશ. પરંતુ હે દેવી ! મનમાં વિચારો. આનું કારણ સ્ત્રીના અંગોપાંગની

એમ ઢાંકેલુંજ સારૂં છે; ઉઘાડું કરવામાં શોભા નથી. ' આ પ્રમાણે કહીને તે તો ગઈ. બીજે દિવસ આવી ત્યારે રાણીએ તો કારણ જાણવાનો પૂર્વની જેવોજ આગ્રહ કર્યો; એટલે તે વિપ્રવધુએ દૃઢ મનવાળી થઈને રાજાને કહ્યુ કે-' હે રાજન્ ! આ રાણીની બધી દાસીઓને એકાંતમાં લઇ જઈને વસ્ત્ર વિનાની કરો એટલે મત્સ્યને હસવાનું કારણ મારા કહ્યા વિનાજ તમે સમજી જશો.' રાજાએ તે પ્રમાણે કરવાનું શરૂ કરતાં પહેલો એક શ્યામ વર્ણવાળો પુરૂષ જણાયો, એટલે વિપ્રવધુ બોલી કે-' આ પુરૂષ સ્ત્રીના વેશમાં રહીને મૃગાવતી રાણીને ભોગવે છે, તેથી મીન હસ્યો અને તેણે જણાવ્યું કે- આવા હીનવર્ણવાળા અને શ્યામ વર્ણવાળા પુરૂષને પણ તું ભોગવે છે તો પછી બીજા દાસીના વેશમાં રહેલા રૂપવંત પુરૂષો સાથેની તો તારી વાતજ શી કરવી ? તારૂં બધું ચરિત્ર હું જાણું છુ, માટે તુ 'આ મત્સ્યો તો પુરૂષવેદી છે તેથી તેની સામે હુ નહીં જોઉં ' એવો ખોટો દંભ કરવો છોડી દે. ' આ પ્રમાણે મીનના હસવાનો સાર છે"

એ રીતે પ્રત્યક્ષ બધી હકીકત જાણીને રાજા રાણી ઉપર બહુજ કોપાયમાન થયો અને તે રાણીને તેમજ દાસીરૂપધારી બધા પુરૂષોને અપરાધી ગણીને દેશપાર કર્યા."

" સ્ત્રી દુઃખની અગાધ એવી ખાણ છે, ક્લેશનું મૂળ છે, ભયને ઉપજાવનાર છે, પાપનુ બીજ છે, શોકનું સ્થાન છે અને વાદળા વિનાની વીજળી સમાન છે. આ જીવલોકમા શમ, શીળ ને સંયમયુક્ત, પોતાના વંશમા તિલક સમાન અને શ્રુત તેમજ સત્ય સહિત કોઇકજ સ્ત્રી હોય છે, તેથી મારી સ્ત્રી અહીં આવે ને

આ રૂપવંત પુરૂષને જુએ ત્યાર અગાઉ આનો ઉપાય પ્રથમથીજ કરૂં કે જેથી પાછળથી પસ્તાવું ન પડે." આ પ્રમાણે વિચારીને તે વિદ્યાધરે તત્કાળ એક પ્રભાવવાળી ઔષધિ લાવીને તે સુતેલા રાજાને હાથે બાંધી દીધી કે જેના પ્રભાવથી તરતજ તે રાજા સ્ત્રીરૂપે થઈ ગયો. આ પ્રમાણે કરીને પછી તે ખેચર દેવકુળની અંદર દેવાર્ચન કરવા ગયો.

તેના ગયા પછી તેની વિદ્યાધરી સ્ત્રી ત્યાં આવી. તેણે બહુ રૂપવંતી સ્ત્રીને ત્યાં સુતેલી દીઠી. તેનું દેવાંગના સમાન રૂપ જોઈને વિસ્મય પામી સતી તુચ્છ મનવાળી વિદ્યાધરી મનમાં વિચારવા લાગી કે-" મારો સ્વામી જો આ રૂપવંત સ્ત્રીને જોશે તો જરૂર તે તેની ઉપર મોહ પામી જશે અને મને તજી દઈને આને સ્ત્રીપણે સ્વીકારશે. કારણકે પુરૂષો ભ્રમર સમાન હોય છે તેથી તે જુદા જુદા પુષ્પની સુગંધ લીધા કરે છે. એમ શાસ્ત્રમાં કહેલું છે. પુરૂષોની દૃષ્ટિ ચંચળ હોય છે, તેથી તે રમ્ય અને અરમ્ય બન્ને પ્રકારના પદાર્થ ઉપર જાય છે. તેમજ કામથી વિડંબના પામેલા તેઓ કૃત્યાકૃત્યને જાણતા નથી. કામાર્ત્ત-કામથી પીડિત એવો પુરૂષ પુત્રવધુ, માતા, પુત્રી, ધાવ્યમાતા, ગુરૂપત્ની, તપસ્વીની કે તિર્યંચણીને પણ ભોગવવા ઇચ્છે છે. 'મનુષ્યો અગ્નિમાં પ્રવેશ કરે છે, શસ્ત્રવડે પોતાના દેહનું વિદારણ કરે છે, તપ અને કષ્ટ અનેક પ્રકારના સહન કરે છે, પરંતુ રાગાદિ શત્રુઓને જીતી શકતા નથી તેને તો કોઇ વીરલાજ જીતે છે.' ચિત્રમાં ચીતરેલી સ્ત્રી પણ પુરૂષના ચિત્તનું હરણ કરે છે તો સ્મિત, સ્મેર અને વિભ્રમવડે ભ્રમિત નેત્રવાળી સ્ત્રીને દૃષ્ટિએ જોવાથી તે ચિત્તનું હરણ કરે તેમાં શું નવાઇ?' કામિનીના વિલોકન, ભાષણ, વિલાસ,

ક્રીડા અને આલિંગનાદિ મનના વિકાર માટે થાય છે, એટલુંજ નહીં પણ તેનું સ્મરણ પણ મનના વિકાર માટે થાય છે. ”

આ પ્રમાણે વિચારીને તે વિદ્યાધરીએ એક મહૌષધિ લાવીને તેના ડાબા પગે કૃષ્ણ સૂત્રવડે બાંધી, જેથી તે તરતજ કુબ્જ થઇ ગયો. આ પ્રમાણે કરીને તે વિદ્યાધર ને વિદ્યાધરીના ગયા પછી જાગૃત થયેલા રાજાએ પોતાનું શરીર કુબ્જ થયેલું જોયું. તે સાથે હાથે ને પગે બાંધેલી બન્ને ઔષધિઓ પણ જોઈ. પછી તેણે પ્રથમ પગે બાંધેલી ઔષધિ છોડી એટલે કુબ્જપણું મટીને સ્રીપણું થયું, પછી હાથે બાંધેલી ઔષધિ છોડી એટલે પ્રથમ હતો તેવો રૂપવાન્ થઇ ગયો. એ પ્રમાણે બન્ને ઔષધિઓનો પ્રભાવ જાણીને તે બન્ને જુદી ગોપવી. પછી રાજા ઉઠીને ફરી પરિવ્રાજિકાના મઠમાં ગયો. રાજાને આવેલ જોઈને પરિવ્રાજિકાએ પૂછ્યું કે-‘ હે મહાપુરૂષ ! તમે ચિંતાતુર જણાઓ છો, તેથી તમારા મનમાં શી ચિંતા વર્તે છે ? તે કહો. ’ રાજાએ તેની પાસે પોતાના સ્વપ્નની યથાર્થ વાત કહી સંભળાવી અને પછી કહ્યું કે- “ તે સ્વપ્નમાં દીઠેલી કન્યા મેળવવાની ચિંતા મને રહ્યા કરે છે. ” તપસ્વિની બોલી કે-“ તમે દીઠેલો કન્યા નરમત્સરી (પુરૂષદ્વેષિણી) છે. તે પુરૂષ સાથે ભાષણ પણ કરતી નથી. ” રાજાએ કહ્યુ કે- ‘ હે માતા ! જો તમારી આજ્ઞા હોય તો હું સ્રીરૂપે થઇને તેની સાથે વાણી વિલાસ કરૂં ? ’ તે સાભળીને તાપસી બોલી કે- “ જો તમારી પાસે એવી શક્તિ હશે તો તમારૂં કાર્ય સિદ્ધ થશે; તે શિવાય તેને મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી. ”

પછી બીજે દિવસે રાજપુત્રીને આવવાને વખતે રાજા સ્રીનું રૂપ વિકુર્વીને તાપસીના આશ્રમમાં ગયો અને તેને નમસ્કાર

કરીને તેની પાસે બેઠા. થોડીવાર થઇ ત્યાં કમળશ્રી તેના મઠમાં આવી અને ભક્તિપૂર્વક નમસ્કાર કરી તેણે તાપસીને પૂછ્યું કે-"આ રૂપવંતી બાળા કોણ છે ? કયાંથી અહીં આવેલી છે ? અને તમારી પાસે શા માટે બેઠી છે ?" તેના ઉત્તરમાં વૃદ્ધ તાપસી બોલી કેઃ-"હે સુભગે ! મારૂં વચન સાંભળ. આ મારા ભાઈની પુત્રી **સુલોચના** નામની છે. તે પદ્મિનીપુરથી મને મળવા માટે ઉત્કંઠિત થઈને આવી છે અને મારી પાસે થોડાક દિવસ રહેવાની છે." તે સાંભળીને કમળશ્રી બોલી કે-"હે માતા ! જો મારૂં કહેવું માન્ય કરો તો કાંઇક કહું ! આ તમારી ભત્રીજી તે મારી બહેન ગણાય તેથી તેને મારી પાસે રહેવા દ્યો કે જેથી મારો વખત તેની સાથેની વાર્તાવડે આનંદમાં જાય." તપસ્વિનીએ આજ્ઞા આપી એટલે કમળશ્રી તેને લઇને પોતાના મહેલમાં આવી અને બન્ને આનંદથી ક્રીડા કરવા લાગ્યા, તેમજ અનેક પ્રકારની ગોષ્ઠિ કરવા લાગ્યા. ભોજન વિગેરે પણ કમળશ્રી તેની સાથેજ કરવા લાગી અને તાપસણીને આશ્રમે પણ તેને સાથે લઇને હર્ષપૂર્વક જવા આવવા લાગી. પરસ્પર સ્નેહમાં મોહિત થયેલી તે નવો નવો કળાભ્યાસ કરવા લાગી. એ પ્રમાણે સુખેસુખે કેટલાક દિવસો વ્યતિક્રમ્યા.

અન્યદા સુલોચનાએ રાજપુત્રી પ્રત્યે કહ્યું કે-" તમારો વિવાહ તમારી યૌવનાવસ્થા છતાં તમારા માતાપિતાએ કેમ કરેલ નથી ? તમારૂં રૂપ રમણિક છે, નવી વય છે, વિજ્ઞાનમાં કુશળતા છે, આરોગ્ય છે, છતાં તમે તારૂણ્ય ફોગટ કેમ હારી જાઓ છો ?" તે સાંભળીને રાજપુત્રી આંખમાં આંસુ લાવીને બોલી કે-' જો તમે મારી બહેન હો તો મારી પાસે પુરુષનું

નામજ લેશો નહીં.' સુલોચના બોલી કે-' હે ભદ્રે! તમને આવો પુરૂષદ્વેષ કેમ થયો છે ? તેનું કારણ કહો, મને તે સાંભળવાનું કૌતુક છે.' રાજપુત્રી બોલી કે-" હે સુંદરી ! મારા પિતાનો પટ્ટહસ્તિ જોવાથી મને જાતિસ્મરણ થયુ છે, તેથી મારા પૂર્વભવની વાર્તા જાણવાને લીધે મને પુરૂષ ઉપર દ્વેષ ઉત્પન્ન થયો છે." નારીરૂપધારક રાજા બોલ્યો કે-' તમને હાથીને જોવાથી નરદ્વેષ કેમ થયો ? તમારો પૂર્વભવ કેવા પ્રકારનો છે?' કમળશ્રી બોલી કે-" હે સુલોચના ! મારા પૂર્વભવની વાત સાભળ કે જેથી હું નરદ્વેષિણી થઇ છું:—

મલયાદ્રીમા મોટી અટવીમાં એક **માણિભદ્ર** નામનો હાથી હતો. તેને **પ્રિય કરી** એવા નામની હાથણી હતી પ્રેમપરાયણપણે તે બન્ને સ્વેચ્છાએ ક્રીડા કરતા હતા તેવામા દૈવયોગે તે વનમા મોટો દાવાનળ લાગ્યો. તે અટવીમા પાચ એવા સ્થંડિલ બનાવેલા હતાં કે જયા તૃણ પણ ઉગેલા ન હોવાથી ત્યા દાવાનળનો ભય નહોતો. દાવાનળને જોઇને હાથી એકદમ પોતાની હાથણી સહિત પેલા સ્થંડિલ ભણી દોડ્યો, પણ ત્યાં તો બીજા પ્રાણીઓથી જગ્યા ભરાઈ ગઇ હતી ત્યાં રહેલા બધા વનચરોને અગ્નિથી ભય પામેલા જોઇને તેમની દયા લાવી હસ્તી ત્યાથી હાથણી સાથે બીજા સ્થંડિલે ગયો ત્યા પણ જનાવરો ભરાઈ ગયેલા હતા એ પ્રમાણે ત્રીજું ને ચોથું સ્થડિલ પણ ભરાયેલુ જોઇ પાંચમા સ્થડિલે ગયો. તે સ્થડિલ પણ અરણ્ય સબંધી સસલા, ગેડા, હરણો વિગેરેથી પૂર્ણ થઇ ગયેલુ હતું. પછી તેના એક ખુણા ઉપર હાથણી સહિત તે હાથી ઉભો રહ્યો. વનમાં લાગેલો દાવાનળ મૂળ'તો વિષમ હતો, તેમાં પાછો પવન ઘણો મળવાથી બહુ

વધી પડ્યો અને થોડા વખતમાં આખા વનને ભસ્મરૂપ કરી નાખ્યું. વનમાં લાગેલા દાવાનળને પવન મિત્રરૂપ થઈ પડ્યો, કે જે પવન દીપકના નાશ માટે થાય છે. પરંતુ 'દુર્જનની મિત્રાઈ કોણ કરે.' મૃગો તેમજ પક્ષીઓ બધું સ્થળ જાજ્વલ્યમાન થઇ ગયેલ હોવાથી સ્થાનભ્રષ્ટ થવા સાથે વિધુર થઈ ગયા; સ્વભાવથીજ મલિન એવો ધુમાડાવડે બંધી પૃથ્વી શ્યામ ને તાપિત થઈ ગઇ; પુષ્પ, પલ્લવ, લતા અને ફળવાળા અનેક વૃક્ષોને દાવાનળે ભસ્મીભૂત કરી નાખ્યા. એ પ્રમાણે આખું વન સાપના રાફડા જેવું બની ગયું.

અહીં પાંચમા સ્થંડિલમાં રહેલી હાથણી દાવાનળના તાપથી આક્રાંત થઇ ગઇ, તે વખતે દાવાનળના ભયથી હાથી તેને બળતી તજી દઈને એકદમ મોઢામા સુંઢને દાખલ કરતો જીવ લઇને ભાગ્યો. એ પ્રમાણે પતિને ભાગી જતો જોઇને હસ્તિની બહુજ કોપાયમાન થઇ. પણ પાછી પૂર્વે મુનિનો પ્રસંગ થયેલો હોવાથી શાંત થઇ, ક્રોધ સમાવ્યો અને તેને સન્મતિ ઉત્પન્ન થઈ. તે વનમાં શ્રીયુગાદીશનો એક શ્રેષ્ઠ પ્રાસાદ હતો, તે તેણે પૂર્વે જોયેલો હતો, આ વખતે તે પ્રાસાદનુંજ ભાગ્યયોગે તેને સ્મરણ થયું. પૂર્વે મુનિના મુખથી નમસ્કારમંત્રનો પ્રભાવ સાંભળ્યો હતો, તે અત્યારે તેના સ્મરણમાં આવ્યો. તેના શુભ ધ્યાનથી તે મરણ પામીને સ્વર્ગે ગઇ. ત્યાં સ્વર્ગનું સુખ ભોગવી ત્યાંથી ચ્યવીને હું રાજપુત્રી થઇ છું. આ ભવમાં રાજાના હસ્તીને જોવાથી મને હે સુલોચના! જાતિસ્મરણ થયું છે. મને પૂર્વભવમાં બળતી મૂકીને હાથી ભાગી ગયો, તેથી પુરૂષો એવા નિર્દય અને ક્રૂર હોય છે, માટે તેનું મોઢું પણ શા માટે જોવું? એમ મેં

ધાર કર્યો છે. હે સખી ! મેં મેરૂપર્વત સરખા સ્વર્ગના સુખ ભોગવ્યા છે તો તેની પાસે સરસવ જેવા મનુષ્યના સુખ શા હીસાબમાં છે ? તેથી તે સુખભોગથી મારૂં મન તૃપ્ત પણ કેમ થાય ? કહ્યું છે કે-અસુર ને સુરના ભોગથી જે જીવ તૃપ્ત થયો નહીં તે મનુષ્યના સ્વલ્પ સુખોથી કેમ તૃપ્તિ પામે ? સમુદ્રના પુષ્કળ જળનું પાન કરવાથી જે તૃપ્ત ન થયો તે તૃણની ટોચપર રહેલા પાણીના બિંદુથી કેમ તૃપ્ત થાય ? સંસારના વિષયસુખનું આસ્વાદન આ જીવ, બીલાડો જેમ દુધનું આસ્વાદન ખુશી થતો થતો કરે છે તેમ કરે છે; પરંતુ માથા ઉપર યમરાજા ડંડ લઇને ઉભો છે તેને તે જોતો નથી. " હે ચિત્તરૂપી ભ્રાત ! ધ્યાનથી શું, ઉત્તમ ગુરૂથી શું ? શ્રેષ્ઠ એવા તપો કરવાથી શું ? અનેક દેવોની સ્તુતિ-પ્રાર્થના કરવાથી પણ શું ? જો તને શ્રેષ્ઠ સુખનીજ ઇચ્છા હોય તો પવને હલાવેલા ચપળ દીપકની શિખા સરખા કામને તજી દે. " હે સુલોચના ! આ પ્રમાણે વિચાર કરીને મારી પાસે રમણિક એવા વિષયસુખનું કે પુરૂષનું નામ પણ દેવું નહીં. પ્રેમવાળી એવી હાથણીને આગમાં બળતી મૂકીને હાથી ભાગી ગયો તેથી વિચાર કર કે પુરૂષમાં શ્રેષ્ઠતાજ શી છે ? તેવા પુરૂષો શી રીતે માન્ય કરવા યોગ્ય હોઈ શકે ?"

આ પ્રમાણેના રાજપુત્રીના વચનો સાંભળીને સુલોચના બોલી કે-' હે સખી ! તું કહે છે તે ઠીક છે પણ સ્રીનું કન્યાપણું મોટી ઉમરે ઠીક લાગતું નથી. ' તેનો આવો આગ્રહ જોઇને કમળશ્રી ફરીને બોલી કે-' હે સખી ! જો હું પૂર્વભવના ભર્ત્તારને જાણું અને તેનામાં ગુણનો સદ્ભાવ હતો એમ સમજું તો વખતે તેની સાથે પાણીગ્રહણ કરૂં.' આ પ્રમાણેનો

કુમળશ્રીનો વિચાર જાણીને ચિંતામાં પડેલી કૃત્રિમ સ્ત્રીને વિશેષ ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેણે પોતાનો પૂર્વભવ દીઠો.

અન્યદા તાપસી પાસે જઇને તે સ્ત્રી થયેલ રાજાએ પોતાના અને રાજપુત્રીના પૂર્વભવની બધી વાર્તા કરી. તે સાંભળીને તાપસીએ તે હકીકત એક ચિત્રપટમાં આલેખી. તેમાં દાવાનળ સહિત અટવી ચીતરી. હાથણીને બળતી જોઇને પાણી લેવા માટે હાથીને જતો ચીતર્યો. તે પાણી સુંઢમાં લઇને આવ્યો અને તે જળવડે હાથણીને સીંચવા લાગ્યો. વળી બીજીવાર પાણી લેવા ગયો અને તેનાવડે સીંચી. એમ ગમનાગમન કરતાં તે હાથી પણ દવથી દગ્ધ થઇ ગયો અને મૃત્યુ પામ્યો. આ બધું ચીતર્યું. આ પ્રમાણે બધી હકીકત ચીતરીને તે ચિત્રપટ્ટ સુમતિ મંત્રીને બધી હકીકત સમજાવીને આપ્યો. મંત્રીએ તે ચિત્રપટ્ટ તે નગરના ચતુષ્પથ વચ્ચે મૂક્યો અને તેનો મહિમા કર્યો. તે જોઇને લોકો 'આ શેનું ચિત્રપટ્ટ છે?' એમ પૂછવા લાગ્યા. એટલે મંત્રી બોલ્યો કે-'આ મારા સ્વામીનું ચિત્ર છે અને તેનું ચરિત્ર બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું છે.' આ હકીકત પરંપરાએ રાજપુત્રીએ સાંભળી. એટલે તેણે પટ્ટ લઇને મંત્રીને બોલાવ્યો, તે ગયો. તેની પાસેથી પટ્ટ લઇને રાજપુત્રી તે જોવા લાગી. તેમાં તેણે દાવાનળ યુક્ત અટવી દીઠી; તેમાં હાથી ને હાથણી જોયા. હાથીને પાછો આવીને હાથણીને પાણી સીંચતો ને છેવટ મરણ પામતો જોયો. તેને પોતાના પૂર્વભવનો સત્તાર જાણીને તે રાજપુત્રી ઉંચે સ્વરે વારંવાર રોવા લાગી. હાથીને અગ્નિમાં બળી ગયેલો જોઇને તેનો પુરૂષપરનો દ્વેષ નાશ પામ્યો.

તે વિચારવા લાગી કે-" અહો ! મારા સ્નેહથી બદ્ધ થયેલ હસ્તી મારી પાછળ મરણ પામ્યો ! સ્નેહ અનર્થનું મૂળ છે, સ્નેહ દુઃખની શ્રેણિરૂપ છે, સ્નેહવડેજ પ્રાણી દધિની જેમ મંથનનું દુઃખ ભોગવે છે. પ્રેમનો વિકાર નિશ્ચયે દુર્નિવાર છે. તેને લઇનેજ મુરારિ (કૃષ્ણ) શૃંખલા બદ્ધ થયા, ચંદ્રમા કલંક પામ્યો, રવિ કુષ્ટિપણાને પામ્યો અને શંભુ (શિવ) ને અર્ધ શરીરે પાર્વતીને રાખવી પડી. સ્વજનો સીદાય, ચાડીઆઓ હસે, બાંધવો શોક કરે, પ્રાણ તોળાઇ રહે, ન્યાયવાળા નિંદા કરે, લક્ષ્મી ચાલી જાય તોપણ કામી પુરૂષ પોતાના અભીષ્ટ જનને નિશંકપણે સેવે છે. જો યુક્તાયુક્તની વિચારણા પ્રાપ્ત થાય તો તે આવા સ્નેહને જળાજળી આપે છે-તજી દે છે. "

વળી રાજપુત્રી વિચારે છે કે-" મેં જળ લાવીને દવથી પીડિત એવી મને સીંચતા હાથીને જોયો નહીં તેથીજ તેના ઉપર અને અત્યારે પુરૂષ ઉપર દ્વેષ કર્યો. પ્રાયે નારી અલ્પ બુદ્ધિવાળીજ હોય છે." આ પ્રમાણે વિચારીને તેણે મંત્રીને પૂછયું કે-' આ ચિત્ર તમને કોણે આપ્યુ છે ? ' એટલે તે બોલ્યો કે-" હે સ્વામિની ! સાંભળો. મારા સ્વામી પદ્મિનીપુરમાં રાજા છે. તેનું નામ પુરૂષોત્તમ છે. તેણે જાતિસ્મરણવડે જોઇને પોતાનું ચરિત્ર આ પટ ઉપર આળેખ્યુ છે. તેને થયેલા મતિમોહથી પોતાના પૂર્વભવની પ્રિયા મેળવવા માટે તેણે આવા ચિત્રપટો સર્વ રાજ્યોમાં મોકલ્યા છે. ' સર્વ કર્મ મોહની કર્મમાં, સર્વ દુઃખો દરિદ્રતામાં, સર્વ પાપો ચૌર્યભાવમાં અને સર્વ દોષો અસત્યમાં સમાઈ જાય છે.' જાગતા છતાં પણ જે નિદ્રા છે, જોતા છતાં પણ જે અંધતા છે, શ્રુત ભણ્યા છતાં પણ જે જડપણું છે અને પ્રકા-

"શિતપણું છતાં પણ જે તમરૂપ છે, એવો સ્ત્રીમોહ ખરેખર ત્યાજ્ય છે. દારા પરાભવરૂપ છે, બંધુજનો બંધનરૂપ છે, વિષયો વિષરૂપ છે, તે છતાં આ જનોનો મોહ કેવો દુર્ગમ છે કે જેથી ખરેખરા શત્રુઓને પણ આ પ્રાણી મિત્ર ગણે છે.' આમ હોવાથી પૂર્વભવનો મોહ ખાસ તજવા યોગ્ય છે. એમ બહુવાર સમજાવ્યા છતાં પણ અમારા રાજા ન સમજવાથી તેની આજ્ઞાને લઇને હું આ ચિત્રપટ્ટ સહિત અહીં આવ્યો છું."

આ પ્રમાણેની તેની હકીકત સાંભળીને રાજપુત્રી હર્ષમાં આવી જઇને બોલી કે–'હું જાતિસ્મરણથી જાણું છું કે–આ હાથણી તે હું છું અને તમારા રાજા તે હાથીરૂપ મારા પતિ છે.' પછી પુરૂષોત્તમ રાજા ઉપર રાગી થઇને તેણે પોતાના માતાપિતાને કહેવરાવ્યું કે–'પદ્મિનીપુરના રાજા પુરૂષોત્તમ સાથે તમે મારો વિવાહ કરો.' રાજા તે સાંભળીને બહુજ ખુશી થયો અને હર્ષિત થયેલા રાજાએ તરતમાંજ વિવાહની સર્વ સામગ્રી તૈયાર કરી સારભૂત એવી મોટી ઋદ્ધિસહિત પોતાના સુબુદ્ધિ મંત્રીની સાથે શુભ દિવસે પોતાની પુત્રી કમળશ્રીને પદ્મિનીપુર તરફ રવાને કરી. સુલોચના સહિત પ્રયાણ કરતાં અનુક્રમે તેઓ પદ્મિની-પુર નજીક પહોંચ્યા.

પદ્મિનીપુરના ઉદ્યાનમાં તંબુ નાખીને તેઓ રહ્યા. નગરમાં વાત ચાલી કે–'અમુક રાજાની પુત્રી કમળશ્રી સ્વયંવરા થઇને પોતાની મેળે આપણા રાજાને વરવા માટે આવી છે.' સુમતિ મંત્રીએ પ્રથમ નગરમાં જઇને વાજીત્રો અને સૈન્ય સહિત સામે આવી તેમનું આતિથ્ય કર્યું. "સજ્જનો પોતાને ત્યાં આવ્યે સતે

ઉત્તમ જનો સામે ઉભા થાય છે, મસ્તક નમાવે છે, સ્વાગત પૂછે છે, સંતોષ પામે છે, હસે છે, સામે જાય છે; પૂર્વની સંગતિને દ્રઢ કરે છે અને વચનામૃતવડે પરસ્પરના હૃદયનું સિંચન કરે છે." કદિ કોઇ અપ્રિય જન આવે તો તેના પ્રત્યે પણ સજ્જનો આવું વર્તન કરે છે, તો પ્રિયજન પ્રત્યે કરે તેમાં તો શું નવાઇ?

પછી સુલોચનારૂપધારી રાજાએ 'હું મારે ઘરે જઈશ' એમ કહી રાજપુત્રીની રજા લીધી અને સ્ત્રીરૂપધારી રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. પછી એકાંતે પેલી ઔષધિ છોડીને તે સ્વરૂપધારી થયો. પોતાના રાજાને આવેલા જાણીને નગરજનોએ તેમનો પ્રવેશમહોત્સવ કર્યો. મંત્રી સામંત વિગેરે સર્વેએ આવીને નમસ્કાર કર્યો અને હર્ષવડે પ્રપૂરિત મનવાળા થઈને સૌએ વર્ધાપના નિવેદન કરી. પછી રાજસભામાં બેસીને રાજાએ જ્યોતિષશાસ્ત્રમાં પ્રવીણ જ્યોતિષીઓને બોલાવ્યા અને વિવાહ સંબંધી શુભ દિવસ પૂછ્યો. તેઓએ જ્યોતિષશાસ્ત્રમાં જોઇને અઢાર દોષ રહિત રેખાશુદ્ધ બળવાન એવું શુભ લગ્ન તેજ દિવસની રાત્રીના આરંભનું આપ્યું. પછી સુબુદ્ધિ અને સુમતિ મંત્રીએ મળીને વરકન્યાના વિવાહને લગતી તમામ સામગ્રી તરતમાંજ તૈયાર કરી. પુણ્યના યોગથી સેંકડો મનોરથ સાથે સ્વપ્નમાં દીઠેલી અને સાક્ષાત્ મળેલી પદ્મિની એવી રાજપુત્રી કમળશ્રીની સાથે પુરૂષોત્તમ રાજાએ પાણીગ્રહણ કર્યું. રાજપુત્રી સાથે આવેલા મંત્રી વિગેરેને ઘણા ઉત્સાહથી એક મહિના સુધી રોકી પછી યોગ્ય સન્માન કરીને સર્વને યથાયોગ્ય વસ્ત્રાલંકારાદિની પહેરામણી કરી અને તેમને તેમજ બીજા આવેલા સ્વજનોને યથાયોગ્ય વિવેક જાળવીને વિસર્જન કર્યા અર્થાત્ રજા આપી.

રાજાને પ્રથમ પદ્માવતી નામની એક પટરાણી હતી, તેવીજ આ બીજી સ્વપ્નના અનુસારે પ્રાપ્ત થયેલી કમળશ્રી પટરાણી થઇ. રતિ ને પ્રીતિ જેવી તે બે રાણીઓ સાથે રાજા રૂપવડે મૂર્તિમાન્ કંદર્પ સમાન શોભવા લાગ્યો. એક પદ્મિની અને બીજી હસ્તિની એવી બે શ્રેષ્ઠ સ્ત્રીઓ સાથે તે રાજા ચક્રવર્તીની જેમ સુખભોગ ભોગવવા લાગ્યો. પૂર્વ જન્મના પ્રેમથી કમળશ્રી ઉપર તેનો રાગ વિશેષ થયો, તેથી તેના વિના તે એક ક્ષણ પણ રહી શકતો નહોતો. તે રાજા રાજ્ય કરતે સતે તેના આખા રાજ્યમાં દુર્ભિક્ષ, બીજા ઉપદ્રવો, દુઃખના કારણો, અન્યાય કે મહાપાપ થતાં નહોતાં. તેણે પોતાના આખા રાજ્યમાંથી સાત વ્યસનોને હુકમવડે દૂર કર્યા, તેમજ તેનું દ્રવ્ય નીતિવાળું હોવાથી તેને સાત ક્ષેત્રમાં તે સારી રીતે વાવવા લાગ્યો.

એ પ્રમાણે ઘણા વર્ષો પર્યંત સુખભોગ ભોગવતાં તેની બન્ને રાણીઓ સગર્ભા થઇ. અનુક્રમે તે બન્નેને પુત્ર થયા, રાજાએ તેનો સારી રીતે જન્મ મહોત્સવ કર્યો અને યોગ્ય દિવસે તેના શ્રીષેણ અને હરિષેણ એવાં નામ પાડ્યાં. પ્રથમાવસ્થામાં તેનું લાલનપાલન કર્યું, પછીની અવસ્થામાં તેને સારી રીતે ભણાવ્યા, પછી વૃદ્ધિ પામતા એવા તેઓ યૌવનાવસ્થા પામ્યા. કહ્યું છે કે-" જે પુત્ર બાલ્યાવસ્થામાં શાસ્ત્રકળા મેળવવાના પરિશ્રમમાં તત્પર હોય તેમજ શરીરનો પણ પોષક હોય અને તરૂણાવસ્થામાં સંસારના સુખ ભોગવવા સાથે દ્રવ્યોપાર્જનમાં તત્પર હોય તે સાથે માતાપિતાનો પાલક હોય. તેમજ વૃદ્ધાવસ્થામાં જે ધર્મિષ્ટ હોવા ઉપરાંત મનોવિકાર રહિત સ્વચ્છ ઇંદ્રિયોવાળો હોય-એવો પુત્ર આ ભવ ને પરભવમાં અસંખ્ય સુખને માટે થાય છે."

બન્ને બંધુઓ રામ લક્ષ્મણની જેમ પરસ્પર ગાઢ પ્રીતિ ધરાવતા સતા સાથે રહીનેજ અનેક પ્રકારની ક્રીડાઓ કરવા લાગ્યા. 'કાંતારમાં, વ્યસનમાં, વિવાદમાં, કલહમાં, સુખમાં, દુઃખમાં, સંભ્રમમાં, યાત્રામાં, વ્યવહારિક કાર્યમાં, કુળાચારમાં, વિવાહક્રમમાં તેમજ બીજા શુભ કે અશુભ અનેક કાર્યમાં જે નિરંતર સાથેજ રહે તેજ ખરેખરો બાંધવ છે. તેવાજ બાંધવની સ્પૃહા કરવામાં આવે છે. જે તેવો ન હોય તે બાંધવજ શેનો ? તેને કોણ ઇચ્છે ?' બીજી બધી વસ્તુ પ્રયત્નથી કે ધનથી પ્રાપ્ત થાય છે, પણ પુન્યવાન્ વિનયી અને ગુણી એવો ભાઇ કોઇ પ્રકારે પ્રાપ્ત થતો નથી.

અન્યદા તે નગરના ઉદ્યાનમાં અનેક ગુણગણસંયુક્ત અને દૂર કર્યો છે અજ્ઞાનરૂપી અંધકાર જેણે એવા શ્રીસંભવ નામના આચાર્ય પધાર્યા. ચાર જ્ઞાનવાળા અને ચાર પ્રકારના ધર્મને કહેનારા તે સૂરિ શુદ્ધ જમીન જોઇને ૭૦૦ મુનિ સાથે ત્યાં રહ્યા. ઉદ્યાનપાળકના મુખેથી તેમના આગમનની હકીકત જાણીને રાજા ઉદ્યાનમાં આવ્યો અને ગુરૂને વંદન કરી તેમની પાસે ધર્મ સાંભળવા બેઠો. ગુરૂમહારાજે ધર્મદેશના દેવા માંડી.

" હો ભવ્યો ! વિરસ અને અનેક પ્રકારના દુઃખોથી વ્યાપ્ત એવા આ સંસારરૂપી સમુદ્રમાં એક નિર્મળ એવો ધર્મજ ચિંતામણિ રત્નની જેમ અંગીકાર કરવા યોગ્ય અથવા શ્રેષ્ઠ છે. આ જગતમાં વ્યસનો ઉપર દ્વેષ, સાધુજનોપર પ્રીતિ, ગુણોમાં આદર, સદ્વિદ્યામાં રતિ, સુભાષિત રસના આસ્વાદનમાં કુતુહળ, સારા સુકૃતો રચવાની શક્તિ, પરપીડા સમાવવામાં પ્રયત્ન અને જિનેશ્વરના આરાધનમાં તત્પરતા–આટલાં વાનાં કોઇક ધન્ય જીવ-

નેજ પ્રાપ્ત થાય છે. હે ભવ્યપ્રાણી ! તું પ્રાણીમાત્રમાં સમભાવને ધારણ કર, સંસારપર નિર્મમત્વ બુદ્ધિ લાવ, મનના શલ્યને દૂર કર અને ભાવશુદ્ધિનો આશ્રય કર. ”

આ પ્રમાણેની દેશના સાંભળીને રાજા અત્યંત વૈરાગ્યવાસિત થયો. પછી તેણે પોતાના પૂર્વભવ સંબંધી અને તેમાં કરેલા પુણ્ય સંબંધી પૃચ્છા કરી. ગુરૂમહારાજે કહ્યું કે-“ હે મહીનાથ ! તેં પૂર્વ જન્મમાં જે મહા તપસ્યા કરીને પુણ્ય ઉપાર્જન કર્યું છે તે હું સ્પષ્ટપણે કહું છું. સાંભળઃ-

આ ક્ષેત્રમાંજ **નરકાંતા** એવા નામની રમણિક નગરી છે. ત્યાં અનેક હસ્તીઓની શ્રેણિથી વિભૂષિત **નરસેન** નામનો રાજા છે. તે નગરમાં **ગુણસાર** નામનો મહા ધનવંત સાર્થવાહ વસે છે. તેને પતિના ચિત્તને અનુસરનારી-તે પ્રમાણેજ વર્તનારી **ગુણશ્રી** નામની પ્રિયા છે. કેટલોક વખત વ્યતિક્રમ્યા પછી દુર્દશાના યોગથી કોઇ જીવ નરકમાંથી ચ્યવીને ગુણશ્રીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. તે ગર્ભના પ્રભાવથી ગુણશ્રીને અશુભ દોહલા થવા લાગ્યા. તેમજ મલિન વસ્ત્ર ગમવા લાગ્યા અને કુત્સિત અન્ન રૂચવા લાગ્યુ. ‘ હું દાન આપવા ઈચ્છતી નથી, છતાં આ ભિક્ષુકો શા માટે મારે ઘરે આવે છે. ’ એવો અશુભ ગર્ભના પ્રભાવથી તેના ચિત્તમાં વિચાર આવવા લાગ્યો. દુર્ભાગ્યના વશથી તેનો પતિ ગુણસાર મૃત્યુ પામ્યો અને તેની જળમાર્ગે ને સ્થળમાર્ગે રહેલી તેમજ ઘરમા રહેલી સર્વ લક્ષ્મી નાશ પામી. જે જેના હાથમાં આવ્યુ તે તેઓ ઉપાડી ગયા. અનુક્રમે પુત્રનો જન્મ થયો. ત્યારપછી કેટલેક દિવસે તેની માતા મરણ પામી. પૂર્વ પાપના ઉદયથી

કૃશ, કપિલ કેશવાળો, કુબડો, વામણો, કુરૂપ અને દુર્ભાગી એવો તે બાળક થયો. તેનું કુટુંબ તો નાશ પામ્યું હતું પણ બીજા લોકોએ દયા આવવાથી તેને પાળ્યો. ' દયાળુ મનુષ્યો સગુણ કે નિર્ગુણપણું જોતા નથી. ' તેણે લક્ષ્મી, કુટુંબ બધું સંવરી લીધું તેથી બાળકાળથી લોકોએ તેનું નામ **સંવર** રાખ્યું. તે જ્યાં જાય ત્યાં ઉંચે સ્વરે દુર્વાક્યો કહીને લોકો તેને તાડના કરતા હતા તેથી તે દુર્ભાગી શાંતિથી કોઇ ઘરે કે દુકાને બેસી શકતો નહીં. તે જ્યાં બેસતો હતો ત્યાં બાળકો તેને હેરાન કરતા હતા. કાગડાઓનો ઉપદ્રવ ઘુવડ સહન કરે તેમ, તે બધી પીડા સહન કરતો હતો. અન્યદા તે રાજદ્વારે ગયો તો ત્યાં દ્વારપાળે તેને તાડના કરી કાઢી મૂક્યો. તરૂણ થયા છતાં પણ તેનું વિરૂપપણું દુષ્કર્મના યોગથી ગયું નહીં.

આ પ્રમાણે મહા દુર્દશાયુક્ત ઘણો કાળ વ્યતિત થયે સતે તે સંવર દૌર્ભાગ્યના દુઃખથી ચિત્તમાં વિચારવા લાગ્યો કે-" અહો ! મારૂં એવું તે કેવું મહા પાપ છે કે જેથી મારા માતા પિતાનો, કુટુંબનો અને સંપત્તિનો બધાનો નાશ થયો ? મારા મનોરથો દુર્ભાગીની જેમ મનમાં ઉત્પન્ન થઇને પાછા મનમાંજ શમી જાય છે. કુલાંગાર એવા મેં સુહૃદોની વાણી માની નહીં, આત્મલાઘવતા ગણી નહીં અને જનપ્રવાદથી હું ભય પામ્યો નહીં. સૌનિક, કૃતઘ્ન, વ્યાધ ( પારધી ), મતલોપી અને વિશ્વાસઘાતીઓમાં પણ મારા સમાન પાપી કોઈ હશે નહીં. કષાયાંધ ને વિષયાંધોમાં, તિર્યંગ્ નરકગામી જીવોમાં, પ્રચ્છન્ન પાપ કરનારાઓમાં, અનંત સંસાર ભ્રમનારાઓમાં, અભવ્યોમાં, મદાંધોમાં, માંસ ભક્ષણના રક્તમાં અને કુળને મલીન કરનારાઓમાં મારા

જેવો દુર્દશાવાન્ કોઈ જણાતો નથી. અંધ સારો, મૂર્ખ સારો, કુષ્ઠિ સારો, ઠુંઠો સારો, પક્ષી સારો અને મ્લેચ્છ સારો પણ કુળને લજાવનાર મારી જેવો સારો નહીં. કેટલાક મનુષ્યો તો આખા જગતનું રક્ષણ કરવામાં સમર્થ હોય છે, કેટલાક કુટુંબનું રક્ષણ કરવામાં સમર્થ હોય છે, કેટલાક પોતાનું પેટ ભરવામાં સમર્થ હોય છે, અને મારી જેવા દુર્ભાગ્યરૂપી સર્પે ડશેલા તો પોતાનું પેટ ભરવાને પણ સમર્થ હોતા નથી. હે તૃષ્ણા દેવી! અનથી યાચના કરવામાં તત્પર એવા મારી જેવા ' દ્યો, દ્યો ' એમ કહેતા ફરે છે, કોઇ વખત પારકે ઘરે માનરહિતપણે કાગડાની જેમ શંકા સહિત જમે છે, વળી ભ્રંકુટીના કટાક્ષથી કુટીલ એવા સાક્ષેપ જોનારા ખળોથી જોવાય છે, કોઈપણ જગ્યાએ શાંતિ કે સન્માન પામતા નથી. દુર્જનનું ચેષ્ટિત જોયું, સમાન જનોથ થતો પરાભવ વેઠ્યો, મિત્રાઇ માટે ધનવંતોની ખુશામત કરી, ઠીંકરાના ભાજનમાં જમ્યો, ઉઘાડા પગે ઘણું ગમનાગમન કર્યું, તૃણના સંથારા ઉપર સુતો-બધા દુઃખો સહન કર્યા, છતાં હે કૃતાંત ! કાંઇ દુઃખ દેવું બાકી રહ્યું હોય તો તે પણ આપી દે કે જેથી હું તે ભોગવવાને તૈયાર રહું."

આ પ્રમાણે વિચારીને છેવટે તેણે ચિંતવ્યું કે-' પરાભવના સ્થાનરૂપ એવા હું દુર્ભાગીને અહીં તો રહેવાનું સ્થાનજ નથી, તેથી બહારગામ જવું તેજ યોગ્ય છે.' આમ વિચારીને પોતાનું નગર તજીને તે બહાર નીકળ્યો. અનુક્રમે તે વનમાં આવ્યો. ત્યાં તેને ગોવાળોએ પાષાણ અને લાકડીઓવડે સારી રીતે કુટ્યો. તે વખતે તેણે સમતા ધારણ કરીને વિચાર્યું કે-' હે જીવ! તારાં કરેલાં કર્મો તારે ભોગવવાનાં છે, તેથી શાંતિથી

સહન કરવાં તેજ યોગ્ય છે. દારિદ્રરૂપી દવથી બળેલાને, આધિ-વ્યાધિથી દુઃખી થયેલા જીવોને, કૃપણોને અને અશક્તોને ક્ષમા તેજ ગતિ છે—ક્ષમાજ ધારણ કરવા યોગ્ય છે.' આ પ્રમાણે વિચારતા ને આગળ ચાલતા તેણે એક મોટી અટવીમાં ભયભીતપણે પ્રવેશ કર્યો. તેવામાં તેણે સિદ્ધાસને સ્થિત થયેલા એક મુનિને જોયા.

મુનિએ તેને દીનને આવતો જોઇને 'હે વત્સ! આવ, આવ.' એમ કહીને બોલાવ્યો. તે સાંભળીને તે દુર્ભાગી સંવરે વિચાર્યું કે—'અત્યારે કાંઇક મારૂં ભાગ્ય જાગૃત થયું જણાય છે. કારણકે આજસુધી 'આવ' એવો શબ્દ આ જીંદગીમાં મેં સાંભળ્યો નથી.' પછી આંખમાંથી આંસુ ઝારતાં તેણે મુનિરાજના ચરણમાં પ્રણામ કરીને કહ્યું કે—'હે ભગવન્! તમારા દર્શનથી આજે હું કૃતાર્થ થયો છું.' મુનિએ તેનો હાથ ઝાલીને તેને આશ્વાસન આપી સ્વસ્થ કર્યો અને વૈરાગ્ય સંબંધી આ પ્રમાણેની દેશના તેને આપી. "હે ભવ્ય પ્રાણી! આ સંસારમાં રહેલા જીવોને પ્રથમ તો સ્ત્રીની કુક્ષિમાં—ગર્ભવાસમાં દુઃખ ભોગવવાનું છે, ત્યારપછી એટલે જન્મ્યા પછી સ્ત્રીના દુધનું પાન કરવું અને મળથી મલીન શરીરે રહેવું એ પણ દુઃખ છે, તરૂણપણામાં પણ શોક વિયોગાદિક અનેક પ્રકારનાં દુઃખ હોય છે અને છેવટે વૃદ્ધપણું પણ તદન અસાર છે, માટે રે મનુષ્ય! કહે, આ સંસારમાં સુખ કોઇ પણ અવસ્થામાં જરા પણ છે? આ સંસાર મહાન્ કૂપ સમાન છે, તેમાં અનેક પ્રકારની વિપત્તિરૂપ જળ ભરેલું છે, તેમાં પડેલા પ્રાણીઓને તેમાંથી ઉદ્ધારવાને ધર્મ રજ્જુ સમાન છે. સ્વલ્પ ધન છતાં પણ સંતોષ, કષ્ટમાં પણ શાંતિ, ગતાયુ છતાં પણ ધીરપણું—એ મહત્માઓનો સ્વભાવજ છે."

૧ આ પ્રમાણેની ગુરૂમહારાજની દેશના સાંભળીને સંવર બોલ્યો કે-' હે મુનિરાજ ! મને આ ભવમાં અત્યંત દુઃખ પડયું છે.' મુનિ કહે છે કે-" હે વત્સ ! બીજી ગતિના દુઃખો પાસે આ મનુષ્યભવ સંબંધી તારૂં દુઃખ તે શા હિસાબમાં છે ? આ જીવે પૂર્વે નરકગતિમાં અનંતીવાર જે દુઃખો સહન કર્યા છે તે હું તને લેશ માત્ર કહું છું. તે સાવધાન થઇને સાંભળ-નરકમાં નારકી જીવોના તલતલ જેવડા ખંડખંડ કરવામાં આવે છે, વજ્રમય મુદ્દગરથી કૂટે છે, અગ્નિવડે કુંભીમાં નાખીને પચવે છે, તીક્ષ્ણ શસ્ત્રવડે કકડા કરે છે, કરવતથી વિદારે છે, કોળ અને શ્વાનવડે ખવરાવાય છે, મોટા યંત્રમાં નાખીને પીલે છે, તપાવેલું સીસું પાય છે, લોઢાના વાહનમાં જોડે છે, શિલા ઉપર પછાડે છે, અગ્નિના કુંડમાં નાખે છે, તપાવેલી ભૂમિમાં સુવાડે છે-આ પ્રમાણેની પરમાધામીકૃત વેદનાઓ છે. તદુપરાત ક્ષેત્રસ્વભાવથી થતી અને અન્યોઅન્યથી કરાતી પીડા પણ અસહ્ય હોય છે. ગાઢ મત્સરવાળા નારકીઓ મહા દુઃખ ભોગવે છે. જ્વર, ઉષ્ણ, દાહ, ભય, શોક, તૃષ્ણા, કંડુ, બુભુક્ષા, પરવશતા અને શીત-આ દશ પ્રકારની તો ત્યા કાયમ ક્ષેત્રવેદના હોય છે.

હવે તિર્યંચ ગતિની પીડા કહે છે-તિર્યંચો અંકુશ, ચાબકા, લાકડીઓ, વધ, બંધન, ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો વિગેરેથી થતી અનેક પ્રકારની વેદના ભોગવે છે. આવી વેદના જેઓ ગતભવમાં ધર્મના નિયમવાળા હોય છે તેઓ પ્રાયે પામતા નથી."

આ પ્રમાણેની ગુરૂમહારાજની દેશના સાંભળીને તેમજ સંસારના પારાવાર દુઃખો જાણીને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે સંવરે

ગુરૂમહારાજ પાસે ચારિત્ર લીધું અને ખડ્ગ ધારા સમાન તીવ્રપણે પાળવા લાગ્યો. ગુરૂમહારાજની શિક્ષાને મસ્તકપર ધારણ કરતા એવા સંવરમુનિ અનુક્રમે ગીતાર્થ થયા. તેમણે અનેક પ્રકારના તપ કર્યા, મુનિની બાર પ્રતિમાઓ વહી, અનુક્રમે જિનકલ્પ સ્વીકાર્યો. છમાસી પર્યંત તપ કર્યો. અન્યદા તેઓ અરણ્યમાં મેરૂપર્વતની જેમ સ્થિર થઈને કાયોત્સર્ગે રહ્યા. તે વખતે ઇંદ્રે સુરલોકમાં તેની સ્થિરતાની પ્રશંસા કરી. તે સાંભળીને કોઈ મિથ્યાદષ્ટિ દેવે તે નહીં સદ્દહતાં કહ્યું કે-" હું હમણાજ ત્યાં જઈને તરતમાંજ તે મુનિને ચળાવું છું. મનુષ્યની સ્થિરતા એવી ક્યાંથી હોય કે જેથી દેવ પણ ન ચળાવી શકે ? "

આ પ્રમાણે કહીને તે દેવ જ્યાં મુનિ હતા ત્યાં આવ્યો અને તેણે દેવમાયાવડે એક સાર્થ વિકુર્વ્યો. તેમજ સર્વત્ર ગ્રીષ્મઋતુ વિસ્તાર્યો. સૂર્યના કીરણો પણ તીવ્ર કર્યા કે જેથી તૃષા વધે અને રસ નાશ પામે. આવી કળિકાળ જેવી ગ્રીષ્મઋતુથી જળ(પક્ષે જડ)ની વલ્લભતા વૃદ્ધિ પામી. મુનિની પાસે સાર્થવાહ પોતાના પરિવાર સાથે રહેલો છે. દેવે માયાવડે મુનિના દેહમાં ક્ષુધા અને તૃષાની પીડા વધારી દીધી. સાર્થવાહે મુનિની પાસે શીતળ જળ અને કરંબો વિગેરે અન્ન મૂક્યું અને તે વહોરવા પ્રાર્થના કરી, પણ મુનિ છમાસી તપવાળા હોવાથી તેમણે કાંઈ પણ ગ્રહણ કર્યું નહીં. અર્ધ રાત્રે દેવે માયાવડે તડકો વિકુર્વીને કહ્યું કે-' મારી ઉપર દયા કરીને કાઉસગ્ગ પારો, મારી પાસે સર્વ પ્રકારનું પ્રાસુક અન્ન છે અને તમે પ્રસંગોપાત અતિથિ મળી ગયા છો. ' મુનિએ વિચાર્યું કે-' અત્યારે હજુ રાત્રી છતાં આ તડકો ક્યાંથી ? જરૂર જણાય છે કે કોઈ દેવ

માયાવડે આ આતપ વિકુર્વ્યો છે. તેથી કાયોત્સર્ગની મર્યાદા પૂરી થયા વિના હું કાઉસગ્ગ પારીશ નહીં.' આ પ્રમાણે વિચારીને મુનિ તો ચાર આહારના ત્યાગી હોતા સતા કાયોત્સર્ગમાંજ સ્થિત રહ્યા. પછી દેવે વાઘ અને સર્પ વિગેરે વિકુર્વીને અનેક પ્રકારના પ્રતિકૂળ ઉપસર્ગો કર્યા. તે ઉપસર્ગોથી પણ જ્યારે મુનિ કિંચિત્ પણ ચળાયમાન થયા નહીં, ત્યારે દેવતા પોતાની મેળેજ અનુકૂળ, પ્રસન્ન મનવાળો અને હર્ષિત થયો સતો બોલ્યો કે-" હે પ્રભુ ! આપની ઇંદ્રે જેવી પ્રશંસા કરી તેવાજ આપ છો; એટલુંજ નહીં પણ તેથી અધિક છો. હે મહા મુનિ ! મેં આપની પરીક્ષા કરતાં આપને જે કાંઇ કષ્ટ આપ્યું છે તેને માટે મને ક્ષમા કરશો. શું આખા જગતના પ્રબળ પવનવડે પણ મેરૂપર્વતના શિખર ચલિત થાય છે ? નથી થતા."

આ પ્રમાણે સ્તવના કરી નમીને પુષ્પવૃષ્ટિ કરી દેવ સ્વસ્થાને ગયો. છ માસને અંતે સંવરમુનિએ છમાસી તપનું પારણું કર્યું. ઉગ્ર તપવડે કરીને તેમને અણિમા વિગેરે અનેક પ્રકારની લબ્ધિઓ ઉત્પન્ન થઇ.

એ પ્રમાણે ચીરકાળ પર્યંત તીવ્ર તપ તપી સર્વ કર્મ ખપાવી પ્રાંતે પંદર દિવસની સંલેખના કરી મરણ પામીને સંવરમુનિ સાતમા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ થયા.

દેવલોકથી ચ્યવીને વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ શ્રેણિમાં **ક્ષેમંકરા** નગરીમાં **રત્નચૂડ** નામના રાજાની **મદનવલ્લિકા** નામની રાણીની કુક્ષિમાં સત્તર સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરીને અવતર્યા. યોગ્ય સમયે તેનો પ્રસવ થયો. રણચૂડ નામ

રાખ્યું. અનુક્રમે વૃદ્ધિ પામ્યો સતો તે પણ વિદ્યાવિશારદ (વિદ્યાધર) થયો. અન્યદા આકાશમાર્ગે જતાં રત્નચૂડે વણારસી નગરીમાં એક અત્યંત રૂપવાળી કોઈ યુવતિને દીઠી. તેની ઉપર રાગ ઉત્પન્ન થવાથી તેનું હરણ કરીને તે તેને પોતાને સ્થાને લઈ ગયો અને વિષયાસક્ત ચિત્તથી તેને પોતાની પ્રિયતમા કરી. કામના તીવ્ર અભિલાષવડે તેનું અત્યંત સેવન કરવાથી કેટલેક કાળે તેનું શરીર તૂટી ગયું. રાજયક્ષ્માદિ અનેક રોગો તેના શરીરમાં ઉત્પન્ન થયા. 'અતિ સંભોગથી અનેક પ્રકારની રોગોત્પત્તિ શરીરમાં થાય છે એ ચોક્કસ હકીકત છે.'

અત્યંત મૈથુનના સેવનથી કંપ, સ્વેદ, શ્રમ, મૂર્છા, ભ્રમી, ગ્લાનિ, બળક્ષય અને રાજયક્ષ્માદિ રોગો ઉત્પન્ન થાય છે. 'રાજા, અગ્નિ, ગુરૂ અને સ્ત્રી અત્યંત નજીક હોવાથી વિનાશ માટે થાય છે અને દૂર રહેવાથી ફળ આપનાર થતા નથી, તેથી તે ચારે મધ્યમ ભાવેજ સેવવા યોગ્ય છે.' આજ કારણથી બુદ્ધિમાનોને શુભ સમતારૂપ સ્ત્રીની સેવાજ લાભકારી કહેલી છે. વિચક્ષણ પુરૂષો સ્ત્રીસેવાના અત્યંતપણાને ક્ષય માટેજ કહે છે. અહીં રત્નચૂડ રોગાર્ત્ત થવાથી આર્ત્તધ્યાનવડે મરણ પામીને વિંધ્યાચળની નજીકની ભૂમિમાં મહોન્મત્ત હસ્તી થયો. કહ્યું છે કે-' મનુષ્ય આર્ત્તધ્યાનથી તિર્યંચગતિ, રૌદ્રધ્યાનથી નરકગતિ, ધર્મધ્યાનથી દેવગતિ અને શુક્લધ્યાનથી સિદ્ધગતિને પામે છે.'

તે હાથી પ્રચંડ શુંડાદંડવડે ઉગ્ર, દીર્ઘદંતોવડે દુર્દાંત, વનના પ્રાણીઓને દુસ્સહ, મહા બળવાન અને દુઃખે જોવા યોગ્ય થયો. અનુક્રમે વૃદ્ધિ પામતો તે હાથી જાણે બીજો વિંધ્યાચળ

હોય તેવો દેખાવા લાગ્યો. તેમજ ઐરાવણ હસ્તી જેવો ઘણો ઉંચો તેમજ શોભીતો થયો.

રણચૂડની સ્ત્રી વૈધવ્યપણાના દુઃખથી પીડિત થઇ સતી ભર્ત્તારના વિયોગથી વિધુર બનેલી અત્યંત દુઃખિત થઈ ગઈ. 'દાન વિનાની વિભૂતિ (સંપદા), સત્ય વિનાની સરસ્વતી, વિનય વિનાની વિદ્યા અને પતિ વિનાની સ્ત્રી શોભતી નથી. માન, દર્પ, અહંકાર, બંધુવર્ગમાં પૂજા અને પુત્રોમાં તેમજ સેવકોમાં આજ્ઞા વૈધવ્ય પ્રાપ્ત થયે સતે નાશ પામે છે. આ પ્રમાણે દુઃખાર્દિત એવી તે મરણ પામીને વિંધ્યાચળના સમિપ ભાગમાં જ્યાં તેનો પતિ હાથી થયેલો છે ત્યાંજ હાથણી તરીકે ઉત્પન્ન થઈ. તેને જોઈને કામવિહ્વળ થયેલો રણચૂડ હસ્તી તેની પછવાડે દોડ્યો. 'પૂર્વભવનો મોહ દીર્ઘકાળે પણ છોડતો નથી, મોહની ગતિજ એવી હોય છે.' કહ્યું છે કે–" ગિરીશ જે શિવ તે અર્ધાંગે પાર્વતીને ધારણ કરતા હવા, વિષ્ણુ નિરંતર શસ્ત્રશ્રેણિને ધારણ કરતા હવા, બ્રહ્મા નિરંતર અક્ષસૂત્ર (માળા) ને ધારણ કરતા હવા અને સહસ્રાક્ષ જે ઇંદ્ર તે ઇંદ્રાણીના પાદપ્રહારને સહન કરતા હવા–આ બધું મોહનું વિજ્રુંભિત છે. આવા મહાપુરૂષો પણ જ્યારે તેને તાબે થયા છે, તો પછી બીજા સામાન્ય જનોની તો વાતજ શી કરવી ?"

હવે પેલો હાથી હાથણીની સાથે સ્વેચ્છાપૂર્વક વનમાં રમે છે અને રેવા નદીના ઉંચા જળતરંગોમા જળક્રીડા કરે છે. અન્યદા તે વનમાં કોઈ જ્ઞાની મુનિ પધાર્યા. તેમને જોઇને ક્રોધ ઉત્પન્ન થવાથી હાથી તેની સામે ઉતાવળો દોડ્યો. પરંતુ મુનિએ

તપની લબ્ધિથી તેને શાંત કરી દીધો, એટલે તેણે શાંત થઈને હાથણી સહિત મુનિરાજને નમસ્કાર કર્યો. મુનિરાજે તેનો પૂર્વભવ કહીને તેને પ્રતિબોધ પમાડ્યો. તે પણ જાતિસ્મરણ થવાથી હાથણી સહિત સમકિત પામ્યો. તે વખતથી તેણે સચિત્તનો ત્યાગ કર્યો એટલે તૃણ, કાષ્ટ, પત્ર, પુષ્પ, ફળ વિગેરે જે સચિત્ત હોય તે વર્જીને અચિત્તનેજ ભોગવવા લાગ્યો. વળી ઇર્યાસમિતિ પાળતો દયાયુક્ત ચિત્તે ચાલવા હાલવા લાગ્યો. તેમજ શાંતાત્મા એવો તે પૂર્વજન્મની જેમ દુઃસહ તપ કરવા લાગ્યો. મુનિરાજના વાકયથી પ્રતિબોધ પામેલા એવા તેણે હાથણીનો સંગ પણ તજી દીધો અને પુણ્યકાર્યજ કરવા લાગ્યો.

તે વનમાં પૂર્વે મલયદેવીએ શ્રીયુગાદીશ પ્રભુનો તોરણ સહિત એક સુંદર પ્રાસાદ પોતાને જિનાર્ચા કરવા માટે આનંદ ઉત્પન્ન થાય એવો કરાવ્યો હતો. તે જિનપ્રાસાદ પાસે પેલો હાથી હાથણી સહિત જિનવંદન માટે દરરોજ જવા લાગ્યો. એ પ્રમાણે આનંદથી કાળ નિર્ગમન કરે છે, તેવામાં અન્યદા તે વનમાં દાવાગ્નિ લાગ્યો, એટલે પૂર્વે બનાવેલા સ્થંડિલ તરફ તે હાથી દાવાનળથી ભય પામીને દોડ્યો, પરંતુ વનના પ્રાણીઓથી બધા સ્થંડિલો ભરાઇ જવાને લીધે પાંચમા સ્થંડિલમાં તે હાથી હાથણી સહિત ઉભો રહ્યો. 'મારા ભયથી આ બીજા નાના જીવો દાવાનળમાં ન જાઓ.' એમ ધારીને તે શાંતપણે શરીરને સંવરીને રહ્યો. પવને પ્રેરેલી દાવાનળની જ્વાળા ત્યાં પણ આવી, તેથી ખુણાપર રહેલી હાથણી તે દાવાનળથી દાઝીને બળી ગઇ. હાથી તેનાપરના મોહથી પાણી લાવી લાવીને તેને સીંચવા લાગ્યો. એમ જવા આવવાથી દાવાગ્નિવડે તે હાથી પણ બળી ગયો.

તે બન્ને અનશન કરી ધર્મધ્યાનમાં તત્પર થઇ નમસ્કાર મંત્રને સંભારતા-તેનું સ્મરણ કરતા સતા મરણ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયા. સ્વર્ગમાંથી ચ્યવીને, હે રાજન્! તમે પુરુષોત્તમ રાજા થયા અને હાથણીનો જીવ તમારી કમળશ્રી નામે રાણી થઈ. પૂર્વે વિદ્યાધરના ભવમાં મોહથી તમે પરનારીનું હરણ કર્યું હતું તેથી તમે તે સ્ત્રી સહિત તિર્યંચપણું પામ્યા. તપ અને દયાદિક ધર્મકૃત્ય તમે જે પૂર્વભવમાં કર્યાં હતાં તેથી બાંધેલા શુભકર્મના ઉદયથી તમે રાણી સહિત રાજ્યાદિક સુખને પામ્યા."

પૂર્વે રાજાએ જાતિસ્મરણથી પૂર્વભવ જાણ્યો હતો, ગુરુમહારાજના વાક્યથી તે વિશેષ પ્રકારે જાણ્યો અને તેમનું કહેલું સર્વ સત્ય માન્યું. પછી પુણ્યકાર્યનું ફળ વિશેષે જાણવા માટે રાજાએ 'દાન, શીળ, તપ ને ભાવ-એ ચાર પ્રકારના ધર્મમાં કોનું-કયા ધર્મના આરાધનનું ફળ વિશેષ છે?' એમ પૂછ્યું.

ગુરુમહારાજે કહ્યું કે-" હે નૃપ! ચારે પ્રકારનો ધર્મ આરાધન કરવાથી નાના પ્રકારના ફળને આપે છે, પરંતુ તે દરેકમાં ભાવસંયુક્તપણું જોઇએ. દાન દારિદ્રના નાશ માટે થાય છે, શીળ દુર્ગતિનો નાશ કરે છે, તપ નીકાચીત કર્મોનો વિનાશ કરે છે અને ભાવના તો સંસારનો નાશ કરે છે. દાન, તપ, દેવપૂજા, દાક્ષિણ્ય, દક્ષતા, દમ, શીળ અને વિવેક-ઇત્યાદિને પંડિત પુરુષો ધર્મના અંગ કહે છે. જેમ પંચેંદ્રિય પ્રાણી સર્વ અંગોપાંગવડે શોભે છે તેમ જિનોક્ત ધર્મ પણ તેના ઉપર કહ્યા તે અંગોવડે શોભે છે. જિનેશ્વરકથિત ધર્મ કલ્યાણરૂપી વલ્લીના કંદતુલ્ય છે. સર્વ સુખની પ્રાપ્તિમાં કલ્પવૃક્ષ તુલ્ય છે,

દારિદ્રરૂપી ઉદ્દીપ્ત દાવાનળને શમાવવામાં વર્ષાતુલ્ય છે, સંસારના વ્યાધિઓનો નાશ કરવાને વૈદ્ય સમાન છે, કલ્યાણરૂપી લક્ષ્મીને વશ કરવાના મંત્રતુલ્ય છે, તે કલુષ ભાવ વિનાનો છે અને ભયંકર એવા સંસારસમુદ્રથી તારવાને પ્રવહણતુલ્ય છે. એવો જે ધર્મ તે નિરંતર સેવન કરવા યોગ્ય છે. પૂર્વે જેમ બુદ્ધિમાન્ પુણ્યસારે ધર્મનું આરાધન કરીને પુણ્યનું ઉપાર્જન કર્યું હતું, તેમ તેની કથા સાંભળીને અન્ય જીવોએ પણ પુણ્ય ઉપાર્જન કરવું. તે કથા આ પ્રમાણેઃ—

લક્ષ્મીની સંકેતભૂમિ જેવી **સાકેતપુરી** નામે નગરી છે. ત્યાં નામે કરીને અને ધામે (તેજે) કરીને **ભાનુપ્રભ** નામે રાજા છે. ત્યાં પરિમિત ધનવાળો **ધનમિત્ર** નામે શ્રેષ્ઠિ વસે છે. તેને ગુણે કરીને તેના સરખી **ધનશ્રી** નામની શ્રેષ્ઠ પ્રિયા છે. અન્યદા તેણીએ રાત્રી શેષ અલ્પ રહી હતી તેવે વખતે અનેક પ્રકારના રત્નોથી ભરેલા સુવર્ણના કુંભને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. તરતજ તે જાગી અને પોતાની શય્યામાંથી ઉઠી, પતિ પાસે જઈ તે સ્વપ્ન નિવેદન કર્યું. તેણે કહ્યું કે-' હે પ્રિયા ! તને ભાગ્યશાળી એવો પુત્ર થશે. ' એમ કહીને હર્ષથી તેને અભિનંદન આપ્યું. અનુક્રમે ગર્ભસ્થિતિ પૂર્ણ થયે પુત્ર પ્રસવ્યો. શેઠ પાસે વધામણી ગઈ, શેઠ ઘણા ખુશી થયા અને વધામણી આપી. સ્વપ્નને અનુસારે તે પુત્ર ઘણો ભાગ્યશાળી થશે એમ જાણી શ્રેષ્ઠિએ તે પુત્રનું **પુણ્યસાર** નામ પાડ્યું. સરોવરમાં હંસ એક કમળથી બીજા કમળ ઉપર જાય તેમ જુદા જુદા હાથમાં જતો તે પુત્ર વૃદ્ધિ પામ્યો. ધનમિત્ર શ્રેષ્ઠિ તે પુત્રના જન્મદિવસથી માંડીને દરરોજ નવા નવા લાભ મેળવનાર થયો. ' અત્યંત ભાગ્ય-

શાળીના આવાગમનથી શું શું લાભની પ્રાપ્તિ ન થાય ? '

પુણ્યસારે ઉચિત કાળે કળાગુરૂ પાસેથી અનેક કળાઓ ગ્રહણ કરી. યૌવન સન્મુખ થવાથી તેના રૂપલાવણ્ય પણ વૃદ્ધિ પામ્યા. પૂર્ણ યૌવન પામવાથી પિતાએ રૂપાદિ ગુણે કરીને વિખ્યાત એવી કોઇ શ્રેષ્ઠિની ધન્યા નામની પુત્રીને મોટા મહોત્સવ સાથે પરણાવી. કહ્યું છે કે-' ભર્ત્તારને અનુકૂળ, કળહરહિત, પ્રિય બોલનારી, નિર્મળ શીળવડે મનોહર, સ્વરૂપ અને સૌંદર્યવડે જીતી છે અપ્સરાને જેણે એવી ઉત્તમ સ્ત્રી પુણ્યવાનના ઘરેજ હોય છે. '

અન્યદા રાત્રીએ પુણ્યસાર પોતાના ઘરમાં સુખે સુતેલો છે તેવામાં લક્ષ્મીએ આવીને તેને કહ્યું કે-' હું તારે ઘરે આવવા ઇચ્છું છું. ' પ્રભાતકાળે તે જાગીને જુએ છે તો પોતાના ઘરમાં ચાર ખુણે ચાર અદ્ભુત એવા સુવર્ણ કળશો દીઠા. તે જોઇને તેણે વિચાર્યું કે-" રાત્રીએ મને લક્ષ્મીએ કહ્યું હતું તે તેણે સત્ય કર્યું જણાય છે. પરંતુ આ વાત ખળજનો પાસેથી રાજા સાંભળે તો વખતપર તે ગુસ્સે થાય, માટે હુંજ તેની પાસે જઇને આ હકીકત નિવેદન કરૂં. " આ પ્રમાણે વિચારીને તેણે રાજા પાસે જઈ તે હકીકત નિવેદન કરી અને સુવર્ણ કળશ પોતાના માણસ પાસે મંગાવીને બતાવ્યા. રાજા તે જોઈને વિસ્મય પામ્યો અને પોતાના રાજભંડારમાં તે કળશો મૂકાવ્યા. બીજે દિવસ પણ તેજ પ્રમાણે સુવર્ણ કળશો જોઈ પુણ્યસારે રાજાને નિવેદન કર્યું. તે કળશો પણ મંગાવીને રાજાએ પોતાના ભંડારમાં મૂકાવ્યા. ત્રીજે દિવસે પણ તેજ રીતે સુવર્ણ કુંભો જોઇને તેણે રાજા પાસે આવીને તે હકીકત નિવેદન કરી. એટલે રાજાએ તે કુંભ મંગાવવાનું કહ્યું. તે વખતે મંત્રી બોલ્યો કે-' સ્વામિન્ ! પ્રથમ બે દિવસના

મૂકાવેલા આઠ સુવર્ણ કુંભોની તો તજવીજ કરો.' રાજાએ ભંડારી પાસે તજવીજ કરાવી તો ભંડારમાં તે કુંભો દીઠા નહીં. એટલે રાજાએ કહ્યું કે-"હે પુણ્યસાર ! તુંજ ખરો પુણ્યનો સાર છું કે જેથી તારે ઘરે લક્ષ્મી અભિસારિકાની જેમ સ્વયમેવ આવીને રહેવા ચાહે છે. તેમ ન હોય તો લોભના વશથી મારા અહીં મંગાવેલા આઠ કળશો પાછા તારે ઘરે કેમ જતા રહે ?" આ પ્રમાણે કહીને અતિ વિસ્મયપણાને પામેલા રાજાએ તેનો ઘણો સત્કાર કરીને નગરશેઠ તરીકે સ્થાપિત કર્યો. પછી વસ્ત્રાલંકારાદિવડે તેનું વિશેષ સન્માન કરીને રાજાએ પોતાના પ્રધાન પુરૂષોની સાથે તેને ઘરે વિદાય કર્યો.

પુણ્યસાર પણ પોતાને ઘરે ગયા પછી અનેક નગરજનોથી મેવાતો સતો દાનાદિકમાં તત્પર થઇને પોતાને પ્રાપ્ત થયેલી કમળા ( લક્ષ્મી )ને સફળ કરવા લાગ્યો. અન્યદા તે નગરના ઉદ્યાનમાં **સુનંદ** નામના શ્રુતકેવળી મુનિ આવીને અનેક મુનિઓ સહિત સમવસર્યા. તેમને વાંદવામાટે રાજા નગરલોકોથી પરવર્યો સતો ઉદ્યાનમાં આવ્યો. પુણ્યસાર પણ માતાપિતા તથા પત્ની સહિત ગુરૂવંદન માટે આવ્યો. સર્વે ગુરૂમહારાજના અદ્વંદ્વ[1] એવા ચરણ દ્વંદ્વને[2] વાંદીને તેમની પાસે બેઠા એટલે તે મુનિરાજના અગ્રણી આચાર્યે દેશના આપવા માંડી. તેમાં કહ્યું કે-"હે ભવ્ય જનો ! જેના હૃદયમાં સર્વજ્ઞ છે, જેની વાણીમાં તેમના ગુણની સ્તવના છે, જેના દેહમાં શ્રાવકના વ્રતો છે, જે ધર્મારાધનમાં તત્પર છે, જેને બોધ પરિણમેલો છે, બુધજનોની જે પ્રશંસા કરે છે, મુનિરાજપર જેને પ્રીતિ છે, બુધજનમાં બંધુભાવ છે અને જૈન

૧ જેની જેવા બીજા ન હોય તેવા. ૨ ચરણયુગળ.

શાસનમાં રતિ છે–આવો લોકોના મનનું રંજન કરનારો ગુણગણ જેનામાં વર્તે છે તેનેજ ખરો પુન્યવાન શ્રાવક જાણવો. ”

આ પ્રમાણેની ધર્મદેશના સાંભળીને બુદ્ધિમાન્ એવા ધનમિત્રે ગુરૂમહારાજને પૂછયું કે–“ હે પ્રભુ ! મારા પુત્ર પુણ્યસારે પૂર્વભવમાં શું શું સુકૃત કરેલું છે ? કે જેથી ઘરની દાસીની જેમ લક્ષ્મી તેના ઘરમાં આવીને વસી છે. વળી તેને સૌભાગ્ય, આરોગ્ય અને રાજમાન્યપણું તેમજ જનમાન્યપણું શાથી પ્રાપ્ત થયું છે ? ”

આચાર્યે કહ્યું કે–“ પૂર્વે આજ નગરમાં એક **ધનદ** નામનો શ્રેષ્ઠિપુત્ર હતો. તે સ્વભાવેજ કૃતજ્ઞ તેમજ ત્યાગ ( દાન ) વડે સુંદર હતો. તેણે સદ્ગુરૂના સંયોગે દેશવિરતિ અંગીકાર કરી, તેમાં પાંચ ઉદુંબરાદિક અભક્ષ્યોનો ત્યાગ કર્યો તેમજ સાતક્ષેત્રમાં પોતાનું દ્રવ્ય વાપરવા તેમજ વાવવા લાગ્યો. અન્યદા તેણે ગુરૂમહારાજની પાસે ચારિત્ર પણ અંગીકાર કર્યું. પછી સિદ્ધાંતનું પઠન, વિનય, તપ અને ક્ષમા વિગેરે સદ્ગુણોથી સમ્યક્ પ્રકારે વિભૂષિત થઇને સારી રીતે શ્રામણ્યનું પ્રતિપાલન કર્યું. પ્રાંતે અનશન કરી સમાધિપૂર્વક મરણ પામી ત્રીજા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવપણે ઉત્પન્ન થયો.

ત્રીજા દેવલોકમાં અદ્ભુત એવા દિવ્ય ભોગને ભોગવીને આયુક્ષયે ત્યાંથી ચ્યવી તમારા પુત્ર પુણ્યસારપણે ઉત્પન્ન થયેલ છે. ” તે વખતે જાતિસ્મરણ થવાથી પોતાના પૂર્વના બે ભવો જોઇ હર્ષ પામીને પુણ્યસારે હાથ જોડી ગુરૂમહારાજને કહ્યું કે– “ હે મુનીશ્વર ! મેં જાતિસ્મરણ જ્ઞાન થવાથી આપે કહ્યા પ્રમાણે સર્વ દીઠું છે, આપે કહ્યું તે સત્ય છે, તેથી હું હવે પૂર્વે કરેલા

સત્કાર્યમાંજ પ્રવૃત્ત થવા ઈચ્છું છું." આ પ્રમાણે કહીને તેણે રાજા, માતાપિતા તથા સ્ત્રી સહિત ગુરૂમહારાજ પાસે દેશવિરતિ અંગીકાર કરી. પછી ગુરૂમહારાજને નમીને સર્વ સ્વસ્થાનકે ગયા. શ્રેષ્ઠિ ત્યારથી દેવપૂજાદિ કાર્યમાં વિશેષ તત્પર થયો અને સારી રીતે શ્રાદ્ધધર્મ પાળવા લાગ્યો.

અન્યદા ધન્યાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ પુત્રને પોતાને સ્થાને સ્થાપન કરીને પુણ્યસારે માતાપિતાની સાથે સુનંદ ગુરૂની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. પછી મુનિપણું તીવ્રપણે ચીરકાળ પાળીને અનશનપૂર્વક મરણ પામી દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી મનુષ્યપણું પામી અનુક્રમે મોક્ષસુખને પ્રાપ્ત કરશે.

ઈતિ શ્રી પુણ્યસાર કથા સમાપ્ત.

" જે પુણ્યે નિર્મળ કુળમાં ઉત્પન્ન કર્યો, મનોહર રૂપ પામ્યો, પ્રશંસનીય જાતિ પામ્યો, ઉદયવતી લક્ષ્મી પામ્યો, આચારવડે શુદ્ધ બુદ્ધિ પામ્યો, યોગ્ય પુત્રો થયા, લાયક સ્ત્રી મળી અને મૃત્યુ પામ્યા પછી દેવની સમૃદ્ધિ મળી-એવા પુણ્યને ઉત્પન્ન કરનારું સત્કાર્ય જો ફરી ફરીને કરવામાં ન આવે તો પછી કૃતજ્ઞપણું કેમ કહેવાય ? " આ પ્રમાણે પુરૂષોત્તમ રાજાએ ધર્મનું મહાત્મ્ય સાંભળીને બે સ્ત્રીઓ સહિત શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યા. ફરીને ગુરૂમહારાજે કહ્યું કે-' હે ભૂપ ! જે પ્રાણીઓ મહામોહને વશ થાય છે તે સંસારરૂપી મહાકૂપમાથી નીકળવાને શક્તિવાન્ થતા નથી. આ સ્ત્રી, પુત્ર પુત્રી, ઘર અને ધન વિગેરે મારાં છે એમ જે મોહથી માને છે તે ધનપ્રિય નામના વણિકની જેમ એકેંદ્રિયપણાને પામે છે. તે કથા આ પ્રમાણે:-

કુશાર્ત્ત નામના દેશમાં **શૌર્યપુર** નામના નગરમાં **ધનપ્રિય** નામનો વણિક રહેતો હતો. તેને **ધનશ્રી** નામે સ્ત્રી હતી. તે સંતાનની પ્રાપ્તિ માટે અનેક દેવોની પૂજા કરતો હતો. અન્યદા તુષ્ટમાન થયેલા જંબૂદેવના પ્રભાવથી તેને પુત્ર થયો, પણ તે સર્પના રૂપવાળો થયો. એટલે ધનપ્રિયે ફરીને તેની આરાધના કરીને પૂછયું કે-' આ પુત્ર સર્પરૂપે કેમ થયો છે ? ' દેવે કહ્યું કે-' તેનું કારણ સાંભળ-પૂર્વભવે ધનશ્રીએ પોતાની શોકયના રત્નો હરી લીધાં હતાં, તે વીશ પહોર પછી તેને પાછાં આપ્યાં હતાં. તે શોકય મરણ પામીને વ્યંતરી થઇ છે. તેણે પૂર્વભવના રત્નાપહારના વૈરથી તમારા પુત્રને સર્પાકૃતિ કર્યો છે. તે વીશ વર્ષને અંતે મનુષ્યરૂપે થશે. ' આ પ્રમાણે સાંભળીને એક કરંડીઆમાં તે સર્પને રાખી સ્ત્રી ભર્ત્તાર તેને સાકરયુક્ત દુધ પાવાવડે પ્રતિપાલન કરવા લાગ્યા. પિતાએ તેનું **જંબૂદત્ત** એવું નામ રાખ્યું. વીશ વર્ષને અંતે તે મનુષ્ય રૂપે થયો.

જંબૂદત્તને તેના પિતાએ **નાગશ્રી** નામની કન્યા પરણાવી. તેનાથી જંબૂદત્તને અનુક્રમે ચાર પુત્રો થયા. તે ચારે પુત્રોને મહેભ્યોની પુત્રી સાથે પરણાવ્યા. તેમને પણ પુત્ર પુત્રીઓ થયા. એ રીતે ધનપ્રિય વૃક્ષની જેમ સારી રીતે વૃદ્ધિ પામ્યો. ધનપ્રિય વિના તેના ઘરમાં બીજા બધા જૈનધર્મી હતા અને ધર્મનું સારી રીતે આરાધન કરતા હતા. જંબૂદત્તે યોગ્યવયે ભાર્યાસહિત ચારિત્ર અંગીકાર કર્યું અને તે શિવસુખનું ભાજન થયો. બીજા બધા પણ અનુક્રમે સત્કાર્યો કરીને સ્વર્ગે ગયા. ધનપ્રિય તે બધાના વિરહદુઃખથી પીડિત થયો સતો વિયોગપીડારૂપ મહાસમુદ્રમાં પડ્યો; મહામોહવડે વિમૂઢ આત્માવાળો ને ચિત્તમાં અત્યંત

સંતાપ કરનારો એ ધનપ્રિય ધર્મનું મહાત્મ્ય નહીં જાણતો સતો હૃદયમાં શોકશંકુથી પીડિત થયો.

"અરે મારા પુત્રો ! મારી સ્ત્રી ! મારી લક્ષ્મી ! મારૂં ઘર આ બધું ક્યાં ગયું ? શું થયું ?" આવા આર્ત્તધ્યાનથી મૃત્યુ પામીને તે એકેંદ્રિયમાં ગયો.

એકેંદ્રિયમાં જવાથી ધનપ્રિય મહામોહવડે અનંતકાળ પર્યંત ભવરૂપી આવર્ત્તમાં ભમશે. તેથી ઉત્તમ પુરૂષોએ આ સંસારમાં તીવ્ર મોહ કરવો નહીં."

આ પ્રમાણે સાંભળીને પુરૂષોત્તમ રાજા સંવેગરંગને ધારણ કરતો સતો ગુરૂમહારાજને નમીને પોતાને સ્થાને આવ્યો અને પોતાનું રાજ્ય કેટલીક હિતશિક્ષા સાથે બે પુત્રોને આપ્યું. પછી સંતુષ્ટ બુદ્ધિવાળો તે રાજા મંત્રીઓને જણાવીને સંસારનો ઉચ્છેદ કરવા માટે ચારિત્ર ગ્રહણ કરવાને ઉદ્યમવંત થયો. જિનેશ્વરની ધ્વજપૂજા વિગેરે કરીને એટલે જિનમંદિર ઉપર નવીન ધ્વજા ચડાવીને, ગુરૂમહારાજની તથા સંઘની પૂજાભક્તિ કરીને, હીન તેમજ દીનજનોને દાન આપીને તેમજ સમસ્ત પ્રજાજનને સંતોષ પમાડીને પુરૂષોત્તમ રાજા છ પ્રકારના ભાવશત્રુને જીતવા માટે હસ્તીપર આરૂઢ થઈને ગુરૂમહારાજની પાસે આવ્યો. ત્યાં બન્ને પ્રકારની શિક્ષાપૂર્વક ચારિત્ર ગ્રહણ કરીને તે તીવ્રતપ કરવા લાગ્યા.

શ્રીષેણ ને હરિષેણ નામના તેમના બન્ને પુત્રો રાજ્ય સંબંધી પિતાના સ્થાનને પામીને તેનું સારી રીતે પ્રતિપાલન

કરવા લાગ્યા. પુરૂષોત્તમ રાજર્ષિ એક લાખ વર્ષનું આયુ પૂર્ણ કરી પ્રાંતે કેવળજ્ઞાન પામીને શાંતિનાથ ને કુંથુનાથના અંતરમાં મોક્ષસુખ પામ્યા.

વીરપરમાત્મા કહે છે કે–" હે ભવ્યો! પુરૂષોત્તમ રાજા જેમ તપધર્મના આરાધનથી મહર્દ્ધિનું ભાજન થયો તેમ અન્ય જીવો પણ અનેક પ્રકારના સુખોને પામે છે. જે દૂર હોય છે, જે દુરારાધ્ય હોય છે, દૂર વ્યવસ્થિતિવાળું હોય છે, તે સર્વ તપવડે સાધ્ય થઇ શકે છે. તપ દુરતિક્રમ છે–કોઇ તેનું અતિક્રમણ કરી શકતું નથી. "

" શ્રી વીર પરમાત્મા, પોતાની પ્રતિજ્ઞામાં દઢ એવા દઢપ્રહારી મુનિ, બળમાં અવિચળ અને શ્લાઘ્ય એવા બાહુબલિ, મહાવ્રતધારી નંદિષેણ, ઉત્તમ શ્રાવક એવો આનંદ અને વ્રતમાં રતિવાળી સુંદરી વિગેરે કર્મનું ઉન્મૂલન કરવામાં પ્રવીણ એવાઓએ તપવડે મહા સુખ મેળવ્યું છે અને સુરાસુરથી વંદિત થયા છે." "જિનેશ્વરનો કહેલો એવો તપ કર્મરૂપી અરણ્યને બાળવાને દાવાનળ સમાન છે, અભિલાષાને પૂર્ણ કરવામાં કામધેનુ જેવો છે, દુષ્ટ એવા અરિષ્ટનો વિનાશ કરનાર છે, ગુણોને પ્રાપ્ત કરાવનાર છે, સૌભાગ્યની વૃદ્ધિ કરનાર છે, શ્રીમાન્ મુક્તિ અને નરેંદ્ર તેમજ દેવેંદ્રની પદવી પ્રાપ્ત કરાવવાને સમર્થ છે, શાંત છે, કાંત છે અને અસંગતાને પ્રાપ્ત કરાવનાર છે. "

ધન્ય એવા કેટલાક મનુષ્યો, કામદેવના એક સ્થાનરૂપ મનોહર તરૂણપણામાં મિત્ર, કલત્ર, પુત્ર અને વૈભવાદિકને તજી

દર્ધને ઉગ્ર એવા તપને તપે છે. તપ મહા મંગળકારી છે, ત્રિદશ-પૂજિત છે, વ્યાધિમાત્રને હરનાર છે, કર્મરૂપ વૃક્ષને બાળવામાં અગ્નિ સમાન છે, એવો તપ મુક્તિના અર્થી, હિતાર્થની સ્પૃહાવાળા અને મદના જીતનારા ભવ્ય જીવોએ નિરંતર કરવા યોગ્ય છે.

વીરપ્રભુ કહે છે કે–આ રીતે મેં તપરૂપ કલ્પવૃક્ષની ત્રીજી તપરૂપ શાખાનું વર્ણન કર્યું. તે શુભકારી શાખા ઉત્તમ જનોએ નિરંતર સેવન કરવા યોગ્ય છે.

ઇતિ શ્રી વીરપરમાત્માની દેશનામાં ધર્મરૂપ કલ્પવૃક્ષની ત્રીજી
**તપ** નામની શાખા ઉપર **પુરૂષોત્તમ** રાજાની કથારૂપ
છઠ્ઠો પલ્લવ સમાપ્ત.





# અથ સપ્તમઃ પલ્લવઃ



ધર્મ ઉત્તમ મંગળરૂપ છે, દેવમનુષ્યની ઋદ્ધિને તેમજ મુક્તિને આપનાર છે, બંધુની જેમ સ્નેહ કરનારો છે, કલ્પવૃક્ષની જેમ વાંછિતને આપનારો છે, સદ્ગુણોના સંક્રમમાં ગુરૂ સમાન છે, સ્વામીની જેમ રાજ્ય આપનાર છે, પિતાની જેમ પવિત્ર કરનાર છે અને વાત્સલ્યવાળી માતાની જેમ પોષણ કરનાર છે."

"જેની એક બાજુ નવનિધિ રહેલા છે, એક ખુણામાં કલ્પવૃક્ષ રહેલ છે, સ્વર્ગના પૃથ્વીના ને પાતાળના ઇંદ્રોની પદવી જેના એક પ્રદેશમાં રહેલી છે, જેના એક અંશમાં મહા સિદ્ધિઓ સહિત શ્રેષ્ઠ દૈવત રહેલ છે, એવા પ્રૌઢ નિધિસમાન ધર્મનેજ તમે કરો; બીજો પ્રયાસ શા માટે કરો છો?"

ચક્રવર્તિના ચૌદ રત્નો આ પ્રમાણે હોય છે. ચક્ર, ચર્મ, છત્ર, દંડ, કૃપાણ, કાકિણી ને મણિ–આ સાત એકેંદ્રિય રત્નો છે અને ગજ, અશ્વ, ગૃહપતિ, સેનાપતિ, પુરોહિત, વાર્ધકી ને સ્ત્રી–આ સાત પંચેંદ્રિય રત્નો છે, તેમાં બે તિર્યંચ ને પાંચ મનુષ્ય હોય છે.

નવ નિધિનું સ્વરૂપ આ પ્રમાણે છે-બાર યોજન પહોળી અને નવ યોજન વિસ્તારવાળી મંજુષાને આકારે નવ નિધિ ગંગાને કીનારે પ્રગટ થાય છે. તેના નામ-નૈસર્પ, પાંડુક, પિંગળ, સર્વરત્નક, મહાપદ્મ, કાળ, મહાકાળ, માણુવ ને સંખ્યક (શંખક). તેમાંના પહેલા નિધાનમાં સ્કંધાવાર ને પુરાદિકનો નિવેશ છે. અર્થાત્ તે નિધાનના પ્રભાવથી છાવણીઓ ને નગરો વસે છે. બીજા નિધાનથી સર્વ પ્રકારના ધાન્યના બીજની ઉત્પત્તિ થાય છે. ત્રીજા નિધાનમાં પુરૂષો ને સ્ત્રીઓના આભરણો તથા હાથીઓ ને ઘોડાઓના આરોહણનો સર્વ વિધિ હોય છે. ચોથા નિધિમાંથી ચૌદ રત્નોની નિષ્પત્તિ છે, પાંચમા નિધાનમાંથી વસ્ત્રોનો ને રંગાદિકનો સંભવ ( ઉત્પત્તિ ) છે. છઠ્ઠા નિધાનમાંથી ત્રણ કાળના જ્ઞાનની ઉત્પત્તિ છે. સાતમા નિધાનમાંથી સ્વર્ણ, રૂપ્ય, લોહ, મણિ, પ્રવાળાદિકનો સંભવ ( ઉત્પત્તિ ) છે. આઠમા નિધાનમાંથી સમગ્ર યુદ્ધનીતિ, સર્વ શસ્ત્રો, સુભટોના બખ્તર વિગેરેની ઉત્પત્તિ છે અને નવમા નિધાનમાથી સર્વ વાજીત્રોના અંગો અને ચારે પ્રકારના વાદ્ય તેમજ નાટ્ય ને નાટકની વિધિ ઉત્પન્ન થાય છે. તે નવે નિધાનમાં તેના અધિષ્ટાતા એક પલ્યોપમના આયુષ્યવાળા દેવતા નિધાન સમાન નામવાળા વસે છે.

ઇતિ ચતુર્દશ રત્ન, નવ નિધાન વિચાર.

હવે ભાવધર્મનું સ્વરૂપ કહે છે-" ભાવના વૈરાગ્યરૂપ વૃક્ષની માંજર તુલ્ય છે, દુશ્ચરિત્રરૂપ ગ્રંથીને છેદવાને કર્ત્તરી તુલ્ય છે, જ્ઞાનરૂપી ચંદ્રની કાંતિ વિસ્તારવાને શર્વરી (રાત્રી) તુલ્ય છે, સંસારના ઉપચયરૂપ કમળનો સંકોચ કરવાને ધૂમરી જેવી છે, શ્રેયરૂપ પલ્લવની વલ્લી તુલ્ય છે, શુભ દિવસના આરંભની ધ્વનિમાં ઝાલર

તુલ્ય છે, ચિત્તની અંદર આનંદને ઉત્પન્ન કરનારી છે અને સંસારરૂપ વ્યાધિને જીતનારી અર્થાત્ તેનો નાશ કરનારી છે. ”

હવે તે પ્રસંગે **શ્રી** સુધર્મા ગણધર શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરીને કહે છે કે-“ હે ભગવંત ! તમારા પ્રસાદથી ધર્મરૂપ કલ્પવૃક્ષની ત્રણ શાખાનું વૃત્તાંત તો સ્ફુટપણે અમે સાંભળ્યું, હવે દાન શીળ તપ અને બીજા પણ ધર્મકાર્યમાં સહાયભૂત જે ભાવધર્મ કહેલ છે, તેનું ફળ અને સ્વરૂપ શું છે તે કૃપા કરીને કહો. ” આ પ્રમાણે પ્રશ્ન કર્યે સતે વર્ષા સમાન ગંભીર વાણીવડે શ્રી વીર પરમાત્મા બોલ્યા કે-“ હે સુધર્મા ! ધર્મરૂપ કલ્પવૃક્ષની ચોથી શાખાનું જે મહાન્ ફળ છે તે સાંભળ. કૃષિમાં સારો પવન તેની વૃદ્ધિ કરનાર છે, બાળકના પ્રતિપાલન માટે જેમ માતા છે, સુકૃતને વૃદ્ધિ કરનાર દયા છે, રાજ્યને વધારનાર સુનીતિ છે, પ્રણય ( સ્નેહ )માં વૃદ્ધિ કરનાર પ્રતીતિ છે તેમ ધર્મની વૃદ્ધિ કરનાર શુભ ભાવના છે. રસની સુસ્વાદુતા માટે જેમ સર્વ રસમાં લવણનો રસ ઇષ્ટ ગણાય છે, તેમ દાન શીળ ને તપરૂપ ત્રણે પ્રકારના ધર્મની વિશેષ સિદ્ધિને માટે ભાવધર્મ કહેલો છે. ઘણું દ્રવ્ય વાપર્યું, જિનવચનનો અભ્યાસ કર્યો, પ્રચંડ એવી ક્રિયાઓ કરી, વારંવાર ભૂમિશયન કર્યું, તીવ્ર તપ તપ્યો, ચીરકાળ ચારિત્ર આચર્યું, છતા પણ જો ચિત્તમાં ભાવ નથી, તો તે તુષ વાવવાની જેમ નિષ્ફળ સમજવું. અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા માટે અને સિદ્ધિપુરીના માર્ગમા ગમન કરવા માટે ભાવના રત્નદીપિકા તુલ્ય શોભે છે. સંસારના યુદ્ધમાં દાન શીળ તપરૂપ યોદ્ધાઓમાં અગ્રેસર ભાવરૂપ યોદ્ધોજ થઇ શકે છે.” એ ભાવધર્મ ઉપર **ચંદ્રોદય** રાજાની કથા સાભળો કે જે

સાંભળવાથી તમારૂં મન શરદઋતુના ચંદ્રની જેવું નિર્મળ થશે.

આ જંબૂદ્વીપમાં ભરત નામનું ક્ષેત્ર છે. તેમાં કલ્યાણની સંતતિ યુક્ત **પુષ્પભદ્ર** નામનું નગર છે. તે નગરમાં જાઈના પુષ્પ સમાન કીર્ત્તિરૂપ સુગંધવાળો **પુષ્પચૂલ** નામનો રાજા છે કે જેણે પોતાના યશરૂપ સુગંધવડે આખા વિશ્વને સુગંધી કરેલ છે. તે રાજાને પ્રેમવાળી, પ્રમોદ ઉત્પન્ન કરનારી, સૌભાગ્યવાળી, શુદ્ધ શીળવાળી અને પતિના ચિત્ત પ્રમાણે વર્તનારી **પુષ્પમાળા** નામે રાણી છે.

તે રાણી સાથે આનંદપૂર્વક સુખભોગ ભોગવતાં તે રાજા યૌવનાવસ્થાને જતી અને જરાવસ્થાને આવતી ન જાણતો હવો. ઉત્તમ પુરૂષને પ્રથમ ચિત્તમાં જરા આવે છે; પછી શરીરમાં આવે છે અને અસત્ત પુરૂષોને કાયામાજ જરા આવે છે; મનમાં આવતીજ નથી. પૂર્વવયમા (યૌવનવયમાં) જે શાંત હોય તેજ ખરો શાંત છે, બાકી ધાતુ ક્ષીણ થયે અતે તો કોનામાં શાંતિ-શમ આવતો નથી? કામમાં લોલુપી એવો તે રાજા મોહે કરીને તે વાત સમજી શકયો નહીં. વિવિધ પ્રકારના ભોગ ભોગવતાં તેને સંતતી થઇ નહીં. એકદા તે રાજાની પુષ્પમાલિકા રાણી ગોખમાં બેઠી હતી, તેવામાં તેણે મહેલના નીચેના ભાગમા એક વાપિકા દીઠી. તેમાં એક હંસી દીઠી. તે પોતાના બાળકોનું લાલનપાલન કરે છે, સ્વેચ્છાપૂર્વક તેને ખાવાનું ખવરાવે છે અને મસ્તકપર સ્પર્શ કરે છે. એ પ્રમાણે બાળકો સાથે આનંદ કરતી તેને જોઈને રાણી વિચારે છે કે-"હા ઇતિ ખેદે! મારો જન્મ વૃથા ગયો. હું સંતાન સુખ ન પામવાથી જંગમ એવી વંધ્ય વલ્લી સમાન છું. જેમ રાત્રી ચંદ્ર વિના શોભતી નથી તેમ સ્ત્રી પુત્ર

વિના શોભતી નથી. વિધવા પણ પુત્રવતી હોય છે તો સર્વત્ર માન પામે છે. જેમ દીપવડે અલંકૃત એવી અમાવાસ્યાની (દીવાળીની) રાત્રી પણ શોભે છે તેમ વિધવા સ્ત્રી પણ પુત્ર સહિત હોય છે તો શોભે છે. ગંધ વિનાનું પુષ્પ, જળ વિનાનું સરોવર અને જીવ વિનાનું કલેવર શોભતુ નથી તેમ પુત્ર વિનાની સ્ત્રી પણ શોભતી નથી. તેનો જન્મ ધિક્કારને પાત્ર છે. કહ્યું છે કે–મન્મન ઉલ્લાપ કરતો અને ધૂળીથી ધુસર થયેલા દેહવાળો બાળક જેના ખોળામાં રમતો નથી તે સ્ત્રીના જન્મ નિરર્થક છે."

આ પ્રમાણે વિચારતી એવી તેણે દૈવપ્રત્યે અનેક પ્રકારના ઉપાલંભ આપ્યા અને કહ્યુ કે–" મેં તારો શો વિનાશ કર્યો હતો કે જેથી તે મને પુત્રરૂપ ફળ વિનાની કરી ? હે વિધિ ! પુત્ર રહિત એવું આ વિશાળ રાજ્ય શા માટે દીધું ? તું જીવોને કાંઈ ને કાંઈ દુઃખ આપ્યા વિના તૃપ્ત થતોજ નથી. મેં પૂર્વભવે શું સાધુના ઉપકરણો હરી લીધા હશે ? અથવા પશુ પક્ષીના કે મનુષ્યોના બાળકોનો નાશ કર્યો હશે ?" એ રીતે પોતાના આત્માની નિંદા કરતી અને પોતાના કર્મનો શોક કરતી તેમજ અશ્રુધારાને મૂકતી તે ઘણો વિલાપ કરવા લાગી. તેજ વખતે રાજા મહેલમા આવ્યા, એટલે તેણે શ્યામ મુખવાળી અને શોક કરતી પોતાની પ્રિયાને દીઠી.

તે પ્રમાણે જોઈને દુઃખ ધરતા એવા રાજાએ તેને પૂછ્યું કે–' હે પ્રિયા ! તું શોકાતુર કેમ છે ? તને આ સ્થિતિમાં જોઈને મને મહા દુઃખ થાય છે.' રાણી બોલી કે–" હે સ્વામિન્ ! હું નિર્ભાગી નિર્માણ થયેલી છુ, પૂર્વ પાપના પ્રભાવથી ફળહીન

છું તેમજ કલંકિત છું. મારૂં રાજસુખ વૃથા છે. મારો જન્મ ને જીવિત વૃથા છે, મારૂં ભોગસંયુક્ત યૌવન પણ વૃથા છે, તેમજ દીવસના દીપકની જેમ હું નકામી ને નિષ્ફળ છું." રાણીનાં આ પ્રમાણેના વચનો સાંભળીને નૃપ બોલ્યા કે–"હે શુભલોચને! તું ખેદ શા માટે કરે છે? તારા શોકનું જે કારણ હોય તે હે કમળાનને! મને વ્યક્તપણે કહી દે." રાણી બોલી કે–"હે સ્વામિન્! મને અનપત્યપણાનુંજ દુઃખ છે અને તે મને શલ્યની જેમ વ્યથા કરે છે. હે પ્રાણેશ! તે નરનારીનેજ ધન્ય છે કે–જેના ખોળામાં બાળક રમે છે, રૂએ છે અને અવ્યક્ત ભાષા બોલે છે. વધારે શું કહું? હે સ્વામી! સંતાન વિના મારો સ્ફારહારાદિ શૃંગાર પણ સ્વપ્નની જેવો અસાર છે."

રાણીના આ પ્રમાણેના સંભાષણથી રાજા પોતાના ચિત્તમાં રાણી કરતાં પણ વધારે ખેદથી વિચારવા લાગ્યો કે–"આ રાણી સત્ય કહે છે, કારણકે મને સંતતિ થઈ નથી. હવે તો પુત્ર વિના મારા કુળનો વિચ્છેદજ થવાનો સંભવે છે. હું શું કરૂં? ને કયાં જાઉં? મારૂં વાંચ્છિત શી રીતે પૂર્ણ થાય? દુષ્ટ એવા દૈવે મને બીજી ન્યૂનતા શું કામ ન આપી? અને તે દુરાત્માએ એક પુત્રનું સુખ કેમ ન આપ્યું?" આ પ્રમાણે દૈવને દોષ આપીને વળી રાજા વિચારવા લાગ્યો કે–'જરૂર આમાં મારા પૂર્વભવના પુન્યની હીનતાજ સંભવે છે, તો હવે આ ભવમાં એવું પુણ્યકાર્ય ભાવના સહિત કરૂં કે જેથી મારૂં વાંચ્છિત સિદ્ધ થાય."

આ પ્રમાણે વિચારીને તેણે રાણીને કહ્યું કે–"હે પ્રિયા! તું મનમાં ખેદ ન કર. હું એવો પ્રયત્ન કરીશ કે જેથી તને

આગળ ઉપર પુત્રની પ્રાપ્તિ થશે. પ્રથમ પુણ્યની સાધના કરવી જોઇએ. પુણ્યથી દેવો પણ કિંકરપણું કરે છે ને વાંચ્છિત આપે છે. તે પુણ્ય તપવડેજ ઉત્પન્ન થઈ શકે છે. જેમ નિચાપણાથી જળ, લીલા ચારાથી ગાય, શાંતપણાથી બાળક, વિનયથી સંતપુરૂષો, દ્રવ્યથી અન્યજનો અને હિતકારી પ્રિયવચનથી લોકો સાધ્ય થાય છે; તેમ તપવડે દેવો સાધ્ય થાય છે. જિનેશ્વરોએ ધર્મ ચાર પ્રકારનો કહ્યો છે, તેમાંથી વાંચ્છિતની સિદ્ધિને માટે તપધર્મ ભાવસંયુક્ત કરવો. હે પ્રિયા ! તપનું આવું મહાત્મ્ય જાણીને તેની સાધના કર, ચિત્તમાં સંતોષ ધારણ કર અને હર્ષિત રહે, શોકને તજી દે."

એવા સમયમાં ત્યાં કોઇ ચારણ મુનિ રાજાને વંદાવવા અને ધર્મ સંભળાવવા અકસ્માત્ પધાર્યા. રાજાએ તે મુનિશ્રેષ્ટને ઉત્તમ સ્થાને બેસાડીને પરમભક્તિથી તેમને વંદના કરી અને રાણીએ પણ ભાવપૂર્વક વાંદ્યા. મુનિએ ધર્મલાભરૂપ આશીષ આપીને આ પ્રમાણે ધર્મદેશના આપી.

" અહો ભવ્ય જીવો ! આ અસાર સંસારમાં સુકૃતનું સેવન કરવું તેજ એક સારભૂત છે. જેની પાસે ધર્મ છે અર્થાત્ જે સતત્ ધર્મનું આરાધન કરે છે તેની પાસે સર્પ હારલતા જેવો થાય છે, અસીની લતા પુષ્પમાળા જેવી થાય છે, વિષ રસાયન થઇ જાય છે, શત્રુ પ્રીતિ કરતા આવે છે, દેવતાઓ વશ થાય છે. એ પ્રસન્ન મનવાળા ધર્મી માટે વધારે શું કહેવું ? આકાશ પણ તેની પાસે રત્નનો વરસાદ કરે છે અર્થાત્ ધર્મના અભાવે આકાશમાંથી રત્નોની વૃષ્ટિ થાય છે. "

આ પ્રમાણેની દેશના સાંભળ્યા પછી મુનિરાજને નમીને

રાજાએ કહ્યું કે-' હે ભગવન્ ! એવો બરાબર માર્ગ બતાવો કે જેથી મારે ત્યાં પુત્રોત્પત્તિ થાય ' મુનિરાજ કહે કે-' અમે એવી સાવદ્ય બાબતોના ઉત્તર આપી શકીએ નહીં, પરંતુ તમને એટલું કહું છું કે તમે કલ્પવૃક્ષની જેમ વાંછિતને આપનાર એવા શ્રેષ્ઠ તપનું સારી રીતે આરાધન કરો ' નૃપે પૂછ્યું કે-' તપ તો અનેક પ્રકારના છે, તેમાંથી અમારે કયો તપ કરવો યોગ્ય છે? ' ગુરૂ કહે-' જો તમને પુત્રની ઇચ્છા છે તો તમે ચાંદ્રાયણ* તપ કરો ' નૃપે કહ્યુ કે-' હે મહારાજ ! કૃપા કરીને તે તપનો વિધિ વિસ્તારથી બતાવો કે જેથી તે પ્રમાણે હું પ્રિયા સહિત તે તપનુ આરાધન કરૂં.' ગુરૂ મહારાજે કહ્યુ કે-' હે ભૂપતિ ! ફાલ્ગુન શુદિ ૧૫ થી એ તપ શરૂ કરવો. તે વૈશાખ શુદિ ૧૫ મે પૂર્ણ થાય છે. તેમા ફાલ્ગુન શુદિ ૧૫ મે પ્રથમ ચૌવિહાર ઉપવાસ કરવો, પછી વદિ ૧ મે ૧૫ કવળ લેવા, વદિ ૨ જે ૧૪ લેવા એમ ઘટાડતા યાવત્ વદિ ૦)) સે એક કવળ લેવો પછી ચૈત્ર શુદિ ૧ મે બે કવળ લેવા, શુદિ ૨ જે ૩ લેવા એમ યાવત્ ચૈત્ર શુદિ ૧૪ શે ૧૫ કવળ લેવા ચૈત્ર શુદિ ૧૫ મે ચૌવિહાર ઉપવાસ કરવો, વદિ ૧ મે પણ ઉપવાસ કરવો અને તેને પારણે વદિ ૨ જે એકાસન કરવું. વદિ ૩ ઉપવાસ ને વદિ ૪ શે એકાસન, એમ એકાંતરે ૧૩ ઉપવાસ ને ૧૩ એકાસન કરવા વૈશાખ શુદિ ૧૪ ને શુદિ ૧૫ નો છઠ્ઠ કરવો. તેને પારણે એકાસન કરવુ.

---

* ચૈત્ર શુદિ ૧૫ ને વદ ૧, વૈ. શુ. ૧૪ ને શુ ૧૫ બે છઠ્ઠ. ૧ ઉપવાસ પ્રારંભનો. ૪ બે છઠ્ઠના. ૨૯ કવળના દિવસો ૧૩ ઉપવાસ. ૧૪ એકાસન વચ્ચે. ૧ છેલ્લું. ફાલ્ગુન શુદિ ૧૫ થી વૈશાખ વદિ ૧ સુધી દીન ૬૨.

એ પ્રમાણે ૬૨ દિવસે ચાંદ્રાયણ તપ પૂર્ણ થાય છે. તે સમ્યકત્વને શીળ સંયુક્ત કરવો. બે ટંક આવશ્યક (પ્રતિક્રમણ) કરવા, દેવપૂજન સવિશેષપણે કરવું. પુણ્યવાનોની કથાવાર્તા કરવી અને પ્રાણીઓ ઉપર દયા કરવી. એ તપનું ઉદ્યાપન તપની પ્રાંતે ઘણા વિસ્તારથી કરવું.

એ ઉદ્યાપનમાં એક સુવર્ણનું વૃક્ષ કરવું. તેનું મૂળ રૂપાનું કરવું, પત્રો પ્રવાળાના કરવા, ફળો મણિના કરવા, તે વૃક્ષની ઉપર રૂપ્યમય ચંદ્રનું બિંબ કરવું. એ મહાવૃક્ષ ચંદ્રપ્રભ પ્રભુની પાસે ધરવું અને જ્યાસુધી તપ કરવામાં આવે ત્યાંસુધી ચંદ્રપ્રભુનું ધ્યાન કરવું. સાત ક્ષેત્રમાં શકિત અનુસાર દ્રવ્ય વાપરવું (વાવવું) અને સંઘપૂજા સહિત સાધર્મિક વાત્સલ્ય કરવું.

આ પ્રમાણે કરવાથી હે ભૂપતિ ! તમારૂં વાંચ્છિત પૂર્ણ થશે—સુંદર પુત્ર થશે, માટે એ તપ કરો. ”

આ પ્રમાણે સાભળીને રાજાએ હર્ષિત થઇ ગુરૂમહારાજે કહેલી વિધિ સાથે પ્રિયા સહિત ચાદ્રાયણ તપ કરવો સારે મુહૂર્તે શરૂ કર્યો. તપ પૂર્ણ થયે સતે ક્ષમાયુક્ત એવા ક્ષમાપતિએ સંપૂર્ણ વિધિ સહિત ઉજમણું કર્યું. સંઘપૂજા સહિત સાધર્મિક વાત્સલ્ય બહુ સારી રીતે કર્યું. દીનોદ્ધારાદિ કરવા સાથે સર્વત્ર અમારી પ્રવર્તાવી. સર્વ લોકોને સારી રીતે સંતોષ પમાડીને તપ પૂર્ણ થયે આનંદથી પારણું કર્યું, તે દિવસે જિનમંદિરમાં વિશેષ મહોત્સવ કર્યો. સંધ્યાકાળે જિનેશ્વરની પૂજા કરીને જિનેશ્વરની પાસે રાજા રાણી ચંદ્રપ્રભુના ધ્યાનમાં પરાયણ થઇને કાયોત્સર્ગમાં સ્થિત થયા. રાણી સહિત રાજા પ્રભુના ધ્યાનમાં

લયલીન થયા તે વખતે આકાશમાર્ગે કોઈ યક્ષ યક્ષણીસહિત આવ્યો. તે યક્ષ શ્યામ વર્ણવાળો, ત્રણ નેત્રવાળો, બે ભુજાવાળો, હંસના વાહનવાળો, દક્ષિણ હાથમાં ચંદ્ર અને વામહસ્તમાં અદ્ભુત મુદ્દગરને ધારણ કરનારો **વિજય** નામનો હતો. યક્ષણી **જ્વાળાદેવી** શ્વેતવર્ણવાળી, મૃદુ ને લલિત ચાર હાથવડે શોભતી, ચંદ્રપ્રભુની ભક્ત અને ત્વરિત ગતિવાળા હસ્તીપર આરૂઢ થયેલી, જમણા બે હાથમાં તિક્ષ્ણ અસી અને મુદ્દગર તથા ડાબા બે હાથમાં પર્શુ અને ફલકને ધારણ કરનારી હતી.

આ વિજય નામનો યક્ષ યક્ષણીસહિત પ્રત્યક્ષ થઈને ચાતુર્યગુણે ગર્ભિત એવા ચારૂ વચન આ પ્રમાણે બોલ્યો કે- "હે નરેંદ્ર ! તમે મને ચંદ્રપ્રભુનો સેવક વિજય નામનો યક્ષ જાણજો. હું તમારા પુણ્યકાર્યથી તમારાપર તુષ્ટમાન થયો છું, તેથી તમારે ઈચ્છિત હોય તે વર માગો. તમારા તપથી આકૃષ્ટ થઇને તેમજ તમારી જિનભક્તિથી સંતુષ્ટ થઇને હું યક્ષણીસહિત અહીં આવ્યો છું." આ પ્રમાણે તે યક્ષના વચનો સાંભળીને રાજા તેને નમસ્કાર કરી વિનય સહિત બોલ્યો કે- 'હે દેવ ! જો તમે તુષ્ટમાન થયા હો તો મને એક સુંદર પુત્ર આપો.' આ પ્રમાણેની તેની માગણીથી યક્ષે કહ્યું કે-'તમને પુત્ર થશે.' પછી ૧૬ ક્રોડ સુવર્ણની અને ત્રણ ક્રોડ મણિની વૃષ્ટિ કરીને તે યક્ષ યક્ષણીસહિત અદ્રશ્ય થયો.

યક્ષના ગયા પછી રાજા રાણીએ પણ હર્ષિત થઇને કાયોત્સર્ગ પાર્યો. તે સમયે કોઇક મહર્દ્ધિક દેવ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી ઇશાન સ્વર્ગથી ચ્યવીને તે પુષ્પભદ્રપુરમા પુષ્પચૂળ રાજાની

શ્રી પુષ્પમાળાની કુક્ષીમાં ઉત્પન્ન થયો. સંધ્યાકાળે રાણી પાપ પ્રતિક્રમીને પંચનમસ્કારમંત્રનું સ્મરણ કરતી સુતી. પોતાની સય્યામાં સુખે સુતાં તેણે આવું સ્વપ્ન જોયું કે-" ઈશાન દેવલોકથી કોઈ મહર્દ્ધિક અને દેદીપ્યમાન દેવ ચ્યવીને દેવના ગુણો સહિત મારા ઘરમાં આવીને વસ્યો. " વળી તેણે એવું પણ જોયું કે-" આશ્વિન માસની પૂર્ણિમાની રાત્રીએ ચંદ્રમાએ એકદમ આવીને મારા મુખમાં પ્રવેશ કર્યો. " આ પ્રમાણેનું સ્વપ્ન જોઇને રાણી હર્ષ પામી, જાગી અને પોતાના સ્વામી જ્યાં હતા ત્યાં જઇને તે હકીકત નીવેદન કરી. રાજાએ કહ્યું કે-" આ સ્વપ્નના મહાત્મ્યથી કોઇ દેવ સ્વર્ગમાંથી ચ્યવીને તારો ભાવીપુત્ર થશે. આ સ્વપ્નથી મારો મનોરથ ફળિભૂત થયો છે." આ પ્રમાણે સાભળીને રાણી હર્ષિત થઇ. પુણ્યકાર્ય વિશેષે કરવા લાગી અને ગર્ભરત્નને ધારણ કરતી સતી રત્નની ખાણ જેવી શોભવા લાગી.

જેમ જેમ ગર્ભ વૃદ્ધિ પામતો ગયો તેમ તેમ રાજભુવનમાં ઋદ્ધિની વૃદ્ધિ થવા લાગી. રાણીને જે જે ઇચ્છા થઇ તે તે રાજાએ પૂર્ણ કરી. સાતમે મહીને ગર્ભના પ્રભાવથી સર્વાંગ સુંદર અને કાંતિમાન્ એવી રાણીને એવો દોહદ થયો કે-" હું ચંદ્રમાનું પાન કરૂં અને પછી વૈતાઢ્ય પર્વત ઉપરના સર્વ ખેચરોને સમાધિપૂર્વક જીતી લઉં." આ દોહદ બળવાનથી પણ પૂરી શકાય તેવો ન હોવાથી રાણી દિનપરદિન દુર્બળ થવા લાગી. આ દોહદને દુઃસાધ્ય જાણીને રાજાએ મંત્રીને પૂછયું કે-' દોહદ ન પુરાવાથી રાણી દુર્બળ થતી જાય છે, તો એનો શું ઉપાય કરવો ? ' મંત્રીએ વિચાર કરીને ઉત્તર આપ્યો કે-" હે

સ્વામિન્ ! બુદ્ધિના પ્રયોગે કરીને એ દોહદ પૂર્ણ કરીએ. ગૃહમાં રહેલાં જાળદ્વારા ચંદ્રમાનું પ્રતિબિંબ અંદર રહેલા જળના પાત્રમાં પડે ત્યારે રાણીને કહીએ કે—આમાં ચંદ્ર આવેલ છે માટે તેને પીવો. અંધકારમાં ખરેખરા ચંદ્રની ભ્રાંતિથી તે પીવા માંડે ત્યારે જાળની ઉપર રાખેલો મનુષ્ય ધીમેધીમે તે જાળને ઢાંકતો જાય. રાણી બધું જળ પી જાય એટલે ઉપરથી જાળ તમામ ઢંકાઈ જાય, તેથી રાણી માને કે મેં ચંદ્રમાનું પાન કર્યું. એ રીતે એ દોહદ તો પૂર્ણ થાય. હવે વૈતાઢય ઉપર રહેલા વિદ્યાધરોને જમીનપર રહેલા આપણે જીતવા તે તો અસાધ્ય જેવું છે. તેને માટે કોઇક ઇંદ્રજાળીઆને બોલાવીએ અને તેની પાસે એવું નાટક કરાવીએ કે—તેમાં તે ઇંદ્રજાળિક વિદ્યાવડે વૈતાઢ્ય, વિદ્યાધરો, તેના નગરો વિગેરે રચશે. પછી તમારા સુભટરૂપે થઇને તે ઇંદ્રજાળિક રાણીની નજરે તે વિદ્યાધરોને યુદ્ધવડે જીતશે. હે રાજન્ ! આ પ્રમાણે કરવાથી રાણીને સંતોષ થશે અને તેને સંતોષ થવાથી તે દુર્બળ મટીને હર્ષવડે પુષ્ટ થશે. ”

રાજાએ મંત્રીની યુક્તિ પસંદ કરી તે પ્રમાણે કરવા હુકમ આપ્યો. મંત્રીએ તે પ્રમાણે કરીને રાણીનો દોહદ પૂર્ણ કર્યો. એટલે તે પણ પ્રસન્ન થઇ. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે શુભયોગે, શુભ દિવસે, ગૃહો બધા પોતાના સ્થાનમાં અથવા ઉચ્ચ સ્થાનમાં આવે સતે, સારા લગ્નમાં સૌમ્ય વખતે, રાત્રીએ ચંદ્રોદય થયે સતે, શુદિ સાતમે શુભવારે રાણીએ પુત્ર પ્રસવ્યો. તે વખતે દાસીવિગેરે સેવકોએ રાજાને વધામણી આપી. રાજાએ તેમને વાંચ્છિત દાન આપ્યું. પુત્રોત્પત્તિના ખબર સાંભળીને રાજા અત્યંત હર્ષ થવાથી શરીરમાં સમાણો નહીં. પુત્રના જન્મોત્સવ

નિમિત્તે અનેક પ્રકારે નગરની શોભા કરાવી. સ્થાને સ્થાને મલ્લ-યુદ્ધ અને ચતુષ્પથમાં નાટકો કરાવ્યા અને લાખો ગમે દ્રવ્ય દાનમાં આપ્યું. એ રીતે જન્મોત્સવ કર્યો.

અનુક્રમે ચંદ્રાર્કનું દર્શન, ઝોળીમાં સુવાડવું, ષષ્ઠિનું બળી-દાન આપવું. ઈત્યાદિ પુત્રજન્મને લગતા સર્વ સંસ્કારો વિધિ-પુરઃસર કરવામાં આવ્યા. પછી સ્વજનોનું ગૌરવ ભોજન વસ્ત્રા-દિવડે કરીને પોતાની બહેન તથા બીજી વૃદ્ધ સ્ત્રીઓને રાજાએ આ પ્રમાણે કહ્યું કે–' પૂર્વના પુણ્યથી, તપસ્યાના સાધનથી, શ્રી ચંદ્રપ્રભ પ્રભુની ભક્તિથી, દેવપાસેથી વરદાન મળવાથી, સેંકડો મનોરથ સહિત અમને પુત્રપ્રાપ્તિ થઈ છે. તમારી સૌની મીઠી નજરથી મારા વાંચ્છિત પૂર્ણ થયેલા છે. ચદ્રનું સ્વપ્ન આવવાથી અને ચંદ્રપાનનો દોહદ થવાથી તે પુત્રનું ચંદ્રોદય અથવા ચંદ્રોદર એવું નામ હો.' સર્વ સ્વજનોએ તે વાત સ્વીકારી. ત્યારપછી ધાવ્યોવડે પ્રતિપાલન કરાતો તે ચદ્રોદય પુત્ર શુક્લ પક્ષના ચંદ્રની જેમ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. તે સાત વર્ષનો થયો એટલે વિદ્યાગ્રહણની યોગ્યતા જાણીને મહો-ત્સવપૂર્વક પંડિતને સોંપવામાં આવ્યો. દેવાંશી હોવાથી સ્વલ્પ કાળમાં તે સર્વ શાસ્ત્રો શીખ્યો, શસ્ત્રકળામાં પ્રવીણ થયો અને અન્ય કળાઓનો પણ સારો અભ્યાસ કર્યો. અનુક્રમે તે સ્ત્રીઓના માનનું મર્દન કરનાર યૌવનાવસ્થા પામ્યો. એટલે સર્વદા મિત્રોની સાથે તે વિવિધ પ્રકારની ક્રીડા કરવા લાગ્યો.

હવે તે નગરમાં મહેભ્યોમાં અગ્રેસર અને મહર્દ્ધિક એવો અમરચંદ્ર નામનો શ્રેષ્ઠિ વસે છે. તેને ચંદ્રલેખા નામે પ્રિયા

છે. તેને સાગરચંદ્ર નામે પુત્ર છે, તે સર્વ કળાઓમાં પ્રવીણ છે, સદાચારી છે, વિચારશીલ છે, સજ્જનો તેની પ્રશંસા કરે છે, તે દાનાદિ ધર્મકાર્ય નિરંતર કરે છે. તેના ઘરમાં કેટલી લક્ષ્મી છે તે કોઇ જાણતું નથી. સર્વ જીવોપર કૃપાળુ એવો તે સુખે કરીને કાળ વ્યતિક્રમાવે છે, તેમજ વિપમાવસ્થામાં પણ કુળાચારને કદી છોડતો નથી. અન્યદા અંતરાય કર્મનો ઉદય થવાથી તે શ્રેષ્ઠિ મહદ્ધિંક હતો છતાં પણ તેની લક્ષ્મી કોઈના લઇ ગયા વિના સ્વભાવેજ ક્ષીણ થવા માંડી. તોપણ તે સદાચારને કે દાનધર્મને છોડતો નથી. થોડામાંથી પણ થોડું મોટા આદરથી સાધુ વિગેરેને દાન આપે છે. એ પ્રમાણે ક્ષીણાવસ્થામાં બાર વર્ષ વ્યતીત થયા. તેમાં ઘણી જાતનાં કષ્ટો સહ્યાં. પ્રાંતે અંતરાય-કર્મનો ઘણે ભાગે ક્ષય થયો. એવા સમયમાં એક દિવસ તેને ઘરે કોઇ લબ્ધિવંત મૂર્તિમાન્ કલ્પવૃક્ષ જેવા મુનિરાજ પધાર્યા. તેમને જંગમ તીર્થતુલ્ય જાણીને શ્રેષ્ઠિએ હર્ષથી નમસ્કાર કર્યો અને શુદ્ધ અન્નપાનાદિ વહોરાવીને આ પ્રમાણે સ્તુતિ કરીઃ— "હે મહામુનિ! આ સમય ને આ દિવસ ધન્ય છે. તેમજ તે રાત્રી ને તે પ્રહર પણ સુંદર ગણવા યોગ્ય છે કે જે વખતે પ્રમોદથી ભરેલા નિર્ભર લોચનવાળા ભવ્યાત્માઓને આપની સંગાતે સંગમ અને વાર્તાલાપ થાય છે."

શ્રેષ્ઠિની ભક્તિથી સંતોષ પામેલા મુનિરાજે તેને ધર્મોપદેશ આપ્યો. તેઉપરથી જિનેશ્વરકથિત ધર્મને તેમની સમિપે અંગીકાર કરીને સાગરચંદ્રે આ પ્રમાણે કહ્યું કે-"હે પ્રભો! મારી ઉપર કૃપા કરીને જે રીતે મારૂં દારિદ્ર દૂર થાય તેવો સુલભ તેમજ શ્રેષ્ઠ ઉપાય બતાવો." તે વખતે મુનિરાજે ઉપયોગ દઇ તેની

હકીકત જાણીને તેને કહ્યું કે–" હે સાગરચંદ્ર ! તારૂં અંતરાય કર્મ ઘણું તો ક્ષય પામેલ છે, પણ હજુ થોડુંક બાકીમાં છે, તેથી તેના ક્ષય માટે ઉપાય બતાવું છું. પરમેષ્ટિ મહામંત્રમાં જે સાતમું પદ છે તેનું દુષ્કર્મના નાશને માટે વિધિપૂર્વક આરાધન કર. ॐ **नमः सव्वपावप्पणासणो** આ અગ્યાર અક્ષરનો મંત્ર ગૃહચૈત્યાદિમાં પરમાત્માની આગળ બેસીને એક ચિત્તે જપવો, પ્રમાદ તજી દેવો, બ્રહ્મચર્ય પાળવું, વિકથા નિદ્રા અને આહાર ચારે પ્રકારનો તજી દેવો. આ પ્રમાણે કરવાથી હે સાગરચંદ્ર ! સાતમે દિવસે તારી પાસે દક્ષ એવી શાસનદેવતા પ્રત્યક્ષ થશે. તે વખતે તારા ભાગ્યયોગથી તે તારાપર તુષ્ટમાન થઈને તને વરદાન આપશે, પણ શું વરદાન આપશે ? તે હું જાણતો નથી."

આ પ્રમાણે કહીને તે મુનિ વિહાર કરી ગયા. પછી સાગરચંદ્રે પવિત્ર થઇને મુનિરાજના કહેવા પ્રમાણે શુભ દિવસે સર્વ સામગ્રીપૂર્વક મંત્રજાપ કરવાનું અથવા તેની સાધના કરવાનું શરૂ કર્યું. સાતમે દિવસે મધ્યરાત્રે શાસનદેવીએ પ્રત્યક્ષ થઇ તેને એક પત્રિકા બતાવીને કહ્યું કે–' હે વત્સ ! આ પત્રિકા ગ્રહણ કર. તે પત્રિકામાં મહા અર્થવાળી એક ગાથા લખેલી છે તે લાખ સોનૈયા આપીને ચંદ્રોદય કુમાર ખરીદ કરશે. તારૂં પુન્ય એવું નથી કે હું તે કરતાં વધારે તને આપી શકું.' આ પ્રમાણે કહી પત્રિકા આપીને દેવી અદૃશ્ય થઇ. સાગરચંદ્રે પણ ધ્યાન પૂર્ણ કર્યું. પ્રભાતે તે ગાથા લઇને વેચવા માટે ચતુષ્પથમાં ગયો. એવામાં ચંદ્રોદય કુમાર મિત્રો સાથે ક્રીડા કરતો ત્યાં નીકળ્યો. સાગરચંદ્રના હાથમાં પત્રિકા જોઇને અને તેમાં એક ગાથા લખેલી છે એમ જાણીને તેણે સાગરચંદ્રને કહ્યું

કે-"આ ગાથાવાળી પત્રિકા અને તેનું મૂલ્ય લઈને આપ." સાગરચંદ્રે તેનું મૂલ્ય લાખ સોનૈઆ કહ્યું, તે આપીને ચંદ્રોદય કુમારે તરતજ તે પત્રિકા ખરીદ કરી. પછી તે ગાથા વાંચી તે આ પ્રમાણે હતી:—

अपत्थियं चिय जहा, एइ दुहं तह सुहंपि जीवाणं।
ता मुत्तुं संमोहं, धम्मे चिय कुणह पडिबंधं ॥१॥

"જેમ દુઃખ વગરપ્રાર્થ્યું આવે છે તેમજ સુખ પણ જીવોને અપ્રાર્થ્યુંજ આવે છે, તેથી મોહને મૂકીને ધર્મને વિષેજ પ્રતિબંધ-ઉદ્યમ કર."

આ ગાથા લઈને ચંદ્રોદય પોતાને ઘરે ગયો અને સાગરચંદ્ર પણ લાખ સોનૈઆ લઈને પોતાને સ્થાને ગયો.

અન્યદા રાજપુત્ર પોતાના મિત્ર સુમિત્રની સંગાતે વનમાં ક્રીડા કરવા ગયો અને ત્યાં અનેક પ્રકારના વિનોદવડે ક્રીડા કરવા લાગ્યો. એવામાં ત્યાં કોઈ દુષ્ટ દેવ આવ્યો, તે કુમારને ઉપાડીને આકાશમાં ઉત્પતી ગયો. ચંદ્રોદય આકાશમાં જતાં વિચારે છે કે-'અરે ! મને કોણે અને શા માટે હર્યો હશે ? અહો દુષ્ટ દૈવે આ શું કર્યું ?' આ પ્રમાણે વિચારી હૃદયમાં ધૈર્ય ધારણ કરીને તે બોલ્યો કે-'અરે દુષ્ટ ! તું મને જાણતો નથી ? પરંતુ તું મને લઈ જઈને શું કરીશ ?' તે વખતે પેલો દેવ કપાળીનો વેશ ધારણ કરીને બોલ્યો કે-"અરે ! તારું બળિદાન આપીને હું દેવીને સાધીશ. વૃષભ નામના પર્વતના શિખર ઉપર વિશ્વઘોરા નામની ગુફા છે. ત્યાં અતિ વિકટ અને વ્યાળ (સર્પ)ના વાહનવાળી વિરૂપાક્ષી નામે દેવી છે. મેં તે શક્તિને સાધવા માંડી

છે. તેને પ્રસન્ન કરવા માટે જાપ ને હોમ મેં અનેક પ્રકારના કર્યા પરંતુ તે તુષ્ટમાન થઈ નહી. તેણે મને સ્વપ્ન આપ્યું કે-' તું મને બત્રીશ લક્ષણા પુરૂષનો ભોગ આપ કે જેથી હું પ્રસન્ન થાઉં અને તને વાંછિત આપું.' આવું સ્વપ્ન થવાથી હું બત્રીશ લક્ષણા પુરૂષને શોધવા નીકળ્યો, પણ કોઈ જગ્યાએ મને તેવો પુરૂષ મળ્યો નહીં. છેવટે તને સર્વ લક્ષણ સંપૂર્ણ જોઈને મેં ગ્રહણ કર્યો છે." કપાળીના આવાં વચન સાંભળીને ચંદ્રોદય વિચારે છે કે-' જો આ મારો બળી કરશે તો મારો મનુષ્ય જન્મ પશુની જેમ વૃથા થશે અને મારૂં અકાળ મૃત્યુ થશે.' આ પ્રમાણે વિચારી હૃદયમાં ધૈર્ય ધારણ કરીને પંચનમસ્કાર મંત્રનું સ્મરણ કરી તે કપાળીના મસ્તકપર જોરથી મુષ્ટિનો પ્રહાર કર્યો. આવું કુમારનું સત્વ જોઈને તે કુકર્મનો કરનારો કપાળી તેને આકાશમાંજ મૂકી દઈને એકદમ કયાંક જતો રહ્યો. નિરાલંબન-આલંબન વિનાનો એવો કુમાર આકાશમાંથી સમુદ્રમાં પડ્યો. પૂર્વ પુણ્યના પ્રભાવથી તેને પાટીયું મળી ગયું. પછી ઘંચના-ઘોલનાં ન્યાયે લઘુપણાને-હળુકર્મીપણાને પામેલો જીવ જેમ અતિ દુસ્તર સંસારને તરીને સદ્દગતિને પામે છે, તેમ મત્સ્યો અને કાચબાઓ વિગેરેથી અતિ ભયંકર એવા સમુદ્રમાં કલ્લોલો-વડે પ્રેરણા પામેલો તે કુમાર નવ દિવસે કીનારે નીકળ્યો.

પછી જમીન દેખીને ચંદ્રોદય કુમાર મનમાં હર્ષ પામ્યો અને સમુદ્રને કીનારે ફરવા લાગ્યો. શ્રીફળનાં પાણીવડે મર્દન કરીને શરીર સ્વસ્થ કર્યું. ત્યાં પત્રો, પુષ્પો ને રમણિક ફળો વિગેરેથી પ્રાણયાત્રા કરતો તે કુમાર કોઈ દ્વીપમાં ક્રીડા કરવા ગયેલ દેવની જેમ વનેવનમાં ફરવા ને ક્રીડા કરવા લાગ્યો. માતાપિતાનો

વિયોગ સ્મરણમાં આવવાથી તેને દુઃખ ઉત્પન્ન થયું, પરંતુ પૂર્વોક્ત ગાથા સંભારીને તે દુઃખને અવગણી ધૈર્યવડે તે આખા વનમાં ભમવા લાગ્યો. તે મહા અરણ્યમાં ભમતાં અન્યદા તેણે એક બાળિકાના રૂદનનો શબ્દ સાંભળ્યો. તે બાળા આ પ્રમાણે બોલતી હતી કે–" અરે દૈવ ! તેં મને આવી નિર્ભાગ્ય અને દુઃખથી ભરેલી શા માટે સર્જી ? હવે બન્યું તે ખરૂં, પણ આ ભવમાં કે આગામી ભવમાં ચંદ્રોદય કુમાર મારા સ્વામી થજો." આ પ્રમાણે કહીને તે બાળા આંબાના વૃક્ષ ઉપર ચડી તેની ડાળની સાથે ગળાફાંસો બાંધીને પોતાના ગળામાં નાખી જેવી લટકવા જાય છે તેવો ચંદ્રોદય ત્યાં પહોચ્યો અને તેનો પાસ તેણે તરતજ છેદી નાખ્યો. પછી કુમારે તેને યોગ્ય ઉપચારવડે સાવધ કરી. તેવામા એક ખેચર ત્યા આવ્યો. તેની પાસે કુમારે કન્યા ગળાફાંસો ખાધી હતી તે હકીકત કહી. વિદ્યાધરે કહ્યુ કે–' હે કુમાર ! તમે ખરેખરા પરોપકારી છો કે જેણે આ બાળાને મરતી બચાવી છે.'

કુમારે વિદ્યાધરને પૂછયું કે–" આ કયો દ્વીપ છે ? તમે કોણ છો ? આ કન્યા કોણ છે ? અને તે શા માટે મૃત્યુ પામતી હતી ? " ખેચર બોલ્યો કે–" હે કુમાર ! સાંભળો. આ **અમર** નામનો દ્વીપ છે. અહીં જાણે પૃથ્વીપર આવેલ સ્વર્ગનો ખંડ હોય એવુ શોભીતું **અમરપુર** નામનું નગર છે. ત્યાં ચંદ્રસમાન ઉજ્વળ **ભુવનચંદ્ર** નામે રાજા રાજ્ય કરે છે. તેને **ચંદ્રાવળી** નામે રાણી છે અને **કમળમાલિકા** નામે પુત્રી છે. એકદા તે બાલિકા સખીઓ સાથે વનમા ક્રીડા કરવા ગઈ અને ત્યાં હર્ષપૂર્વક અનેક પ્રકારની ક્રીડા કરવા લાગી. તે વખતે ત્યા બીજા કિંનર અને કિંનરીઓ મળીને સુસ્વરવડે ચંદ્રોદય કુમારના ગુણોનું

ગાન કરવા લાગ્યા. કુમારીએ તે ગુણગાન સાંભળીને તેની પાસે જઇને પૂછયું કે-' તે કુમાર કોણ છે કે જેનું દેવાંગનાઓ પણ ગુણગાન કરે છે ? ' કિન્નરી બોલી કે-' હે કન્યા ! **પુષ્પભદ્ર** નામના નગરનો **પુષ્પચૂળ** નામે રાજા છે. તેની **પુષ્પમાલિની** નામે રાણી છે. તેની કુક્ષીરૂપી સરોવરમાં હંસ સમાન **ચંદ્રોદય** નામનો કુમાર છે. જેણે લાખ સોનૈયા આપીને એક ગાથા ખરીદ કરેલી છે. તેના ગુણોનું અમે ગાન કરીએ છીએ. ' આ પ્રમાણે કહીને તે કિન્નરયુગલ આકાશમાં ઉત્પતી ગયું. અહીં રાજપુત્રી તેમની વાત સાંભળીને ચંદ્રોદયકુમાર ઉપર સ્નેહવાળી થઈ સતી ચિંતવવા લાગી કે-' આ ભવમાં કે આગામી ભવમાં ભર્ત્તાર તો ચંદ્રોદયકુમાર થજો. મનથી પણ હું હવે બીજા પુરૂષને ઇચ્છતી નથી. ' આ પ્રમાણે વિચારીને તેણે તેવી પ્રતિજ્ઞા કરી.

આ હકીકત તેના પિતાએ જાણી એટલે તે ચંદ્રોદયકુમારને શોધવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેવામાં તે કન્યાને અત્યંત રૂપવતી જોઇને તેનાપર મોહ પામી **સુરસેન** નામના વિદ્યાધરે એકાએક તેનું હરણ કર્યું. તેને ઉપાડીને તે વિદ્યાધરે આ સ્થાને મૂકી. તે વખત તે વિલાપ કરવા લાગી. તેને પેલા વિદ્યાધરે બળાત્કારે શાંત કરી. તે વખતે તે કન્યાના મામા મેં **અમિતતેજાએ**, આકાશમાં ગમન કરતા તેને અહીં ઉંચે સ્વરે રૂદન કરતી દીઠી. એ કુમારીને મારી ભાણેજ તરીકે ઓળખીને મેં પેલા વિદ્યાધરને કહ્યું કે-' અરે ! દુષ્ટ ! આ શું પાપકર્મ આરંભ્યું છે ? શું તને જીવવું ગમતું નથી ? ' મારા આવા શબ્દો સાંભળીને તે મારી સાથે યુદ્ધ કરવા આવ્યો; એટલે મારૂં ને તેનું દિવ્ય શસ્ત્રોવડે અતિ ભયંકર યુદ્ધ થયું. તે યુદ્ધ જોઇને કન્યા વિચારવા લાગી

કે-' અરે ! આનું પરિણામ શું આવશે ? માટે હું તો મરણ પામું. ' આમ વિચારીને તેણે અહીં આવી આ ઝાડ સાથે ગળાફાંસો બાંધ્યો. તેમાંથી તમે તેને (મારી ભાણેજને) બચાવી લીધી. હું તે સુરસેન વિદ્યાધરને હણીને હમણાજ અહીં આવ્યો. આ પ્રમાણેનો અમારો સંબંધ છે. હું આ કન્યાનો મામો થાઉં છું."

ત્યારપછી તે વિદ્યાધર કુમારને તેનો વૃત્તાંત પૂછે છે તેવામાં ત્યાં કોઇ મોટું સૈન્ય આવ્યું. તે સૈન્ય તરફ દષ્ટિ કરતાં અમિતતેજાએ તેમાં પોતાની માતા વિદ્યુલ્લતાને દીઠી. અમિતતેજાને સુરસેન સાથે યુદ્ધ થાય છે એવી હકીકત સાંભળીને તે સૈન્યસહિત **શશિવેગ** નામના પુત્રને લઇને ત્યાં આવી હતી. અમિતતેજા માતાને પગે લાગ્યો. તે વખતે ચંદ્રોદયને ત્યાં જોઇને વિદ્યુલ્લતા હર્ષ પામીને વિચારવા લાગી કે-' અહો ! આ ગુણના સમૂહરૂપ કોણ છે ? અથવા આ શું કલ્પવૃક્ષ છે, સુધારસ છે કે નિધાનરૂપ છે ? જેથી તેની ચેષ્ટા આવી સુંદર છે ? આ મનુષ્ય કોઈ જાણીતો છે, મેં એને કોઈ વખત જોયેલ છે. ' એમ વિચારતાં ને સંભારતાં તેને યાદ આવ્યું કે-' મેં નંદીશ્વરદ્વીપે યાત્રા કરવા જતાં પુષ્પભદ્ર નગરના ઉદ્યાનમાં ચંદ્રોદય નામના કુમારને રમતો જોયો હતો તેજ આ છે. ' પછી તેણે તેનું સ્વરૂપ અમિતતેજાને કહ્યું એટલે ત્યાં રહેલી કન્યા વિચારવા લાગી કે-' અહો ! મારૂં ભાગ્ય સ્ફુરાયમાન જણાય છે કે જેથી મારો વાંછિત વર અનાયાસે મળી આવેલ છે. ' પછી અમિતતેજા, કમળમાળા કન્યા અને ચંદ્રોદય વર એ બન્નેને આદરપૂર્વક સાથે લઇને ઉતાવળે અમરપુર આવ્યો. ભુવનચંદ્ર રાજા વરને જોઇને બહુ ખુશી થયા. ત્યાં વિસ્તારપૂર્વક તેમનો પાણિગ્રહણ મહોત્સવ કરવામા આવ્યો.

પછી અમિતતેજા વિગેરે પોતપોતાને સ્થાને ગયા. ચંદ્રોદય કુમાર સુખભોગ ભોગવતો સતો કેટલાક દિવસ ત્યાં રહ્યો. અન્યદા સુખે સુતેલા કુમારે પોતાના મકાનમાં પ્રભાતે જાગતાં આ પ્રમાણે જોયું કે-' પોતે કોઇ શ્વાપદોથી વ્યાપ્ત અરણ્યમાં વિકટ પર્વતની ઉપર રહેલ શીલાતળ ઉપર સુતેલ છે.' તે વખતે તે મનમાં વિચારવા લાગ્યો કે-' આ શું થયું ? કયાં મારી રાજ્યસ્થિતિ ? કયાં દેવવિમાન સમાન મહેલ ? કયાં દીવ્ય પલંગ ? કયાં ચંદ્રોદયનું મનોહરપણું ? કયાં તે પ્રેમવાળી કમળમાળા પ્રિયા ? કયાં તે ચંપાની માળા વિગેરે પુષ્પની શુભ સામગ્રી-એ બધી સ્વર્ગના સુખસદૃશ સ્થિતિ પર્વકર્મથી કયાં ગઇ ? પૂર્વે મને પોતાના ઉદ્યાનમાં ક્રીડા કરતાં ઉપાડીને સમુદ્રમાં કોણે નાખ્યો હતો ? તેમાંથી તરીને નીકળ્યો ને વિવાહ થયો, વળી પાછું આમ કેમ થયું ? ' આ પ્રમાણે વિચારતાં ક્ષણ રહીને તેણે પેલી ગાથાનો અર્થ પોતાના હૃદયમાં વિચાર્યો. તેથી ધૈર્ય ધારણ કરી ઉઠીને પર્વતના શૃંગ ઉપરથી તે નીચે ઉતર્યો.

અરણ્યમાં ભમતાં તેણે કોઇક અશોકવૃક્ષની નીચે જિનમુદ્રાને ધારણ કરીને કાયોત્સર્ગે રહેલા એક મુનિને જોયા. ક્ષમાના આધાર, નિર્વિકાર, ત્યક્ત આહાર અને જિતેંદ્રિય એવા તે મુનિને જોઇને તે વિવેકવાન્ ભાવનાયુક્ત ચિત્તે તેમને નમ્યો-વંદન કર્યું. એટલે મૌન તજી દઇ કાઉસગ્ગ પારીને મુનિએ ધર્મલાભરૂપ આશીષ આપી. પછી પુણ્યને વહન કરનારી અને પાપનો નાશ કરનારી આ પ્રમાણે દેશના આપી.

" હે ભવ્યજીવો ! આ સંસારમાં જીવોને કોડાગમે ભવે પણ મનુષ્યનો ભવ, ઉત્તમ કુળ, ધર્મની સામગ્રી અને તેના ઉપર

શ્રદ્ધા આવવી તે મહા દુર્લભ છે. સારૂં રાજ્ય પ્રાપ્ત થાય, મનોહર નગરો પ્રાપ્ત થાય, પરંતુ સર્વજ્ઞોક્ત વિશુદ્ધ એવો ધર્મ પામવો તે અતિ દુર્લભ છે. ચિંતામણિ રત્નસમાન તે સર્વ દુષ્પ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત થતાં પ્રમાદરૂપી તસ્કરોથી તેનું પ્રયત્નવડે રક્ષણ કરવું જોઇએ. આ સંસારમાં જે જે વસ્તુ ઇષ્ટ ને રમ્ય જણાય છે તે સર્વ અસ્થિર છે એમ જાણીને બુધજનોએ બલિનરેંદ્રની જેમ અચળ એવા ધર્મનું નિરંતર સેવન કરવું.

બળિરાજાની કથા આ પ્રમાણે :–

પશ્ચિમ મહાવિદેહમાં ગંધિલાવતી વિજયમાં સ્વર્ગપુરી જેવી **ચંદ્રપ્રભા** નામે નગરી છે. તે નગરીમાં કલંકરહિત એવો **અકલંક** નામનો મહાન્ રાજા છે. તે ચંદ્રસમાન સૌમ્ય છે અને તેની વાણી અમૃત સમાન મધુર છે. તેને આદર્શ સમાન ઉજ્જવળ **સુદર્શના** નામે રાણી છે. તેને બળિ નામે પુત્ર છે. તે બાળપણમાં પણ શરીરે સબળ અને બુદ્ધિમાન્ છે. તેણે વીશ લાખ પૂર્વ યુવરાજ્યપણું પાળ્યું અને ચાલીશ લાખ પૂર્વ સુધી પિતા સંબંધી રાજ્ય પાળ્યું. પછી શ્રી **સુવ્રતાચાર્ય** સમિપે તેણે શ્રાવકના વ્રતો ગ્રહણ કર્યા અને તેની પરિપાલના સાથે તેણે બીજા પણ અનેક પ્રકારના સુકૃત્યો કર્યા. જિનપ્રાસાદ, જિનપ્રતિમા, શ્રી સંઘની ભક્તિ, દીનજનોનો ઉદ્ધાર અને રથયાત્રા વિગેરે કરીને તે જૈનધર્મનો મહા પ્રભાવક થયો. શ્રાદ્ધધર્મની ક્રિયામાં તત્પર એવા તે બળિરાજાએ અન્યદા પાખીને દિવસે ઉપવાસ કર્યો અને આખી રાત્ર કાયોત્સર્ગમાં સ્થિરપણે સ્થિત થયો. રાત્રીના ત્રીજા પહોરને અંતે શુભ ભાવના ભાવતાં તે સર્વ વસ્તુમાં અનિત્યતા જોવા અને ભાવવા લાગ્યો. તેણે વિજળીની

લતા જેવી ચપળ લક્ષ્મી, દર્ભના અગ્રભાગપર રહેલા જળબિંદુની જેવું ચંચળ આયુ, ગજકર્ણવત્ ચંચળ રાજ્ય અને સ્વપ્ન જેવા ક્ષણિક સર્વ સંગમો જાણ્યા. તે વિચારે છે કે-" કોના પુત્ર, કોની સ્ત્રી, કોનું ઘર ને કોના ધનાદિ પદાર્થો ? આ સર્વને પ્રાણી મારા મારા કરે છે પણ તે કોઇના નથી. ' અહં મમ ' એ ચાર અક્ષરોથી સંસાર છે, કર્મનો બંધ છે અને ' નાહં ન મમ ' એ પાંચ અક્ષરોથી નિવૃત્તિ-મોક્ષ છે. આ શરીર અનિત્ય છે, વૈભવ અશાશ્વત છે અને મૃત્યુ નિરંતર પાસેજ રહેલું છે, તેથી હરેક રીતે ધર્મનો સંગ્રહ કરવો. ક્રોધ અને વિરોધને સર્વ સંતાપના કારણભૂત જાણી તેને તજી દઇ જે શમરૂપ સુધાયુક્ત વર્તે છે તે અલ્પકાળમાં નિવૃત્તિને પ્રાપ્ત કરે છે. " આ પ્રમાણે નિઃસ્પૃહ વૃત્તિએ હૃદયમાં અનિત્યતાનું ચિંતવન કરતાં બળિરાજાએ ક્ષપકશ્રેણિ માંડી અને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી દેવે આપેલો મુનિવેશ ગ્રહણ કરી સુવર્ણકમળ ઉપર બેસી ધર્મદેશના આપવા લાગ્યા. પૃથ્વીપર પર્યટન કરી અનેક ભવ્યજીવોને પ્રતિબોધ કર્યો. લોકોએ તેમનું **ભુવનભાનુ** એવું નામ પ્રસિદ્ધ કર્યું.

તે વિજયમાં જયપુર નામના નગરમાં **ચંદ્રમૌલી** નામે રાજા હતો. ભુવનભાનુ કેવળીએ તેને દેશના આપી. તેમાં વૈરાગ્ય રસથી સંપૂર્ણ ભરેલી એવી પોતાની કથા પ્રારંભથી-અવ્યવહાર રાશીમાંથી નીકળ્યા ત્યારથી કહી સંભળાવી. જે સાંભળીને તે રાજા સંવેગ પામ્યો અને તેણે દીક્ષા અંગીકાર કરી. તે રાજા પણ અનુક્રમે કેવળજ્ઞાન પામ્યો. પ્રાંતે તે બન્ને કેવળી સમ્યગ્ પ્રકારે સંયમનું આરાધન કરી ક્રોડ/પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને મોક્ષે ગયા. " ઇતિ બળીરાજા કથા.

"હે ભવ્યો ! આ અસાર સંસારમાં કાંઇપણ સારભૂત નથી, સારભૂત એક શાંતિમય ધર્મ છે કે જેથી પ્રાણી મોક્ષ પામી શકે છે. આ વિશ્વમાં ધર્મથી અર્થની સિદ્ધિ થાય છે, અર્થથી કામની પ્રાપ્તિ થાય છે, તેથી અર્થ, કામ ને પ્રાંતે મોક્ષ એ ત્રણેની જેનાથી પ્રાપ્તિ થાય છે એવા ધર્મનું ઉત્તમ ચિત્તવડે નિરંતર સેવન કરો. ધર્મનું મૂળ સમકિત છે. જિનેશ્વરને દેવ, મુનિરાજને ગુરૂ અને દયામૂળ ધર્મને ધર્મ માનવો તે સમ્યકત્વ કહેવાય છે."

આ પ્રમાણેની દેશના સાંભળીને ચંદ્રોદય કુમારે શુદ્ધ સમ્યકત્વ મૂળ શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. જીવાજીવાદિ તત્ત્વોનું સ્વરૂપ પૂછીને તેનો જાણકાર થયો, પછી મિથ્યા ભાવ તજી દઇને ચંદ્રોદય રાજા કાંઇક વિશેષ પૂછે છે તેવામાં તે મુનિ એકાએક અદૃશ્ય થઇ ગયા. એટલે વિસ્મય પામેલ કુમાર ચિંતવવા લાગ્યો કે–' આ મારા પરમ ઉપકારી મુનિ મને ઉપદેશ આપીને કયાં ગયા ? ' તે આમ વિચારે છે તેવામાં ત્યાં અકસ્માત્ એક મોટું સૈન્ય આવ્યું. તેના સુભટો શિઘ્રપણે કુમારની ફરતા ફરીવળીને બોલ્યા કે–' અરે ! તને સમરવિજય રાજા હમણાજ ક્રોધવડે હણી નાખશે. ' આવાં વચનો સાંભળીને તરતજ તેણે ગાથાનો અર્થ વિચારી હૃદયમાં ધૈર્યને ધારણ કર્યું અને સિંહનાદ કરી તે સૈન્યમાંથીજ એક રથ ગ્રહણ કરી તેનાપર આરૂઢ થઇને સંગ્રામમાં સામે આવી યુદ્ધ કરવા સજ્જ થયો. ગ્રહણ કરેલ રથ સર્વ આયુધોવડે પૂર્ણ હોવાથી તેણે તે શસ્ત્રોવડે ઘણા સુભટોને હણ્યા. તે જોઇ સુભટો બોલવા લાગ્યાકે–' આ કોઈ સામાન્ય મનુષ્ય જણાતો નથી. ' તે વખતે પોતાના સૈન્યને પાછું હઠેલું જોઇને સમરવિજય રાજા પોતે યુદ્ધ કરવા આગળ આવ્યો અને ચંદ્રો-

દયની સામે થયો. પછી તે ગર્વિત થઇને ચંદ્રોદયની ઉપર શસ્ત્રપ્રહાર કરવા તૈયાર થયો એટલે લઘુલાઘવી કળાથી તેનો પ્રહાર ચુકાવી દઇને ચંદ્રોદયે તેને એકદમ પકડી લીધો. પછી તેને જીવતો બાંધી લઇને ચંદ્રોદયકુમાર પોતાના રથમાં તેને નાખે છે તેટલામાં તે વિનયપૂર્વક ચંદ્રોદયના પગમાં પડ્યો અને પોતાને છોડી દેવા કહ્યું એટલે કુમારે દયા આવવાથી તેને છોડી દીધો.

એ વખતે એક સ્ત્રી ત્યાં આવી. તેણે કુમારને કહ્યું કે-'હે ભદ્ર! મારૂં વાક્ય સાંભળો. શ્રી **કુશવર્ધન** નામના નગરમાં **કમળચંદ્ર** નામે રાજા છે. તેને **અમરસેના** નામે રાણી છે. તેને **ભુવનશ્રી** નામે પુત્રી છે. તે જિનધર્મથી ભાવિત અંતઃકરણવાળી છે. તેણે તમારા ગુણો સાંભળીને એવી પ્રતિજ્ઞા કરી છે કે-' આ ભવમાં મારો ભર્ત્તાર ચંદ્રોદયકુમાર થાઓ. તે શિવાયના સર્વ મનુષ્યો મારા બંધુતુલ્ય છે. આવો મારો નિશ્ચય છે.' આ શૈલપુરનો સમરવિજય નામે રાજા છે.' તેણે એકદા ભુવનશ્રીની તેના પિતા પાસે યાચના કરી, પણ ભુવનશ્રીની ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા હોવાથી તેણે તેને આપી નહીં, એટલે સમરવિજય રાજા સૈન્ય સાથે કમળચંદ્ર રાજાના નગરના ઉદ્યાનમાં આવ્યો. ત્યાં તે ગુપ્તપણે રહ્યો અને ક્રીડા કરવા માટે નગર બહાર આવેલી ભુવનશ્રીનું તે પાપીએ વિલાપ કરતી સ્થિતિમાં હરણ કર્યું અને અહીં લઈ આવ્યો. અહીં રહેલા તમને જોઇને તે સમરવિજય તમને મારવા ઉદ્યુક્ત થયો. હું તે કન્યાની ધાત્રી છું અને તેની પાછળ તેના સ્નેહથી આકર્ષિત થઇને શિઘ્રપણે આવી છું. અહીં આવતાં સૈન્યમાં તમારૂં નામ સાંભળીને તમારી પાસે આવી છું, મેં તમને ઓળખ્યા છે, તો હવે તમે સમર-

વિજય પાસેથી તે ભુવનશ્રી કન્યાને છોડાવો અને પછી તેની સાથે પાણિગ્રહણ કરો, જેથી તેની પ્રતિજ્ઞા પૂર્ણ થાય. એ કન્યાના ભાગ્યથી તેના વાંચ્છિત વરની (તમારી) અનાયાસે પ્રાપ્તિ થઇ છે. ”

આ હકીકત સાંભળીને ચંદ્રોદય તેનો જવાબ આપે છે તેવામાં સમરવિજયેજ તે વાત સાંભળીને હર્ષિત થઇ ભુવનશ્રીને વસ્ત્રાભૂષણવડે અલંકૃત કરીને સ્વયમેવ ચંદ્રોદયને અર્પણ કરી. ચંદ્રોદયે ત્યાં તેની સાથે સંક્ષેપથી પાણિગ્રહણ કર્યું અને સમરવિજય કુમારની રજા લઇને સ્વસ્થાને ગયો. પછી કુમારે રમણીક એવા રથ ઉપર ભુવનશ્રી સહિત આરૂઢ થઇને શ્રી કુશવર્ધન નગર તરફ પ્રયાણ કર્યું.

ત્યાંથી કેટલેક આગળ ચાલ્યા એટલે એક શ્રેષ્ઠ વનમાં અપૂર્વ ધ્વનિયુક્ત ગાયન માર્ગની બાજુમાં થતું સાંભળ્યું. તે સાંભળીને કુતુહળ ઉત્પન્ન થવાથી પ્રિયાસહિત રથ ત્યાં રાખીને ચંદ્રોદય પોતે શબ્દને અનુમાને તે તરફ ચાલ્યો. ત્યાં તેણે આ પ્રમાણે જોયું. એક મોટી વાડી છે, તેમાં અનેક પ્રકારના સુંદર વૃક્ષો છે, તે વાડીના મધ્યમાં એક સાત ભૂમિવાળો મનોહર મહેલ છે. કૌતુકાન્વેષી કુમારે મૃગની જેમ નાદથી મોહ પામીને ગીત સાંભળવામાં લુબ્ધ થઇ તે મહેલમાં પ્રવેશ કર્યો. તે અનુક્રમે ઉતાવળો સાતમી ભૂમિએ ચડ્યો, એટલે ત્યાં તેણે રૂપ અને સૌભાગ્યવડે સુંદર એવી પાંચ કન્યાઓને દીઠી. તેમને જોઇને વિસ્મય પામી વિનયતત્પરપણે તે તેમને કાંઇક પૂછે છે તેવામાં તે બાપી સ્ત્રીઓએ ઉઠીને કુમારનું સન્માન કર્યું. તેનો સારી રીતે સત્કાર કરી ઉત્તમ આસનપર બેસારી તે પાંચે કન્યાઓ

લજ્જા ને વિનયમાં તત્પર થઇ સતી પોતાના અંગોને ગોપવીને કુમારની પાસે ઉભી રહી. પછી કુમારે તેમને પૂછ્યું કે-'તમે કોણ છો? કોની પુત્રી છો? અને આ વનમાં એકલી કેમ રહો છો? સ્ત્રીઓને આવી રીતે એકલા વનમાં રહેવું ઘટિત નથી. તમારી હકીકત સાંભળવાનું મને કૌતુક છે તેથી હું વિસ્મય પામીને પૂછું છું માટે કહો.' કુમાર તરફથી આવો પ્રશ્ન થતાં તે પાંચમાંથી એક કન્યા બોલી કે-' હે સાત્વિક કુમાર! અમારો સર્વ વૃત્તાંત તમે યોગ્ય હોવાથી કહું છું તે સાંભળો.

"વૈતાઢ્ય પર્વતની ઉપર લક્ષ્મીવડે ચક્રવર્તી જેવો સિંહનાદ નામનો ખેચરેંદ્ર છે. તેને પ્રૌઢ એવી શ્રીમુખી નામે સ્ત્રી છે. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી અમે પાંચે તેની પુત્રીઓ છીએ. અમારાં લક્ષ્મી, સરસ્વતી, ગૌરી, જયંતિ ને મેનકા એ નામ છે. અમે પાંચે યૌવનાવસ્થા પામી એટલે અમારા પિતાએ કોઇ શ્રેષ્ઠ નિમિત્તિયાને પૂછ્યું કે-'આ મારી પાંચે પુત્રીના પતિ કોણ કોણ થશે અને તે ભૂચર થશે કે ખેચર થશે? આ વાત પ્રગટપણે કહો.' અમારા પિતાના પ્રશ્નના ઉત્તરમાં તે નૈમિત્તિકે કહ્યું કે-' હે રાજેંદ્ર! તમારી પાંચે પુત્રીનો સ્વામી એક ચંદ્રોદય નામનો ભૂચર થશે. આજથી સાડા છ માસ ગયા પછી હે રાજન્! અમુક વનમાં તે સ્વયમેવ આવશે.' નૈમિત્તિકના આવાં વચન સાંભળીને તેણે સૂચવેલા વનમાં આ સાત ભૂમિવાળો પ્રાસાદ કરાવીને અમારા પિતાએ અમારા વરની પ્રાપ્તિ માટે અમને અહીં રાખી છે. અમે અહીં રહીને સખીઓની સાથે રાત દિવસ અનેક પ્રકારની ક્રીડાઓ કરીએ છીએ. અમારા પિતા અમારે જોઇતી વસ્તુ પુરી પાડે છે અને અમારી રક્ષા કરે છે. નિમિત્તિ-

આએ કહેલો અવધિ આજેજ પૂર્ણ થાય છે અને તેવે વખતે અમારા ભાગ્યોદયથીજ તમે અહીં પધાર્યા છો, તેથી અમે આકારાદિવડે ઓળખી શકીએ છીએ કે તમેજ અમારા થનાર પતિ ચંદ્રોદય છો. ",

કન્યાના આ પ્રમાણેનાં વચનો સાંભળી કુમાર મનમાં વિસ્મય પામ્યો. તે વખતે પણ પૂર્વોક્ત ગાથાના અર્થને વિચારતો સતો હૃદયમાં પ્રમોદને પામ્યો. તે વિચારે છે કે-' અહો ! આ સંસારમાં વિધિનો વિલાસ ઘણો મોટો છે. વિધિના બળવડે દુર્ઘટ હોય તે અકસ્માત્ સુઘટ થાય છે અને સુઘટ હોય છે તે દુર્ઘટ થાય છે. કહ્યું છે કે-વિધિના બળથી સમુદ્ર અર્થાત્ જળ હોય છે ત્યાં સ્થળ થાય છે અને સ્થળ હોય છે ત્યાં જળ થાય છે. ધૂળ હોય ત્યાં પર્વત થાય છે અને પર્વત હોય ત્યાં સપાટ જમીન થઇ જાય છે. મેરૂ મત્કુણ ( માંકડ ) જેવો થાય છે અને મત્કુણનો મેરૂ થાય છે. તૃણ વજ્રરૂપ થાય છે ને વજ્ર તૃણપ્રાય થાય છે. અગ્નિ શીતળ થાય છે ને હિમ દહન કરે છે. દૈવની લીલાથી આનંદ કરતો હોય છે તે મહા સંકટમાં પડી જાય છે ને સંકટમાં પડેલાનો ઉદ્ધાર થઇ જાય છે. તેથી તેવા બળવાન દૈવને નમસ્કાર થાઓ. જે તત્કાળ અસાધ્યને સાધે છે, સુસાધ્ય છતાં સાધી શકાતું નથી, વિપરીત હોય તે અનુકૂળ થાય છે, અનુકૂળ હોય તે વિપરીત થાય છે-એ બધું વિધિનુંજ વિલસીત છે. "

આ પ્રમાણે વિચારીને તે મૌન ધારણ કરી બેઠો છે, તેવામાં તે કન્યા બોલી કે-' હે ભાગ્યનિધિ મનુષ્ય ! સાંભળો. નિમિ-

સ્તિઆની કહેલી સાડાછ મહીનાની અવધિ આજેજ પૂર્ણ થઈ છે અને તે વખતેજ તમારૂં આગમન થયું છે. આજેજ લગ્નનો દિવસ છે તેથી તમે અમારી સાથે પાણિગ્રહણ કરો.' કન્યાના આ પ્રમાણે કહેવાથી ચંદ્રોદય કુમારે પૂર્વે તૈયાર કરી રાખેલી સામગ્રીવડે તે પાંચે કન્યાની સાથે પાણિગ્રહણ કર્યું. તેવામાં તો નથી-કન્યા અને નથી પ્રાસાદ-પોતે એકલો જમીન ઉપર ઉભો છે. આ પ્રમાણે તેણે જોયું; એટલે બહુજ આશ્ચર્ય પામીને વિચારવા લાગ્યો કે-'આ તે શું ઇંદ્રજાળ હતી કે સાચું હતું? પાંચ કન્યાઓ કયાં ગઈ? સાત ભૂમિનો આવાસ કયાં ગયો? આ તો ક્ષણમાત્રમાં સ્વપ્નની જેવું થઇ ગયું.' આ પ્રમાણે વિચારતો તે પોતાના રથ પાસે ગયો તો ત્યાં રથમાં પોતાની સ્રીને દીઠી નહીં. તેથી અત્યંત વિષાદ પામીને તે વિચારે છે કે-' હા! હા! આ શું? મારી પ્રિયા કયાં ગઇ?' આમ વિચારતો તે વનમાં ભમવા લાગ્યો અને પ્રિયાને શોધવા લાગ્યો. એવામાં તેણે એક ઉંચા તોરણો અને સ્તભોથી મંડિત સ્વર્ણ-રત્નમય મહા મનોહર જિનમંદિર જિનપ્રતિમા સહિત દીઠું. મંદિરમાં પ્રવેશ કરતાં ભવસમુદ્રમાં આલંબનભૂત શ્રીયુગાદિનાથને જોઇને તે પરમાત્માને નમસ્કાર કરવા માટે અંદર ગયો. પછી પ્રભુને નમસ્કાર કરી, પૂજા કરીને તે તેમના ધ્યાનમાં સ્થિત થયો. તેવામાં ત્યાં **મેઘવાહન** નામનો વિદ્યાધર આવ્યો. તેની સાથે તેની પુત્રી **નરમોહિની** હતી. 'તેનો ચંદ્રોદય વર થશે' એવું પૂર્વે તેને કોઇ નૈમિત્તિકે કહ્યું હતું. તે કન્યાએ પૂર્વે જોયેલ હોય તેમ ચંદ્રોદયને જોયો. પછી તે પોતાના પિતાની સાથે જિનપૂજા કરવામાં પ્રવર્તમાન થઇ. એવામાં સિંહનાદ વિદ્યાધરેંદ્ર પણ પોતાની પાંચે પુત્રીઓ સાથે તે જિનાલયમાં આવ્યો. જિને-

શ્વરના ધ્યાનમાંથી છુટા થઇને ચંદ્રોદયે સિંહનાદ વિદ્યાધરને પૂછયું કે–'તમે કયાંથી આવ્યા ? અને તમને તમારી પાંચ કન્યાઓ કયાંથી મળી ?' સિંહનાદ બોલ્યા કે– હું આ પાંચે કન્યાઓનો પિતા છું. હવે એ કન્યાઓનો સંબંધ કહું છું તે હે ચંદ્રોદયકુમાર ! તમે સાંભળો :–

પૂર્વે વનમાં તમે સમરવિજયને જે જીત્યો હતો તેના બે પુત્ર કમળ ને ઉત્પળ નામના છે. તેમાંના કમળે તમારા રથમાંથી ભુવનશ્રીનું હરણ કર્યું. તેને લઇને તે વૈતાઢ્યપર ગયો છે. બીજા ઉત્પળે તમને પ્રાસાદમાંથી ભૂમિપર મૂકયા, પ્રાસાદને અદૃશ્ય કરી દીધો અને મારી પાંચ પુત્રીને તે હરી ગયો. તે મારી પાંચે પુત્રીઓને લઇને પોતાને સ્થાને જતો હતો, તેવામાં મારૂં નિશ્ચળ સિંહાસન કંપાયમાન થયું. મેં આસનકંપનું કારણ મારી વિદ્યાને પૂછયું. તેણે પુત્રીના હરણનું કારણ કહ્યું. પછી હું રોષવડે સ્ફુરાયમાન થઇ તે ઉત્પળની પાછળ ગયો અને તેને મારા બળવડે પકડી પાડીને પાંચ પુત્રીઓને લઈ હું અહીં આવ્યો." આ પ્રમાણે સાંભળીને ચંદ્રોદય કુમાર પોતાના મનમાં હર્ષિત થયો. તે વખતે મેઘવાહન વિદ્યાધરે કુમારપ્રત્યે કહ્યું કે–" હે કુમારેંદ્ર ! સાંભળો. પૂર્વે કોઇ નિમિત્તિયાએ મારી પુત્રી નરમોહિનીના વર તમે થશો એમ કહેલું છે. તમને અહીં જાણીને હું મારી પુત્રીને લઇને અહીં આવ્યો છું, તો હવે તે નિમિત્તિયાનું વચન સત્ય કરો અને મારી પુત્રીનું પાણિગ્રહણ કરો." કુમારે તે વાત સ્વીકારી અને નરમોહિની સાથે તરતજ ત્યાં પાણિગ્રહણ કર્યું. 'પુણ્યવંત પુરૂષો જ્યાં જાય છે ત્યાં તે સંપત્તિને પામે છે.'

પછી કુમાર પરમાત્માને નમીને સિંહનાદ વિદ્યાધરેંદ્રના આગ્રહથી તેની સાથે છ પ્રિયા સહિત વિમળપુરમાં આવ્યો. ત્યાં તેનો મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવવામાં આવ્યો. પછી પોતાની પાંચ પુત્રીઓનો વિવાહમહોત્સવ સિંહનાદે ઘણા વિસ્તારથી કર્યો અને કરમોચન વખતે જમાઈને પોતાનું અર્ધ રાજ્ય આપ્યું. વળી પોતાની પાસે હતી તે બધી વિદ્યાઓ આપી. કુમારે તે સાધી લીધી એટલે ચંદ્રોદય ભૂચર મટીને ખેચર થયો. પોતાના બન્ને પુત્રોની વિપરીત હકીકત જાણીને લજ્જા પામતો સમરવિજય ચંદ્રોદય પાસે આવ્યો અને મહા ઉન્નતિવાળા તેને પગે લાગ્યો. ભુવનશ્રી તેને સોંપીને તેણે પોતાના પુત્રોના અપરાધની ક્ષમા માગી. એ રીતે પુત્રોએ કરેલા વિરોધ ને વૈરનું નિવારણ કર્યું. ચંદ્રોદયના પુણ્યપ્રભાવથી ઘણા વિદ્યાધરો આવીને તેની સેવા કરવા લાગ્યા. ત્યાં સુખભોગ ભોગવતો તે કુમાર કેટલાક વર્ષો સુધી રહ્યો. એ રીતે પરદેશમાં તેને સાતસો વર્ષ કૌતુકથી વ્યતિત થયા અને તે આઠ કન્યાઓ પરણ્યો.

અન્યદા રાત્રિના પાછલા છેલા પ્રહરે તે જાગ્યો. એટલે તેને પોતાનું રાજ્ય સાંભર્યું તેથી ત્યાં જવાનો વિચાર કર્યો. પછી કમળમાળાને બોલાવીને સર્વ પ્રિયાઓ અને વિદ્યાધરોના સૈન્ય સાથે તે પોતાને નગરે આવ્યો. પુષ્પચૂળ રાજા પોતાના પુત્રનું ઘણે કાળે આગમન સાંભળીને તેને મળવાને ઉતાવળા થયા અને ત્વરિતપણે તેની સન્મુખ ગયા. કર્યો છે અનેક વિદ્યાધરીઓ સાથે વિવાહ જેણે એવા અને વિદ્યાધરોના સૈન્યસંયુક્ત તેમજ પુષ્કળ લક્ષ્મીયુક્ત એવા પોતાના પુત્રને વિમાનમાં બેસીને આવતો જોઈ તે ઘણા ખુશી થયા. વિમાન આકાશમાંથી

નીચે ઉતર્યું એટલે ચંદ્રોદય કુમાર તેમાંથી ઉતરીને હર્ષના આંસુ મૂકતો પોતાના પિતાના ચરણમાં પડ્યો. પિતાએ તેને આલિંગન આપ્યું. બધી તેની પ્રિયાઓ પણ સાસરાને પગે લાગી પછી અનેક સ્ત્રીઓથી ગવાતા, બંદીજનોથી સ્તવાતા અને અનેક પ્રકારના વાજીત્રો વાગતાં પુષ્પચૂળ રાજાએ પુત્રને નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી કુમાર પોતાના આવાસમાં આવીને પોતાની પ્રિયાઓ સાથે રહ્યો અને સાથે આવેલા વિદ્યાધરોને સન્માન આપીને વિદાય કર્યા.

ભાગ્યશાળી એવા ચંદ્રોદય કુમારને તેના પિતાએ યુવરાજપદ આપ્યું અને રાજ્યની બધી ચિંતા તેની ઉપર સ્થાપિત કરી. અન્યદા તે નગરીના ઉદ્યાનમાં મુનિવૃંદથી પરવરેલા **ભુવનચંદ્ર** નામના ચંદ્રસમાન ઉજ્વળ કેવળી ભગવંત પધાર્યા. પુષ્પચૂળ રાજા તેમનું આગમન સાંભળીને પુત્રાદિ પરિવારસહિત તેમને વાંદવા માટે ઉદ્યાનમાં આવ્યા અને ત્રણ પ્રદક્ષિણા દઈને તેમણે મુનીશ્વરને વાંદ્યા. પછી પ્રમાદ તજી હાથ જોડીને તેમની પાસે બેઠા. કેવળી ભગવંતે પાપનો નાશ કરનારી દેશના આપવા માંડી.

"હે ભવ્યો! સમ્યગ્ પ્રકારે મનને સ્થિર કરીને સાંભળો. મનુષ્યપણું, આર્યદેશ, ઉત્તમ કુળ, આરોગ્યતા, દીર્ઘાયુ ઈત્યાદિ સામગ્રી ધર્મસાધનને માટે પ્રાપ્ત થવી તે અતિ દુર્લભ છે. કહ્યું છે કે–ક્રોડો ભવે પણ દુર્લભ એવા મનુષ્યભવને પામીને જે પ્રાણી આત્મહિત કરતો નથી તે મનુષ્ય જન્મને વૃથા હારી જાય છે. શું પારકા છીદ્રને જો નહીં, પારકા વૈભવની ઇચ્છા કર નહીં, પરને પીડાકારી તેમજ કડવું ક્રૂર વચન કહે નહીં. અહો ! આ,

સંસારમાં સુખજ નથી; સુખી ગણાતા જીવો પણ અનેક પ્રકારે દુ:ખ પામે છે. જુઓ! બળસાર મહીપાળ પોતાના પુત્રના બાલ્યાવસ્થાના તીવ્ર દુ:ખો જોઇને સંસારવાસથી ખેદ પામ્યા હતા." તે સાંભળીને સલાજનો બોલ્યા કે-' હે પ્રભુ ! તે **બળસાર** રાજા કોણ હતા ?' કેવળીએ કહ્યું કે-' તે બળસાર રાજાનો સંબંધ હું કહું છું તે સાંભળો:-

**લીલાપુર** નામના મનોહર નગરમાં **બળસાર** નામે રાજા હતો. પતિના પ્રેમમાં વૃદ્ધિ કરનારી **લીલાવતી** નામે તેને પ્રિયા હતી. તેને પુત્ર થતો ન હોવાથી તે અત્યંત દુ:ખી હતી. તે નિરંતર સંતાનની વાંછા કરતી હતી, પરંતુ કર્મયોગે તેને પુત્ર થતો નહોતો. અન્યદા મધ્ય રાત્રીએ રાજા જાગ્યો. તે વખતે તેણે દિવ્યધ્વનિવડે મનોહર એવું મધુર ગીત સાંભળ્યું. મૃદંગ, વાંસળી, વીણા, તાળ, દુંદુભિ વિગેરેના શબ્દો સંભળાણા, તે સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે-' આ દિવ્ય નાટક કયાં થાય છે ?' પછી પલ્યંકમાંથી ઉઠીને રાજા તે શબ્દને અનુસારે ચાલ્યો. દૂર જતાં તેણે શાંતિનાથનો પ્રાસાદ જોયો કે જ્યાં આ ગીતનૃત્યાદિ થતું હતું. રાજાએ પ્રભુની પાસે ગાતા અને નૃત્ય કરતા ખેચરોને જોયા, એટલે તે તેમાં તલ્લીન થઇને સ્થિત થયો. ક્ષણમાત્રમાં નાટક કરીને તે વિદ્યાધરો ચાલ્યા, એટલે તેને બીજા વિદ્યાધરો ત્યાં આવતા એવા સામા મળ્યા. તેઓને પૂર્વનું વૈર હોવાથી પરસ્પર યુદ્ધ થયું. બળવડે યુદ્ધ કરતા કરતા તેઓ ત્યાંથી કેટલેક દૂર ગયા. તે વખતે નૃત્ય કરનારી એક વિદ્યાધરી બહાર નીકળી, તેને બીજા વિદ્યાધરે ઉપાડી, એટલે તે વિલાપ કરવા લાગી. તેનો વિલાપ સાંભળીને બળસાર રાજા તેને છોડા-

વવા દોડ્યો. તેણે પેલા વિદ્યાધરને હણીને વિદ્યાધરીને તો પાછી વાળી, પણ બળસારને શરીરે તે યુદ્ધમાં કેટલાક પ્રહારો વાગ્યા. અહીં તે વિદ્યાધરીનો સ્વામી તેના વૈરી વિદ્યાધરોને જીતીને ત્યાં આવ્યો. તેણે બળસારને વ્રણસંરોહિણી ઔષધિવડે સજ્જ કર્યો. બળસાર રાજાએ તેમને પૂછ્યું કે-' તમે કોણ છો ? ' એટલે તે બોલ્યો કે-" હે ઉત્તમ પુરૂષ ! હું વૈતાઢ્યપર રહેનારો ખેચરોનો અગ્રણી ચંદ્રશેખર નામનો છું. આ ચૈત્યમાં હું મારા પરિવાર સાથે યાત્રા કરવા આવ્યો હતો. હું પૂજા કરીને અને નૃત્ય કરીને અહીંથી પાછો વળ્યો તેવામાં મને મારો વૈરી સામો મળ્યો. તેની સાથે પૂર્વના દ્વેષથી મારે સંગ્રામ થયો અને તેમાં મેં તેને હણ્યો. આ મારી ભાર્યા છે, તેને કોઇએ અપહરી હતી, તેનું રક્ષણ કરીને તમે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. તમારા આવા સત્કર્મથી હું તમારી ઉપર પ્રસન્ન થયો છું. તેથી આ એક ઔષધિ પુત્રાદિ ઇચ્છિતને આપનારી આપું છું તે ગ્રહણ કરો " આ પ્રમાણે કહી એક ઔષધિ દઇને તે ખેચર શીઘ્રપણે સ્વસ્થાનકે ગયો અને બળસાર રાજા પોતાને સ્થાને આવ્યો.

તે ઔષધિના પ્રભાવે કરીને લીલાવતીને એક પુત્ર થયો. યત્નથી લાલનપાલન કરાતો તે પુત્ર વૃદ્ધિ પામ્યો ને એક વર્ષનો થયો. ત્યારપછી તે પુત્રના શરીરમાં જ્વર, શૂળ, શિરપીડા, કાસ ને મૂત્રકૃચ્છ વિગેરે અનેક મહા વ્યાધિઓ ઉત્પન્ન થયા. પુત્રને રોગોવડે પીડાતો જોઇને રાજાએ અનેક વૈદ્યોને તેડાવી તેના શરીરની ચિકિત્સા કરાવી. વૈદ્યોએ અનેક પ્રકારના ઉપચારો કર્યા પરંતુ તેને કિંચિત્ પણ ગુણ થયો નહીં તેથી જળવિના મત્સ્યની જેમ તે જરાપણ શાંતિ પામ્યો નહીં. પુત્રને

રોગથી અત્યંત વ્યાપ્ત, જોઇને તેના માતાપિતા પણ મોહથી મોહિત થયેલા હોવાથી મહાપીડારૂપ સમુદ્રમાં પડ્યા. અનેક વૈદ્યોએ સેંકડોગમે ઔષધિઓવડે તે રાજપુત્રની ચિકિત્સા કરી પણ વ્યાધિ બીલકુલ શમ્યો નહીં, અને પરિણામે તે મૃત્યુ પામ્યો. પુત્રના મૃત્યુથી પ્રિયાયુક્ત રાજા મહા દુઃખી થયો.

અન્યદા કોઈ જ્ઞાનીને રાજાએ પૂછયું કે-'મારો પુત્ર આવો અલ્પાયુ કેમ થયો ?' જ્ઞાની ગુરૂ બોલ્યા કે-" હે રાજન્ ! આ બાળકે પૂર્વભવે મિથ્યાત્વે કરીને તાપસવ્રત ગ્રહણ કર્યું હતું. તે કંદમૂળાદિકનો ભોજી અને બહુ આરંભનો કરનારો તેમજ અણગળ પાણીથી સ્નાન તર્પણ કરવામાં તત્પર હતો. કહ્યું છે કે:-" કૈવર્ત (ચંડાળ) એક વર્ષે જેટલું પાપ બાંધે તેટલું પાપ અણગળ જળ વાપરનાર એક દિવસમાં બાંધે છે.' જે મનુષ્ય સર્વ કાર્ય ગળેલા પાણીવડે કરે છે તે મુનિ છે, મહા સાધુ છે, યોગી છે અને મહાવ્રતી છે. તેણે અજ્ઞાનવડે જળચરાદિ અનેક જીવોનો ઘાત કર્યો તેથી તે અલ્પાયુ બાંધી તમારો પુત્ર થયો. 'દીર્ઘાયુ જીવદયાવડેજ બંધાય છે.' દીર્ઘ આયુ, શ્રેષ્ઠ રૂપ, આરોગ્ય, શ્લાઘનીયપણું એ સર્વ અહિંસાના ફળ છે. વધારે શું કહું ? અહિંસા સર્વ વાંછિતને આપનારી છે. ઈંદ્રિયદમન, દેવગુરૂની સેવા, દાન, અધ્યયન અને તપ-એ સર્વ જો હિંસાનો ત્યાગ કર્યો નથી તો નિષ્ફળ છે."

આ પ્રમાણે ગુરૂની વાણી સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે-' મિથ્યાત્વ ખરેખર સંસારવૃદ્ધિનું કારણ છે કે જેથી પુણ્યબુદ્ધિએ કાર્ય કરીને પણ જીવ પાપનું ઉપાર્જન કરે છે. મારો

પુત્ર મનુષ્યજન્મ અને સત્કુળ પ્રાપ્ત કર્યા છતાં પણ મિથ્યાત્વથી કરેલી હિંસાના કારણથી અલ્પાયુ થયો, વધારે જીવ્યો નહીં. ' આ પ્રમાણે વિચારીને સંસાર ઉપર વૈરાગ્ય આવવાથી રાજાએ રાજ્યાદિક સર્વ તજીને ચારિત્ર અંગીકાર કર્યું અને આકરા તપ તપી ચારિત્ર પાળીને કેવળજ્ઞાન પામી અંતે શિવસુખનું ભાજન થયા.'

ઇતિ બળસાર નૃપ કથા.

આ પ્રમાણે બળસાર રાજાની કથા ભાવપૂર્વક સાંભળીને પછી પુષ્પચૂળ રાજાએ ફરીને કેવળીમુનિને પૂછયું કે-' હે ભગવન્! આ મારા ચંદ્રોદય પુત્રને વનમા ક્રીડા કરવા જતાં કોણે હર્યો હતો ? ' કેવળી બોલ્યા કે-" હે નરેંદ્ર! તમાર પુત્રનો પૂર્વભવનો વૃત્તાંત હું કહું છું તે તમે સાભળોઃ—

મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કળાવતી વિજયમાં વિપુલાપુરી નામની નગરી છે. ત્યાં બે વણિકપુત્રો સ્નેહવાળા ભાઇઓ હતા. તે બેમાં મોટા ભાઇની સ્ત્રી પતિના પ્રેમમાં બહુ આસક્ત હતી. તે મહામોહના વશથી પતિનો વિરહ ક્ષણમાત્ર પણ સહન કરી શકતી નહોતી. અન્યદા કોઇ કાર્યપરત્વે મોટો ભાઇ ગ્રામાંતરે ગયો હતો, તે વખતે નાના ભાઇએ પોતાની ભોજાઇને હાસ્યમાં આ પ્રમાણે કહ્યુ કે-' મારા મોટા ભાઇને માર્ગમાં કોઇ શત્રુએ મારી નાખ્યા છે. ' આ વાકય સાંભળતાજ તેની ભોજાઇ વિરહથી વ્યાકુળ થઇને તત્કાળ મરણ પામી. તે જોઇને નાના ભાઇને અત્યંત પશ્ચાત્તાપ થયો કે-' આ મેં મારે દુષ્કૃત કર્યું, મને વૃથા સ્રીહત્યા લાગી. ' આ પ્રમાણે તે પોતાના આત્માની નિંદા કરવા લાગ્યો. પછી ભોજાઇનો અગ્નિસંસ્કાર કરીને

હૃદયમાં દુઃખને ધારણ કરતો સતો તે વૃદ્ધબંધુના આગમનની રાહ જોવા લાગ્યો. કેટલેક દિવસે મોટો ભાઇ આવ્યો અને તેણે પોતાની સ્ત્રીના મરણની અને નાના ભાઇના હાસ્યની વાત પણ સાંભળી. તેને બંધુ ઉપર ઘણો ક્રોધ ચઢ્યો; લઘુ બંધુએ બહુ રીતે ખમાવ્યો તોપણ તેનો ક્રોધ શમ્યો નહી, એટલે સ્ત્રીવિરહના દુઃખથી અને બંધુપરના ક્રોધથી તે તાપસ થયો.

તાપસપણામાં અનેક પ્રકારનો બાળતપ કરીને તે અસુરજાતિનો દેવતા થયો. નાના ભાઇએ સંવેગ થવાથી જૈનીદીક્ષા અંગીકાર કરી. અન્યદા પૃથ્વીપર વિચરતાં વૃત્તવૈતાઢ્યની પાસે તે એકરાત્રિકી પ્રતિમા અંગીકાર કરીને મેરૂની જેમ સ્થિર થઇ કાયોત્સર્ગે રહ્યા.

પેલા અસુરે તે મુનીશ્વરને કાયોત્સર્ગમાં સ્થિત જોયા, એટલે વૈર જાગૃત થવાથી તેણે તેમની ઉપર એક શિલા પડતી મૂકી. શિલાના પ્રહારથી ધર્મધ્યાનયુક્ત મુનિ મૃત્યુ પામીને ઇશાન દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને હે રાજન્ ! તે તમારા પુત્ર થયા છે. પેલો અસુર ભવમાં ભમીને પાછો અસુર થયો. કુમારને ક્રીડા કરતો જોઈને પાછું તેને પૂર્વ વૈર જાગૃત થયું. એટલે તેણે તેનું હરણ કર્યું અને સમુદ્ર ઉપર લઈ ગયો. હજુ તે એકવાર તમારા પુત્રને ઉપસર્ગ કરશે. તે વખતે તમારા પુત્રના વચનથી તે પ્રતિબોધ પામશે અને તેનું વૈર શમી જશે. ચંદ્રોદય કુમારે પૂર્વભવમાં જે ચારિત્ર પાળ્યું હતું અને તપ કર્યો હતો તેનાથી થયેલા પુણ્યના પ્રભાવથી તે સર્વત્ર અનેક પ્રકારની ઋદ્ધિ પામ્યો.”

આ પ્રમાણે ગુરૂમુખે સાંભળીને રાજા અને ચંદ્રોદયાદિ બીજાઓ પણ શ્રાદ્ધધર્મ અંગીકાર કરીને મુનિને નમી સ્વસ્થાને ગયા.

એ રીતે પૂર્વજન્મમાં હાંસીમાત્રથી બંધાયેલ કર્મ અને વૈરના ફળને જાણીને પોતાના આત્માની નિંદા કરતો અને ચારિત્રાદિના ઉત્તમ ફળને જાણીને તેની અનુમોદના કરતો ધર્મકાર્યમાં રક્ત થઇને અને દુરિત કરવાથી વિરક્ત થઇને ચંદ્રોદયકુમાર મિત્રો સાથે ક્રીડા કરતો અને પ્રિયાઓ સાથે વિષયસુખને અનુભવતો રાજ્યસુખને ભોગવતો હવો.

ઇતિશ્રી વીરદેશનામાં ધર્મરૂપ કલ્પવૃક્ષની ચૈ.થી
ભાવરૂપ શાખા ઉપર ચંદ્રોદયની કથામાં
આઠમો પલ્લવ સંપૂર્ણ.





## અથ અષ્ટમ પલ્લવઃ



ધર્મ આ ભવમાં ને પરભવમાં સુખ આપનાર છે, ધર્મ અંધકારમાં સૂર્યસમાન છે, સારા મનવાળા જીવોની સર્વ આપત્તિને સમાવવા ધર્મ સમર્થ છે, ધર્મ અપૂર્વ નિધાન છે, અબાંધવનો બાંધવ છે, સંસારના વિસ્તૃત માર્ગમાં ધર્મ નિશ્ચળ મિત્ર તુલ્ય છે, સંસારરૂપ વિષમ સ્થળમાં ધર્મજ એક કલ્પવૃક્ષ સમાન છે; અન્ય નથી.

કેવળજ્ઞાની ભગવંતના વચનથી પુષ્પચૂળ વિશેષે ધર્મકાર્ય કરવા લાગ્યો અને ન્યાયથી પ્રજાનું પ્રતિપાલન કરવા લાગ્યો. યાચકોથી સ્તવાતો એવો તે રાજા પુષ્કળ દાન આપવા લાગ્યો. ચંદ્રોદયકુમાર પિતાની સેવા કરવા સાથે ધર્મકાર્યમાં વિશેષે તત્પર થયો. અન્યદા તે પોતાના મહેલમાં પોતાની પ્રિયાઓની સાથે દોગુંદુક દેવની જેમ ક્રીડા કરવામાં પ્રવર્તેલો છે, તે વખતે કામદેવ જેવા સ્વરૂપવાળા તે કુમારને જોઇને તેની એક અપરમાતા કામબાણથી અત્યંત પીડિત થઈ. કામથી વિહ્વળ થયેલી, અને કૃત્યાકૃત્યને નહીં જાણનારી એવી તે લજ્જા છોડીને કુમારની સાથે ભોગ ભોગવવાની અભિલાષાવાળી થઇ. તેથી તેણે પોતાની એક ચતુર દાસીને બોલાવીને તેને આ પ્રમાણે કહ્યું કે–' તું

જઈને ચંદ્રોદય કુમારને મારી પાસે બોલાવી લાવ.' તે દાસીએ કુમારપાસે જઈને કામચેષ્ટા સાથે કહ્યું કે-' તમને કામાક્ષા રાણી તમારા રૂપથી મોહિત થઈને બોલાવે છે.' દાસીના કહેવાનો અભિપ્રાય સમજી જઈને કુમારે વિચાર્યું કે-" અહો ! ચપળ એવી સ્ત્રીઓ લોકમાં જે અત્યંત વિરૂદ્ધ કહેવાય તેવું કાર્ય પણ કરે છે. વિષયાસક્ત સ્ત્રી ગુપ્ત અંગોને પ્રગટ કરે છે અને લજ્જા, દાક્ષિણ્ય કે સ્વાજન્યને પણ ગણતી નથી."

આ પ્રમાણે વિચારીને તેણે દાસીને વારી કે-' અરે દાસી ! તું આ શું બોલે છે ? આમ બોલવું તને ઘટતું નથી. હું પરનારીની સામું જોનારો નથી, તો આ તો મારી માતા છે, માટે જા, ચાલી જા.' આ પ્રમાણે નિર્ભર્ત્સના કરીને કાઢી મૂકેલી દાસીએ રાણી પાસે જઈને તે વાત કરી. ઉપરાંત કહ્યું કે-'તમારા મનમાં જે વાત છે તે તેના સ્વપ્નમાં પણ નથી.' આ પ્રમાણેની હકીકત બન્યા છતાં પણ કામાક્ષા ચંદ્રોદય ઉપરના રાગથી નિવર્તી શકી નહીં. એટલે તેણે ફરીને વળી કેટલાક દિવસ પછી દાસીને મોકલી, કુમારે પાછી મોકલી, તો પણ રાણીએ આશા મૂકી નહીં. ' કામ ખરેખર દુર્જય છે.' કહ્યું છે કે-' આ અનંગ દુર્જય છે, કામની વેદના વિષમ છે, કામની વેદનાવાળો કૃત્યાકૃત્યને જાણતો નથી અને ભુતગ્રસ્તની જેમ ભમ્યા કરે છે.' ' કામ કળાકુશળને પણ વિડંબના પમાડે છે, પવિત્રાઇના ડોળવાળાને હસે છે, પંડિતને વિકળ કરે છે અને ધીરપુરૂષને પણ ક્ષણમાં નમાવે છે. મકરધ્વજ દેવની શક્તિ અચિંત્ય છે.' વળી કેટલાક દિવસ પછી તેણે દાસીને મોકલી. ' કુવ્યસની જનો નિષેધ કર્યા છતાં પણ રહેતા નથી.'

ચંદ્રોદય વિચારે છે કે–" અહો ! અત્યારે મારાપર વિધિની વક્રતા જણાય છે, માટે હમણા અહીં રહેવું ઠીક નથી; અહીં રહેવાથી વખતે કલંક ચડવાનો ભય છે, તેથી હાલ તો થોડા દિવસ મારા પિતાશ્રી ન જાણે તેમ અહીંથી નીકળીને બ્હારગામ જવું. આ નિમિત્તે પૃથ્વીપરના કેટલાક કૌતુકો પણ જોવાશે." આ પ્રમાણે વિચારી દાસીને પાછી વાળીને તે રાત્રેજ તે ત્યાંથી નીકળી ગયો.

વાયુવેગે ચાલતાં તેણે કેટલોક પંથ અતિક્રમ્યો. આગળ ચાલતાં એક અરણ્યમાં કોઇક કપટી હૃદયવાળો દ્વિજ તેને મળ્યો. તે દ્વિજ નિર્ગુણી, અતિ નિસ્નેહી અને વાચાળમાં શિરોમણિ હતો; તેથી તેણે પ્રિય વાકયોવડે કુમારના હૃદયને અને મનને વશ કરી લીધું. બન્ને પથિક હોવાથી બન્નેને મિત્રાઈ થઇ, તેથી પરસ્પર અનેક પ્રકારની વાર્તા કરતા તેઓ માર્ગે ચાલવા લાગ્યા.

એવામાં તે મહા અરણ્યમાં ચોરોની ધાડ પડી, કુમારે તેને જીતી લીધી અને નિર્વિઘ્નપણે તેઓ **ક્ષમાપુરી** પાસે પહોચ્યા. તે નગરીના બહારના ઉદ્યાનમાં વીસામો ખાવા બેઠા. ત્યાં સિદ્ધકૂટ નામના પર્વતના શિખર ઉપર **વિશ્વેશ્વર** નામનો એક સિદ્ધપુરૂષ રહેતો હતો. તેણે ચંદ્રોદયને જોઇને કહ્યું કે–" અહો ! ભાગ્યવંતમાં મુખ્ય ! ભાગ્યસૌભાગ્યવડે સુંદર ! તમારા પુણ્યથી હું તમારી ઉપર તુષ્ટમાન થયો છું, તેથી તમને સિદ્ધવિદ્યાઓ આપવા ઇચ્છું છું. મારી પાસે ત્રણ સુવિદ્યાઓ છે કે જે મહાપુણ્યથીજ પ્રાપ્ત થઈ શકે તેમ છે. મારૂં આયુષ્ય અલ્પ છે, તેથી તે તમને આપવા ધારૂં છું. એ બાબત મેં વિદ્યાદેવીને પૂછ્યું હતું ત્યારે તેણે કહ્યું હતું કે–' તમારે તે વિદ્યા

ચંદ્રોદયને આપવી.' તેથી હું તમને આપું છું. તે ત્રણે વિદ્યાનું મહાત્મ્ય આ પ્રમાણે છે.

પહેલી વિદ્યા સ્વર્ણપ્રદા-સ્વર્ણને આપનારી છે, બીજી યુદ્ધમાં જય આપનારી ને વૈરી વર્ગનો વિનાશ કરનારી જયદા છે. અને ત્રીજી ત્રિકાળજ્ઞા છે. એ ત્રણે વિદ્યા તમે તેની સાધના હોમજપાદિ સહિત કરીને ગ્રહણ કરો. પછી તે સિદ્ધપુરૂષે સાનિધ્ય કરી અને કુમારે વિદ્યા સાધવા માંડી. ત્રણે વિદ્યા અલ્પ પ્રયાસવડે સિદ્ધ થઈ અને તેણે કુમારને ત્રણ વર આપ્યા. 'ભાગ્યવંત મનુષ્યો જ્યાં જાય છે ત્યાં તેને સંપત્તિ પ્રાપ્ત થાય છે અને નિર્ભાગી જ્યાં જાય ત્યાં પગલે પગલે આપત્તિ આવે છે.' પછી કુમારે તે વિદ્યાગુરૂને નમસ્કાર કરી અંજળી જોડીને કહ્યું કે-'હે વિભુ ! તમારા પ્રસાદથી સ્વલ્પ સમયમાં અને વિદ્યાઓ સિદ્ધ થઇ છે.' તે વખતે પેલો દ્વિજ બોલ્યો કે-'હે સ્વામિન્! કૃપા કરીને મને પણ કાંઇક આપવા કૃપા કરો.' એટલે તે સિદ્ધપુરૂષ બોલ્યા કે-" અહો ! આ દ્વિજ સર્વથા અયોગ્ય છે. મુખે મિષ્ટ અને હૃદયમાં દુષ્ટ એવા માણસને વિદ્યા આપવી નહીં આ દ્વિજ તેવો છે, તેથી તેને વિદ્યા આપવી તે અનર્થકારી છે." આ પ્રમાણે સિદ્ધપુરૂષે કહ્યા છતાં પણ કુમારે આગ્રહ કરીને તેને શ્રેષ્ટ વિદ્યા અપાવી. 'ઉત્તમ પુરૂષો નિરંતર ઉપકારીજ હોય છે.'

દ્વિજે ગુરૂએ બતાવેલ વિધિ પ્રમાણે તે વિદ્યાઓ સાધી, પરંતુ તેનું ચિત્ત અપવિત્ર હોવાથી તે સિદ્ધ થયેલી છતાં નહીં સિદ્ધ થયેલા જેવી થઇ.'

" હવે કુમાર ત્યાંથી દ્વિજ સહિત આનંદપુરે આવ્યો અને ત્યાં ચંદ્રસેના નામની વેશ્યાને ત્યાં રહ્યો. કુમાર નિરંતર વિદ્યાના પ્રભાવવડેજ સર્વ કાર્ય કરે છે અને સેવકોની તથા યાચકોની ઇચ્છા પુરે છે. પેલો દ્વિજ નિષ્ફળ વિદ્યાવાળો થવાથી તે વિદ્યાને અને ગુરૂને હસતો તેમજ ગુરૂની નિંદા કરતો બીજે સ્થળે ચાલ્યો ગયો.

ચંદ્રોદયકુમાર આનંદપુરમાં રહ્યો સતો પોતાના સદ્ગુણોએકરીને ઘણા જનોના દિલનું રંજન કરવા લાગ્યો. તે નગરમાં મતિતિલક નામના મંત્રીશ્વર મહર્દ્ધિક વસે છે. તેને નામથી અને ગુણથી શ્રીનિવાસ નામનો પુત્ર છે. તેને ચંદ્રોદયની સાથે ગાઢ મિત્રાઇ થઇ. અન્યદા તે બન્ને મિત્રો વનમાં કોઇ દેવકુળમાં ગયા, ત્યાં ક્રીડા કરીને વાતચીત કરવા આનંદથી બેઠા છે, તેવામાં નગરમાં મોટો કોળાહળ થયો, એટલે તેનું કારણ જાણવા માટે કુમારે માણસોને મોકલ્યા, તેમણે ગામમાં જઇ આવીને કુમારને કહ્યું કે-' આ નગરમાં સૂરસિંહ નામનો પરાક્રમી રાજા છે. તેને પ્રાણથી પણ અતિ વલ્લભ બંધુમતી નામે પુત્રી છે, તેણે રૂપવડે દેવાંગનાઓને અને ગુણોવડે લક્ષ્મીને પણ જીતી લીધેલ છે. તે આજે મહેલના ગોખમાં બેઠી હતી, તેવામાં કોઇને ખબર ન પડે તેમ તેનું કોઇએ અકસ્માત્ હરણ કર્યું છે. તેથી નગરમાં મોટો કોળાહળ થઇ રહ્યો છે.'

આ પ્રમાણે સાંભળીને કુમારે પોતાના મનમાં વિચાર્યું કે-' હું નગરમાં છું છતાં કોણ તેને હરી ગયું ? કોણે એવી હિંમત કરી ? ' આમ વિચારીને તે બોલ્યો કે-' હું અહીં હોતા

છતાં રાજપુત્રીને કોઇ હરી જાય તે ઠીક નથી, પણ શું કરૂં ? અહીં મને કોઇ જાણતું નથી તેમ ઓળખતું પણ નથી. આ પ્રમાણે કહીને મિત્ર સહિત તે શહેરમાં આવ્યો.

સૂરસિંહ રાજાએ પુત્રીની સર્વત્ર શોધ કરાવી, પરંતુ કોઈ જગ્યાએથી તેની શુદ્ધિ મળી શકી નહીં, વાત પણ સાંભળવામાં આવી નહીં. તેથી તેના વિયોગની અત્યંત પીડાથી રાજા પીડિત થયો અને દુઃખસમુદ્રમાં પડ્યો. રાજાને આવી રીતે અત્યંત દુઃખી થયેલ જાણીને મંત્રીપુત્ર તેમની પાસે જઇને બોલ્યો કે- ' હે સ્વામિન્ ! અહીં કોઈ એક વિદેશી મનુષ્ય વિદ્યાવાન્ આવેલો છે, તે ઘણો જ્ઞાનવાન્ છે. વળી નિર્દ્રવ્ય છતાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરે છે અને નિરંતર પારકા દુઃખોને હરે છે. સર્વને વાંછિત આપે છે. તે આનંદી છે, ગુણના સમુદ્ર જેવો છે, દાતા છે, ભોક્તા છે, સિદ્ધપુરૂષની જેવો અતિ વેત્તા છે. તેની સાથે હે નરાધિપ ! મારે પણ ગાઢ મિત્રાઈ છે. તેથી આપનો હુકમ હોય તો તેને બોલાવીને રાજપુત્રી સંબંધી પૂછીએ. ' આ હકીકત સાંભળીને રાજા બહુ ખુશી થયો. તેથી તરતજ પ્રધાનપુરૂષોને તેને તેડવા મોકલ્યા. તેઓ એક હાથી શણગારીને સાથે રાખી કુમારને તેડવા ગયા. તેમની વિનંતિ કુમારે સ્વીકારી, એટલે કુમારને સાથે લાવેલા હાથી ઉપર બેસાડી વાજીંત્રાદિ ઉત્સવપૂર્વક તેઓ રાજા સમિપે લઈ ગયા. રાજમહેલ પાસે આવતાં હાથી ઉપરથી ઉતરી સૌ રાજા પાસે ગયા એટલે રાજાએ ઉભા થઇ સામા જઇને ચંદ્રોદયને માન આપ્યું. આલિંગન દેવાપૂર્વક મળ્યા અને કુશળવાર્ત્તા પૂછી. કુમાર રાજા પાસે બેઠો. પછી નૃપતિની આજ્ઞાથી તેના શ્રીનિવાસ મંત્રીપુત્રે કુમારને કહ્યું

કે-" હે મિત્ર ! અમારા નૃપતિની બંધુમતી નામે શ્રેષ્ઠ પુત્રી છે; તેનુ આજે અકસ્માત્ કોઈ હરણ કરી ગયું છે. તે સંબંધી તજવીજ કરતાં કોણ હરી ગયું છે ? તેનો પત્તો લાગતો નથી, તેટ આપ જ્ઞાનવડે જાણીને તેનું સ્વરૂપ કહો."

આ પ્રમાણેની હકીકત સાંભળીને ચંદ્રોદયકુમાર વિચારે છે કે-" સંકટમાં પડેલા મનુષ્યનો જે માણસ શક્તિ છતાં ઉદ્ધાર કરતો નથી તેને મનુષ્ય કેમ કહીએ ? ઉત્તમ પુરૂષ તો પોતાના પ્રાણવડે પણ પરોપકાર કરે છે. કેમકે પરોપકાર તેજ મહા પુણ્યરૂપ છે. ઉત્તમ મનુષ્ય અવસર પામીને પોતાના જીવિતને તેમજ ધનને તૃણવત્ ગણી તેને તજવા પડે તો તજી દઈને પણ પરનું રક્ષણ કરે છે; એમાં સંશય નથી." આ પ્રમાણે વિચારીને કુમારે ત્રીજી ત્રિકાળજ્ઞા વિદ્યાની અધિષ્ઠાયિકા દેવીનું સ્મરણ કરીને તેનાથી રાજપુત્રીનું સર્વ સ્વરૂપ જાણી લીધું. પછી તેણે રાજા પ્રત્યે કહ્યું કે-" હે નરાધિપ ! આ કાર્ય કષ્ટસાધ્ય છે, પરંતુ તમારી પ્રાર્થના હું નિષ્ફળ કેમ કરૂં ? તેથી દશ દિવસમાં હું આપની પુત્રીને લાવી આપીશ. જો તેટલી મુદતમાં લાવી આપું નહીં તો અગ્નિમાં પ્રવેશ કરીશ. આ પ્રમાણે હું પ્રતિજ્ઞા કરૂં છું." કુમારનું સત્ત્વ જોઇને પોતાના કાર્યની સિદ્ધિ થવાનો ચોકસ સંભવ માની રાજા હર્ષિત થયો અને સન્માનપૂર્વક તેને સ્વસ્થાને જવાની રજા આપી.

પછી ચંદ્રોદય કુમારે રાજપુત્રીનું સમ્યક્ સ્વરૂપ જાણવા માટે ત્રિકાળજ્ઞા દેવીનું આરાધન કર્યું, એટલે તે દેવી પ્રત્યક્ષ થઈને બોલી કે-" હે કુમારેંદ્ર ! વૈતાઢ્ય પર્વત ઉપર ગંધસમૃદ્ધ

નામના નગરમાં મણિકિરીટ નામનો વિદ્યાધરશિરોમણિ રાજા રાજ્ય કરે છે. નંદીશ્વરની યાત્રા કરીને પાછા આવતાં તેણે અહીં આકાશમાંથી અત્યંત રૂપવાન્ એવી બંધુમતીને જોઈ. તેને જોતાંજ તે મોહ પામ્યો. તેથી તેને હરી લઇને તે ઉતાવળો સ્વસ્થાને ચાલ્યો ગયો છે. હમણા તે ગંગાના કીનારા ઉપર ધવળકૂટ નામના પર્વત ઉપર છે અને તે કન્યાને પરણવાની સામગ્રી તૈયાર કરે છે, માટે હે ચંદ્રોદય ! તમે ઉઠો. આપણે બન્ને ત્યાં જઈએ." પછી ચંદ્રોદય તે દેવી સાથે ત્યાં ગયો અને વિવાહસામગ્રી તૈયાર કરતા એવા તે વિદ્યાધરને હાંક્યો. અર્થાત્ તિરસ્કારપૂર્વક બોલાવ્યો અને કહ્યું કે–" અરે દુષ્ટ ! આ શું આરંભ્યું છે ? અરે અજ્ઞાની ! શું તું આમ કરતાં લાજતો પણ નથી ? તેં પાપાત્માએ ચોરીવડે બીજાની કન્યાનું હરણ કર્યું છે તેથી હું પાપની શિક્ષા અત્યારે દેવો અને વિદ્યાધરોની સાક્ષીએ તને આપું છું." આ પ્રમાણે કહેવાથી એકદમ તે વિદ્યાધર લડવા તૈયાર થઈ ગયો. બન્નેએ વિદ્યાના બળથી સૈન્ય વિકુર્વ્યું અને બંનેનું ઘોર યુદ્ધ થયું. પરિણામે જયદાયિની વિદ્યાની સાંનિધ્યથી તેણે તે ખેચરને જીતી લીધો, એટલે તે વિદ્યાધર માન તજી દઇને ચંદ્રોદયના પગમાં પડ્યો અને ક્ષમા માગી. પછી ચંદ્રોદયને કેટલાક દિવસ આનંદથી ત્યાં રાખીને દશમે દિવસે તેને કેટલાક વિદ્યાધરો સહિત રાજપુત્રીને લઈને આનંદપુર રવાને કર્યો. બંધુમતી સહિત કુમારને આવતો જાણીને રાજાએ ઉત્સવપૂર્વક તેને નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રાજાએ કુમારને કહ્યું કે– " હે કુમાર ! તમારા જ્ઞાનની અને તમારા પરાક્રમની શું પ્રશંસા કરૂં ? અજ્ઞાનપણાથી ખેચરે રાજપુત્રીનું હરણ કરેલું તેને તમે પાછી લાવી દીધી છે." પછી રાજાએ ચંદ્રોદયને ઉત્તમ વર જાણીને

પોતાની પુત્રી બંધુમતી તેની સાથે પરણાવી. ચંદ્રોદય કુમાર ત્યાં આનંદથી 'સુખભોગ' ભોગવતો કેટલોક કાળ રહ્યો.

અહીં પુષ્પભદ્ર નગરમાં પુષ્પચૂળ રાજા પોતાના પુત્રને અકસ્માત્ કાંઇક ગયેલો જાણીને હૃદયમાં અત્યંત દુઃખને ધારણ કરતો હવો. પુષ્પચૂળ રાજાએ પુત્રની શોધને માટે ચોતરફ રાજ-પુરૂષોને મોકલ્યા. તેઓ પૃથ્વીપર અનેક દેશ ગ્રામ તેમજ નગરમાં શોધ કરતા ફરવા લાગ્યા. કેટલેક કાળે કુમાર અહીં છે એવી હકીકત રાજાના જાણવામાં આવી. કારણકે તેના ગુણની સુગંધથી પૃથ્વી વાસિત થઈ ગયેલી હતી. ' ભાગ્યાદિ સદ્ગુણોથી અલંકૃત મનુષ્ય શું પ્રચ્છન્ન રહે છે ? ' રાજપુરૂષોથી આનંદપુરમાં કુમાર છે એમ જાણીને રાજાએ પોતાના મંત્રીઓને ત્યાં તેડવા મોકલ્યા. અહીં આનંદપુરના રાજા સૂરસિંહે જમાઇને સ્વદેશમાં જવાના ઇચ્છક જાણીને પોતાનું અરધું રાજ્ય આપ્યું. તે સાથે દશ હજાર હાથી, લાખ ઘોડા, છ હજાર રથ અને પાંચ લાખ પાયદળ (પદાતી) આપ્યા. રાજભંડારમાંથી અર્ધ દ્રવ્ય આપ્યું. આ પ્રમાણે આપીને તેણે જમાઈને પોતાની પુત્રી સહિત તેના નગર તરફ રવાને કર્યો.

માર્ગમાં સેંકડો વિદ્યાધરોથી પગલે પગલે સેવાતો, ગંધર્વોથી ગવાતો અને પંડિતોથી સ્તવાતો ચંદ્રોદય કુમાર મોટી ઋદ્ધિ સાથે પુષ્પભદ્રપુર નજીક પહોંચ્યો. પુષ્પચૂળ રાજાએ પુત્રના આગમનના ખબર સાંભળ્યા, એટલે પોતાની સેના સામે મોકલી અને મહામહોત્સવપૂર્વક બહુમાન સાથે તેને નગર પ્રવેશ કરાવ્યો. પછી રાજાએ પુત્રને કહ્યું કે–' હે વત્સ ! હું માનું છું કે તારે દેશાંતરમાં જવાનુ થયું તે આવી ઋદ્ધિ મેળવવા માટેજ

ગયું હશે.' ત્યારપછી પુત્રનો પુણ્યોદય જોઈને રાજા તેની સાથે ધર્મકાર્યો કરતો સતો દિવસો વ્યતિક્રમાવવા લાગ્યો.

અન્યદા ત્યાં **વિમળબોધ** નામના જ્ઞાની મુનિ પધાર્યા. રાજા પરિવાર સાથે તેમને વંદન કરવા ગયો. ત્રણ પ્રદક્ષિણા દઈ વિધિપૂર્વક વાંદીને રાજા તે મુનીશ્વરની પાસે ધર્મદેશના-સાંભળવા બેઠો. મુનિરાજે આ પ્રમાણે દેશના આપી.

" હે ભવ્યો ! આ સંસારસમુદ્રનો પાર પુણ્યવડે પામી શકીએ, તે સુખના અદ્વિતીય કારણભૂત પુણ્ય મેળવવું મુશ્કેલ અર્થાત્ દુર્લભ છે. ધર્મમાં તત્પર મનુષ્યોને જીવિત ને મરણ બન્ને સરખા છે અને ઇષ્ટ છે. અહીં જીવતાં તે વિવેકી હોય છે અને મૃત્યુ પામીને સદ્ગતિએ જાય છે. સેંકડો વખત હળ ફેરવ્યા છતાં પણ જેમ ઉખર ક્ષેત્રમાં ધાન્યની ઉત્પત્તિ થતી નથી તેમ પુણ્યવિના મનુષ્યોને સુખની પ્રાપ્તિ થતી નથી. પુણ્યના પ્રભાવથી પ્રાણીની વિઘ્નોની શ્રેણિ નાશ પામે છે. જેમ **ધૃષ્ટક** શાકિનીઓના મધ્યમાં રહ્યા છતાં પણ વિજય પામ્યો. તે ધૃષ્ટકની કથા આ પ્રમાણે:-

ભરતક્ષેત્રમાં અવંતિ દેશમાં **ધારા** નામે શ્રેષ્ઠ નગરી છે. તેને જોઈને અલકાપુરીએ પોતાનો સર્વ ગર્વ તજી દીધો છે. તે નગરીમાં **સૂર** નામનો ધનવાન્ રાજપુત્ર રહેતો હતો. તે બળવાન, ધીર, ધીમાન્, ગુણાઢ્ય, દાતા, ભોકતા અને નિર્ભય હતો. તેને **ચતુરા** નામે સ્ત્રી હતી. પણ તે ગૂઢમંત્રા, મહાધુરા, કોપના ( કોપવાળી ) અને પોતાના સ્વામીને પણ કટુ વાક્યોવડે દુહવનારી હતી. તેથી સૂર વિચારતો હતો કે-' આવી ભાર્યા

આરે શું કામની છે ? કેમકે શાસ્ત્રમાં પણ દુષ્ટમતિવાળી સ્ત્રીને અને વિઘ્નકારી વિદ્યાને તજવાનું કહ્યું છે.' આમ વિચારીને બીજી સ્ત્રી માટે તે નિરંતર ગામેગામ ને નગરેનગર તજવીજ કરવા લાગ્યો. અવંતિમાંજ એક વૃદ્ધા યૌવનવાળી સુંદરી નામની પુત્રીયુક્ત વસતી હતી. તેની પાસે તેણે તે કન્યાની માગણી કરી. ત્યારે તેણે તે વાત સ્વીકારી; પણ 'તે કન્યા સાથે હું પણ તમારે ત્યાં આવીશ.' એમ કહ્યું. સૂરે તે વાત સ્વીકારી. 'કામાર્ત્ત શું કબુલ ન કરે ?' કહ્યું છે કે–'ઘુવડ દિવસે દેખતો નથી, કાગડો રાત્રે દેખતો નથી, પણ કામાંધ તો અપૂર્વ અંધ છે કે જે દિવસે કે રાત્રે કયારે પણ દેખતો નથી.'

બીજી સ્ત્રી સુંદરીને પરણ્યા પછી સપત્નીભાવથી પહેલી સ્ત્રી તેની સાથે દુઃસ્વરવડે અશ્રાંત ( થાકયા વિના ) કળહ કરવા લાગી, તેથી તેને સૂરે જુદા ઘરમાં રાખી. ચતુરા સુંદરીને ઘેર જઇને ગાળો દે છે અને તે બન્ને મદોન્મત્ત એવી પરસ્પર મત્સરભાવને હૃદયમાં ધારણ કરે છે. તે ખરેખરી લડવા માંડે છે ત્યારે દંતાદંતી, પદાપદી, મુષ્ટામુષ્ટિ, ભુજાભુજી, મુંડામુંડી અને નખાનખી–એમ એક બીજાના અંગોપાંગોથી લડે છે. ખરેખરૂં સૌભાગ્ય કળહજ ધારણ કરે છે કે જેને સર્વ સ્ત્રીઓ પોતાના હૃદયમાં ઉમંગથી ધારણ કરેલ છે. 'ચંદ્રમાં શીત, રવીમાં તેજ, જળમાં નીચગામીપણું, પુષ્પમાં ગંધ, તલમાં તેલ અને શોકયોમાં કલહ સ્વભાવિકજ રહેલા હોય છે.' ભર્ત્તારના ભયથી પણ તે અટકતી નથી. અધિક અધિક કળહ કરે છે. તે બે સ્ત્રીઓની અનર્થકારી વાણી તે લતામાં વિસ્તાર પામી. સૌ તેની વાતો કરવા લાગ્યા. સૂરનું પણ સુખમાત્ર નાશ પામ્યું. કહ્યું છે

કે-' એ ભાર્યાને વશ એવો પુરૂષ, બોલી શકતો નથી, ચાલી શકતો નથી, પાણીનો છાંટો પણ પામતો નથી અને પગ ધોયા-વિના ( જમ્યા વિના ) સુઈ રહેવું પડે છે." આ પ્રમાણેની સ્થિતિથી કાયર, થયેલા સૂરે પોતાના ગામથી દશ ગાઉ દૂર **હિંડોલાર** નામના નગરમાં બીજી સ્ત્રી સુંદરીને તેની માતા સાથે રાખી પછી નિશ્ચિંત થઇને તે ભોગાસકતપણે પોતાને ઘરે ચતુરા સાથે રહ્યો. એકદા એકાંતમાં તેણે ચતુરાને કહ્યું કે-' હું સુંદરીને ઘરે કાલે જવાનો છું.'

ચતુરા બોલી કે-' હે આર્યપુત્ર ! તમે સ્વતંત્ર છો, તો ખુશીથી ત્યાં જઇને તેને દાનથી, માનથી, રતિથી ને પ્રીતિથી પ્રસન્ન કરો.' આમ કહ્યા પછી તે વિચારવા લાગી કે-' જો પતિ કુશળક્ષેમે ત્યાં જશે તો પછી તેનોજ થશે ને ત્યાંજ રહેશે; હું ભર્ત્તારને ખોઇશ.' આમ વિચારીને તેણે કામણ ભરેલા ચૂર્ણ-વાળા મોદક બનાવીને ભાતા તરીકે પોતાના સ્વામીને આપ્યા. 'પાપી એવી સ્ત્રીઓ કુડના કરંડીઆ જેવી હોય છે.' કહ્યું છે કે-' અસત્ય, સાહસ, માયા, મૂર્ખત્વ, અતિ લોભીપણું, અપવિત્ર-પણું ને નિર્દયપણું-આ બધા સ્ત્રીઓના સ્વભાવિકજ દોષો છે.'

સુંદરીને જે ગામે રાખી છે ત્યાં જતાં માર્ગમાં નદી આવે છે. ત્યાં સૂર નદીમાં હાથ પગ મોઢું વિગેરે ધોઇને ખાવા બેઠો. ભાતામાં આપેલા મોદક ખાતાંજ તે શ્વાન થઇ ગયો અને પાછો વળી તે ચતુરા પાસે આવ્યો. તેણે દૃઢ બંધનવડે બાંધીને સારી પેઠે તાડના તર્જના કરી. વારંવાર મારવાથી તેના શરીર ઉપર મેંકડો ચાઠા પડી ગયા. પછી બહુ વીકરાળ લાગવાથી અને કાંઈક દયા

આવવાથી તેણીએ છુટો કર્યો અને પાછો મનુષ્ય બનાવ્યો. તેના શરીરપર પુષ્કળ પાટાઓ બાંધવા પડ્યા. ધીમેધીમે એક મહિને તે સાજો થયો. એટલે વળી તેણે ચતુરાને કહ્યું કે–'મારે સુંદરી પાસે જવું છે માટે ભાતું તૈયાર કરજે.' ચતુરાએ દોષયુક્ત કરંબો બનાવીને ભાતામાં આપ્યો. સૂર તે લઈને ચાલ્યો. માર્ગમાં નદી આવતા પ્રથમની જેમ તે ખાવા બેઠો. એટલામાં કોઈ જટાધારી બાવો ત્યાં આવ્યો. તેણે કહ્યું કે–' હે દયાળુ ! હું બે દિવસનો ભુખ્યો છું, માટે મને કાંઇક ખાવાનું આપ.' સૂરે કરંબો આપ્યો, બહુ ભુખ્યો હોવાથી તેણે ત્યાંજ ખાધો, એટલે તે ગધેડો થઈ ગયો.

તે ગધેડો પ્રથમની જેમ ચતુરાને ઘરેજ ગયો. સૂર પણ તે ક્યાં જાય છે તે જોવા અને ચતુરાની ક્રિયા જોવા તેની પાછળ ગયો. ચતુરાએ ગધેડાને દૃઢ બંધને બાંધ્યો અને પછી ચાબકાના સખ્ત પ્રહારો કર્યા. ભયાક્રાંત એવો તે બાવો રાડો પાડવા લાગ્યો અને પ્રહારોથી જર્જરિત થઈ ગયો. તેને રાડો પાડતો જોઇને ચતુરા બોલી કે–' જા, જા, સુંદરીને ઘરે જા.' આવી રીતે તેને તર્જના કરવા પૂર્વક કહ્યું. છેવટ તેને મૃત્યુતુલ્ય થઇ ગયેલો જાણીને તેણીએ પાછો મનુષ્ય બનાવ્યો ત્યાં તો જટાધારી બાવાને દીઠો. માથે મોટી જટાવાળો, ઢક્કા ને ડમરુના વાજિત્રવાળો, શરીરપર ભસ્મ ચોળેલો, વિકરાળ નેત્રવાળો અને લંગોટી તથા કાતીને ધારણ કરનારો એવો તેને જોઇને ચતુરા લાજી અને તેના પગમાં પડી. બાવાએ તેને કહ્યુ કે–' જે કરંબો ખાય તે વિડંબના સહન કરે એમાં નવાઈ શુ ? ' આ કહેવતને તેં સાચી કરી બતાવી. પછી ચતુરાએ તેને દ્રવ્ય આપી ભક્તિપૂર્વક ખમાવીને વિદાય કર્યો.

હવે ચતુરા વિચારવા લાગી કે–' મારા પતિ મારૂં બધું ચરિત્ર જાણી ગયા, તો હવે કોઈ ઉપાયવડે તેને મારી નાખું. કારણકે ભિન્નસ્નેહમાં સુખ કયાંથી હોય ? ' આ પ્રમાણે વિચારીને સ્નાન કરી, શ્વેત વસ્ત્ર પહેરી આંગણામાં જઈ, ગોમયનું મંડળ કરી ધૂપ નૈવેદ્યાદિક ધર્યું. વળી ત્યાં એક અગ્નિકુંડ બનાવી ગુગળની ગોળીઓ, રાતા કણેરના ફુલ તથા ઘૃતસહિત એકાગ્રચિત્તે તેણે તેમાં હોમવા માંડી અને ભયંકર હુંકારા કરવા લાગી. એ પ્રમાણે કરતાં છેલ્લી આહૂતિ વખતે ત્યાં તક્ષક નાગ પ્રત્યક્ષ થયો અને ચતુરાને તેણે કહ્યું કે–' મને શામાટે આરાધ્યો છે ? હું પ્રસન્ન થયો છું, માટે ઇચ્છિત વર માગ. ' એટલે તે બોલી કે–' અન્ય સ્ત્રીમાં રક્ત એવા મારા ભર્ત્તારનુ ભક્ષણ કરો. ' તક્ષકે કહ્યું કે–' છ મહિનાને અંતે તે મરણ પામશે. ' પછી તક્ષકનું વિસર્જન કરીને સર્વ બાજી સંકેલી ચતુરા ઘરમાં દાખલ થઇ. આ બધી વાત સૂરે ભીતને આંતરે રહીને સાંભળી. તે વિચારવા લાગ્યો કે–' અહો ! સ્ત્રીઓનું દુશ્ચરિત્ર વચનાતીત છે–વચનદ્વારા કરી શકાય તેમ નથી. જુઓ તેણે શ્વાન બનાવીને મારી વિડંબના કરી અને ગધેડા બનાવીને જટાધારીની વિડંબના કરી કહ્યું છે કે–' દ્રુહણ ( બ્રહ્મા ) એ જે સૃષ્ટિમાં સર્જ્યું નથી, શંકરે જે ધ્યાનમાં દીઠું નથી અને વિષ્ણુના ઉદરમાં પણ જે નથી તે નિર્દય એવી સ્ત્રી કરી બતાવે છે. '

આ પ્રમાણે વિચારતો ભયભ્રાંત થયેલો સૂર હિંડોલારપુરે સુંદરી પાસે ગયો પરંતુ શંકાસહિત સ્થિતિમાં તે સુંદરી સાથે રાત્રી દિવસ સુખભોગ ભોગવવા લાગ્યો. લાસ્ય, હાસ્યકળા વિગેરે અનેક ઉપચારો સૂરને પ્રસન્ન કરવા માટે સુંદરીએ કર્યા પરંતુ

સૂર તેથી જરાપણ ખુશી થયો નહીં. અન્યદા તેની સાસુએ એકાંતમાં સૂરને-પોતાના જમાઇને દુઃખનું કારણ પૂછયું. તેણે કહ્યું કે-' હે માતા ! મારા દુઃખની શી વાત કરૂં ? તે બધું સ્ત્રીના ચરિત્રથી ભરેલું છે. અસમર્થ એવા મનુષ્ય પાસે પોતાના દુઃખની શી વાત કરવી ? દુર્બળ પાસે દુઃખ કહેવાથી તે પણ સામો બેસીને આંસુ પાડે. ' સૂરની સાસુ બોલી કે-' હે વત્સ ! મારામાં સામર્થ્ય છે, માટે તમે તમારા દુઃખની વાત કરો. વ્યાધિની હકીકત જાણ્યા શિવાય તેનો પ્રતિકાર થઈ શકતો નથી. '

સૂર બોલ્યો કે:-' હે માતા ! મારૂં આજથી છ મહિને તક્ષકનાગથી મરણ છે, મારી પ્રથમની સ્ત્રીએ તેને વશ કરેલો છે, તેથી તે છળવડે પણ મારા પ્રાણ લેશે. ' સાસુ બોલી કે-' હે વત્સ ! ભય પામશો નહીં, હું પુત્રી સહિત તેનો પ્રતિકાર કરીશ. માટે સ્વેચ્છાએ ખાનપાન કરો, સુખ ભોગવો અને મનમાંથી માઠી શંકાને દૂર કરો. ' પ્રથમની પત્નીથી અત્યંત કદર્થના પામેલો સૂર શલ્યને તજી શકયો નહીં તોપણ મૃત્યુનો ભય છતાં ઉપરથી નિર્ભિકપણે સુંદરીની સાથે રહેવા લાગ્યો અને સુખભોગ ભોગવવા લાગ્યો. અહીં માતા અને પુત્રી બન્નેએ મળીને એક ભીંત ઉપર બે સુંદર મોર જાણે પ્રત્યક્ષ હોય એવા ચીતર્યા. પછી દરરોજ પવિત્ર થઈ વેદિકા ઉપર બેસીને ધ્યાન હોમ વિગેરેમાં પરાયણપણે તે મોરની પૂજા કરવા લાગી.

હવે છ મહિના પૂર્ણ થયે સાક્ષાત્ યમરૂપ મૃત્યુદિવસ આવ્યે સતે મૃત્યુના ભીરૂ એવા સૂરે સુંદરી પ્રિયાને કહ્યું કે-' આજે નક્કી મારૂં મરણ છે. ' સુંદરીએ કહ્યું કે-' હે સ્વામિન્ !

તમે ધૈર્ય ધારણ કરીને અમારી શક્તિનું સામર્થ્ય કે જે વિચિત્ર રીતે વિઘ્નને નિવારનાર છે તે જુઓ.' પછી ઘરને છાણવડે લીંપી સુંદર બનાવી ઘરના મધ્યમાં આસન નાખીને તેની ઉપર પોતાના સ્વામીને બેસાડ્યો પછી ચતુરા અને તેની માતા બન્ને સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી હાથમાં અક્ષત લઇને ઉભી રહી. તે બન્ને વેદીની પાસે આવી, ત્યા તેમણે દૂરથી આવતા કૃષ્ણસર્પને દીઠો. એટલે તે બન્નેએ તરતજ ચિત્રના મોરની ઉપર મંત્રેલા અક્ષત છાંટ્યા. તેજ વખત તે બન્ને મોરે સાક્ષાત્ ભીંત ઉપરથી ઉતરીને આવેલ સર્પના બે કકડા કરી મોઢામાં પકડ્યા. પછી મોરની જેવોજ શબ્દ કરીને તે બન્ને મોર આકાશમાં ઉડી ગયા. આ બધું જોઇને સૂર મનમાં વિચારે છે કે-' અહો ! મંત્રનું સામર્થ્ય કેવું અદ્દભૂત છે ? '

પછી સૂર સ્નાન કરી બચી ગયાનો મહોત્સવ કરીને સુંદરી સાથે આનંદથી સુખભોગ ભોગવવા લાગ્યો અને પોતાને પુનર્જન્મ પ્રાપ્ત થયાનું માનતો એવો તે મહર્ષિઓને દાન દેવા લાગ્યો. અહીં હિંડોલાથી આવતા લોકોને ચતુરા પૂછે છે કે- ' અરે લોકો ! સૂર શું કરે છે ? ' તેઓએ ઉત્તર આપ્યો કે- ' દાન દે છે અને આનંદ કરે છે. ' આવો જવાબ સાંભળીને તે ઉજ્વળ બીલાડી થઇ તે સુંદરીને ત્યાં મત્સર ધારણ કરતી આવી અને કુટિલ આશયથી તે ત્યા શબ્દ કરવા લાગી. તેને જોઈ ઓળખીને માતા ને પુત્રી બન્ને કાળી બીલાડી થઈને તેની સાથે યુદ્ધ કરવા લાગી બન્નેનું સજ્જડ યુદ્ધ ચાલ્યું તેઓ સામસામી ઉછળી ઉછળીને એક બીજા ઉપર પડે છે ને મૂર્છા ખાય છે. વળી સાવધ થઈને ક્રૂર શબ્દે આક્રંદ કરે છે; તેમજ નખ ને દાંતવડે

ઓકળીજીને સારી રીતે ક્ષતો કરે છે

ચતુરાએ મંત્રની ચતુરાઈથી બન્ને કૃષ્ણ બીલાડીઓને વિધુર બનાવી દીધી અને છેવટે તેમને જીતી તેમના આંગણામાં નૃત્ય કરીને તે શ્વેત બીલાડી પોતાને સ્થાને પાછી ગઈ. આ બધું જોઈને ભયભીત થયેલા સૂરે સુંદરીને પૂછયું કે-' તમે કોની સાથે લડતા હતા ? અને તે ઉજ્વળ બીલાડી કોણ હતી ? તમે બે છતા તે એકલીએ તમને જર્જરિતભૂત કેમ કરી નાખી ? અને તે પાછી ક્યા ગઇ ? તેની સાથે તમારે વૈરનું કારણ શુ ?' સુંદરી બોલી કે-' હે સ્વામી ! તે તમારી પત્ની સિદ્ધ થયેલી શાકિની હતી. અમે તો હમણાની થયેલીઓ છીએ અને તે તો જુની નરમાસની ભક્ષક છે. શોકયપણાના વૈરથી તે અહીં આવી હતી અને મંત્રબળે મને અને મારી માતાને મારી નાખવાનો તેનો હેતુ હતો. કેમકે ભર્તારની ઈર્ષ્યા દુ સહ હોય છે.'

આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને સૂર વિચારવા લાગ્યો કે-' અરે ! હું તો શાકિનીઓના સમૂહમાં ફૂટકોટરમાં પડ્યો છું.' એક મહિના પછી પાછી તે શ્વેત બીલાડી ( ચતુરા ) આવી. પૂર્વ પ્રમાણે ચીરકાળ સુધી યુદ્ધ કરીને કાળી બન્ને બીલાડીને શ્લામપણું પમાડી દીધુ. એ પ્રમાણે કરીને શ્વેત બીલાડી પાછી ગઇ, એટલે સૂરે સુદરીને આમ થવાનુ કારણ પૂછયુ એટલે તે બોલી કે-' હે સ્વામી ! તેના કરતા અમારા મંત્રની શક્તિ મંદ છે તે આમ થવાનું કારણ છે હે દયાનિધિ ! હવે એક પ્રૌઢ કારણ તમારા હાથમા છે, જો તમારો અમારા ઉપર ભાવ હોય તો તમે અમારું કહેલું કબુલ કરો ' સૂરે પ્રીતિથી કહ્યુ કે-' કહો, એવું શું છે ? ' સુદરી બોલી કે-' હે સ્વામી ' જ્યારે

તે અમારી સાથે લડતી હોય ત્યારે તમારે પ્રગટપણે આમ બોલવું કે-' હે કૃષ્ણ બીલાડીઓ ! આ શ્વેત બીલાડીને પકડો, પકડો ને ખાઈ જાઓ, ખાઇ જાઓ.' આમ તમે કહેશો કે તરત અમે બન્ને તેને પકડીને બળીરૂપ કરી નાખશું અર્થાત્ મારી નાખશું.' સૂરે આ વાત કબુલ કરી.

ત્રીજે મહિને પાછી શ્વેત બીલાડી આવી અને કાળી બે બીલાડીઓ સાથે વઢવા માંડ્યું. એટલે સૂર બોલ્યો કે-' પકડો, પકડો, હે કૃષ્ણ બીલાડીઓ ! શ્વેતને ખાઓ, ખાઓ, મારો, મારો.' આ પ્રમાણે તેના બોલતાંજ મરવા જેવી થઇ ગયેલી કાળી બીલાડીઓએ શ્વેત બીલાડીને ગળાથી પકડી તે વખતે શ્વેત બીલાડીને મૃતપ્રાય થયેલી જોઇને સૂરે વિચાર્યું કે-' મારા પુણ્યયોગથી મારા વચનવડે આ શ્વેત બીલાડી જરૂર મરણ પામશે. હવે જો મારા વચનથીજ તે મરણ પામતી હોય તો હું વિપરીતપણે બોલીને જોઉં કે મારા વચનથી કાળી બે બીલાડી પણ મરણ પામે છે ?' આમ વિચારીને તે બોલ્યો કે-' અરે શ્વેત ! કૃષ્ણને મારો, મારો.' આમ બોલતાંજ શ્વેતે કૃષ્ણને પકડીને મૃતપ્રાય કરી દીધી. એમ કરતાં કરતાં લડી લડીને પ્રાંતે તે ત્રણે મરણ પામી. એટલે સૂર હૃદયમાં હર્ષ પામ્યો ને વિચારવા લાગ્યો કે-' વગરઔષધે વ્યાધિ નાશ પામ્યો.' પછી તેની ઉર્ધ્વક્રિયા કર્યા વિનાજ સૂર પોતાના ભાઇને ત્યાં ગયો, પણ ભાઇ ઘરે નહોતો, ગ્રામાંતરે ગયેલો હતો. એટલે ભોજાઇ પાસે ભક્તિભાવથી વિવેક કરીને બેઠો. ભોજાઇએ પણ સ્ત્રીવિનાના દીયરની રાત્રદિવસ સારી રીતે સેવાભક્તિ કરી. અન્યદા ભોજાઇ દીયરના માથામાં તેલ નાખે છે તેવામાં તેનો બેડુત દોરડા સાથે આવ્યો અને બોલ્યો કે-' હે

માતા ! આપણો સિંઢ નામનો બળદ મરણ પામ્યો છે, અત્યારે વાવણીનો વખત છે, તેથી બળદની જરૂર છે.' ખેડુતની આવી માગણી થતાંજ સોનાઈએ દીયરના મસ્તકપર મંત્રિત ચૂર્ણ નાખ્યું ને દોરો બાંધ્યો કે જેથી તે તરતજ બળદ થઇ ગયો. ખેડુત તરતજ તેને દોરડાવડે બાંધીને લઇ ગયો અને બીજા બળદ સાથે તેને હળે જોડ્યો. તેની પાસે પુષ્કળ ખેડ કરાવી. એકદા માથાનો દોરો અકસ્માત્ ત્રુટી ગયો એટલે તે પોતાના સ્વરૂપમાં આવ્યો.

પછી સૂર એકદમ ત્યાંથી ભય પામીને નાઠો. તેની પછવાડે હાળિક તેને પકડવા દોડ્યો. એ પ્રમાણે દોડતાં માર્ગમાં સૂરનો મોટો ભાઈ મળ્યો. ભાઇએ સૂરને પૂછ્યું કે-' આમ ત્રણથી જર્જરિત થઇને ક્યાં જાય છે? માટે હે ભાઈ! મારી સાથે ચાલ અને મારે ઘરે આનંદથી રહે.' આમ કહી આલિંગન દઇને મળ્યો. સૂર બોલ્યો કે-' હે ભાઇ! તારી સ્ત્રી શાકિની છે, તેણે મને બળદ બનાવીને બહુ કદર્થના કરી છે, માટે તું તારે ઘરે જા, હું તો નહીં આવું, હું વનમાં જઇશ, કેમકે અહીં તો બધી સ્ત્રીઓ રાક્ષસીજ છે.'

આ પ્રમાણે કહીને એકલો ચાલતાં તે મોટા અરણ્યમાં પડ્યો. ત્યાં તેણે માથે ઘાસના ભારા ઉપાડવાથી આક્રાંત થયેલા ને આભૂષણો પહેરેલા છ પુષ્ટ પુરૂષોને જોયા. મનુષ્ય વિનાના તે વનમાં એ છ મનુષ્યોને જોઇને તેણે આદરપૂર્વક પૂછ્યું કે-' તમે મણિમાણિક્ય ને સુવર્ણના આભૂષણો પહેરેલા છે અને માથે ઘાસના ભારા કેમ ઉપાડ્યા છે?' તેઓ બોલ્યા કે-' અહીં એક વૃદ્ધા સ્ત્રી છે, તે અમારી પાસે દરરોજ ઘાસના છ ભારા

ને પાણી મંગાવે છે ને અમને ઇચ્છિત ભોજન ને વસ્ત્રાભૂષણાદિ આપે છે. તે ડોશી જીર્ણ માંચા ઉપર સુઇ રહે છે પણ સાક્ષાત્ જંગમ કલ્પવલ્લી હોય તેવી તે છે.' સૂર બોલ્યો કે—' જો એમ છે તો આ ઘાસ ને પાણીનું તે શું કરે છે ?' પેલા પુરૂષો બોલ્યા કે—' તેનું અમારે કે હે પંથી ! તારે શું કામ છે ?' સૂરે વિચાર્યું કે—' આ કૌતુક પણ જોવા લાયક જણાય છે, માટે આમની સાથે જઇને જોઉં.' એમ વિચારી માથે એક ભારો લઇને તે પણ તેમની સાથે ગયો.

પછી પેલા છ જણાએ સૂરનું નામ પૂછ્યું, તેણે ધૃષ્ટક એવું પોતાનું નામ કહ્યું, એટલે ' તું અમારો સાતમો ભાઈ છે,' એમ કહીને તેઓ તેને સાથે લઈ ગયા. ભારા એક ઠેકાણે નાખીને પછી તે પાણી ભરવા કુવે ગયા. પાણી ભરી આવીને વૃદ્ધા પાસે સાતે જણા ખુશી થતા થતા આવ્યા. વૃદ્ધાએ પૂછ્યું કે—' આ સાતમો દુર્બળ મનુષ્ય કોણ છે ?' તેઓએ કહ્યું કે ' તે અમને વનમાં મળ્યો, એટલે માજી પાસે લાવ્યા છીએ.' વૃદ્ધા તેના વાંસા ઉપર બે હાથ ફેરવીને બોલી કે—' વત્સ ! તને દીઠો તે ઠીક થયું પણ તું દુર્બળ થઇ ગયો છે તેથી હે પુત્ર ! હવે તું અહીં મારે ઘરે ઇચ્છા હોય ત્યાંસુધી રહે અને આ પીને સબળ કર.' સૂર બોલ્યો કે—' હે માતા ! જન્મદુઃખી એવો હું તમારી પાસે રહીશ.' રાત્રીએ સૂર તેને માટે કરી રાખેલી સુકોમળ સય્યામાં સુતો, પણ રાત્રે ઘાસ ને પાણીનું શું થાય છે ? તે જાણવાના કૌતુકથી કપટનિદ્રાએ ઉંઘવા લાગ્યો.

અર્ધરાત્રી વ્યતિક્રમ્યા પછી વૃદ્ધા પોતાના માંચા ઉપરથી ઉઠીને બોલી કે—' બધા ઉંઘે છે કે કોઇ જાગે છે ?' કોઇ બોલ્યું

નહીં એટલે સૌને ઉંઘતા જાણીને તે આંગણામાં ગઇ અને દુષ્ટ મંત્રવડે ઘોડી થઇને તમામ ઘાસ ખાઇ ગઇ અને બધું પાણી પી ગઇ, પછી સુંદર રૂપવંતી સર્વાલંકારયુક્ત સ્ત્રી બની અને ત્યાંથી શીઘ્રપણે ચાલી. ધૂર્ત્તક તેની પાછળ ચાલ્યો. પેલી સ્ત્રી જ્યાં સેંકડો યોગી અને યોગિનીઓ હતી એવા વિવરમાં (ગુફામાં) પેઠી. બધી યોગિનીઓ તેને પગે લાગી અને માતાની જેમ આલિંગન દઇને મળી તેમજ તેના પગમાં પડી. પછી તે એક રમણિક આસન ઉપર બેઠી એટલે બધી તેની પાસે બેસીને તેની સવિશેષપણે સેવા કરવા લાગી. તેમાથી એકે પૂછયું કે– 'હે માતા! પેલો બળી આજે કેમ ન લાવ્યા?' ડોશી બોલી કે–'હે વત્સિકાઓ! તમે સ્વસ્થ થાઓ. તમારે માટે એ બધા પુરૂષોને મારીને બળી તરીકે અહીં લાવીશ. આજે એક વળી સાહસિક મનુષ્ય આવ્યો છે, તો તમે ચતુર્દશી સુધી રાહ જુઓ. ત્યાંસુધીમાં તે પણ પુષ્ટ થઈ જશે.' પછી મદ્યમાંસાદિનું સારી રીતે આસ્વાદન કરીને તે ડોશી ત્યાંથી રજા આપી સતી સ્વસ્થાને જવા ચાલી. ધૂર્ત્તકે આ બધું સ્થલને આંતરે રહીને જોયું અને સાંભળ્યું. પેલી ડોશી સીકોત્તરી પોતાને સ્થાનકે આવી, ડોશીનું રૂપ ધારણ કરીને પોતાના જર્જરિત માંચા ઉપર સુતી. 'આ વિશ્વમાં શાકિનીઓએ પણ વિશ્વાસ પમાડીને ઘણા મનુષ્યોનો ભોગ લીધો છે.'

હવે પેલો ધૂર્ત્તક વિચારે છે કે–' હું પાછો શાકિનીના સંકટમાં પડ્યો. હું જ્યાં જાઉં છું ત્યાં શાકિનીઓજ મળે છે.' આમ વિચારતો સતો સૂર્યોદય થયો એટલે સૌની સાથે તે પણ ઘાસનો ભારો લેવા ગયો. ત્યાં છએ જણને ધૂર્ત્તકે રાત્રીનો બધો

વૃત્તાંત મૂળથી માંડીને કહ્યો.

તેઓ બોલ્યા કે-' અમે આજસુધી કોઇપણ વખત આ વૃદ્ધા માતાનું કાંઇ પણ કુચિન્હ જોયું નથી.' એટલે ધૃષ્ટક બોલ્યો કે-' તો તમે સુખના લાલચુ થઈને રહો, હું તો જાઉં છુ.' તેઓએ કહ્યું કે-' એક રાત્રી રોકાઇ જા અને અમને એ વિશ્વાસઘાતી ડોશીની ચેષ્ટા બતાવ.' ધૃષ્ટક તેમના કહેવાથી રોકાણો. ભારા લઇને બધા ગયા અને પછી નિત્ય પ્રમાણે બધું કાર્ય કરીને રાત્રે સૌ કપટનિદ્રાએ સુતા. પછી ધૃષ્ટકના કહ્યા પ્રમાણે બધું વૃત્તાંત જોયું એટલે તેઓ અન્યોઅન્ય વિચારવા લાગ્યા કે-' હવે આપણે શું કરવું?' એટલે ધૃષ્ટક બોલ્યો કે-' આ વૃદ્ધાને ઉંઘતી હોય ત્યાંજ મારી નાખવી.' પછી બે જણાએ બે પગ, બે જણાએ બે હાથ, એક જણાએ મસ્તક પકડી રાખીને એ જણાએ સખ્ત પ્રહારો કરી તેને મારી નાખી અને પછી પૂર્વ દિશા તરફ ચાલ્યા.

આગળ ચાલતાં મોટા અરણ્યનું ઉલ્લંઘન કરીને શિપ્રા નદીના તટ પાસે આવ્યા. ત્યાં રમણીક એવું મહાપુર નામનું એક નગર દીઠું. તે નગર પ્રૌઢિમાને પ્રાપ્ત થયેલું અને ત્રણ લોકમાં તિલક સમાન હતું. નદીના કીનારા ઉપર આમ્ર, જંબીર, નારંગ, પુન્નાગ, કૂટજ તથા તમાલ, તાલ, હિંતાલ વિગેરે વૃક્ષોના જુદા જુદા મનોહર આરામો હતા. તેમજ વાવો, કુવાઓ, સરોવરો, મઠો અને દાનશાળાઓ પણ પુષ્કળ હતી. વળી તે નગરમાં કેટલાક તો સ્વર્ગ સરખા પ્રદેશો (વિભાગો) હતા. તે નગરની ફરતો સુવર્ણમય કાંગરાવાળો કીલ્લો હતો અને સ્ફુરાયમાન એવા દરવાજા ધ્વજ તોરણાદિવડે અલંકૃત હતા.

તે નગરની દુકાનોમાં દરેક વસ્તુ વેચવાની દેખાતી હતી. વિષ્ણુના ઉદરમાં જેમ માર્કંડ ઋષિએ બધું દીઠું હતું તેવું લાગતું હતું. ત્યાં ઘરોની શ્રેણિ વિમાનોની શ્રેણિ જેવી શોભતી હતી. વળી તે નગર સુવર્ણમય કુંભોવાળા જિનમંદિરોથી પણ સુશોભિત હતું.

આવું સુંદર નગર છતાં તે મનુષ્ય વિનાનું શૂન્ય દેખાતું હતું. પેલા સાતે જણા રાજમાર્ગે ચાલ્યા જાય છે, એવામાં તેમણે અશ્વના પગલાં દીઠા. એટલે તે પગલા અનુસારે ચાલતાં રાજમહેલ પાસે આવ્યા. તેઓ મહેલ નજીક ગયા એટલે એક હજાર ઉજ્વળ શિખરવાળો હોવાથી કૈલાસ પર્વતની જેવો શોભતો રાજમહેલ દીઠો. તેઓએ તેના પ્રવાળના દળથી મંડિત દ્વારમાં પ્રવેશ કર્યો. આગળ ચાલતાં નીલરત્નની ભૂમિમાં જળના ભ્રમથી શંકાસહિત પગ મૂકવા લાગ્યા. આગળ ચાલતાં એક વૃદ્ધા નાક કાપેલી પરંતુ સ્થૂળ દેહવાળી અને દેહની પ્રભાના સમૂહથી પૂર્ણ કરેલ છે દિશાઓના મુખને જેણે એવી એક સ્ત્રીને સુંદર આસનપર બેઠેલી દીઠી. સાતે જણાએ તેને નમસ્કાર કર્યો એટલે તેણીએ તેને આશીષ આપી કે-' હે વત્સો ! તમે સારી સ્ત્રીના સંગમવાળા થાઓ અને આ સાતે કન્યાઓ સાથે અનેક પ્રકારના સુખભોગ ભોગવો. '

તે સાંભળી અવસર પામીને ધૃષ્ટકે અગ્રેસર થઈને પેલી વૃદ્ધાને પૂછયું કે-' હે માતા ! આ શૂન્ય નગરમાં આવી દેવકન્યા સમાન આ સાત કન્યાઓ કયાંથી ? ' વૃદ્ધા બોલી કે-' હે વત્સો ! આ સાતે વિદ્યાધરોની પુત્રી છે, એકદા તેમના વરને માટે એક નિમિત્તિયાને પૂછયું, એટલે તેણે કહ્યું કે-એ

સાતે કન્યાના વર તમને એક સાથે અમુક સ્થળે મળશે.' એમ કહેવાથી હું તેમને લઈને અહીં રહું છું અને તમે સાત તેનાં વર તરીકેજ મળી ગયા છો, માટે તમે એને પરણો અને પુણ્યથી પ્રાપ્ત થયેલા સુખભોગ ભોગવો. અહીં સુગંધી દ્રવ્યોથડે વાસિત સુંદર ઓરડાઓ છે. હંસના રોમથી ભરેલી તળાઈઓવાળા હૃદયને ગમે તેવા પલ્યંકો છે. રમણિક ચિત્રશાળા છે. મનોહર ગવાક્ષો છે. આ સાત અશ્વ મનના વેગની જેવા વેગવાળા તમારે બેસવા માટે છે. તેની ઉપર બેસીને એક પૂર્વ દિશા વર્જી બાકીની ત્રણે દિશાએ તમે આનંદથી ફરો ને મજા કરો."

.. વૃદ્ધાના આ પ્રમાણેના વચનોથી કામની લાલસાવાળા તે સાતે જણાએ સાત કન્યા સાથે પરણ્યા અને દોગુંદક દેવોની જેમ જુદી જુદી રંગશાળાઓમાં પોતપોતાની સ્ત્રીની સાથે આનંદ કરવા લાગ્યા. તેઓ કોઈ વખત જળક્રીડા કરવા જાય છે ને ઉત્તમ ઉત્તમ પુષ્પો તોડે છે, અને કોઈ વખત ચંપાના વૃક્ષની શાખા સાથે બાંધેલા હીંડોળાપર બેસીને સ્ત્રી સાથે હીંચકે છે. વળી તેઓ ત્રણે દિશાઓમાં અશ્વપર બેસીને ફરવા જાય છે. એકદા તેઓ વિચારવા લાગ્યા કે-' આપણને પૂર્વ દિશામાં જવાનું શા માટે નિવાર્યું છે? તેમાં એવું મોટું શું કારણ છે?' 'મનુષ્યનો એવો સ્વભાવજ છે કે જ્યાં ના પાડી હોય ત્યાં જવાની વિશેષ ઇચ્છા થાય.'

પછી એક દિવસ તેઓ તુરંગપર આરૂઢ થઈને પ્રાતઃકાળમાં પૂર્વ દિશા તરફજ ચાલ્યા. કેટલેક દૂર ગયા ત્યાં તો એક યોજન સુધીની પૃથ્વી મનુષ્યના મસ્તકોથી વ્યાપ્તજ દીઠી! તેઓ પરસ્પર બોલવા લાગ્યા કે-' અહો! આ પૃથ્વી ઉપર આ કેવું

'અદ્ભુત આશ્ચર્ય ! આવું તો આપણે આપણી જીંદગીમાં દીઠું કે સાંભળ્યું નથી. આ વાત આપણે કોને કહેવી અને કોને પૂછવું ?' એવામાં અશ્વની ખરીના પ્રહારથી હણાયેલું એક મસ્તક હસ્યું અને બોલ્યું કે–' અરે ! આ સ્ત્રીઓ ને અશ્વો એક દિવસ અમે પણ ભોગવેલ છે.'

તે મસ્તકના આવા શબ્દો સાંભળીને ધૈર્યનું આલંબન કરી ધૃષ્ટકે પૂછ્યું કે–' હે તુંબી ! એ સ્ત્રી ને અશ્વ કોણ ? અને આ પૃથ્વી બધી મસ્તકોથી વ્યાપ્ત કેમ છે ? તે સ્પષ્ટપણે કહે. ' તુંબી બોલ્યું કે–' એ નકટી સિદ્ધ શીકોતરી છે. તેણે સ્ત્રીઓ અને અશ્વોથી લોભાવેલા અમારી જેવા મનુષ્યોના આ મસ્તકો છે. માંસાહારી એવી તે આ નગરના તમામ લોકોનું ભક્ષણ કરી ગઈ છે. આ યોજન પ્રમાણ સર્વ પૃથ્વી તે મનુષ્યોના મસ્તકોથી વ્યાપ્ત થયેલી છે, માટે તમે હવે એકદમ તે ન જાણે તેટલા વખતમાં ભાગી જાઓ.' પછી તેઓ નકટીના ભયથી એકદમ અશ્વોને પ્રેરણા કરીને ત્યાંથી ભાગી છુટ્યા. મધ્યાન્હ સમય સુધી તેઓ આવ્યા નહીં એટલે સાતે સ્ત્રીઓએ મળીને વૃદ્ધા પાસે જઈ કહ્યું કે–' હજુ સુધી સાતે જણા આવ્યા નથી.'

તે સાંભળતાજ નકટી એક ચંગ લઈને મહેલ ઉપર ચડી. એટલે અશ્વપર ચડીને વાયુવેગે તેમને જતા દીઠા. તે બોલી કે–' હે ચંગ ! ઘોડાઓને પાછા વાળ. ' એમ કહીને તાણીને ચંગ વગાડ્યો, એટલે ચંગનો શબ્દ સાંભળતાંજ સાતે ઘોડા પાછા વળ્યા. ઘોડાને પાછા વળેલા જોઈને સાતે જણાએ તેની ઉપરથી કુદી પડવાનું ધાર્યું પણ જાણે તેની ઉપર ખીલી લીધા હોય

તેમ તેનાથી છુટા પડી શકયા નહીં એટલે "હવે આપણું શું થશે ?" એમ તેઓ ભય પામીને અંદર અંદર બોલવા લાગ્યા.

તેમને મહેલમાં આવેલા જોઇને રોષથી નકટી બોલી કે-"અરે ! પાપીઓ ! વિશ્વાસઘાતકો ! તમે મને મૂકીને કયાં જવાના હતા ?" આમ કહીને યમની જીહ્વા જેવી ભયંકર કાતી હાથમાં લઇ તે નકટીએ પ્રથમ ધૃષ્ટકનેજ કેશ પકડીને જમીન ઉપર પછાડ્યો. પછી તેની છાતી ઉપર પગ મૂકીને તે કઠોર સ્વરે બોલી કે-' સૌથી પહેલો તું અશ્વપર આરોહણ કરીને ચાલ્યો હતો તેથી પહેલાં તનેજ મારૂં છું, તારા ઇષ્ટ દેવને સંભાર, તે શિવાય બીજું કાંઇ અભિષ્ટ મળે તેમ નથી. ' આમ સાંભળીને ધૃષ્ટક નિર્ભયપણે હસતો હસતો બોલ્યો કે-' હે નિર્નાસે ! તને એક વાત પૂછું છું, તે વાતનું મારા હૃદયમાં કૌતુક છે, તે એ કે-એવો વીર ને ધીર પુરૂષ કોણ તને મળ્યો કે જેણે તારી નાસિકા છેદી નાખી ? તે કહે.' આ પ્રશ્ન સાંભળતાંજ શાંત કોપવાળી થયેલી તે નિર્નાસા હર્ષના આંસુથી પૂરેલા નેત્રવાળી થઇને ધૃષ્ટકને છોડી દઈ સ્વસ્થ થઇને બોલી કે-' હે વત્સ ! સ્વચ્છ મનવાળો થઇને મારી વાત સાંભળ.

આ પૃથ્વીતળ ઉપર **મનોરમપુર** નામે સ્વર્ગતુલ્ય નગર છે. તે નગરમાં **મણિરથ** નામે રાજા છે. તેને **મણિમાળા** નામે રાણી છે. તેને સાત પુત્રો શૌર્યધૈર્યાદિ ગુણોવાળા થયા. ત્યારપછી આઠમો ગર્ભ રહ્યો. તે રાણીને દુઃખદાયક થઈ પડ્યો. અનુક્રમે પ્રસવ થતાં હું પુત્રીપણે જન્મી. પાંચ ધાવ્યથી લાલન-પાલન કરાતી હું મોટી થઈ. પિતાએ કળાચાર્ય પાસે ભણવા

મૂકી. શાસ્ત્રસમુદ્રનો પાર પામનારી થઈ. અનુક્રમે યૌવનાવસ્થા પામી; પણ મને મંત્રો ઉપર બહુ પ્રીતિ થઈ, તેથી વશીકરણ, આકર્ષણ, સંતાપકરણ, સ્તંભન, વિદ્વેષકરણ ને મોહનના મંત્રો, રાક્ષસી ને શાકિનીની વિદ્યાઓ, ઈચ્છારૂપ કરણ, મારણ, સૂર્ય-ચંદ્ર આકર્ષણ, પાતાળવિવરગતિ, આકાશગામિની વિદ્યા, બળી ને મંત્રનું પ્રસાધન, મૃતસંજીવિની વિદ્યા ઇત્યાદિ સર્વ શીખી. તે બાબતમાં ઘણો પ્રયાસ કર્યો.

વૈતાઢ્ય પર્વત ઉપર ઈંદ્ર નામે રાજા છે. તેણે પોતાને ખરેખરો ઈંદ્ર મનાવવા માટે રંભા અપ્સરા વિગેરે રાજ્યસ્થિતિની રચના ગોઠવી. એકવાર હું આકાશગામિની વિદ્યાથી વૈતાઢ્ય ઉપર ગઈ. ત્યાં રંભા તિલોત્તમા વિગેરેએ નાટક આરંભ્યું હતું તે જોયું. એકદા રંભા નાટક કરવા ન આવી શકી એટલે હું તેનું રૂપ લઈને દાખલ થઈ ગઈ. નૃત્યને અંતે ઈંદ્ર રાજા પ્રસન્ન થયા અને તેણે કહ્યું કે–' હે રંભા! વર માગ.' મેં રંભારૂપધારીએ કહ્યું કે–'તમે મારા સ્વામી થાઓ.' દૈવ અનુકૂળ હોવાથી ઈંદ્રરાજાએ તે કબુલ કર્યું. પછી હું દરરોજ વૈતાઢ્ય જવા લાગી અને ઈંદ્રની સાથે આનંદ કરવા લાગી. હવે મારો પ્રીતિપાત્ર એક પુષ્પબટુક હતો તેણે એક દિવસ કહ્યું કે–' હે સતપ્રિયે! મને સાથે લઈ જા કે જેથી હું તારૂં નાટક જોઈ શકું.' મેં તેને વારંવાર ના કહી–વાર્યો, પણ તે તો પુનઃપુનઃ યાચના કરવા લાગ્યો. તેના બહુ આગ્રહથી એક દિવસ તેને પોપટ બનાવીને મારા મુકુટમાં રાખી સાથે લઈ ગઇ. વૈતાઢ્યપર જઇને ઇંદ્રની પાસે નાટક કરવા માંડયું. નાટકના બરાબર લય વખતે મેં ભાર લાગવાથી મસ્તકપર હાથ મૂકયો તેથી તાળમાં ભંગ પડયો. એટલે ઇંદ્રે

મને કહ્યું કે-'તેં નાટકમાં ભંગ કેમ કર્યો?' એમ કહીને તેણે મને શ્રાપ આપ્યો કે-" તું નાસિકા વિનાની થા અને પૃથ્વીચારી થઇ જા, તારૂં અહીં આવવું બંધ થઇ જાઓ. આ પ્રમાણે તારા પ્રમાદનું ફળ તું ભોગવ." મેં ઇંદ્રના ચરણમાં પડીને વિજ્ઞપ્તિ કરી કે-'મારી ઉપર ક્ષમા કરો અને હે દેવેંદ્ર! પ્રસન્ન થઇને કહો કે આ શાપનો અનુગ્રહ કયારે થશે?' ઇંદ્રે કહ્યું કે 'નરમાસનુ ભક્ષણ કરનારી તું થઈશ. તે પ્રસંગમાં જે સાહસિક પુરૂષ તને પૂછશે કે તારી નાસિકા કોણે છેદી? તે વખતે તારા શાપનો અંત આવશે.' તે દિવસથી હું નરમાંસ ભક્ષણ કરનારી થઇ. આ આખી નગરીના તમામ મનુષ્યોનું મેં ભક્ષણ કર્યું અને સ્રીઓ તથા અશ્વોવડે છેતરીને બીજા પણ ઘણા મનુષ્યોનું ભક્ષણ કર્યું. એ રીતે ભક્ષણ કરાયેલા મનુષ્યોના મસ્તકોથી એક યોજન પ્રમાણ પૃથ્વી પુરાઇ ગઈ. પણ તેમાંથી તારા વિના કોઇએ મને મારી નાસિકા કોણે કાપી? એમ પૂછયું નહીં. હે વત્સ! આજે તેં પૂછયું, તે ઉપરથી મારી ઉપરનો શાપ દૂર થયો ને મારી નાસિકા નવી આવી. હે નરોત્તમ! તેં મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. તું ચીરંજીવ થા, તું મારે સ્થાનકે રહે, અહીંનો રાજા થા, આ નગર વસાવ અને આ સ્રીઓ તથા અશ્વોનો યથારૂચિ લાભ મેળવ" આ પ્રમાણે કહી તે નગરી વસાવવાની સગવડ કરી આપીને તે સ્રી વૈતાઢ્યપર ગઇ અને પ્રથમની જેમ ઇંદ્રની સાથે આનંદ કરવા લાગી.

અહીં મનોરમપુરમાં ધૃષ્ટક બળવાન રાજા થયો અને તેના છ મિત્રો તેના મંડળિક રાજાઓ થયા. સારી રીતે રાજ્ય પાળતાં અન્યદા ઉદ્યાનપાળે આવીને કહ્યું કે-' આપણા ઉદ્યાનમા આશ્ચર્ય

મહારાજા પધાર્યા છે.' તે સાંભળીને ધૃષ્ટક (સૂર) રાજા સર્વ સામગ્રી સાથે વંદન કરવા નીકળ્યો અને પાંચ અભિગમ સાચવી વિધિપૂર્વક ગુરૂને વાંદીને દેશના સાંભળવા બેઠા. સૂરિમહારાજે ગંભીર વાણીવડે ધર્મદેશના આપવા માંડી. તેમાં કહ્યું કે-' જેઓ ધર્મિષ્ટ હોય તેમનેજ સત્પુરૂષ જાણવા, બીજાને કાપુરૂષ સમજવા. મનુષ્યજન્મ પામીને જે અધમ પુરૂષ ધર્મ કરતા નથી તે રોહિણાચળ પર્વતને પામીને ચિંતામણિ રત્નને તજી દે છે.'

દેશનાને અંતે સૂરરાજાએ પૂછયું કે-' હે પ્રભુ ! મેં પૂર્વભવે શું પાપ કર્યું હતું, કે જેથી આ ભવમાં વારંવાર શાકિનીના સંકટમાં પડ્યો ?' સૂરિએ કહ્યુ કે-' તે જાણવાનુ કૌતુક છે તો સાંભળ-'' પૂર્વે **પ્રતિષ્ઠાનપુરમાં** તું **હરિભ્રમ** નામનો વિપ્ર હતો. તે મત્રયંત્રના પ્રયોગવડે શાકિનીઓની કદર્થના કરતો હતો. તે જ્યાં મંડળ આળેખતો હતો ત્યાં તેને મદદગાર બીજા છ પુરૂષો થતા હતા. એકદા કોઈ મુનિએ તેમને ધર્મમાર્ગનો બોધ આપ્યો. તેથી ધર્મ પામીને ધર્મમા રક્ત થઇ બહુ વર્ષ સુધી ધર્મ પાળ્યો પ્રાંતે અનશનવડે મરણ પામીને તું સૂર થયો અને છ મદદગાર હતા તે તારા માંડળિક રાજાઓ થયા. પૂર્વભવે બાંધેલા કર્મથી તુ આ ભવમા શાકિનીના સંકટમાં પડ્યો. પાછળથી ધર્મનું આરાધન કર્યું હતું તેથી તું આ ભવમાં પાછો રાજા થયો. પૂર્વે જે કર્મ બાંધ્યુ હોય તે ભોગવવુંજ પડે છે, કેમકે વિધાતા બળવાન છે.''

આ પ્રમાણે ધર્મ તથા પૂર્વભવ સાંભળીને સૂરરાજાને જાતિસ્મરણ થયું, તેથી પ્રતિબોધ પામી પોતાના પુત્રને રાજ્યપર સ્થાપન

કરી તેણે દીક્ષા લીધી અને સારી રીતે પાળીને સ્વર્ગે ગયો."

આ કથા સાંભળીને હે ભવ્યજનો ! ધર્મકાર્યમાં ક્યારે પણ પ્રમાદ કરશો નહીં. તેથી સ્વર્ગ ને અપવર્ગના સુખની પ્રાપ્તિ તમને સુલભ થશે

ઇતિ પુણ્યોપદેશે ધૃષ્ટક ( સૂર ) કથા

"અહો ! ઉત્તમ મનુષ્યોને ધર્મ એજ મહાધન છે, તેથી દક્ષ પુરૂષો પૃથ્વીપર નિશ્ચળ એવા ધર્મનોજ સંચય કરે છે. માતા, પિતા, ભાઇ, પુત્ર, મિત્ર, કળત્ર તેમજ બીજા સ્વજનો પણ જીવના મૃત્યુ વખતે દૂર થઇ જાય છે, તેવખતે તેણે કરેલા શુભાશુભ કર્મજ શરણ છે, તેજ સાથે આવે છે. જે કાર્ય પરલોકવિરૂદ્ધ હોય અને જે આ લોકમાં પણ લજ્જાકારી હોય તે નહીં કરવા યોગ્ય કાર્ય અંત્યાવસ્થાએ પણ ઉત્તમજનોએ કરવું નહીં."

આ પ્રમાણે પુણ્યોપદેશને સાંભળીને કેટલાક લઘુકર્મી જીવો પ્રતિબોધ પામ્યા અને કામદેવને જીતીને તેઓએ ચારિત્ર અંગીકાર કર્યું; કેટલાકે શ્રાવક ધર્મ સ્વીકાર્યો, કેટલાક ગૃહસ્થોએ સમ્યક્ત્વ અંગીકાર કર્યું અને કેટલાકે બ્રહ્મચર્યનો સ્વીકાર કર્યો. પુષ્પચૂળ રાજા ગુરૂમહારાજના વચનોથી વૈરાગ્ય પામીને સંસારની અનિત્યતાનો વિચાર કરતા કરતા ઘરે આવ્યા અને ઘણો આગ્રહ કરીને ચંદ્રોદય કુમારને રાજ્યપર સ્થાપિત કર્યો, તેમજ સમર્થ એવા મ રા મંત્રીઓને રાજ્યની ચિંતા કરવાનું ભળાવ્યું. પછી ગુરૂમહારાજ પાસે જઇને કામાક્ષા રાણી સહિત ચારિત્ર અંગીકાર કર્યું અને સદ્ધ્યાન, તપ તથા જ્ઞાનમાં તત્પર થયા.

અનુક્રમે નિરતિચાર ચારિત્ર પાળી તપરૂપ અગ્નિવડે કર્મોને બાળી દઇને કેવળજ્ઞાન પામી અંતે મોક્ષે ગયા.

અહીં ચંદ્રસમાન ઉજ્વળ ચંદ્રોદય રાજા ઇંદ્રની જેમ ન્યાયપૂર્વક પોતાના પ્રાજ્ય રાજ્યને પાળવા લાગ્યો. અન્યદા ગવાક્ષમાં બેસીને પોતાના નગર તરફ જોતાં 'કોણ સુખી છે ? ને કોણ દુઃખી છે ?' તેનો ચિત્તમાં વિચાર કરવા લાગ્યો. એ પ્રમાણે વિચારતાં અને નગરલોક તરફ દૃષ્ટિ કરતાં પૂર્વે મળેલો દ્વિજ દૃષ્ટિએ પડ્યો. ભૂત વળગેલ હોય તેવો, ગ્રથિલ થઇ ગયેલો, ધૂળિથી ધૂસર દેહવાળો અને ચિત્તભ્રમવડે ઉન્મત્ત થઇ ગયેલો તેમજ ચતુષ્પથમાં એક જગ્યાએ બેઠેલો તેને જોયો. તેને જોતાં કૌતુક ઉત્પન્ન થવાથી કેટલાક લોકો ત્યાં મળેલા છે, કેટલાક પથ્થરવડે તેનાપર પ્રહાર કરે છે, કેટલાક હસે છે, કેટલાક નિંદે છે, એમ કરીને તેને વિહ્વળ બનાવી દીધો છે. આ પ્રમાણે તેને માઠી અવસ્થાવાળો જોઇને રાજાએ વિચાર્યું કે-' જરૂર વિદ્યાદેવીના પ્રકોપથીજ આ મારા મિત્રની આવી દશા થઇ જણાય છે. મેં પૂર્વે ગુરૂ પાસેથી બળાત્કારે એને વિદ્યા અપાવી હતી, પરંતુ તે કુપાત્રમાં પડી અને એણે વિધિપૂર્વક બરાબર સાધી નહીં, ઉપરાંત તેણે વિદ્યાઓની નિંદા પણ કરી, તેથી તે એના ઉપર કોપાયમાન્ થઇ, એટલે આ દ્વિજ ગ્રથિલ થઈ ગયો જણાય છે. કરેલાં કર્મને કોઇ લોપી શકતું નથી."

પછી તે દ્વિજને પોતાની પાસે બોલાવીને તેમજ બીજા મંત્રવાદીને બોલાવીને રાજાએ તેને સજ્જ કર્યો. 'ઉત્તમ પુરૂષો ઉપકારીજ હોય છે.' કહ્યું છે કે-" જેમના વચન પ્રસાદના

ધરરૂપ છે, ચિત્ત દયાવાળું છે, અમૃતસમાન વાણી છે અને નિરંતર પરોપકાર કરવામાં તત્પરપણું છે, તેવા સજ્જનો કદિ પણ નિંદ્ય નથી.'

ચંદ્રોદય રાજા અંશુમતી વિગેરે અનેક રાણીઓની સાથે વિવિધ પ્રકારના ભોગ પુણ્યના ઉદયથી ભોગવવા લાગ્યો. કેટલોક સમય વ્યતીત થયે તેમને **શ્રીનિવાસ** નામનો પુત્ર થયો, અનુક્રમે, તે વૃદ્ધિ પામ્યો અને સર્વ કળાઓમાં કુશળ થયો. ચંદ્રોદય રાજાને ૭૦૦૦ રાણીઓ થઈ, તેથી બમણી દાસીઓ થઈ અને પુત્રો પણ ઘણા થયા. મોટી પ્રભુતાને પામેલો તે ન્યાયવડે પ્રજાને પાળે છે, તેમાં કોઈનું ચિત્ત દુઃખાતું નથી અને કોઇને દંડવો પડતો નથી. વૃક્ષો નિરંતર ફળે છે, કોઈ દુઃખી નથી, વિગ્રહ કોઇને પરસ્પર થતો નથી, અકાળે મૃત્યુ થતું નથી અને કોઈ કોઈનો દ્રોહ કે વંચના કરતું નથી. સાત ઈતિ કે મારી (મરકી) થતી નથી, વૈર કે વ્યાધિઓ ઉપજતા નથી, તેમજ તે સુધર્મી રાજા રાજ્ય કરતે સતે દુઃખ કે ભય આખી પ્રજામાં નથી. કોઈ અસત્ય બોલતું નથી, કોઈ હિંસા કરતું નથી, તેના રાજ્યમાં સર્વ પ્રજાએ સાતે વ્યસનો તજી દીધાં છે. આચારમાં સુંદર એવા લોકો ત્યાં દુષ્કર્મ કરવાથી ભયવાળા (દુષ્કર્મ ભીરૂ) છે, તેમજ અનાચાર રહિત છે. 'યથા રાજા તથા પ્રજા' એવો ન્યાયજ છે.

તે રાજાના ચરણયુગળ ભક્તિવડે અનેક મનુષ્યો અને વિદ્યાધરો સેવે છે. કિન્નરી ને કિન્નરાદિક તેમના ગુણગ્રામ કરે છે. દીન અને યાચકોને તે રાજા મનવાંછિત દાન આપે છે તેમજ ભક્તિવડે

ઘરરૂપ છે, ચિત્ત દયાવાળું છે, અમૃતસમાન વાણી છે અને નિરંતર પરોપકાર કરવામાં તત્પરપણું છે, તેવા સજ્જનો કદિ પણ નિંદ્ય નથી.'

ચંદ્રોદય રાજા બંધુમતી વિગેરે અનેક રાણીઓની સાથે વિવિધ પ્રકારના ભોગ પુણ્યના ઉદયથી ભોગવવા લાગ્યો. કેટલોક સમય વ્યતીત થયે તેમને **શ્રીનિવાસ** નામનો પુત્ર થયો, અનુક્રમે તે વૃદ્ધિ પામ્યો અને સર્વ કળાઓમાં કુશળ થયો. ચંદ્રોદય રાજાને ૭૦૦૦ રાણીઓ થઈ, તેથી બમણી દાસીઓ થઈ અને પુત્રો પણ ઘણા થયા. મોટી પ્રભુતાને પામેલો તે ન્યાયવડે પ્રજાને પાળે છે, તેમાં કોઈનું ચિત્ત દુઃખાતું નથી અને કોઇને દંડવો પડતો નથી. વૃક્ષો નિરંતર ફળે છે, કોઈ દુઃખી નથી, વિગ્રહ કોઇને પરસ્પર થતો નથી, અકાળે મૃત્યુ થતું નથી અને કોઈ કોઈનો દ્રોહ કે વંચના કરતું નથી. સાત ઈતિ કે મારી (મરકી) થતી નથી, વૈર કે વ્યાધિઓ ઉપજતા નથી, તેમજ તે સુધર્મી રાજા રાજ્ય કરતે સતે દુઃખ કે ભય આખી પ્રજામાં નથી. કોઈ અસત્ય બોલતું નથી, કોઈ હિંસા કરતું નથી, તેના રાજ્યમાં સર્વ પ્રજાએ સાતે વ્યસનો તજી દીધાં છે. આચારમાં સુદર એવા લોકો ત્યાં દુષ્કર્મ કરવાથી ભયવાળા (દુષ્કર્મ ભીરૂ) છે, તેમજ અનાચાર રહિત છે. 'યથા રાજા તથા પ્રજા' એવો ન્યાયજ છે.

તે રાજાના ચરણયુગળ ભક્તિવડે અનેક મનુષ્યો અને વિદ્યાધરો સેવે છે. કિન્નરી ને કિન્નરાદિક તેમના ગુણગ્રામ કરે છે. દીન અને યાચકોને તે રાજા મનવાંછિત દાન આપે છે તેમજ ભક્તિવડે

થયું છે, તેથી તમે- લક્ષ્મીના ગૃહરૂપ શ્રીનિવાસને પૂછો. કારણ કે તે રાજ્યભાર ધારણ કરવાને સમર્થ હોવાથી તેને મારે સ્થાને સ્થાપન કરવાનો છે. ' રાજા ને મંત્રી આ પ્રમાણે વાત કરે છે, તેવામાં વનપાળકે આવીને વધામણી આપી કે—' હે સ્વામી ! આપના ઉદ્યાનમાં **ભુવનચંદ્ર** નામના કેવળી ભગવંત પધાર્યા છે.' આ પ્રમાણે સાંભળીને રાજા બહુ હર્ષ પામ્યો. પછી તેને પુષ્કળ દાનવડે સંતોષીને રાજા શુભભાવપૂર્વક મનમાં વિચારવા લાગ્યો કે-' અહો ! અત્યારે કેવળી ગુરૂમહારાજનું આગમત થયું તે દુધમાં સાકર, ઘેબરમાં ઘી, ઇષ્ટ વસ્તુ ને વૈદ્યનું કથન અને ભૂખ્યાને બાવતા ભોજનની પ્રાપ્તિ થાય તેવું થયું છે. પ્રથમથી મારૂં મન વિરતિ અંગીકાર કરવાનું તો થયુંજ હતું તેવામાં ગુરૂમહારાજનું આગમન થયું તેથી મારૂં વાંચ્છિત વૃક્ષ પુષ્પિત ને ફળિત થયું છે.'

આ પ્રમાણે વિચારીને રાજા ગુરૂવંદનને માટે પરિવાર સહિત ચાલ્યો અને ગુરૂમહારાજ પાસે આવ્યો. ગુરૂમહારાજને વિધિપૂર્વક વંદન કરીને યથાયોગ્ય સ્થાને બેઠો અને ગુરૂમહારાજની દેશના સાંભળવા લાગ્યો. ગુરૂ બોલ્યા કેઃ—

" ભો ભવ્યો ! સુમનુષ્યપણું, સુકુળ, સુરૂપ, સૌભાગ્ય, આરોગ્ય, અતુચ્છ ( દીર્ઘ ) આયુ, ઋદ્ધિ, સમૃદ્ધિ, વિસ્તારવાળી કીર્તિ—આ બધાં વાનાં પ્રાણીઓ પુણ્યના પસાયથીજ પ્રાપ્ત કરે છે. સુસ્વાદુ ને સુગંધી મોદક, દધી, દુધ, ઇક્ષુરસ, શાળીનું ભોજન, દ્રાક્ષ, પાપડ, સાકર ને ઘૃતયુક્ત ખાદ્ય પદાર્થો–સ્વર્ગના ભોજન જેવાં ખાદ્યા સતા આ શરીરને મળે કે તરતજ અશુચિપણાને પામી જાય છે. તેવી અશુચિ ( અપવિત્ર ) કાયાને

અનેક પ્રકારના અશુભ કર્મો બાંધે છે અને પછી ક્ષીતિતળપર સુવું, ભિક્ષાનું ભોજન ખાવું, સહજ સહજમાં પરાભવ સહેવો, નીચોના દુર્ભાષિતો સાંભળવા—આ પ્રમાણેના તેના ફળવિશેષને લઈને જીવો નિરંતર શરીર સબંધી તેમજ મન સંબધી ખેદને સહન કરે છે.

મોટા મહેલમાં કે સ્મશાનમાં, સ્તુતિમાં કે શ્રાપમાં, કર્દમમાં કે કુંકુમમાં, પલ્યંકમાં કે કંટકોમાં, પથ્થરમાં કે ચંદ્રકાંતમણિમાં, ચર્મમા કે ચીનાઈ રેશમી વસ્ત્રમા, શીર્ણ થયેલ શરીરવાળી સ્ત્રીમાં કે દેવાંગનામા—અસાધારણ સમભાવના વશથી જેમનું ચિત્ત વિકલ્પવડે વ્યાપ્ત થતુ નથી તે એજ મનુષ્ય સામ્યપણાની લીલાના વિલાસને સારી રીતે અનુભવે છે—સમજે છે એમ જાણવું. પોતાના ગુણ ને પારકા દોષ બોલવાને તેમજ અર્થીઓને ના કહેવાને એવા સજ્જનોની જીભો જડતા ધારણ કરે છે—કહી શકતી નથી. આચારહીન એવા મનુષ્યને ષડંગ સહિત ભણેલા વેદો પણ પવિત્ર કરી શકતા નથી અને એક અક્ષર માત્રનો જાણનાર હોય પણ જો સાચા વિધાનવાળો હોય છે તો તે પાપરહિત થઈને પરમપદને પામી શકે છે. હાથી કોના ? ઘોડા કોના ? દેશ કોના ? ને નગર કોના ? એ બધું બાહ્ય સ્વરૂપ છે, આત્મિય તો એક ધર્મજ છે. આ પ્રમાણે વિચારીને વિબુધોએ આત્માને હિતકારી એવું પુણ્યકાર્યજ કરવુ અને બીજુ બધુ સંસારના બંધનરૂપ જાણવુ. ”

આ પ્રમાણે સર્વ સભાજનોને કહીને પછી રાજાએ મુખ્ય અમાત્યને કહ્યું કે—‘ અત્યારે મારૂં મન સંસારવાસથી વિરક્ત-

થયું છે, તેથી તમે લક્ષ્મીના ગૃહરૂપ શ્રીનિવાસને પૂછો. કારણ કે તે રાજ્યભાર ધારણ કરવાને સમર્થ હોવાથી તેને મારે સ્થાને સ્થાપન કરવાનો છે. ' રાજા ને મંત્રી આ પ્રમાણે વાત કરે છે, તેવામાં વનપાળકે આવીને વધામણી આપી કે—' હે સ્વામી.! આપના ઉદ્યાનમાં ભુવનચંદ્ર નામના કેવળી ભગવંત પધાર્યા છે.' આ પ્રમાણે સાંભળીને રાજા બહુ હર્ષ પામ્યો. પછી તેને પુષ્કળ દાનવડે સંતોષીને રાજા શુભભાવપૂર્વક મનમાં વિચારવા લાગ્યો કે—' અહો ! અત્યારે કેવળી ગુરૂમહારાજનું આગમન થયું તે દુધમાં સાકર, ઘેબરમાં ઘી, ઇષ્ટ વસ્તુ ને વૈદ્યનુ કથન અને ભૂખ્યાને ભાવતા ભોજનની પ્રાપ્તિ થાય તેવું થયું છે. પ્રથમથી મારૂં મન વિરતિ અંગીકાર કરવાનુ તો થયુંજ હતું તેવામાં ગુરૂમહારાજનું આગમન થયુ તેથી મારૂં વાન્છિત વૃક્ષ પુષ્પિત ને ફળિત થયું છે.'

આ પ્રમાણે વિચારીને રાજા ગુરૂવંદનને માટે પરિવાર સહિત ચાલ્યો અને ગુરૂમહારાજ પાસે આવ્યો. ગુરૂમહારાજને વિધિપૂર્વક વંદન કરીને યથાયોગ્ય સ્થાને બેઠો અને ગુરૂમહારાજની દેશના સાંભળવા લાગ્યો. ગુરૂ બોલ્યા કેઃ—

" હે ભવ્યો ! સુમનુષ્યપણું, સુકુળ, સુરૂપ, સૌભાગ્ય, આરોગ્ય, અતુચ્છ ( દીર્ઘ ) આયુ, ઋદ્ધિ, સમૃદ્ધિ, વિસ્તારવાળી કીર્ત્તિ—આ બધાં વાનાં પ્રાણીઓ પુણ્યના પસાયથીજ પ્રાપ્ત કરે છે. સુસ્વાદુ ને સુગંધી મોદક, દધી, દુધ, ઇક્ષુરસ, શાળીનું ભોજન, દ્રાક્ષ, પાપડ, સાકર ને ઘૃતયુક્ત ખાદ્ય પદાર્થો-સ્વર્ગના ભોજન જેવાં ખાધા સતા આ શરીરને મળે કે તરતજ અશુચિપણાને પામી જાય છે. તેવી અશુચિ ( અપવિત્ર ) કાયાને

જે શુચિ (પવિત્ર) માને છે તેને મોહાંધજ સમજવા. જ્યાંસુધીમાં જિનોક્ત વાકયરૂપી મંત્રો હૃદયમાં સ્કુરાયમાન થતા નથી ત્યાંસુધીજ મદનરૂપ અગ્નિ દેહને બાળે છે, ત્યાંસુધીજ કુગ્રહો પ્રાણીઓને ભમાવે છે અને ત્યાંસુધીજ તૃષ્ણારૂપી રાક્ષસી છળી શકે છે. લક્ષ્મી જળના તરંગ જેવી ચપળ છે, રૂપ સંધ્યાના રંગસમાન છે, બળ ધ્વજાના છેડા જેવું ચચળ છે અને આયુષ્ય વિજળીની લતા જેવું અસ્થિર છે. આ પ્રમાણે જાણીને સુજ્ઞ જનોએ મળેલા ભવને સફળ કરવો, પ્રમાદને દૂરથીજ તજી દેવા અને ધર્મને વિષે સતત ઉદ્યમ કરવો. ઉત્તમ પુરૂષો પોતાના દ્રવ્યનો સાત ક્ષેત્રોમાં વ્યય કરે છે અને અધમ મનુષ્યો સાત વ્યસનમાં રક્ત થઇ તેમાં વ્યય કરે છે."

આ પ્રમાણેની દેશનાને અંતે રાજાએ હાથ જોડીને પૂછ્યું કે-'હે પૂજ્ય ! રાણી કામાક્ષા કામને વશ થઇને મારા ઉપર રાગવાળી કેમ થઇ ?' ગુરૂમહારાજાએ કહ્યું કે-'હે નરેંદ્ર ! પૂર્વભવે તે તમારી ભોજાઇ હતી, તે તમારાપર રાગવાળી થઇ હતી, પણ તે પોતાના વાંછિતને પામી નહોતી. પતિ ઉપર અત્યંત રાગી એવી તમારી સ્ત્રીએ તેની હાંસી કરી, મર્મવચન કહ્યાં, તેથી આર્ત્તરૌદ્રધ્યાને મરણ પામીને તે પહેલી નરકે ગઇ. ત્યાંથી આયુ પૂર્ણ થયે નીકળીને સંસારમાં પરિભ્રમણ કરતાં બ્રાહ્મણી થઇ. તે ભવમાં બાળવિધવા થવાથી તે તાપસણી થઇ અને ચીરકાળ તપ કરી મરણ પામીને કામાક્ષા રાણી થઇ. પૂર્વભવના તમારી ઉપરના રાગથી આ ભવમાં પણ તમારી ઉપર અનુરાગ જાગ્યો. તેણે વિષયને અર્થે ઘણા વચનો કહ્યા છતાં આ ભવમાંજ મુક્તિગામી-એવા તમે શીળને ખંડિત કર્યું નહીં."

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને ચંદ્રોદય રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું; એટલે વિશેષ વૈરાગ્યવાન્ થઇ ગુરૂમહારાજને નમીને તે પોતાને સ્થાને આવ્યા. અન્યદા શુભ ભાવને ભાવતાં એવા રાજાએ ચિંતવ્યું કે-' હું દેવવિમાન જેવું ઉત્તુંગ જિનચૈત્ય બંધાવું. જે મનુષ્યે અપરિમિત દ્રવ્યવડે જિનમંદિર બંધાવ્યું તેણે ભવસમુદ્રમાંથી પોતાના આત્માને ઉદ્ધર્યો એમ સમજવું.' પછી ચંદ્રોદય રાજાએ વાસ્તુવિદ્યામાં ઘણા કુશળ અને ગુણવડે વિશ્વકર્મા જેવા પ્રખ્યાત શિલ્પીઓને તેડાવ્યા અને શુભ મુહૂર્ત્તે શુદ્ધ ભૂપીઠ ઉપર સારા ગ્રહોની દૃષ્ટિએ સ્થિર લગ્ને રાજાએ ખાંતમુહૂર્ત્ત કરીને તેની ઉપર ઉન્નત એવી ઉત્તમ પીઠ બંધાવી. પછી તેની ઉપર અર્ધ કોસ પહોળું, એક કોસ લાંબું, એક કોસ ઊંચું અને ચાર દ્વારવાળું સુવર્ણમય જિનમંદિર બંધાવ્યું. તેની ફરતી ૭૨ દેવકુલિકા-મૂળ જિનભુવન જેવી શ્રેણિબદ્ધ કરી. તે જિનપ્રાસાદ પૃથ્વીપર **ત્રૈલોક્યવિજય** નામથી પ્રસિદ્ધ થયો. પછી સ્વર્ણ રૂપ્ય ને રત્નમય જિનપ્રતિમાઓ નવી ભરાવી. શ્રી સંઘે તેની પ્રતિષ્ઠા ( અંજનશલાકા ) કરાવી અને મૂળનાયક તરીકે **શ્રી આદિનાથના** બિંબને ચંદ્રોદય રાજાએ સ્થાપન કર્યું. તે જિનમંદિરમાં ભૂત ભાવી ને વર્ત્તમાન-ત્રણે કાળના તીર્થંકરોની તેમજ મહાવિદેહમાં વિચરતા વિહરમાન જિનોની મૂર્ત્તિઓનું પણ સ્થાપન કર્યું. શાશ્વતા ચાર જિનેશ્વરના બિંબ પણ સ્થાપન કર્યાં અને યક્ષ યક્ષણીઓની પ્રતિમાઓ પણ સ્થાપી. પછી ઉત્તમ પ્રકારનું સાધર્મીવાત્સલ્ય કરીને સર્વ સંઘને વસ્ત્રાદિકની પહેરામણી કરી. મહાન્ ઉત્સવ પ્રવર્ત્યો. આ પ્રમાણે કરીને ચંદ્રોદય રાજાએ પોતાના મનુષ્યજન્મનું સાફલ્ય કર્યું અને પોતાનું

ઉજ્વળ નામ ચંદ્રમંડળમાં નિશ્ચળ રહે તેમ લખ્યું.

ઈત્યાદિ અનેક પ્રકારના ધર્મકાર્યો કરીને રાજાએ જૈનશાસનને દીપાવ્યું. સર્વ જીવોપર કરૂણાભાવ બતાવી અભયદાન આપ્યું. અન્યદા પોતાના કરાવેલા જિનમંદિરની પાસેની ધર્મશાળામાં સ્થિર મનવાળા રાજા પૌષધ ગ્રહણ કરીને બેઠા. તે વખતે ભવનો નાશ કરનારી શુભ ભાવના ભાવવા લાગ્યા. તે આ પ્રમાણેઃ-" આ શરીરીઓને પ્રાપ્ત થયેલ ધન, યૌવન અને રાજ્ય વિગેરે અસ્થિર છે. જન્મ જરા અને મૃત્યુરૂપી મહા દુઃખે કરીને પીડિત થયેલા જીવોને આ ચાર ગતિરૂપ સંસારમાં કોઇ પણ શરણભૂત નથી. આ ભવરૂપ વિષમ નાટકમાં અનેક યોનિને ગ્રહણ કરતો અને અનેક યોનિને તજતો આ જીવ વિચિત્ર રૂપો ધારણ કરી નાટકીઆની જેમ નાટક કર્યા કરે છે. હું એકલો છું, મારૂં કોઈ નથી, હું કોઇનો નથી, પ્રાણી એકલો ઉત્પન્ન થાય છે, એકલો મરણ પામે છે, એક મારો આત્મા કે જે જ્ઞાન દર્શન સંયુક્ત છે તેજ શાશ્વત છે, બાકીના બધા બાહ્ય ભાવો છે અને તે સર્વે સંયોગ લક્ષણવાળા છે." આ પ્રમાણે બારે ભાવનાને ભાવતાં છતાં તેમને જગતના ભાવોને પ્રકાશિત કરનારૂં અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તેથી રાજા સંસારની અસારતા વિશેષે સમજવા લાગ્યા. બીજે દિવસે પ્રભાતે રાજાએ વિધિપૂર્વક પોસહ પાર્યો અને શ્રીનિવાસકુમારને પોતાના રાજ્યપર સ્થાપન કરી ભુવનચંદ્ર ગુરૂ પાસે જઇને ચારિત્ર ગ્રહણ કર્યું.

અનુક્રમે શ્રુતજ્ઞાની થયેલા એવા ચંદ્રોદયમુનિ ગુરૂમહારાજની આજ્ઞાથી પૃથ્વીપર એકલા વિચરવા લાગ્યા અને ઉપદેશાદિવડે અનેક જીવોને પ્રતિબોધવા લાગ્યા. અન્યદા તેઓ એક નગરે ગયા, ત્યાં ઉષ્ણકાળે મધ્યાન્હે આતાપના સહન કરવા લાગ્યા અને રાત્રીએ પ્રેતવનમાં જઇ સ્થિરપણે કાયોત્સર્ગે રહ્યા. તે વખતે પુર્વભવના વૈરથી કોઈ અસુરે આવીને અનેક પ્રકારના ઉપસર્ગો કર્યા. હાથીનું રૂપ કરી દાંતવડે ઉપાડી ઉપાડીને પછાડ્યા, વજ્રજેવી ચાંચવાળા પક્ષી થઈને તેવી ચાંચવડે ઘણા ઉપઘાતો કર્યા. યક્ષ રાક્ષસ અને સર્પાદિકના ભયંકર રૂપો કરીને બ્હીવરાવ્યા. આ પ્રમાણે તેમને ક્ષોભ પમાડવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા છતાં ચંદ્રોદય મુનિ ક્ષોભ પામ્યા નહીં, એટલે તેમની અપૂર્વ ક્ષમા તેમજ સ્થિરતા જોઇને તે દેવ શાંત થઇ ગયો અને તેણે મત્સર તજી દીધો. પછી મુનિના ઉપદેશથી તે દેવ પ્રતિબોધ પામ્યો અને શુદ્ધ સમ્યક્ત્વ મેળવીને કેટલાક ભવ કરી પ્રાંતે મનુષ્ય થઇને મોક્ષે ગયો.

ચંદ્રોદય રાજર્ષિ પણ ઉત્તમ ધ્યાનને ધ્યાતા સતા કેવળજ્ઞાન પામ્યા અને અનુક્રમે અનેક જીવોને પ્રતિબોધ પમાડી મોક્ષે ગયા.

જેમ ઔષધ તેને આપેલી ઔષધિઓની ભાવનાવડે ભાવ્યું સતું ગુણકારી થાય છે તેમ ભાવસહિત કરેલો ધર્મ પણ પ્રાણીને ફળદાયક થાય છે. દાન, શીળ ને તપરૂપ ધર્મ ભાવસંયુક્ત હોવાથીજ પૂર્ણ ફળને આપે છે. જુઓ ! ભોજનમાં પણ લવણ હોય છે તોજ સ્વાદ આપે છે; તે વિના સ્વાદ આવતો નથી. ભાવનાના

બળથી ભરતરાજા કેવળજ્ઞાન પામ્યા અને ભાવથી હરણ પણ બળદેવમુનિની સાથે સ્વર્ગે ગયો.

આ પ્રમાણે ધર્મરૂપ કલ્પવૃક્ષની ચોથી શાખામાં ભાવધર્મ ઉપર મેં ચંદ્રોદય રાજાની વૈરાગ્યને ઉત્પન્ન કરનારી કથા કહી.

---

ઇતિ શ્રી આગમગચ્છે શ્રીપૂજ્ય પરમગુરૂ શ્રી મુનિસિંહસૂરિ તત્પટ્ટે શ્રી શીલરત્નસૂરિ, તત્પટ્ટાંબુજદિનકર શ્રીઆણંદપ્રભસૂરિ, તત્પટ્ટવિભૂષણ નિર્જિત સમસ્ત દૂષણ શ્રી મુનિરત્નસૂરિ, તત્પટ્ટાલંકાર શ્રી આણંદરત્નસૂરીશ્વર વિજયમાન રાજ્યે, મહોપાધ્યાય શ્રીમુનિસાગર તત્શિષ્ય પંડિત શ્રી ઉદય-ધર્મગણિ વિરચિત પં. શ્રી ધર્મદેવગણિ સંશોધિત આગમોક્ત મહાકાવ્યમાં શ્રી વીરપ્રભુની દેશનામાં ધર્મકલ્પદ્રુમમાં ચોથી ભાવ નામની શાખા-ઉપર ચંદ્રોદય રાજાનું આખ્યાન અને આઠમો પલ્લવ સમાપ્ત.

---



# શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી સં. ૧૯૫૯ પછી પ્રસિદ્ધ થયેલામાંથી મળતા ગ્રંથો ને બુકોનું લીષ્ટ.



| | | |
|---|---|---|
| ૧ | શ્રી વિજયચંદ કેવળી ચરિત્ર (માગધી ગાથાબંધ) | ૦-૧૨-૦ |
| ૨ | શ્રી પઉમ ચરિયમ્. માગધી ગાથાબંધ (પ્રાચીન) | ૨-૮-૦ |
| ૩ | શ્રી ઉપદેશ પ્રાસાદ મૂળ. ભાગ ૪ થો. સ્થંભ ૧૮ થી ૨૪ | ૪-૦-૦ |
| ૪ | બૃહત્ ક્ષેત્રસમાસ. મોટી ટીકા સહિત. | ૩-૪-૦ |
| ૫ | કર્પૂરપ્રકર. મોટી ટીકા સહિત. | ૩-૪-૦ |
| ૬ | હૈમ લઘુ પ્રક્રિયા વ્યાકરણ (આવૃત્તિ ૨ જી) | ૧-૮-૦ |
| ૯ | શ્રી વર્ધમાન દેશના. પ્રાકૃત. સંસ્કૃત છાયા સાથે. પ્રકાશ ૩. વિભાગ ૧ લો. | ૩-૦-૦ |
| ૭ | શ્રી યોગશાસ્ત્ર. આખો ગ્રંથ-પ્રકાશ ૧૨ | ૩-૦-૦ |
| ૮ | શ્રી ધર્મકલ્પદ્રુમ. મૂળ. સંસ્કૃત. | ૧-૮-૦ |
| ૧૦-૧૫ | શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરૂષ ચરિત્ર ભાષાંતર. વિભાગ ૪. પર્વ ૧૦. | |
| ૧૦ | પર્વ ૧ લું. ૨ જું. આવૃત્તિ ૩ જી | ૩-૪-૦ |
| ૧૧ | પર્વ ૩-૪-૫-૬ „ ૩ જી | ૩-૪-૦ |
| ૧૨ | પર્વ ૭ મું. „ ૩ જી | ૧-૮-૦ |
| ૧૩ | પર્વ ૮-૯ „ ૩ જી | ૨-૮-૦ |
| ૧૪ | પર્વ ૭-૮ ૯ „ ૩ જી | ૪-૦-૦ |
| ૧૫ | પર્વ ૧૦ મું. „ ૩ જી | ૨-૮-૦ |
| ૧૬-૨૦ | શ્રી ઉપદેશ પ્રાસાદ ગ્રંથ ભાષાંતર. ભાગ ૫. | |
| ૧૬ | ભાગ ૧ લો (સ્થંભ ૧ થી ૪) આવૃત્તિ ૨ જી | ૨-૮-૦ |
| ૧૭ | ભાગ ૨ જો (સ્થંભ ૫ થી ૯) „ ૨ જી | ૨-૦-૦ |

૧૮ ભાગ ૩ જો (સ્થંભ ૧૦ થી ૧૪) „ ૧ લી. ૨-૦-૦
૧૯ ભાગ ૪ થો (સ્થંભ ૧૫ થી ૧૯) „ ૨ જી ૨-૮-૦
૨૦ ભાગ ૫ મો (સ્થંભ ૨૦ થી ૨૪) „ ૨ જી ૨-૮-૦
૨૧ શ્રી શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર. આવૃત્તિ ૨ જી ૨-૮-૦
૨૨ શ્રી ગૌતમકુલક બાલાવબોધ ( અનેક કથાઓ ) ૩-૪-૦
૨૩ શ્રી ઉપમિતિ ભવપ્રપંચ પીઠબંધનુ ભાષાંતર ૦-૧૨-૦
૨૪ શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમ. વિવેચન સાથે. આવૃત્તિ ૩ જી ૨-૮-૦
૨૫ શ્રી વિજયચંદ્રકેવળીચરિત્ર ભાષાંતર. આવૃત્તિ ૨ જી ૦-૬-૦
૨૬ પ્રતિક્રમણના હેતુ. આવૃત્તિ ૨ જી ૦-૮-૦.
૨૭ શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો જ્યુબીલી અંક. ૦-૧૨-૦
૨૮ જ્ઞાન પંચમી. આવૃત્તિ ૨ જી ૦-૮-૦
૨૯ તત્ત્વવાર્તા–લક્ષ્મી સરસ્વતી સંવાદ. આવૃત્તિ ૨ જી. ૦-૪-૦
૩૦ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર. ભાગ ૧ લો.
( પ્રસ્તાવ ૧-૨-૩ ) ૩-૦-૦
૩૧ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર. ભાગ ૨ જો.
( પ્રસ્તાવ ૪-૫ ) ૩-૦-૦
૩૨ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર. ભાગ ૩ જો.
( પ્રસ્તાવ ૬-૭-૮ ) ૩-૮-૦
૩૩ શ્રી અધ્યાત્મસાર ભાષાંતર. ૨-૦-૦
૩૪ શ્રી વસ્તુપાળ ચરિત્ર ભાષાંતર. ૧-૮-૦
૩૫ શ્રી મલ્લીનાથ ચરિત્ર ભાષાતર. ૧-૮-૦
૩૬ શ્રી પરિશિષ્ટ પર્વ ભાષાંતર. ૧-૮-૦
૩૭ શ્રી ઉપદેશ કલ્પવલ્લી ( મન્નહ જિણાણં આણં )ની
ટીકાનું ભાષાંતર. ૧-૮-૦
૩૮ શ્રી ભોજપ્રબંધ ભાષાતર. ૧-૮-૦
૩૯ શ્રી હિતશિક્ષાના રાસનું રહસ્ય. ૧-૮-૦
૪૦ શ્રી જ્ઞાનસાર ભાષાંતર. ૦-૮-૦

| | | |
|---|---|---|
| ૪૧ | વિનોદકારી કથા સંગ્રહ. | ૦-૧૨-૦ |
| ૪૨ | શ્રી યુગાદિદેશના ભાષાંતર. | ૦-૮-૦ |
| ૪૩ | શ્રી ભુવનભાનુ કેવળી ચરિત્ર ભાષાંતર(આવૃત્તિ ૨જી) | ૦-૬-૦ |
| ૪૪ | શ્રી પ્રિયંકર નૃપ ચરિત્ર ભાષાંતર. ( ,, ) | ૦-૬-૦ |
| ૪૫ | શ્રી ઉપદેશ સપ્તતિકા ભાષાંતર. | ૦-૬-૦ |
| ૪૬ | ચોસઠ પ્રકારી પૂજા. અર્થ તથા કથા અને વિસ્તૃત વ્યાખ્યા સહિત. | ૧-૮-૦ |
| ૪૭ | શ્રી પર્વતિથિ વિગેરે સ્તવનાદિનો સંગ્રહ. ( આવૃત્તિ ૨ જી. ) | ૧-૪-૦ |
| ૪૮ | શ્રી ધમ્મિલ ચરિત્ર ભાષાંતર. | ૨-૦-૦ |
| ૪૯ | શ્રી આનંદઘનજી કૃત ચોવીશી સાર્થ તથા વીશસ્થાનક સંબંધી સર્વ સંગ્રહ. | ૨-૮-૦ |
| ૫૦ | શ્રી આનંદઘનજી કૃત ચોવીશી. સાર્થ. | ૧-૦-૦ |
| ૫૧ | શ્રી વીશસ્થાનક સબંધી સર્વ સંગ્રહ. | ૧-૮-૦ |
| ૫૨ | શ્રી જૈન સાહિત્ય સંબંધી લેખોનો સંગ્રહ. | ૦-૧૨-૦ |
| ૫૩ | શ્રી જયાનંદ કેવળી ચરિત્ર ભાષાંતર. | ૩-૦-૦ |
| ૫૪ | પાંચ પ્રતિક્રમણ મૂળ. ગુજરાતી. મોટા ટાઈપ આવૃત્તિ ૫ મી. | ૦-૧૦-૦ |
| ૫૫ | ,, ,, શાસ્ત્રી ટાઈપ આવૃત્તિ ૫ મી. | ૦-૮-૦ |
| ૫૬ | બે પ્રતિક્રમણ મૂળ શાસ્ત્રી મોટા ટાઈપ. આવૃત્તિ ૭ મી | ૦-૪-૦ |
| ૫૭ | ,, ,, ગુજરાતી ,, ૮ મી | ૦-૪-૦ |
| ૫૮ | સામાયિક ચૈત્યવંદન સૂત્રાર્થ ,, ,, ૮ મી | ૦-૧-૦ |
| ૫૯ | ચૈત્યવંદન ચોવીશી ( ચાર ચોવીશી ) | ૦-૭-૦ |
| ૬૦ | ,, (ત્રણ ચોવીશી) આવૃત્તિ ૬ ઠ્ઠી | ૦-૬-૦ |
| ૬૧ | પંચ કલ્યાણક તથા પંચ જ્ઞાનની પૂજા. | ૦-૧-૬ |
| ૬૨ | સ્નાત્ર, સત્તર ભેદી તથા વીશ સ્થાનકની પૂજા. | ૦-૨-૦ |

૬૩ ધનપાળ પંચાશિકા મૂળ ટીકા અર્થ સુક્ત. ૦-૪-૦
૬૪ પાંચ પદની અનાનુપૂર્વી. ૦-૦-૬
૬૫ પાર્શ્વનાથનો વિવાહલો. ૦-૧-૦
૬૬ જૈન ડીરેકટરી (ભાવનગરની) ૦-૨-૦
૬૭ શ્રી ગૌતમ સ્વામીનો રાસ. અર્થ યુક્ત.(આવૃત્તિ ૨જી)૦-૧-૦
૬૮ મનુષ્ય ભવની દુર્લભતાના દશ દ્રષ્ટાંતો. ૦-૧-૦
૬૯ નવાણુ યાત્રાનો અનુભવ. ( આવૃત્તિ ૨ જી) ૦-૫-૦
૭૦ આઠ દ્રષ્ટિની સઝાય અર્થ યુક્ત. ૦-૬-૦
૭૧ સંબોધ સત્તરી મૂળ તથા ભાષાંતર. ૦-૩-૦
૭૨ અઢાર પાપસ્થાનક અને બાર ભાવનાની સઝાય. અર્થ સહિત. (આવૃત્તિ ૨ જી) ૦-૮-૦
૭૩ ક્ષમાકુલકાદિ સંગ્રહ. ૦-૩-૦
૭૪ શ્રી નવકાર મહાત્મ્ય તથા કૂર્માપુત્ર ચરિત્ર ભાષાંતર. ૦-૨-૦
૭૫ તત્વામૃત ગ્રંથનું ભાષાંતર. ૦-૨-૦
૭૬ રત્નાકર પચીશી અનુવાદ સાથે. (આવૃત્તિ ૭ મી) ૦-૧-૦
૭૭ શ્રી શબ્દભેદ પ્રકાશ. એકાક્ષરી કોષ. ૦-૨-૦
૭૮ શ્રી ચારે દિશાના તીર્થોની તીર્થમાળ. અર્થયુક્ત. ૦-૪-૦
૭૯ માબાપોને. ૦-૧-૦
૮૦ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની લાઈબ્રેરીનું લીસ્ટ. ૦-૮-૦
૮૧ ગુજરાતી દુહા સંગ્રહ. ૦-૪-૦
૮૨ કળાવતી કથા. ૦-૩-૦
૮૩ સુરપાળ કથા. ૦-૩-૦
૮૪ રતિસાર ચરિત્ર. ૦-૩-૦
૮૫ જયવિજય કથા. ૦-૩-૦
૮૬ સરસ્વતી કથા. ૦-૩-૦
૮૭ યશોધર ચરિત્ર. ૦-૬-૦
૮૮ સુરસુંદરી ચરિત્ર. ૦-૩-૦
૮૯ કરિયાવર ( ઘણા વધારા સાથે ) ૦-૮-૦
સામટી લેનાર માટે ૦-૬-૦
૯૦ નવપદની અનાનુપૂર્વી. ( ગણનારને ભેટ )